## સ્વામી દયાનંદનો

# કાશી શાસ્ત્રાર્થ

૧૫૧ વર્ષ પહેલાં

૧૬ નવેમ્બર, ૧૮૬૯ના રોજ

કાશીના પંડિતો સાથે આયોજિત મૂર્તિપૂજા વિષયક કાશી શાસ્ત્રાર્થ



ભાવેશ મેરજા

૧૫૧ વર્ષ પહેલાં
૧૬ નવેમ્બર, ૧૮૬૯ના રોજ
કાશીના પંડિતો સાથે આયોજિત મૂર્તિપૂજા વિષયક

## સ્વામી દયાનંદનો

# કાશી શાસ્ત્રાર્થ

અને
તેમનાં ઉપદેશક જીવનની શરૂઆતનાં વર્ષો તથા
કાશીની યાત્રાઓની ઝાંખી
અને

## ‘સદ્ધર્મવિચાર’

ભાવેશ મેરજા

પ્રકાશક

**આર્યસમાજ**

નવાડેરા, ભરૂચ - ૩૯૨૦૦૧

# સ્વામી દયાનંદનો કાશી શાસ્ત્રાર્થ

આજથી ૧૫૧ વર્ષ પહેલાં ૧૬ નવેમ્બર, ૧૮૬૯ના રોજ કાશીના પંડિતો સાથે આયોજિત મૂર્તિપૂજા વિષયક સ્વામી દયાનંદનો કાશી શાસ્ત્રાર્થ અને તેમનાં ઉપદેશક જીવનની શરૂઆતનાં વર્ષો તથા કાશીની યાત્રાઓની ઝાંખી અને **'સદ્ધર્મવિચાર'**

**Swami Dayananda-no Kashi Shastrarth**


Written by: Bhavesh Merja

Arya Samaj, Navadera, Bharuch



16 November, 2020.



**લેખક :** ભાવેશ મેરજા



**આવૃત્તિ :** પ્રથમ - પ્રત : ૧૫૦૦

૧૬ નવેમ્બર, ૨૦૨૦ (કાશી શાસ્ત્રાર્થની ૧૫૧મી વર્ષગાંઠ)

**કિંમત :** ₹ ૧૦૦/-

**પ્રકાશક :**

આર્યસમાજ, નવાડેરા, ભરૂચ - ૩૯૨૦૦૧

**મુખપૃષ્ઠનું ચિત્ર :** ઋષિ ઉદ્યાન, અજમેર

(શ્રી અંકિત 'પ્રભાકર')ના સૌજન્યથી.

**મુદ્રક : રાજ ઓફસેટ,** ધોબીઘાટ, દૂધેશ્વર, અમદાવાદ

# ભૂમિકા

આજથી પૂરાં એક સો એકાવન વર્ષ પહેલાં ૧૬ નવેમ્બર ૧૮૬૯ના રોજ કાશીમાં એક અદ્વિતીય શાસ્ત્રાર્થ યોજાયો હતો. આ શાસ્ત્રાર્થના એક પક્ષમાં સ્વામી દયાનંદ સરસ્વતી હતા અને બીજા પક્ષમાં કાશીના પ્રસિદ્ધ પંડિતો હતા. કાશીના રાજા ઈશ્વરીપ્રસાદ નારાયણસિંહ આ શાસ્ત્રાર્થના સભાપતિ હતા. આ શાસ્ત્રાર્થનો મુખ્ય વિષય મૂર્તિપૂજા હતો. સ્વામી દયાનંદ મૂર્તિપૂજાને અવૈદિક અને વેદવિરુદ્ધ સિદ્ધ કરવા માંગતા હતા, જ્યારે પંડિતો તેને વેદમૂલક સિદ્ધ કરવા માંગતા હતા. આ શાસ્ત્રાર્થ સંસ્કૃત ભાષામાં થયો હતો. સ્વામી દયાનંદે સામે ચાલીને કાશીના પંડિતોને આ મુદ્દે શાસ્ત્રાર્થ કરવા આહૂત કર્યા હતા.

સન ૧૮૬૩માં સ્વામી દયાનંદે મથુરામાં દંડી સ્વામી વિરજાનંદ સરસ્વતી પાસે અઢી વર્ષ અષ્ટાધ્યાયી, મહાભાષ્ય વગેરે ગ્રંથોનું અધ્યયન પૂરું કર્યું. પોતાના આ અધ્યયનની સમાપ્તિ પર તેમણે ગુરુદક્ષિણા રૂપે વેદ તથા ઋષિઓ દ્વારા રચિત ગ્રંથોની વિદ્યાને યથાર્થ રૂપે પ્રચારિત કરવાનું તથા વેદવિરોધી મત-પંથ-સંપ્રદાયોને દૂર કરવાનું વચન આપ્યું અને ૧૮૬૩માં કાર્યક્ષેત્રમાં પ્રવેશ કર્યો. ત્યાર બાદ લગભગ દોઢેક વર્ષ તેમણે આગ્રામાં પસાર કર્યાં. આગ્રાનિવાસ દરમિયાન તથા ત્યાર બાદ ગ્વાલિયર, જયપુર, પુષ્કર, અજમેર વગેરે નગરોમાં ભ્રમણ કરતાં કરતાં તેમણે વેદશાસ્ત્રો પર ગહન વિચાર કર્યો અને પોતાના ભાવિ કાર્યક્રમની દિશા નક્કી કરી. સ્વામીજી ૧૮૬૭ના હરિદ્વારના કુંભમેળામાં પહોંચ્યા. અહીં તેમણે દેશવાસીઓને જુદી જુદી આસ્થાઓ, જુદી જુદી ઉપાસના પદ્ધતિઓ, જુદી જુદી પરંપરાઓ તથા જુદા જુદા મત-પંથ-સંપ્રદાયો અને ગુરુઓમાં વિભાજિત થયેલા જોયા. અહીં તેમણે ધર્મના નામે ચાલતાં બહુવિધ પાખંડો અને અંધવિશ્વાસો જોયાં. તેમણે પોતાના સ્થાન પર 'પાખંડખંડિની' નામનો એક ધ્વજ લહેરાવીને ધર્મસુધારણા અને પાખંડખંડનના કાર્યક્રમનો સૂત્રપાત કર્યો. તેમણે મૂર્તિપૂજા, અવતારવાદ, બહુદેવતાવાદ, મૃતક શ્રાદ્ધ વગેરે પ્રચલિત માન્યતાઓ વિરુદ્ધ બંડ પોકાર્યું. આમ, આ કુંભમેળાથી તેમણે ક્રાંતિની શરૂઆત કરી એમ કહી શકાય.

કુંભમેળાનાં લગભગ અઢી વર્ષ બાદ સ્વામીજીનો કાશીમાં જગપ્રસિદ્ધ શાસ્ત્રાર્થ થયો. આ બંને વચ્ચેનાં અઢી વર્ષ દરમિયાન સ્વામીજી ગંગાના પ્રદેશમાં આવેલાં જુદાં જુદાં નગરોમાં એકાકી ભ્રમણ કરીને લોકોમાં વૈદિક ધર્મનાં મૌલિક તત્ત્વોનો પ્રચાર તથા ધર્મોપદેશ કરતા રહ્યા. ત્યારે તેઓ લોકોને સંધ્યોપાસના, ગાયત્રી મંત્રનો જાપ અને અગ્નિહોત્ર વગેરે કરવાનો તથા વેદવિરુદ્ધ પાખંડોનો ત્યાગ કરવાનો ઉપદેશ કરતા હતા. એ દરમિયાન તેમણે કેટલાક પ્રસિદ્ધ પંડિતો સાથે શાસ્ત્રાર્થો પણ કર્યા. ધીમે ધીમે સ્વામીજી જનજીવન

સાથે વધુ ને વધુ સંપર્કમાં આવતા ગયા અને તેમની સાર્વજનિક પ્રવૃત્તિઓ પણ સતત વિસ્તાર પામતી રહી. એ દરમિયાન તેમણે વિચાર કર્યો કે જનજાગરણનું આ કાર્ય તો અતિ વ્યાપક સ્તર પર થવું જોઈએ. પરંતુ તે એક જ વ્યક્તિના પુરુષાર્થથી થઈ શકવું અતિ કઠિન છે. કરોડો ભારતવાસીઓને જાગ્રત, શિક્ષિત અને સુસંસ્કૃત કરવાનું કામ અનેક લોકોના સામૂહિક પ્રયાસની અપેક્ષા રાખે છે. આથી સ્વામીજીને થયું કે, જો મારી જેમ દેશના અન્ય સંસ્કૃતજ્ઞ પંડિતો અને વિદ્વાનોના દિલમાં પણ વૈદિક ધર્મના વાસ્તવિક સ્વરૂપના પ્રચાર અને પાખંડ મતોના ખંડનની જ્યોત જગાડવામાં આવે અને જો તેઓ મારા આ કાર્યમાં સહયોગ આપે તો જનજાગૃતિનું આ અભિયાન જલદી સફળ થઈ શકે. તે વખતે દેશમાં સંસ્કૃતજ્ઞ પંડિતોની કમી નહોતી, પરંતુ મોટા ભાગના પંડિતો પૌરાણિક રૂઢિવાદના સમર્થક હતા. આથી તેઓને પૌરાણિક મતાગ્રહો અને અંધવિશ્વાસોથી મુક્ત કરીને વૈદિક ધર્મના પ્રચાર-પ્રસાર તથા જનજાગરણનાં કાર્યોમાં જોતરવા શી રીતે ? સ્વામીજી માટે આ મોટો પ્રશ્ન હતો. તેમને થતું કે શું આ પંડિતો મારી વાતને ધ્યાનથી સાંભળી મારા અનુરોધને માન આપીને વૈદિક ધર્મનો ઉપદેશ તથા ધર્મ અને સમાજના સંશોધન કાર્યમાં પ્રવૃત્ત થશે ? કંઈક આવી વિચારપ્રક્રિયાના અંતે સ્વામીજી એવા નિષ્કર્ષ પર આવ્યા કે આ પંડિતોને શાસ્ત્રાર્થમાં આહૂત કરવા અને શાસ્ત્રાર્થ દ્વારા સત્ય-અસત્યનો ઠીક ઠીક નિશ્ચય કરાવ્યા બાદ તેઓને મારા આ કાર્યમાં સહયોગી બનાવવાનો પ્રયાસ કરવો યોગ્ય રહેશે. એવું લાગે છે કે કંઈક આવી જ સદ્ભાવનાથી પ્રેરાઈને તેમણે શાસ્ત્રાર્થની પુરાતન પ્રણાલીનું અવલંબન કર્યું. દેશમાં મૂર્તિપૂજાનો આડંબર એટલી હદે વધી ગયો હતો કે સ્વામીજી તેને દૂર કરવાના હેતુથી કાશીથી પોતાનું ધર્મસુધારણાનું અભિયાન આરંભ કરવા ઇચ્છતા હોય એ પણ સંભવ છે. પરંતુ કાશીમાં તથા અન્યત્ર કરવામાં આવેલ કેટલાક શાસ્ત્રાર્થોનાં પરિણામ જોઈને સ્વામીજીને થયું કે, આ પંડિતો પોતાના ધાર્મિક પૂર્વાગ્રહો પર પુનર્વિચાર કરવા માટે બિલકુલ તૈયાર નથી. આથી તેમણે એકલા જ હાથે ધાર્મિક સંશોધનનું ભગીરથ કાર્ય કરવાનો નિશ્ચય કર્યો.

૧૬ નવેમ્બર ૧૮૬૯ના રોજ આયોજિત કાશીનો શાસ્ત્રાર્થ સ્વામી દયાનંદના જીવનમાં અત્યંત મહત્ત્વપૂર્ણ સ્થાન ધરાવે છે. આથી તેમનાં જીવનચરિત્રોમાં આ શાસ્ત્રાર્થનો વિસ્તૃત ઉલ્લેખ છે. પરંતુ આ શાસ્ત્રાર્થનું મૂલ્ય સ્વામીજીના જીવનચરિત્ર પૂરતું જ મર્યાદિત નથી. વિશ્વના ધાર્મિક ઇતિહાસમાં આ યુગાંતરકારી શાસ્ત્રાર્થનું આગવું જ મહત્ત્વ છે. આ શાસ્ત્રાર્થના પરિણામસ્વરૂપે ભારતીય જનમાનસ ધર્મ અને અધ્યાત્મના ક્ષેત્રમાં શાસ્ત્રીય અને તાર્કિક પદ્ધતિથી વિચારણા - ગવેષણા કરવા પ્રેરાયો. ઈશ્વરની ભક્તિ-ઉપાસનાના ક્ષેત્રમાં મૂર્તિપૂજા ઉચિત છે કે અનુચિત એ વિવેક કરવામાં તથા ખાસ તો વૈદિક ધર્મના સંદર્ભમાં મૂર્તિપૂજાનું સ્થાન નિશ્ચિત કરવામાં આ શાસ્ત્રાર્થ અત્યંત મહત્ત્વપૂર્ણ વિચાર સામગ્રી પૂરી પાડે છે.

ભારતીય પુરાતન વિચાર પરંપરામાં શાસ્ત્રાર્થ પ્રણાલીના મહત્ત્વનો સ્વીકાર કરવામાં આવ્યો છે. તત્ત્વબોધની પ્રાપ્તિ અથવા સત્ય-અસત્યના નિર્ણય માટે શાસ્ત્રાર્થ એક ખૂબ

જ પ્રભાવી અને સશક્ત માધ્યમ છે. આથી સ્વામી દયાનંદે આ માધ્યમનો ખૂબ જ રચનાત્મક અને જવાબદારીપૂર્વક ઉપયોગ કર્યો. આધુનિક યુગમાં શાસ્ત્રાર્થની પરંપરાને પુનઃ પ્રચલિત કરવામાં તેમની અનન્ય ભૂમિકા રહી છે. તેઓ ખરા અર્થમાં 'વાદ-પુરુષ' (મેન ઑફ ડિબેટ) અને 'સંવાદ-પુરુષ' (મેન ઑફ ડાયલૉગ) હતા.

કાશી શાસ્ત્રાર્થનાં બે વિવરણો વિશેષ રૂપે પ્રચલિત છે : એક વિવરણ આ શાસ્ત્રાર્થના એક જ મહિના બાદ ડિસેમ્બર ૧૮૬૯માં કાશીના લાઈટ પ્રેસથી 'અથ શાસ્ત્રાર્થ ઔર સદ્ધર્મવિચાર' નામના પુસ્તક રૂપે પ્રકાશિત થયું હતું. આ પુસ્તક મુંશી હરવંશલાલની સંમતિથી પંડિત ગોપીનાથ પાઠકે કાશીથી પ્રકાશિત કર્યું હતું. સ્વામી દયાનંદનાં જીવનચરિત્રોમાં આ પુસ્તકનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે, પરંતુ છેલ્લાં અનેક દશકોથી આ પુસ્તક અપ્રાપ્ય હતું. છેક ૧૯૮૭માં આ પુસ્તક જયપુરથી પ્રાપ્ય થયું. મહામહોપાધ્યાય પંડિત યુધિષ્ઠિર મીમાંસકે એ જ વર્ષે રામલાલ કપૂર ટ્રસ્ટથી તેને મૂળ રૂપે જ પ્રકાશિત કર્યું. ડિસેમ્બર ૧૮૬૯માં પ્રથમવાર પ્રકાશિત આ પુસ્તક સંસ્કૃતમાં છે અને તેમાં સાથે સાથે મૂળ સંસ્કૃત પાઠનો હિંદી અનુવાદ પણ સંમિલિત છે. આ પુસ્તકમાં ક્યાંય મૂળ લેખકનું નામ જોવા મળતું નથી, પરંતુ પંડિત યુધિષ્ઠિર મીમાંસક, ડૉ. ભવાનીલાલ ભારતીય અને ડૉ. જ્વલંતકુમાર શાસ્ત્રી વગેરે આર્ય વિદ્વાનોના અનુમાન અનુસાર આ પુસ્તકનો મૂળ સંસ્કૃત અંશ સ્વામી દયાનંદ દ્વારા રચિત છે, જ્યારે તેનો હિંદી અનુવાદ કોઈ બીજાએ કર્યો છે.

પંડિત યુધિષ્ઠિર મીમાંસકે લખ્યું છે :

> આ ('કાશી શાસ્ત્રાર્થ'ના સંસ્કૃત ભાગનો) હિંદી અનુવાદ મુંશી હરવંશલાલ અને ગોપીનાથ પાઠકમાંથી કોઈ એકે કર્યો છે.' (સ્વામી દયાનંદ સરસ્વતી ઔર ઉનકા કાર્ય, પાન ૧૧)

કાશી શાસ્ત્રાર્થનું આ વિવરણ સ્વામી દયાનંદના જીવનકાળમાં કુલ છ વાર પ્રકાશિત થયું હતું અને આર્યસમાજની સંસ્થાઓ દ્વારા વર્તમાનમાં પ્રકાશિત થતાં સ્વામીજીના શાસ્ત્રાર્થ-સંગ્રહ વગેરે પુસ્તકોમાં પણ આ જ વિવરણનો આધાર લેવામાં આવે છે.

કાશી શાસ્ત્રાર્થનું બીજું એક વિવરણ પંડિત સત્યવ્રત સામશ્રમી દ્વારા તૈયાર કરવામાં આવ્યું હતું. પંડિત સત્યવ્રત આ શાસ્ત્રાર્થમાં હાજર હતા અને તેમણે એક લખિયા રૂપે આ શાસ્ત્રાર્થનું વિવરણ સંસ્કૃતમાં તૈયાર કર્યું હતું. તેમણે લખેલું આ વિવરણ તેમની 'પ્રત્નકમ્રનંદિની' (The Hindu Commentator - 'ધ હિંદુ કૉમેન્ટેટર') નામની પત્રિકાના ડિસેમ્બર ૧૮૬૯ના અંકમાં સંસ્કૃતમાં પ્રકાશિત થયું હતું. પંડિત મથુરાપ્રસાદ દીક્ષિતે 'પ્રત્નકમ્રનંદિની'માં પ્રકાશિત વિવરણને આધાર બનાવીને ૧૯૧૬માં કાશી શાસ્ત્રાર્થનું કંઈક પક્ષપાતપૂર્ણ વિવરણ પુસ્તક રૂપે પ્રકાશિત કર્યું હતું, જેની બીજી આવૃત્તિ ૧૯૬૯માં પ્રકાશિત થઈ હતી.

ઉપર્યુક્ત બંને શાસ્ત્રાર્થ વિવરણોમાં કેટલીક સમાનતાઓ અને કેટલીક અસમાનતાઓ જોવા મળે છે. તેમ છતાં આ બંને વિવરણ એક વાતની સ્પષ્ટ સાક્ષી આપે છે કે, આ શાસ્ત્રાર્થમાં સ્વામી દયાનંદના અનુરોધ બાદ પણ કાશીના પંડિતો મૂર્તિપૂજાના સમર્થનમાં એક પણ વેદ-પ્રમાણ રજૂ કરી શક્યા નહોતા. ઉપર્યુક્ત બંને વિવરણો ઉપરાંત કાશીના પંડિતોએ પણ આ શાસ્ત્રાર્થને લઈને બે-ત્રણ પુસ્તકો પ્રકાશિત કર્યાં હતાં. પરંતુ તેમાં શાસ્ત્રાર્થનો યથાર્થ સંવાદ તો નામમાત્ર જ હતો, મહદ્ અંશે તો સ્વ-ઘોષિત વિજયગાથા તથા સ્વામીજી માટે અપશબ્દો અને ગાળો જ લખવામાં આવ્યાં હતાં.

પ્રસ્તુત પુસ્તકમાં કાશી શાસ્ત્રાર્થનું પ્રથમ વિવરણ આપવામાં આવ્યું છે અને બીજા વિવરણની આવશ્યકતા અનુસાર સમાલોચના કરવામાં આવી છે.

અગાઉ જણાવ્યું તેમ હરદ્વારના કુંભમેળાથી લઈ કાશી શાસ્ત્રાર્થ સુધીનાં અઢી વર્ષના સમયગાળામાં સ્વામી દયાનંદે જુદાં જુદાં સ્થાને પૌરાણિક પંડિતો સાથે અનેક મહત્ત્વપૂર્ણ વિષયો પર શાસ્ત્રાર્થો કર્યા હતા. એ પૈકી નવ શાસ્ત્રાર્થ તો મુખ્યત્વે મૂર્તિપૂજા વિશે જ થયા હતા. એ નવ શાસ્ત્રાર્થોનું વિવરણ કાશી શાસ્ત્રાર્થની પૃષ્ઠભૂમિની ગરજ સારે છે. આથી આ પુસ્તકમાં એ નવ શાસ્ત્રાર્થોનું વિવરણ પણ આપવામાં આવ્યું છે. સ્વામીજીએ મૂર્તિપૂજાનું ખંડન શાસ્ત્રીય તથા તાર્કિક બંને આધારે કર્યું છે. આ શાસ્ત્રાર્થોમાં તેમનો મૂર્તિપૂજા વિષયક અભિગમ સુસ્પષ્ટ થાય છે. એકલવીર સ્વામી દયાનંદ પૌરાણિક જગતનાં કેટલાં ભયંકર વિરોધ, તિરસ્કાર અને અપમાન સહન કરે છે અને પોતાના પ્રાણ સુધ્ધાં જોખમમાં મૂકીને ધર્મસુધારણા માટે કેવો ભગીરથ પુરુષાર્થ કરે છે, તેનો પરિચય તેમના ઉપદેશક જીવનનાં આ શરૂઆતનાં વર્ષોના અભ્યાસ પરથી મળી રહે છે.

૧૮૬૯માં કાશીમાં શાસ્ત્રાર્થ કર્યા બાદ સ્વામીજી પશ્ચિમ ઉત્તર પ્રદેશ અને બિહારમાં ભ્રમણ કરતાં રહ્યા. આદિ બ્રહ્મોસમાજના નેતા અને કવિવર રવીન્દ્રનાથ ટાગોરના પિતા દેવેન્દ્રનાથ ટાગોર ૧૮૭૦માં પ્રયાગમાં સ્વામીજીને મળ્યા હતા. ત્યારે તેમણે સ્વામીજીને કલકત્તા પધારવાનું આમંત્રણ પાઠવ્યું હતું. કાશી શાસ્ત્રાર્થ વખતે બૅરિસ્ટર ચંદ્રશેખર સેન નામના એક બીજા બ્રહ્મોસમાજી નેતાએ પણ સ્વામીજીને કલકત્તા પધારવાની પ્રાર્થના કરી હતી. આથી ૧૮૭૨માં સ્વામીજી દેશની તત્કાલીન રાજધાની કલકત્તા પહોંચ્યા. આ જ રીતે કાશી શાસ્ત્રાર્થના પ્રત્યક્ષદ્રષ્ટા બે મુંબઈ નિવાસી સજ્જનોએ સ્વામીજીનાં વૈદુષ્ય અને તાર્કિકતાથી પ્રભાવિત થઈને તેમને મુંબઈ આમંત્રિત કર્યા હતા. આગળ જતાં ૧૮૭૫માં સ્વામીજીએ મુંબઈમાં આર્યસમાજની સ્થાપના કરી અને એ જ વર્ષે તેમનો જગપ્રસિદ્ધ ગ્રંથ સત્યાર્થપ્રકાશ પ્રકાશિત થયો. સ્વામીજીએ દેશભરમાં પ્રવાસો કરી વેદધર્મનો પ્રચાર કર્યો. તેમણે વેદભાષ્યો ઉપરાંત અનેક ગ્રંથોની રચના કરી. અંતે ૧૮૮૩માં અજમેરમાં સ્વામીજીનું દેહાવસાન થયું. આમ, કાશી શાસ્ત્રાર્થ બાદ સ્વામીજી ૧૪ વર્ષ જીવિત રહ્યા.

સન ૧૮૬૯માં પ્રથમ વાર પ્રકાશિત કાશી શાસ્ત્રાર્થના પુસ્તકના પાછળના ભાગમાં ‘સદ્ધર્મવિચાર’નો પણ સમાવેશ કરવામાં આવ્યો હતો. આ ભાગમાં સ્વામી દયાનંદનો

ધર્મોપદેશ 'સદ્ધર્મવિચાર' શીર્ષક હેઠળ પ્રશ્નોત્તર શૈલીમાં વર્ણિત છે. તેમાં કુલ ૪૩ પ્રશ્નોત્તર છે. તેમાં મૂળ પ્રશ્નોત્તર તો સંસ્કૃતમાં જ છે, પરંતુ સાથે સાથે તેનો હિંદી અનુવાદ પણ 'ટી.' અર્થાત્ ટીકાના નામથી એ જ પુસ્તકમાં આપવામાં આવ્યો છે. આ પ્રશ્નોત્તરનાં લેખન, મુદ્રણ વગેરે કાર્યોમાં સ્વામીજી પોતે કેટલા અંશે સંકળાયેલ હતા, એ સ્પષ્ટ જાણી શકાયું નથી. પંડિત યુધિષ્ઠિર મીમાંસકે 'અથ કાશી શાસ્ત્રાર્થ ઔર સદ્ધર્મવિચાર'ને સ્વામીજીની કૃતિ માનીને ૧૯૮૭માં તેને ૧૮૬૯ (સં. ૧૯૨૬)માં મુદ્રિત થયેલ પ્રથમ સંસ્કરણની "યથાવત્ પ્રતિલિપિ" તરીકે પ્રકાશિત કરીને સર્વ માટે સુલભ કરી આપ્યો છે. ડૉ. જ્વલંતકુમાર શાસ્ત્રીના મત અનુસાર :

> બીજા ભાગમાં 'સત્ય(સદ્)ધર્મવિચાર' હતો, જેમાં સ્વામીજીએ એક દિવસ આપેલ ઉપદેશ પ્રશ્નોત્તર રૂપે ફક્ત ભાષા અર્થાત્ હિંદીમાં જ છાપવામાં આવ્યો હતો. આ ભાગ લખવાનું કામ સંભવતઃ મુશી હરવંશલાલે કર્યું હોવું જોઈએ. 'સત્ય(સદ્)ધર્મવિચાર'ની સામગ્રી સ્વામીજીએ મુદ્રિત થતાં પહેલાં જોઈ નહોતી અને તેમણે એ લખાવી પણ નહોતી. પરંતુ 'શાસ્ત્રાર્થ'નું વિવરણ સ્વામીજીએ જ લખાવ્યું હતું. (ઋષિ દયાનંદ ઔર આર્યસમાજ, ભાગ ૧, પાન ૪૧૩ અને 'પરોપકારી' પાક્ષિકનો નવેમ્બર ૨૦૧૯નો બીજો અંક, પાન ૩૧).

ડૉ. જ્વલંતકુમારની એ વાત કે 'સદ્ધર્મવિચાર' ફક્ત ભાષા અર્થાત્ હિંદીમાં જ છાપવામાં આવ્યો હતો, એ પંડિત યુધિષ્ઠિર મીમાંસક દ્વારા પ્રકાશિત ઉપર્યુક્ત સંસ્કરણને જોતાં સાચી જણાતી નથી; કારણ કે તેમાં આ પ્રશ્નોત્તર સંસ્કૃત તથા હિંદી બંને ભાષાઓમાં ઉપલબ્ધ છે. પરંતુ "આ ભાગ લખવાનું કામ સંભવતઃ મુશી હરવંશલાલે કર્યું હોવું જોઈએ." - ડૉ. જ્વલંતકુમારનું આ અનુમાન તેના હિંદી અનુવાદ માટે કંઈક ઠીક લાગે છે.

આ 'અથ શાસ્ત્રાર્થ ઔર સત્ય(સદ્)ધર્મવિચાર' પુસ્તક કાશી શાસ્ત્રાર્થ થયાના એક જ મહિનામાં ૧૮૬૯ના અંતમાં છપાઈ ગયું હતું. તેનાં પાંચેક વર્ષ બાદ ૧૮૭૪માં સ્વામીજીના પ્રથમ મુંબઈ પ્રવાસ દરમિયાન 'પ-ગ-ન' નામની કોઈ અજ્ઞાત વ્યક્તિએ સ્વામીજીને ચોવીસ પ્રશ્નો પૂછ્યા હતા. અનુમાન છે કે આ 'પ-ગ-ન' એટલે 'પંડ્યા ગોપાળજી નરભેરામ'. ડૉ. ચીમનલાલ વૈદ્ય રચિત અને શુદ્ધાદ્વૈત સંસદ, મોડાસા દ્વારા લગભગ સંવત ૨૦૧૨માં પ્રકાશિત 'ભારતમાર્તંડ વેદાંત ભટ્ટાચાર્ય પંડિત શ્રી ગટ્ટુલાલજી' નામના ગુજરાતી પુસ્તકમાં લખ્યું છે :

> સં. ૧૯૩૧ના કારતક સુદ ૨-ને દિવસે કેટલાએક શોખીન સદગૃહસ્થોની ખાનગી મંડળી એકઠી થઈ, ત્યાં જે વિચાર કર્યો તે પ્રમાણે પંડ્યા ગોપાળજી નરભેરામ નામના પુરુષે ચોવીસ પ્રશ્નો લખી એક હેન્ડબિલ કારતક સુદ ૪ને દહાડે બહાર પાડ્યું. (પાન ૬૭)

આ પ્રશ્નોના ઉત્તર સ્વામીજીની સંમતિથી સ્વામી પૂર્ણાનંદે એક વિજ્ઞાપન રૂપે મુંબઈમાં પ્રકાશિત કર્યા હતા. એ ચોવીસ પ્રશ્નોની સૂચીમાં છેલ્લો ચોવીસમો પ્રશ્ન

'સત્ય(સદ્)ધર્મવિચાર' પુસ્તક અંગે હતો. સ્વામીજીના ઉત્તર રૂપે પ્રકાશિત એ વિજ્ઞાપનમાં એ વિશે લખ્યું હતું :

> 'સત્ય(સદ્)ધર્મવિચાર' નામનું પુસ્તક જેણે યંત્રાલયમાં છપાવ્યું છે, તેનો મત એ પુસ્તકમાં છે; મારો તેના મતમાં આગ્રહ નથી. (પંડિત લેખરામ કૃત મહર્ષિ દયાનંદ સરસ્વતીનું જીવનચરિત્ર, પાન ૨૪૮)

સ્વામીજીના આ ઉત્તર પરથી પ્રથમ દૃષ્ટિએ તો એવું ફલિત થાય છે કે, 'સદ્ધર્મવિચાર'માં તેને છપાવનાર મુંશી હરવંશલાલનો મત વ્યક્ત થયેલ છે અને સ્વામીજી તેમાં વર્ણિત મંતવ્યો સાથે મહદ્ અંશે સંમત હોવા છતાંય તેની પ્રત્યેક વાતને માન્ય કરવાનો આગ્રહ ધરાવતા નથી. મુંશી હરવંશલાલે આ પુસ્તક બનારસના લાઇટ પ્રેસમાં છપાવ્યું હતું. પાંચેક વર્ષ બાદ ૧૮૭૫માં તેમના જ સ્ટાર પ્રેસમાં સ્વામીજીના જગપ્રસિદ્ધ ગ્રંથ 'સત્યાર્થપ્રકાશ'નું પ્રથમ સંસ્કરણ મુદ્રિત થયું હતું.

સ્વામી દયાનંદ સત્યના સંનિષ્ઠ અન્વેષક તથા ઉપાસક હતા. તેમના જીવનમાં સત્યની શોધ નિરંતર ચાલતી રહી. તર્ક અને પ્રમાણોની દૃષ્ટિએ જે કંઈ સત્ય-અસત્ય જણાયું, તેનો તત્કાળ સ્વીકાર-અસ્વીકાર કરવાની પ્રક્રિયા તેમના જીવનની મુખ્ય વિશેષતા હતી. ૧૮૬૯નો કાશી શાસ્ત્રાર્થ તેમના ધર્મોપદેશક જીવનના પ્રારંભિક સમયની ઘટના છે. એ જોતાં 'સદ્ધર્મવિચાર' આપણને તેમના તત્કાલીન એટલે કે કાશી શાસ્ત્રાર્થ સમયના ચિંતનની ઝાંખી કરાવે છે. તેમાં વ્યક્ત થયેલા સ્વામીજીના કેટલાક વિચારોમાં પાછળથી પરિવર્તન પણ થયેલું છે - આ હકીકતને ધ્યાનમાં રાખીને જ 'સદ્ધર્મવિચાર'ની સામગ્રી વાંચવી રહી. સ્વામીજીના તત્કાલીન ચિતંનને તેમ જ તેમની વિચારયાત્રાને સમજવા માટે 'સદ્ધર્મવિચાર' અતિ સહાયક સિદ્ધ થઈ શકે છે. આ ઉપરાંત આ દુર્લભ અને મહત્ત્વપૂર્ણ સામગ્રી લગભગ દોઢસો વર્ષ બાદ ગુજરાતીમાં પ્રથમ વાર અનૂદિત થઈને પ્રકાશિત થતાં વાચકોને સુલભ થઈ રહેશે. આવા હેતુસર તેનો સમાવેશ આ પુસ્તકમાં કરવામાં આવ્યો છે. આ પુસ્તક બહુ મોટું ન થઈ જાય એ માટે 'સદ્ધર્મવિચાર'ના ફક્ત હિંદી અંશનો જ ગુજરાતી અનુવાદ આપવામાં આવ્યો છે અને તેના મૂળ સંસ્કૃત અંશનો સમાવેશ કરવામાં આવ્યો નથી. જોકે તેના મૂળ સંસ્કૃત અંશમાં ટાંકવામાં આવેલા મનુસ્મૃતિ વગેરેનાં શાસ્ત્રપ્રમાણોનો સમાવેશ એ પ્રકરણમાં પાદટીપ રૂપે કરવામાં આવ્યો છે.

સ્વામીજીના મૂર્તિપૂજા વિષયક વિચારોને જાણવા માટે સત્યાર્થપ્રકાશનો અગિયારમો સમુલ્લાસ, ઋગ્વેદાદિભાષ્યભૂમિકાનું ગ્રંથપ્રામાણ્યાપ્રામાણ્યવિષય પ્રકરણ તથા વેદવિરુદ્ધમતખંડન અને શિક્ષાપત્રીધ્વાંતનિવારણ નામના લઘુગ્રંથો, કાશી શાસ્ત્રાર્થ, હુગલી શાસ્ત્રાર્થ, શાસ્ત્રાર્થ-સંગ્રહ, ઉપદેશ-મંજરી (અથવા પૂના પ્રવચન) તથા જીવનચરિત્રો વગેરે પુસ્તકો દ્રષ્ટવ્ય છે. આ ગ્રંથોમાં વર્ણિત વિચારોનો અભ્યાસ કરવાથી સ્પષ્ટ થાય છે કે સ્વામીજીએ મૂર્તિપૂજાથી થતી અકલ્પનીય ધાર્મિક, આધ્યાત્મિક, સામાજિક, આર્થિક

તથા રાષ્ટ્રીય હાનિઓનો ઉલ્લેખ કરીને એ પ્રત્યે સંસારનું ધ્યાન આકર્ષિત કર્યું છે. આ પુસ્તકમાં સત્યાર્થપ્રકાશ તથા ઋગ્વેદાદિભાષ્યભૂમિકામાં પ્રગટ થયેલા સ્વામીજીના મૂર્તિપૂજા અંગેના વિચારોના કેટલાક મુખ્ય અંશોનો સમાવેશ કરવામાં આવ્યો છે, જે મૂર્તિપૂજાની વાસ્તવિકતાને સમજવામાં મદદરૂપ થશે.

સદીઓથી ગુજરાતમાં સાકારવાદી, અવતારવાદી, મૂર્તિપૂજક સંપ્રદાયોનું વર્ચસ્વ સ્થાપિત છે. છેલ્લાં સો-દોઢસો વર્ષોમાં જે નવીન વ્યક્તિ કેન્દ્રિત ધાર્મિક સમૂહો, પરિવારો અને સંસ્થાઓ વગેરે ઊભાં થયાં છે અને ગુજરાતમાં ફેલાયાં છે, તેઓ પણ પ્રાયઃ મૂર્તિપૂજા વગેરેનાં સમર્થક જ છે. મૂર્તિપૂજા ન કરનારા આસ્તિકો ભાગ્યે જ જોવા મળે છે. સ્વામી દયાનંદ પણ એક ધર્મોપદેશક અને સમાજ સુધારકની ભૂમિકામાં ૧૮૭૪-૭૫માં માત્ર બે જ વાર ગુજરાતના બહુ જ ટૂંકા પ્રવાસે આવી શક્યા હતા. એ ટૂંકી યાત્રાઓમાં સુરત, ભરૂચ, અમદાવાદ, વડોદરા, રાજકોટ વગેરે શહેરોમાં તેમનાં ભાષણો અને શાસ્ત્રચર્ચાઓ આયોજિત થયાં હતાં. તેમના આગમનથી ગુજરાતમાં ખળભળાટ મચી ગયો હતો અને ગુજરાતના તત્કાલીન પૌરાણિક પંડિતોએ સ્વામીજીનો વિરોધ કર્યો હતો. જો સ્વામીજી પોતાના જીવનકાળમાં ગુજરાતને વધુ સમય આપી શક્યા હોત તો ગુજરાતની ધાર્મિક-સામાજિક દશામાં ભારે પરિવર્તન આવ્યું હોત એ નિશ્ચિત છે. સ્વામીજીના રાજકોટ પ્રવાસ દરમિયાન જ વિશ્વનો પ્રથમ આર્યસમાજ રાજકોટમાં સ્થાપિત થયો હતો. જોકે અંગ્રેજોની દમનનીતિનો ભોગ બનતાં એ ટૂંક સમયમાં જ બંધ થઈ ગયો હતો.

આમ તો આ પુસ્તક કાશી શાસ્ત્રાર્થના સાર્ધ શતાબ્દી વર્ષ નિમિત્તે ૨૦૧૯માં પ્રકાશિત કરવાની ઇચ્છા હતી અને અનુમાન હતું કે આ પુસ્તક લગભગ ૨૫૦ પાનાંનું થશે. પરંતુ સંશોધન અને લેખન જેમ જેમ આગળ વધતાં ગયાં તેમ તેમ વધુ ને વધુ ઉપયોગી અને સાર્થક મુદ્દાઓ વિચારમાં આવતા ગયા. વળી કોરોના મહામારીને કારણે આમ પણ ઑફિસ પછી ઘરમાં જ રહેવાનું હોઈ સંશોધન માટે પણ સારો એવો સમય મળ્યો. આથી આ પુસ્તક સ્વામી દયાનંદના કાશી શાસ્ત્રાર્થની ૧૫૧મી વર્ષગાંઠ નિમિત્તે પ્રકાશિત થઈ રહ્યું છે.

આશા છે કે આ પુસ્તકથી પાઠકોને સ્વામી દયાનંદના ઉપદેશક જીવનનાં પ્રારંભિક વર્ષોમાં આયોજિત થયેલા શાસ્ત્રાર્થોનો પરિચય મળશે અને તેમાંય ખાસ કરીને કાશી શાસ્ત્રાર્થ વિષયક તથ્યાત્મક જાણકારી પ્રાપ્ત થશે. સાથે સાથે મૂર્તિપૂજાની વિરુદ્ધ સ્વામીજીએ ચલાવેલા અભૂતપૂર્વ અભિયાનની ઝાંખી પ્રાપ્ત થશે.

આ પુસ્તક તૈયાર કરવામાં સ્વામીજીનાં અનેક પ્રામાણિક જીવનચરિતોની મદદ લેવામાં આવી છે. એ ઉપરાંત પંડિત યુધિષ્ઠિર મીમાંસક, ડૉ. ભવાનીલાલ ભારતીય, પ્રા. રાજેન્દ્ર 'જિજ્ઞાસુ', ડૉ. કુશલદેવ શાસ્ત્રી, ડૉ. રામપ્રકાશ, ડૉ. જ્વલંતકુમાર શાસ્ત્રી

વગેરે સ્વામી દયાનંદનાં જીવન તથા ગ્રંથોના મર્મજ્ઞ વિદ્વાનોના ગ્રંથોના આધારે પણ અનેક તથ્યો રજૂ કરવામાં આવ્યાં છે.

હંમેશની માફક આ પુસ્તકના લેખનકાર્યમાં પણ મારી પત્ની સુશીલાએ મને સર્વ પ્રકારની અનુકૂળતાઓ કરી આપી, એ બદલ હું તેનો આભારી છું.

પુસ્તક પૂરા મનોયોગપૂર્વક અને સાધુ-ભાવથી લખ્યું છે. છતાંય અલ્પજ્ઞતા કે અસાવધાનીને લીધે આમાં કોઈ ભૂલ-ચૂક રહી ગઈ હોય એ સંભવ છે. આથી જો કોઈ સુજ્ઞ પાઠકને આમાં આવું કંઈ જણાય તો એ અંગે લેખકને સંદર્ભ અને પ્રમાણ-સહિત સૂચિત કરવા વિનંતી છે કે જેથી આગામી આવૃત્તિમાં યથાયોગ્ય સંશોધન થઈ શકે.

**– ભાવેશ મેરજા**

૮-૧૭ જીએનએફસી ટાઉનશિપ,
નર્મદાનગર, ભરૂચ - ૩૯૨૦૧૫.
મો. ૯૮૭૯૫૨૮૨૪૭
ઈમેલ: bcmerja@gmail.com

૧૬ નવેમ્બર ૨૦૨૦
(કાશી શાસ્ત્રાર્થની ૧૫૧મી વર્ષગાંઠ)



# અનુક્રમણિકા

• • •

# કાશી શાસ્ત્રાર્થ સ્થળ

## આનંદબાગ (દુર્ગાકુંડ), વારાણસી



સ્વામી દયાનંદનો ૧૬ નવેમ્બર ૧૮૬૯ના રોજ કાશીના જે આનંદબાગમાં શાસ્ત્રાર્થ થયો હતો એ બાગ અમેઠીનરેશ માધવસિંહનો હતો. તેમના પૌત્ર રાજકુમાર રણંજયસિંહ આર્યસમાજના શ્રદ્ધાળુ ભક્ત અને અનુયાયી હતા. તેમણે આ શાસ્ત્રાર્થની સ્મૃતિમાં એ સ્થાને એક શિલાલેખ લગાવ્યો છે, જેના પર નિમ્નલિખિત શ્લોક અંકિત છે :

**शास्त्रद्वन्द्वांङ्क चन्द्रेऽब्दे वैक्रमे कार्तिके सिते ।**
**भौमे भास्वत्तिथौ दिव्ये मूर्तिपूजा विनिर्णये ॥ १ ॥**

**अमेठ्यानन्द बागेऽस्मिन्काशिराजसभापतौ ।**
**जनौघे विपुले वादः प्रवृतश्श्रुति तत्परः ॥ २ ॥**

**विशुद्धानन्द सुप्रज्ञैर्बालशास्त्रादिभिर्बुधैः ।**
**शात्रार्थमकरोत्साकं दयानन्दो यतिर्महान् ॥ ३ ॥**

**भगवान् बख्शभूपाल वचनात्तत्सुतस्सुधीः ।**
**अलेखयच्छिलालेखं दानी राजा रणञ्जयः ॥ ४ ॥**

**અર્થ :** વિક્રમ સંવત ૧૯૨૬ના કારતક સુદ બારસ અને મંગળવારે મૂર્તિપૂજા વિશે નિર્ણય કરવાના હેતુથી અમેઠીનરેશના આ આનંદબાગમાં કાશીરાજની અધ્યક્ષતામાં વિશાળ જનસમૂહની વચ્ચે વેદ પર આધારિત શાસ્ત્રાર્થ થયો હતો. વિશુદ્ધાનંદ અને બાલશાસ્ત્રી જેવા પ્રસિદ્ધ વિદ્વાનોની સાથે મહાન યતિ દયાનંદે શાસ્ત્રાર્થ કર્યો હતો. રાજા ભગવાન બખ્શની આજ્ઞાથી તેમના પુત્ર દાનવીર રાજા રણંજયસિંહે આ શાસ્ત્રાર્થની સ્મૃતિમાં આ શિલાલેખ લગાવડાવ્યો છે.

## : ૧ :

# સ્વામી દયાનંદ અને શાસ્ત્રાર્થ પરંપરા

## સંક્ષિપ્ત જીવન-વૃત્તાંત

સ્વામી દયાનંદ સરસ્વતીનો જન્મ ઈ.સ. ૧૮૨૫માં સૌરાષ્ટ્રના મોરબી પાસે આવેલા ટંકારા ગામમાં એક ઔદીચ્ય બ્રાહ્મણ કુટુંબમાં થયો હતો. તેમના પિતાનું નામ કરસનજી ત્રિવાડી (તિવારી અથવા ત્રિવેદી) હતું અને માતાનું નામ અજ્ઞાત છે - આજ સુધી નિશ્ચયપૂર્વક જાણી શકાયું નથી. પિતાજી ચુસ્ત શિવભક્ત હતા. સ્વામીજીનું નામ મૂળશંકર રાખવામાં આવ્યું હતું. આઠમા વર્ષે તેમનો યજ્ઞોપવીત સંસ્કાર કરવામાં આવ્યો, સંધ્યા શીખવવામાં આવી અને યજુર્વેદનો પાઠ પણ આરંભ કરાવ્યો. મૂળશંકર માટે સંસ્કૃત અને વેદ ભણાવવાની વ્યવસ્થા ઘર પર જ કરવામાં આવી. ચૌદ વર્ષની ઉંમરે તો મૂળશંકરે સંપૂર્ણ યજુર્વેદ અને બીજા વેદોનો પણ કેટલોક પાઠ પૂરો કરી લીધો.

ચૌદ વર્ષના મૂળશંકરે પિતાજીના આગ્રહને વશ થઈ શિવરાત્રિનું વ્રત રાખ્યું અને ઉપવાસ કરવાનો તથા રાત આખી ગામના શિવાલયમાં બેસીને જાગરણ કરવાનો સંકલ્પ કર્યો. બીજા પ્રહરની પૂજા થઈ ગઈ પછી પૂજારી, અન્ય ભક્તો અને કરસનજી - બધા જ ઝોકાં ખાવા લાગ્યા અને ધીરે ધીરે નિદ્રાધીન થઈ ગયા. પરંતુ શિવદર્શનની પ્રબળ ઈચ્છા હોવાથી અને સૂઈ જવાથી શિવરાત્રિનું વ્રત નિષ્ફળ જશે એમ વિચારીને મૂળશંકર તો મટકું પણ માર્યા વગર જાગતા જ રહ્યા. એટલામાં શિવાલયના કોઈ દરમાંથી કેટલાક ઉંદર નીકળ્યા અને શિવલિંગની આજુબાજુ, ઉપર-નીચે ફરવા લાગ્યા અને ત્યાં ધરવામાં આવેલા ચોખા વગેરે આરોગવા લાગ્યા. આ દૃશ્ય જોઈને મૂળશંકરના બાળમાનસમાં વૈચારિક ઉથલપાથલ જાગી અને એમને તત્કાળ અપૂર્વ બોધ પ્રાપ્ત થયો કે આ મૂર્તિ તો માત્ર જડ પ્રતીક છે, એ કોઈ સાચા શિવ નથી. તેમણે પિતાજીને જગાડ્યા અને વાત કરી. પિતાજીએ પ્રચલિત આસ્થા આધારિત સમાધાન આપ્યું, પરંતુ મૂળશંકરને એ સમાધાનથી જરાય સંતોષ ન થયો. મૂર્તિપૂજા પરથી તેમનો વિશ્વાસ હંમેશને માટે ઊડી ગયો અને તેમણે સાચા શિવને - ઈશ્વરને પ્રત્યક્ષ કરવાનો દૃઢ સંકલ્પ કર્યો.

૧૬-૧૭ વર્ષના મૂળશંકરે આખો યજુર્વેદ ભણી લીધો અને તેઓ એક પંડિતજી પાસે વ્યાકરણ પણ ભણતા રહ્યા. એટલામાં નાની બહેનનું અને તેના થોડા જ દિવસ બાદ વિદ્વાન કાકાનું મૃત્યુ જોઈને મૂળશંકરને જીવનની નશ્વરતાનો પાક્કો ખ્યાલ આવી ગયો અને તેમને અત્યંત વૈરાગ્ય લાગ્યો. સાચા શિવને પ્રત્યક્ષ કરવાના અને યોગાભ્યાસ દ્વારા મૃત્યુ પર વિજય મેળવીને અમરત્વને પ્રાપ્ત કરવાના મહાન સંકલ્પ સાથે મૂળશંકર

ભરજુવાનીમાં એક દિવસ ચૂપચાપ ગૃહત્યાગ કરી ગયા. બ્રહ્મચર્યની દીક્ષા લઈ 'શુદ્ધચૈતન્ય' નામ ધારણ કર્યું. ત્રેવીસ વર્ષની વયે નર્મદાના તટ પર ચાણોદ-કરનાળીમાં સ્વામી પૂર્ણાનંદ સરસ્વતી નામના એક સંન્યાસી પાસે તેમણે સંન્યસ્ત્ લઈ 'દયાનંદ સરસ્વતી' નામ ધારણ કર્યું.

ત્યાર પછી દયાનંદ લગભગ પંદરેક વર્ષ સુધી સાચા ગુરુ અને યોગીની શોધમાં દેશભરમાં ભ્રમણ કરતા રહ્યા અને અનેક વિદ્વાનો, મહાત્માઓ અને યોગીઓના સંપર્કમાં આવ્યા. આ દરમિયાન તેમણે અનેક ગ્રંથોનું જિજ્ઞાસાપૂર્વક અધ્યયન અને ચિંતન-મનન કર્યું. તેમણે પરાધીન દેશની સાર્વત્રિક દુરાવસ્થાનું પોતાની સગી આંખે દર્શન કર્યું. ૧૮૫૭ના વિપ્લવ સમયની સ્વામીજીની ભૂમિકા વિશે ઈતિહાસ લગભગ મૌન છે. જોકે સ્વામીજીએ લખેલા સંક્ષિપ્ત આત્મકથન અનુસાર તો એ સમયે તેઓ વિદ્યા, યોગ અને સાચા ગુરુની શોધમાં જ ભ્રમણ કરી રહ્યા હતા એવું જણાય છે. તેમણે એ સમયની પોતાની ગતિવિધિઓ વિશે બહુ વિસ્તારથી કશુંય પ્રકટ કર્યું નથી.

લગભગ પંદરેક વર્ષના અવિરત દેશાટન પછી ૧૮૬૦માં દયાનંદ મથુરા પહોંચ્યા. ત્યાં જઈ તેમણે **સ્વામી વિરજાનંદ સરસ્વતી** નામના એક મહાન સંન્યાસીની કુટિરનાં દ્વાર ખખડાવ્યાં. સ્વામી વિરજાનંદ વૈદિક સંસ્કૃત વ્યાકરણના પારગામી અને અદ્વિતીય વિદ્વાન હતા. તેઓ માત્ર ઋષિપ્રણીત - આર્ષ ગ્રંથો જ ભણાવતા હતા. તેઓ જ્યારે પાંચ જ વર્ષના હતા ત્યારે બળિયાના રોગમાં તેમની બંને આંખો ચાલી ગઈ હતી. પાંત્રીસ વર્ષના દયાનંદ જ્યારે આ અદ્ભુત પ્રજ્ઞાચક્ષુ સંન્યાસીને મળ્યા ત્યારે તેમની ઉંમર એક્યાશી વર્ષની હતી. વિરજાનંદજીને કૌમુદી, શેખર વગેરે ગ્રંથો પસંદ ન હતા અને તેઓ ભાગવત વગેરે પુરાણોનો પણ ખૂબ જ તિરસ્કાર અને ખંડન કરતા હતા. સર્વ આર્ષ ગ્રંથો પર તેમની અત્યંત શ્રદ્ધા-ભક્તિ હતી. તેમણે દયાનંદને કહ્યું કે, વૈદિક વ્યાકરણ તમને ત્રણ વર્ષમાં આવડી જશે, પરંતુ હું તમને ભણાવવા ત્યારે જ તૈયાર થઈશ કે જ્યારે તમે અત્યાર સુધીમાં જે અનાર્ષ ગ્રંથો ભણીને અહીં આવ્યા છો એ તમામ ગ્રંથોને યમુનામાં પધરાવી દો. દયાનંદને પણ સ્પષ્ટ ખ્યાલ આવી ગયો કે હું હવે ખરા સ્થાને પહોંચ્યો છું. આથી કશો જ વિલંબ કર્યા વગર તેમણે પોતાની પાસે જે અનાર્ષ ગ્રંથો હતા એ બધા યમુનાના જળપ્રવાહમાં સમર્પિત કરી દીધા અને આ જ્ઞાનગુરુના ચરણોમાં બેસી ગયા. અમરલાલ જોશી નામના એક ભદ્ર પુરુષે દયાનંદ માટે ભોજન અને પુસ્તક વગેરેની ઉત્તમ વ્યવસ્થા કરી આપી. વિરજાનંદજી અંધ હતા, પરંતુ તેમણે અસાધારણ જ્ઞાન-વિજ્ઞાન રૂપ દિવ્ય દષ્ટિ પ્રાપ્ત કરી હતી. એ દૃષ્ટિથી તેમણે આર્ષ અને અનાર્ષ ગ્રંથોનો વિવેક પ્રાપ્ત કર્યો હતો. તેમના હૃદયમાં દેશને વિદેશી શાસનમાંથી મુક્ત કરવાની પ્રબળ ઝંખના હતી અને એ માટે તેઓ અનેક રાજાઓ અને ક્રાંતિકારીઓને પ્રેરિત પણ કરતા હતા.

વિરજાનંદજીની આ પાઠશાળામાં દયાનંદ લગભગ અઢી-ત્રણ વર્ષ મન મૂકીને ભણ્યા. ગુરુજીએ તેમને પાણિનિ મુનિની અષ્ટાધ્યાયી, પતંજલિમુનિકૃત મહાભાષ્ય, આચાર્ય યાસ્કકૃત નિઘંટુ, નિરુક્ત વગેરે ગ્રંથો ભણાવ્યા. આથી દયાનંદને વેદ અને વૈદિક સાહિત્યને સમજવાની

તથા તેની ગૂંચો ઉકેલવાની સૂક્ષ્મ દષ્ટિ પ્રાપ્ત થઈ. ગુરુજી ઘણીવાર દયાનંદને પ્રેમથી 'કુલક્કર' અને 'કાલજિહ્વ'નાં હુલામણાં નામે બોલાવતા. 'કુલક્કર' એટલે ખીલો. જે પોતાના પક્ષ પર ખીલાની માફક દઢ અને અવિચલ રહીને પ્રતિપક્ષીને પરાભૂત કરી શકે તે 'કુલક્કર'. અને જેની જીભ અસત્ય, અંધવિશ્વાસ અને પાખંડના ખંડનમાં તથા ધર્મના નામે ફેલાયેલા મત-પંથ-મજહબોની ભ્રમજાળના છેદનમાં સાક્ષાત્ કાળ જેવી બની રહે તે 'કાલજિહ્વ'. આગળ જતાં દયાનંદે શાસ્ત્રાર્થ સંગ્રામમાં પોતાના પ્રતિદ્વંદ્વીઓને પોતાની અદ્ભુત તર્કશક્તિના બળે પરાજિત કરીને ગુરુજીએ આપેલાં આ બંને નામ સાર્થક પુરવાર કર્યાં. વૈદિક વ્યાકરણનાં અત્યંત ગૂઢ રહસ્યો પ્રાપ્ત કરી દયાનંદ હવે આ પાઠશાળામાંથી બહાર નીકળવા તૈયાર થયા. વિદાયની વેળા આવી પહોંચી. ગુરુજીને લવિંગ બહુ જ પ્રિય હતા. આથી દયાનંદ ગુરુદક્ષિણામાં અર્પણ કરવા થોડાં લવિંગ લઈ ગુરુજીની સામે આવીને ભાવપૂરિત ઊભા રહ્યા અને કહ્યું : ભગવન્ ! આપે મને આર્ષ વિદ્યાથી આલોકિત કર્યો છે. મારું રોમે રોમ આપને ધન્યવાદ આપે છે. પરંતુ આપને આપવા માટે મુજ સંન્યાસી પાસે કશું જ નથી. આ થોડાં લવિંગ લાવ્યો છું, આપ તેનો સ્વીકાર કરો. વિરજાનંદજી ભાવવિભોર થઈ ગયા. તેમણે કહ્યું : દયાનંદ ! મારે તો તારી પાસેથી આ લવિંગ કરતાં બહુ જ મોટી ગુરુદક્ષિણા જોઈએ છે. હું તો તારા સમસ્ત જીવનની ગુરુદક્ષિણા ઇચ્છું છું. મારી ઇચ્છા છે કે તું સંસારમાં ફેલાયેલા મતમતાંતરરૂપી અજ્ઞાન-અંધકારને દૂર કરી વેદો અને આર્ષ ગ્રંથોની વિદ્યાનો પ્રકાશ ફેલાવ. દયાનંદે 'તથાસ્તુ' કહીને ગુરુજીની આજ્ઞા શિરોધાર્ય કરી અને વેદોની પુનઃપ્રતિષ્ઠા, પાખંડખંડન, દેશોદ્ધાર અને સંસારના કલ્યાણના મહાવ્રત સાથે ગુરુજીની વિદાય લઈ કાર્યક્ષેત્રમાં પદાર્પણ કર્યું.

સ્વામીજી હવે મથુરાથી આગ્રા આવ્યા. અહીં તેઓ લગભગ પોણા બે વર્ષ રહ્યા અને શાસ્ત્રોનું અધ્યયન અને ચિંતન કરતા રહ્યા. અહીંથી જ વેદો પર વિશેષ ચિંતન શરૂ કર્યું. વેદોની ખોજમાં સ્વામીજી ધૌલપુર ગયા. ત્યાં પંદરેક દિવસ રોકાયા. ત્યાંથી ગ્વાલિયર ગયા. કરૌલીના પ્રવાસ સમયે પણ તેમનું વેદાધ્યયન ચાલતું રહ્યું. આમ વેદો વિશે ગહન ચિંતન-મંથન કરી તેમણે પોતાની ભાવી યોજનાનું નિર્ધારણ કર્યું.

૧૮૬૭માં હરદ્વારના કુંભમેળામાં 'પાખંડખંડિની'[1] ધજા લહેરાવીને સ્વામીજીએ પાખંડખંડન અને નવજાગરણનો કાર્યક્રમ ઘોષિત કર્યો. પરંતુ તેમણે આ મેળામાં ચારે તરફ અવિદ્યાનો પ્રકોપ જોયો. તેમણે જોયું કે સાધુ-સંન્યાસીઓ અને મહંતો વૈદિક ધર્મ પ્રત્યે ઉદાસીન છે. તેઓ ઠાઠમાઠ અને વૈભવથી જીવે છે. લોકો ખ્રિસ્તી અને મુસલમાન સુધ્ધાં થઈ જાય છે. આ લાખો નિરક્ષર સાધુબાવાઓ નામ માત્રના વૈરાગી અને ત્યાગી છે. તેઓ પૈકી મોટાભાગના તમાકુ, ચરસ, ભાંગ, ગાંજા વગેરેના વ્યસની છે. તેમને

---

૧. સ્વામીજીએ 'પૂના પ્રવચન' અથવા 'ઉપદેશ મંજરી'માં આ પતાકાનું નામ 'પાખંડમર્દન' કહ્યું હતું. તેના બદલે જીવનચરિત્રોમાં 'પાખંડખંડિની' નામ શી રીતે પ્રચલિત થયું, એ જાણી શકાયું નથી. માટે આ અન્વેષણીય છે.

ન તો સત્ય ધર્મનું જ્ઞાન છે અને ન તો તેમને યોગસાધનામાં કોઈ રુચિ છે. સ્વામીજીએ જોયું કે આપણી સાર્વત્રિક દુર્દશાનું એક મુખ્ય કારણ એ છે કે ધર્મગુરુઓ જ ઉચ્ચ આદર્શોની ઉપેક્ષા કરીને પતિત થઈ ગયા છે. જે લોકોનું કર્તવ્ય ગૃહસ્થોને ધર્મોપદેશ કરવાનું હતું તેઓ પોતે જ મિથ્યા સિદ્ધાંતોના કીચડમાં ફસાઈને ધર્મવિમુખ થઈ ગયા છે. સાધુસમાજ જ અનેકાનેક શાખા-પ્રશાખાઓમાં વિભાજિત છે. ધર્મ કેવળ આડંબર બનીને રહી ગયો છે. મદ્યમાંસનું સેવન કરનારા અને 'આંખના આંધળા અને ગાંઠના પૂરા' એવા રાજાઓ અને ધનિક અંધભક્તો ધર્મરક્ષકનો વેશ ધારણ કરીને ધર્મનાશ કરનારાઓની પાછળ ચાલી રહ્યા છે. ઋષિઓની સંતાનો મૂર્તિપૂજા જેવા અનેક મિથ્યા અંધવિશ્વાસો, રૂઢિઓ અને કુરીતિઓમાં આકંઠ ડૂબેલી છે. સંપ્રદાયવાદે માનવસમાજને ખંડ ખંડમાં વિભાજિત કરી મૂક્યો છે.

ધર્મ અને સમાજનું આવું પરિદૃશ્ય જોઈને સ્વામીજીનું મન ભરાઈ આવ્યું. તેમના મનમાં દેશહિત અને સમાજ કલ્યાણની તીવ્ર ઈચ્છા ઉત્પન્ન થઈ. તેમણે વિચાર્યું કે, આ રીતે બીજા સાધુઓની જેમ રહેવાથી કામ નહિ ચાલે. મારે પોતાને સંસારની મોહમાયાથી ઉપર ઊઠવું પડશે અને ગુરુ વિરજાનંદની કૃપા અને વેદાદિ સત્ય શાસ્ત્રોના અવગાહન અને અનુશીલનથી મને જે કંઈ જ્ઞાન પ્રાપ્ત થયું છે, તેનો મારે નિર્ભયતાપૂર્વક પ્રચાર કરવો જોઈએ. આથી પોતાના વ્યાખ્યાનની સમાપ્તિ પર સ્વામીજી ગદ્‌ગદ થઈને 'સર્વં વૈ પૂર્ણં સ્વાહા' કહીને ઊભા થયા અને પોતાની પાસે જે કંઈ પુસ્તકો, પાત્રો, વસ્ત્રો, રૂપિયા વગેરે હતું તે સર્વસ્વ જે કોઈ યોગ્ય જણાયા તેમને આપવા માંડ્યા. તેમણે મહાભાષ્યનું પુસ્તક, પાંત્રીસ રૂપિયા અને મલમલનું એક લાંબું વસ્ત્ર આ બધું ગુરુ વિરજાનંદજીને મથુરા મોકલી આપ્યું. સ્વામી કૈલાશપર્વતે પૂછ્યું કે, આપ આ શું કરી રહ્યા છો ? સ્વામીજીએ કહ્યું કે, જ્યાં સુધી હું મારી જરૂરિયાતો કમ નહિ કરું ત્યાં સુધી હું પૂર્ણ સ્વતંત્ર નહિ થઈ શકું, અને ન તો મારો ઉદ્દેશ્ય પૂરો કરી શકીશ. હું બધા જ મત-પંથો વિરુદ્ધ કશાય સંકોચ વગર સ્પષ્ટ સ્પષ્ટ કહી દેવા ઈચ્છું છું. હું મારી વાત નિર્ભયતાપૂર્વક વ્યક્ત કરવા માંગું છું. અને જ્યાં સુધી મારી ઈષ્ટસિદ્ધિ નહિ થાય ત્યાં સુધી હું ગંગાના તટ પર વિચરણ કરતો રહીશ અને માત્ર સંસ્કૃત જ બોલીશ.

આ સંકલ્પ સાથે સ્વામીજી શરીર પર એક માત્ર કૌપીન અને હાથમાં ડંડો ધારણ કરીને અવધૂત રૂપે વિચરણ કરવા લાગ્યા. સ્વામીજીએ મૌનવ્રત ધારણ કર્યું. પરંતુ એક દિવસ એક મનુષ્યે તેમની કુટીર પાસે જઈને ભાગવતપુરાણની સ્તુતિ કરતા અને તેને વેદોથી પણ ઉચ્ચ બતાવતા 'નિગમકલ્પતરોર્ગલિતં ફલમ્...' - ભાગવત પુરાણ (૧.૧.૩)ના આ શ્લોકનું ઉચ્ચારણ કર્યું. સ્વામીજીથી આ સહન ન થયું. તેમણે મૌનવ્રત તોડી નાખ્યું અને તરત જ ભાગવતનું ખંડન કરવા લાગ્યા.[૨]

---

૨. સ્વામીજીએ 'ભાગવત-ખંડનમ્' ગ્રંથમાં ભાગવતના આ શ્લોકની સમીક્ષા કરતાં લખ્યું છે : 'અત્ર વેદનિન્દા કૃતા હિ' અર્થાત્ આ શ્લોકમાં વેદની નિંદા કરવામાં આવી છે. સ્વામીજીએ આ શ્લોકમાં રહેલી વ્યાકરણ સંબંધી અશુદ્ધિઓ પણ બતાવી છે.

સ્વામીજીએ ૧૮૬૯માં કાશીના દિગ્ગજ પંડિતો સાથે ઐતિહાસિક શાસ્ત્રાર્થ કર્યો અને મૂર્તિપૂજાની અવૈદિકતા સિદ્ધ કરી. આથી દેશભરમાં તેમના અપૂર્વ પાંડિત્ય તથા પ્રગતિશીલ - ક્રાંતિકારી વિચારોની ચર્ચા થવા લાગી.

સ્વામી દયાનંદે દેશભરમાં નિરંતર ભ્રમણ કરી પરમાત્માની શાશ્વત વેદવાણીનો સંદેશ ફેલાવ્યો - વેદોને પુનઃ પ્રતિષ્ઠિત કર્યા. તેમણે દીન-દુઃખીયાઓ, દલિતો, શોષિતો, પીડિતો, અનાથો, વિધવાઓ અને ગોવંશનો આર્તનાદ સાંભળ્યો અને તેમનાં દુઃખ દૂર કરવા ધર્મ-સંશોધન અને સમાજ-સુધારણાનાં અનેક કાર્યક્રમો હાથ ધર્યા અને ગૌરક્ષા માટે વિશેષ પ્રયત્નો કર્યા. નિરાશા અને આત્મગૌરવહીનતાના એ યુગમાં સ્વધર્મ, સ્વદેશી, સ્વભાષા અને સ્વરાજનો શંખનાદ ફૂંકી સ્વામીજીએ સમગ્ર દેશને ઢંઢોળ્યો. પુરાતન આર્ષ-પદ્ધતિથી વેદોનું અર્થસહિત પઠનપાઠન થઈ શકે એ માટે તેમણે અનેક સ્થાને પાઠશાળાઓ સ્થાપિત કરી. વેદોક્ત પરંપરાની પ્રતિષ્ઠા માટે અને તેના દ્વારા સંસારનો સર્વવિધ ઉપકાર કરવાના મહાન ઉદ્દેશ્યથી તેમણે ૧૮૭૫માં મુંબઈમાં આર્યસમાજની સ્થાપના કરી. વિવિધ મત-પંથો અને મજહબોના વિદ્વાનો સાથે શાસ્ત્રચર્ચાઓ કરી તેમણે વૈદિક ધર્મની સચ્ચાઈ, શ્રેષ્ઠતા અને વૈજ્ઞાનિકતા પ્રસ્થાપિત કરી. પોતાની વિચારક્રાંતિને વેગ આપવા અને ધાર્મિક ઐક્ય નિર્માણ કરવા તેમણે શાસ્ત્રાર્થ અને ખંડનમંડનના કાર્યક્રમોનો આશ્રય લીધો. સમાજમાં ફેલાયેલી તમામ બૂરાઈઓ, રૂઢ પરંપરાઓ, વહેમો અને અંધવિશ્વાસોને દૂર કરવા તેમણે જંગ છેડ્યો. તેમણે પુરાતન ઋષિઓના વૈદિક શાસ્ત્રોનું અનુસરણ કરી વેદોનાં સંસ્કૃત અને હિંદીમાં ભાષ્યો કરી વેદોના સાચા અર્થ પ્રકાશિત કર્યા અને વેદોનું મહત્ત્વ અને સર્વોપરિતા પ્રદર્શિત - પ્રસ્થાપિત કર્યાં. તેમણે તત્કાલીન પાશ્ચાત્ય વિદ્વાનોની વેદ-વ્યાખ્યાઓ તથા મધ્યકાલીન ભારતીય પંડિતોનાં પ્રચલિત ભાષ્યોની પ્રમાણ-પુરસ્સર સમાલોચના કરી તેને અપ્રામાણિક અને પક્ષપાતપૂર્ણ દૃષ્ટિકોણથી રચવામાં આવેલાં ઘોષિત કર્યાં. સ્વામીજીએ હિંદી અને સંસ્કૃતમાં લગભગ એકત્રીસ જેટલા નાના-મોટા ગ્રંથોની રચના કરી વેદવિદ્યાનો પ્રકાશ ફેલાવ્યો અને પાખંડી મત-સંપ્રદાયોની પોલ પણ ખોલી. જીવનનાં છેલ્લાં દસ જ વર્ષમાં તેમણે ફૂલ્સકૅપ આકારનાં લગભગ વીસ હજાર કરતાં પણ વધારે પાનાંનું લેખન કાર્ય કર્યું.

‘અવિદ્યાનો નાશ અને વિદ્યાની વૃદ્ધિ’ અથવા ‘સત્યનો જય અને અસત્યનો ક્ષય’ - આ જ સ્વામીજીનો જીવનમંત્ર બની રહ્યો. આથી રૂઢિચૂસ્તો, સાંપ્રદાયિકો અને સ્થાપિત હિતો દ્વારા સ્વામીજીનો ઘોર વિરોધ થયો, પરંતુ એકલવીર દયાનંદ કેવળ ઈશ્વરને જ પોતાનો રક્ષક સમજીને સત્યની સ્થાપના હેતુ તમામ વિરોધી તત્ત્વો વિરુદ્ધ નિરંતર સંઘર્ષ કરતા રહ્યા. એકમાત્ર ઈશ્વર જ તેમનો સહાયક હતો અને સત્ય જ તેમનું પરમ અવલંબન હતું. સ્વામીજી પર અનેકવાર જીવલેણ હુમલાઓ થયા, પરંતુ બ્રહ્મચર્ય અને યોગબળથી પ્રાપ્ત કરેલા અખૂટ શારીરિક સામર્થ્યથી તેઓ પોતાના દેહનું જતન કરતા રહ્યા.

પંડિત ચમૂપતિએ સ્વામીજી માટે લખ્યું છે :

> Cruelty could not daunt him nor could hospitality allure him.[૩]
>
> કોઈની ક્રૂરતા તેમને ઝુકાવી ન શકી અને કોઈનો આતિથ્ય-સત્કાર તેમને લલચાવી ન શક્યો.

સાધુ ટી. એલ. વાસવાણીએ 'ટૉર્ચ બેઅરર' (પથ-પ્રદર્શક) નામનું સ્વામીજીનું અંગ્રેજીમાં એક સુંદર જીવનચરિત્ર લખ્યું છે, જેમાં તેમણે સ્વામીજીની સિદ્ધાંતનિષ્ઠા વિશે લખ્યું છે :

> He (Dayananda) cannot barter conviction for convenience.[૪]
>
> તાત્કાલિક લાભ કે સુવિધા ખાતર પોતાના સિદ્ધાંતોમાં બાંધછોડ કરે તે બીજા, દયાનંદ નહિ.

પોતાનાં પ્રવચનો અને શાસ્ત્રાર્થોમાં ધાંધલ-ધમાલ મચાવનારાઓ તેમ જ તેમની સાથે ગેરવર્તણૂક આચરનારાં ઉદ્ધત તત્ત્વોને સ્વામીજી ક્ષમા કરી દેતા અને ગમે તેવી મુશ્કેલીભરી ક્ષણોમાં પણ તેઓ ક્યારેય પોતાની માનસિક સ્વસ્થતા કે મિજાજ ન ગુમાવતા. સ્વામીજી દ્વારા અંધવિશ્વાસો, કુરિવાજો, સૃષ્ટિક્રમ-વિરુદ્ધ અવૈજ્ઞાનિક માન્યતાઓ, સંકીર્ણ સાંપ્રદાયિક જડતાઓ, પાખંડો અને વિદેશી શાસનનો પ્રચંડ વિરોધ કરવાના લીધે તેમનાં વિરોધી તત્ત્વો દ્વારા ઘડવામાં આવેલા એક ભયંકર ષડ્યંત્ર અંતર્ગત તેમને જોધપુરમાં દૂધમાં ઝેર આપવામાં આવ્યું. જોધપુર, આબુ પર્વત અને અજમેર ખાતે લગભગ એકાદ મહિનો દવા-ઉપચાર ચાલ્યાં. જોધપુરમાં ડૉ. અલીમર્દાનખાન દ્વારા કરવામાં આવેલી ચિકિત્સા પણ કંઈક સંદેહાસ્પદ જણાઈ. મહર્ષિને બચાવી ન શકાયા. અંતે લગભગ ઓગણસાઠ વર્ષની ઉંમરે ૩૦ ઑક્ટોબર ૧૮૮૩ અને દિવાળીના દિવસે સંધ્યા સમયે **'હે દયામય સર્વશક્તિમાન પરમેશ્વર ! તારી આ જ ઈચ્છા છે, તારી આ જ ઈચ્છા છે; તારી ઈચ્છા પૂર્ણ થાઓ. અહા ! તેં સુંદર લીલા કરી'** - આ અંતિમ ઉદ્‌ગાર સાથે દયાનંદે અજમેરમાં પોતાના પંચભૌતિક દેહનો ત્યાગ કર્યો. ટંકારાના સપૂતે અજમેરમાં દેહ છોડ્યો.

## આધુનિક યુગમાં શાસ્ત્રાર્થ પરંપરાને પુનઃ પ્રચલિત કરવામાં સ્વામી દયાનંદનું યોગદાન

શાસ્ત્રાર્થ સત્યાન્વેષણની એક વિશિષ્ટ પ્રક્રિયા છે. તેમાં વિધિપૂર્વક પોતાના પક્ષનું મંડન અને સામેના પક્ષનું ખંડન કરવામાં આવે છે. શાસ્ત્રાર્થમાં ચર્ચા કે વાદવિવાદ દ્વારા શાસ્ત્રનો યોગ્ય અર્થ ઘટાવવામાં આવે છે. આ પ્રક્રિયામાં શાસ્ત્રવચનોનું અર્થઘટન અને તર્ક-યુક્તિ-દલીલ મુખ્ય સ્થાન ધરાવે છે. આર્યો 'વાદે વાદે જાયતે તત્ત્વબોધઃ'માં વિશ્વાસ

૩. ચમૂપતિ, ગ્લીમ્સસ ઑફ દયાનંદ (દયાનંદની ઝાંખી), પાન ૬૮.

૪. વાસવાણી ટી. એલ., ટૉર્ચ બેઅરર (પથ-પ્રદર્શક), પાન ૭૦.

ધરાવતા રહ્યા છે. આથી તેમણે બુદ્ધિની ગતિને ક્યારેય રોકી નથી. શાસ્ત્ર-પ્રમાણની સાથે સાથે બુદ્ધિ-પ્રામાણ્યને પણ પૂરતું મહત્ત્વ આપવામાં આવ્યું છે. 'બાબાવાક્યં'ને આંખ બંધ કરીને પ્રમાણ ન માનવું, પરંતુ સત્ય-અસત્યની પરીક્ષા કરીને સત્યનું ગ્રહણ અને અસત્યનો પરિત્યાગ કરવો એ જ વૈદિક પરંપરા રહી છે. અતિ પુરાતન યુગમાં મહર્ષિ મનુએ ઘોષણા કરી હતી : 'यस्तर्केणानुसन्धत्ते स धर्मं वेद नेतरः' (મનુસ્મૃતિ : ૧૨.૧૦૬) અર્થાત્ જે મનુષ્ય તર્ક દ્વારા અનુસંધાન કરે છે, તે જ ધર્મના તત્ત્વને જાણે છે, અન્ય નહિ. મહર્ષિ યાસ્કે નિરુક્ત (૧૩.૧૨)માં 'तेभ्य एतं तर्कमृषि प्रायच्छन्' કહીને તર્કને 'ઋષિ'નું સ્થાન આપ્યું છે. આમ, સત્ય-અસત્યના નિર્ણય માટે તર્કપૂર્વક પરીક્ષણ કરવું એ આર્યોની પરંપરાગત વિશેષતા રહી છે. મહર્ષિ ગૌતમ પ્રણીત ન્યાયદર્શનમાં શાસ્ત્રાર્થ અથવા વાદની પ્રક્રિયાનું સૂત્રાત્મક શૈલીમાં વર્ણન કરવામાં આવ્યું છે.

વૈદિકોના મંતવ્ય અનુસાર વેદોમાં સર્વ સત્ય વિદ્યાઓ બીજરૂપે વર્ણિત છે. આથી શાસ્ત્રાર્થની વિદ્યાનું મૂળ પણ વેદોમાં જ રહેલું છે. જેમ કે :

**सुविज्ञानं चिकितुषे जनाय सच्चासच्च वचसी पस्पृधाते ।**
**तयोर्यत्सत्यं यतरदृजीयस्तदित्सोमोऽवति हन्त्यासत् ॥**

- અથર્વવેદ : ૮.૪.૧૨

**અર્થ** : ઉત્તમ વિજ્ઞાન કે તત્ત્વજ્ઞાનના અભિલાષી સામે સત્ય-અસત્ય બંને પ્રકારનાં વચન પરસ્પર સ્પર્ધા કરતાં, એકબીજાને દબાવતાં, એકબીજાને નીચાં દેખાડતાં આવે છે. પરંતુ એ બંનેમાંથી જે સત્ય હોય છે, જે અધિક ઋજુ - સીધું - સરળ હોય છે, અકુટિલ અને છળરહિત હોય છે, તેનું સૌમ્ય ગુણ ધરાવતા પરમાત્મા અથવા શાંતિશીલ વિવેચક જ્ઞાની વરણ કરે છે, રક્ષણ કરે છે; અને જે અસત્ય હોય છે તેનો સર્વથા ત્યાગ કરે છે, તેનો સંપૂર્ણ નાશ કરી દે છે.

યજુર્વેદમાં કહ્યું છે :

**दृष्ट्वा रूपे व्याकरोत् सत्यानृते प्रजापतिः ।**
**अश्रद्धामनृते दधाच्छ्रद्धाᳬं सत्ये प्रजापतिः ॥**

- યજુર્વેદ : ૧૯.૭૭

**અર્થ** : સર્વજ્ઞ ઈશ્વરની દૃષ્ટિએ સત્ય અને અસત્ય એકબીજાથી ભિન્ન અને વિરોધી છે. આથી મનુષ્યોએ સત્ય પ્રત્યે શ્રદ્ધા રાખી તેનું ગ્રહણ કરવું અને અસત્ય પ્રત્યે અશ્રદ્ધા રાખી તેનો પરિત્યાગ કરવો.

આથી જ પુરાતન બ્રાહ્મણ ગ્રંથો અને ઉપનિષદ્ વગેરેમાં ઋષિમુનિઓ 'બ્રહ્મોદ્ય'ના નામે વિશેષ ગોષ્ઠિઓ આયોજિત કરીને શાસ્ત્રાર્થ પ્રણાલી અનુસાર વિચાર-વિમર્શ, તત્ત્વ-જિજ્ઞાસા અને મોક્ષ-ધર્મની વિવેચના કરતા જોવા મળે છે. રાજર્ષિ સમ્રાટ જનકની સભામાં

બ્રહ્મજિજ્ઞાસુ અધ્યાત્મનિષ્ઠ મહર્ષિગણની હાજરીમાં બ્રહ્મવાદિની ગાર્ગી વાચક્નવી અને મહર્ષિ યાજ્ઞવલ્ક્ય વચ્ચે થયેલો વિચાર-વિર્મશ પુરાતન ઈતિહાસનો પ્રસિદ્ધ અધ્યાય છે. મધ્યકાળમાં સ્વામી શંકરાચાર્યે અદ્વૈતવાદની સ્થાપના માટે અનેક આચાર્યો સાથે શાસ્ત્રાર્થો કર્યા હતા. તેમણે શૈવ, વૈષ્ણવ, સૌર, શાક્ત, ગાણપત્ય, કાપાલિક વગેરે સંપ્રદાયોના આચાર્યો; જૈન, બૌદ્ધ, લોકાયત વગેરે વેદબાહ્ય સંપ્રદાયોના વિદ્વાનો તેમ જ મંડનમિશ્ર જેવા પંડિતો સાથે શાસ્ત્રાર્થો કર્યા હતા. તેમના દ્વારા કરવામાં આવેલા આ શાસ્ત્રાર્થોનું વર્ણન માધવકૃત 'શંકર દિગ્વિજય'માં જોવા મળે છે. જે વૈષ્ણવ આચાર્યોએ શંકરાચાર્યના અદ્વૈતવાદનો અસ્વીકાર કરી ભક્તિ-પ્રધાન દર્શનનું પ્રતિપાદન કર્યું તેમણે પણ પોતાના વિપક્ષીઓ સાથે શાસ્ત્રાર્થો કર્યા છે. રામાનુજ, વલ્લભ અને રામાનંદ વગેરેના દિગ્વિજય ગ્રંથોમાં એ શાસ્ત્રાર્થોનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે. આવી જ રીતે નૈયાયિક અને વેદાંતી દાર્શનિકોએ જૈન અને બૌદ્ધ દાર્શનિકો સાથે કરેલા શાસ્ત્રાર્થો પણ ઈતિહાસમાં વર્ણિત છે.

ઓગણીસમી સદીમાં સ્વામી દયાનંદે ધાર્મિક, સાંસ્કૃતિક અને સામાજિક પુનર્જાગરણ હેતુ શતાબ્દીઓથી વિલુપ્ત થઈ ગયેલી શાસ્ત્રાર્થ પ્રણાલીનો પુનરુદ્ધાર કર્યો. વિદ્યાગુરુ દંડી સ્વામી વિરજાનંદે સ્વામી દયાનંદને વેદ તથા આર્ષ ગ્રંથોમાં વર્ણિત સત્ય સિદ્ધાંતોનો જગતમાં પ્રચાર કરવાની વિશેષ પ્રેરણા આપી હતી. આથી ગુરુજીને ગુરુદક્ષિણામાં આપેલા વચનના પાલન માટે સ્વામીજીએ વેદાદિ સત્ય શાસ્ત્રોના સિદ્ધાંતોના પ્રચાર માટે ભગીરથ પુરુષાર્થ કર્યો. તેમણે માનવજાતિની ઉન્નતિનું સૌથી મોટું કારણ - સાધન સત્યોપદેશ છે, એ વાતનું વિશેષ પ્રતિપાદન કર્યું. જેમ કે, સત્યાર્થપ્રકાશની ભૂમિકામાં સ્વામીજીએ લખ્યું છે :

> સત્યોપદેશ જ એક એવું કારણ - સાધન છે કે જેનાથી માનવજાતિની ઉન્નતિ સાધી શકાય છે.

સ્વામીજી ઈચ્છતા હતા કે સર્વ મનુષ્યો એક સત્ય - વેદમતનો સ્વીકાર કરે કે જેથી માનવજાતિનું પૂર્ણ હિત થઈ શકે. એકમત થયા વિના માનવજાતિની ઉન્નતિ થઈ શકે નહિ એટલે કે માનવ જીવનનો જે મુખ્ય ઉદ્દેશ્ય છે, તે પ્રાપ્ત થઈ શકે નહિ. આથી તેમણે સત્યાર્થપ્રકાશના અગિયારમા સમુલ્લાસની અનુભૂમિકામાં લખ્યું છે :

> મનુષ્ય જન્મનું હોવું સત્ય-અસત્યનો નિર્ણય કરવા-કરાવવા માટે છે, નહિ કે વાદ-વિવાદ, વિરોધ કરવા-કરાવવા માટે. આ મત-મતાંતરોના વિવાદથી જગતમાં જે-જે અનિષ્ટ ફળ થયાં છે, થાય છે અને થશે, તેને પક્ષપાત-રહિત વિદ્વાન મનુષ્યો સમજી શકે છે. જ્યાં સુધી આ મનુષ્ય જાતિમાં પરસ્પર મિથ્યા મત-મતાંતરોનો વિરુદ્ધ-વાદ નહિ છૂટે, ત્યાં સુધી એક-બીજાને આનંદ થઈ શકે તેમ નથી. જો આપણે સૌ મનુષ્યો અને ખાસ કરીને વિદ્વાન લોકો ઈર્ષા-દ્વેષ છોડી, સત્ય-અસત્યનો નિર્ણય કરી, સત્યનું ગ્રહણ અને અસત્યનો ત્યાગ કરવા-કરાવવા ઈચ્છીએ, તો આપણા માટે આ વાત અસાધ્ય - અશક્ય નથી. એ નિશ્ચય છે

કે આ વિદ્વાનોના વિરોધે જ બધાને વિરોધ-જાળમાં ફસાવી રાખ્યા છે. જો આ વિદ્વાનો પોતાના જ પ્રયોજનમાં - સ્વાર્થમાં ન ફસાઈ, સર્વનું પ્રયોજન સિદ્ધ કરવા ઇચ્છે, તો હમણાં જ બધા ઐક્ય-મત થઈ જાય. એ ઐક્ય નિર્માણ કરવાની યુક્તિ આ (સત્યાર્થપ્રકાશ) ગ્રંથના અંતમાં લખવામાં આવશે. સર્વશક્તિમાન પરમાત્મા સર્વ મનુષ્યોના આત્મામાં એક મતમાં પ્રવૃત્ત થવાનો ઉત્સાહ પ્રકાશિત કરે.

આથી સ્વામીજીએ પણ સત્યના મંડન અને અસત્યના ખંડન માટે શાસ્ત્રાર્થ પ્રણાલીનું અવલંબન લીધું. સ્વામીજી શાસ્ત્રાર્થ પ્રણાલીને અત્યંત અર્થપૂર્ણ અને નિર્દોષ સમજતા હતા. તેમની ધારણા હતી કે, જો સત્ય અને અસત્યના નિર્ણય માટે પક્ષપાત અને પૂર્વાગ્રહથી મુક્ત થઈને પ્રીતિપૂર્વક વાદ કે શાસ્ત્રાર્થ કરવામાં આવે તો કોઈ પણ વિવાદાસ્પદ પ્રશ્નનું તાત્ત્વિક સમાધાન પ્રાપ્ત કરી શકાય છે. આથી તેમણે પોતાનાં મંતવ્યોના પ્રચાર-પ્રસાર માટે વ્યાખ્યાન, પ્રવચન, શંકા-સમાધાન, સાહિત્ય સર્જન વગેરેની સાથે સાથે દેશભરમાં શાસ્ત્રાર્થો કરીને ધર્માંદોલન ચલાવ્યું. તેમણે ધર્મનાં વાસ્તવિક તત્ત્વોના પુનર્નિર્ધારણ માટે જુદા જુદા મત-સંપ્રદાયના અનુયાયીઓ સાથે સેંકડો શાસ્ત્રાર્થો કર્યા. તેમણે સૌથી વધારે શાસ્ત્રાર્થો પૌરાણિક વિદ્વાનો સાથે કર્યા છે. અને તેનું કારણ એ હતું કે સ્વામીજી જે વિશુદ્ધ સત્ય સનાતન વૈદિક ધર્મનો પ્રચાર કરવા ઇચ્છતા હતા એ ધર્મ પર મધ્યકાળની પુરાણ પ્રતિપાદિત રૂઢિવાદી અને પ્રતિક્રિયાવાદી વિચારધારાનો કુપ્રભાવ એટલો બધો વધી ગયો હતો કે ભારતવાસીઓ મૂળ વેદોક્ત ધર્મનું સ્વરૂપ જ લગભગ ભૂલી ગયા હતા. સ્વામીજીએ ઈસ્લામ, ખ્રિસ્તી અને જૈન વગેરે મતોના વિદ્વાનો સાથે પણ અનેક શાસ્ત્રાર્થો કરી તેમનાં મતનાં મંતવ્યોની સમાલોચના કરીને વૈદિક ધર્મની શ્રેષ્ઠતા પ્રતિપાદિત કરી હતી. તેમણે કલકત્તાના પ્રવાસ દરમિયાન બ્રહ્મસમાજના નેતાઓ સાથે અને મહારાષ્ટ્રના પ્રવાસ દરમિયાન પ્રાર્થનાસમાજના પ્રવર્તકો અને મુખિયાઓ સાથે પણ વિચાર વિનિમય કર્યો હતો. આમ સ્વામીજી માટે શાસ્ત્રાર્થો વૈદિક ધર્મપ્રચારનાં મહત્ત્વપૂર્ણ સાધનરૂપ હતા. આથી પોતાના ઉપદેશક જીવનની શરૂઆતથી જ ધર્મોપદેશ કરતાં કરતાં તેઓ શાસ્ત્રાર્થોનો આશ્રય પણ લેતા રહ્યા. તેમણે શાસ્ત્રાર્થના માધ્યમથી અનેક પંડિતો અને વિદ્વાનોને પોતાનાં વૈદિક મંતવ્યોની સચ્ચાઈ સ્વીકારવા વિવશ કર્યા.

સ્વામીજીએ પોતાની અવધૂત દશાથી લઈને અવસાન પર્યંત વેદ-વિરોધી વિપક્ષીઓ સાથે અનેક નાના-મોટા શાસ્ત્રાર્થો કર્યા. આચાર્ય ચતુરસેન શાસ્ત્રીએ 'હિંદી ભાષા ઔર સાહિત્ય કા ઈતિહાસ' નામના ગ્રંથમાં પાન ૪૨૪ પર લખ્યું છે કે, સ્વામીજીએ લગભગ એક હજાર જેટલા નાના-મોટા શાસ્ત્રાર્થો કર્યા હતા.[૫] એ પૈકી અનેક શાસ્ત્રાર્થોના તો અમુક જ અંશ પ્રાપ્ત થયા છે. પરંતુ જે શાસ્ત્રાર્થો પૂર્ણ રૂપે ઉપલબ્ધ છે અથવા જે શાસ્ત્રાર્થો લિખિત રૂપે કરવામાં આવ્યા હતા, એવા શાસ્ત્રાર્થોની સંખ્યા ઘણી ઓછી છે. આનું કારણ

૫. કુશલદેવ શાસ્ત્રી, મહર્ષિ દયાનંદ : કાલ ઔર કૃતિત્વ, પાન ૯૧.

એ છે પ્રાયઃ વિપક્ષીઓ લિખિત શાસ્ત્રાર્થ કરવાથી બચવા માંગતા હતા. સ્વામીજીના જે પ્રામાણિક શાસ્ત્રાર્થો ઉપલબ્ધ થઈ શક્યા છે તેની સંખ્યા આઠ છે, જેનો સંગ્રહ 'ઋષિ દયાનંદ સરસ્વતી કે શાસ્ત્રાર્થ ઔર પ્રવચન' નામના ગ્રંથમાં પ્રકાશિત કરવામાં આવ્યો છે. આ શાસ્ત્રાર્થોના કેટલાક પ્રસંગો ગહન છે, જે ખૂબ જ વિચાર માંગી લે તેવા છે.

દિલ્હીના આર્ષ સાહિત્ય પ્રચાર ટ્રસ્ટે 'દયાનંદ શાસ્ત્રાર્થ સંગ્રહ તથા વિશેષ શંકા-સમાધાન' નામના પુસ્તકમાં શાસ્ત્રાર્થ અને પ્રશ્નોત્તર બંનેનો શાસ્ત્રાર્થ કોટિમાં સમાવેશ કરીને સ્વામીજીના કુલ ૯૧ શાસ્ત્રાર્થો તથા વિશેષ શંકા-સમાધાનોનું વિવરણ પ્રકાશિત કર્યું છે. આ પુસ્તકમાં વાસ્તવિક શાસ્ત્રાર્થોની સાથે સાથે સામાન્ય રૂપે કરવામાં આવેલાં શંકા-સમાધાન, પ્રશ્નોત્તર તથા વિજ્ઞાપન વગેરે વિષયક અવાંતર સામગ્રીનો પણ સમાવેશ કરવામાં આવ્યો છે. 'ઋષિ દયાનંદ સરસ્વતી કે શાસ્ત્રાર્થ ઔર પ્રવચન'ના 'પ્રાક્કથન'માં ડૉ. ભવાનીલાલ ભારતીયે બંને પક્ષો દ્વારા પૂર્વ નિર્ધારિત વિષયો પર અને ન્યાયદર્શનમાં પ્રતિપાદિત વાદ-પ્રણાલીનો આશ્રય લઈને કરવામાં આવેલા લગભગ પચાસ શાસ્ત્રાર્થોનો ઉલ્લેખ કર્યો છે.[૬] તેમના મત અનુસાર સ્વામીજીએ પોતાના જીવનકાળમાં પૌરાણિક, જૈન, ઈસાઈ, મુસલમાન વગેરે જુદા જુદા મતાવલંબી વિદ્વાનો સાથે સન ૧૮૬૭થી લઈને ૧૮૮૨ સુધીમાં લગભગ ૫૪ મહત્ત્વપૂર્ણ શાસ્ત્રાર્થો કર્યા હતા.[૭] ડૉ. ભવાનીલાલ ભારતીયે આમાંના ૪૬ શાસ્ત્રાર્થોની એક યાદી 'નવજાગરણ કે પુરોધા મહર્ષિ દયાનંદ સરસ્વતી' નામના સ્વામીજીના જીવનચરિત્રમાં પાંચમા પરિશિષ્ટ રૂપે આપી છે.[૮] આ સંદર્ભોના આધારે એટલું તો કહી શકાય છે કે સ્વામીજીએ પોતાના જીવનમાં સેંકડો શાસ્ત્રાર્થો કર્યા હતા.

ડૉ. રામપ્રકાશે લખ્યું છે :

> વિશ્વભરમાં સંભવતઃ ઋષિ દયાનંદે જ સત્ય-અસત્યના નિર્ણય હેતુ શાસ્ત્રાર્થો પર સર્વાધિક ભાર મૂક્યો છે. ધર્મપ્રચારમાં આ તેમનું વિશેષ શસ્ત્ર હતું, નહિ તો તલવારના જોરે અથવા ધનના પ્રલોભનથી જ ધર્માંતર કરાવ્યાનાં ઉદાહરણો અધિક જોવા મળે છે.[૯]

પ્રા. ડૉ. કુશલદેવ શાસ્ત્રીએ લખ્યું છે :

> પોતાનાં મંતવ્યોને સ્પષ્ટ કરવા માટે સ્વામીજીએ પોતાના ગ્રંથોમાં શાસ્ત્રાર્થ શૈલીની સૌથી વધારે મદદ લીધી છે, જેને આપણે પ્રશ્નોત્તર શૈલી પણ કહી શકીએ છીએ. સ્વામીજીએ પૂર્વપક્ષને પ્રશ્ન રૂપે ઉપસ્થિત કરીને પોતાનો મત

---

૬. ઋષિ દયાનંદ સરસ્વતી કે શાસ્ત્રાર્થ ઔર પ્રવચન, પાન ૫.

૭. ભવાનીલાલ ભારતીય, આર્યસમાજ કે શાસ્ત્રાર્થ મહારથી, પાન ૫-૧૪.

૮. ભવાનીલાલ ભારતીય, નવજાગરણ કે પુરોધા મહર્ષિ દયાનંદ સરસ્વતી, ભાગ ૨, પાન ૯૬૫-૯૬૮.

૯. રામપ્રકાશ, પંડિત ગુરુદત્ત વિદ્યાર્થી, પાન ૧૫૯.

ઉત્તરપક્ષ રૂપે પ્રસ્તુત કર્યો છે. તેમની પ્રશ્નોત્તર શૈલી પર સ્વયં તેમણે કરેલા શાસ્ત્રાર્થોનો ખૂબ જ પ્રભાવ જોવા મળે છે.[૧૦]

સ્વામીજીના કેટલાક શાસ્ત્રાર્થો એવા પણ થયા છે કે જેની અધ્યક્ષતા જિલ્લાના કલેક્ટર કે કોઈ ઉચ્ચ અમલદારે કરી હોય. આવા શાસ્ત્રાર્થોમાં કોનો વિજય થયો એ વાતનો નિર્ણય પણ સભાના અધ્યક્ષ દ્વારા જ કરવામાં આવતો. આવો જ એક શાસ્ત્રાર્થ કાનપુરમાં ડબ્લ્યૂ. થેયર્સ (W. Thairs)ની અધ્યક્ષતામાં થયો હતો, જેમાં સ્વામીજીના પ્રતિપક્ષી પંડિત હલધર ઓઝા હતા. થેયર્સ ત્યાંના આસિસ્ટંટ કલેક્ટર હતા અને તેઓ સંસ્કૃત પણ જાણતા હતા. તેમણે પોતાના નિર્ણયમાં સ્વામીજીને વિજયી ઘોષિત કર્યા. કાનપુરના આ શાસ્ત્રાર્થમાં હજારો લોકો એકઠા થયા હતા અને નગરના અનેક પ્રતિષ્ઠિત નાગરિકો તથા રાજકીય પદાધિકારીઓ સ્વામીજીની તર્કસંગત શાસ્ત્રચર્ચા સાંભળવા આવ્યા હતા.

૧૬ નવેમ્બર ૧૮૬૯ના રોજ સ્વામીજીનો કાશીમાં જગપ્રસિદ્ધ શાસ્ત્રાર્થ થયો હતો, જેનું વિસ્તારપૂર્વક વર્ણન આ પુસ્તકમાં કરવામાં આવ્યું છે. આ શાસ્ત્રાર્થમાં કાશીના પૌરાણિક પંડિતો મૂર્તિપૂજા સમર્થક એક પણ વેદમંત્ર પ્રસ્તુત કરી શક્યા નહિ અને તેમનો જે રીતે પરાજય થયો તેના કારણે સ્વામીજીની વિદ્વત્તાનો દેશભરમાં ડંકો વાગ્યો. તેમની કીર્તિ સર્વત્ર ફેલાઈ ગઈ અને દેશ-વિદેશમાં તેમના વિશે ચર્ચાઓ થવા લાગી. આ શાસ્ત્રાર્થનાં લગભગ અઢી વર્ષ પહેલાં ૧૮૬૭માં હરદ્વારમાં સ્વામીજીએ 'પાખંડખંડિની' પતાકા ફહેરાવીને જે ધર્મ અને સમાજ સુધારણાના કાર્યનું બીજારોપણ કર્યું હતું તે હવે સારી રીતે પલ્લવિત થઈ ગયું હતું અને જનતા તેમના પ્રત્યે આકર્ષિત થવા લાગી હતી. કાશી શાસ્ત્રાર્થ પછી પણ સ્વામીજીએ અનેક સ્થાને પૌરાણિક પંડિતો સાથે શાસ્ત્રાર્થો કર્યા. શાસ્ત્રાર્થના માધ્યમથી તેઓ વેદો જ ઈશ્વર પ્રણીત અને સર્વોપરી પ્રમાણ છે; પુરાણ વગેરે ગ્રંથો મનુષ્યકૃત, સાંપ્રદાયિક અને અપ્રામાણિક છે; હિંદુઓના વિવિધ સંપ્રદાયો વૈદિક ધર્મ સાથે વિરોધ ધરાવે છે; વેદ ભણવા-સાંભળવાનો અધિકાર મનુષ્યમાત્રને છે; મૂર્તિપૂજા, અવતારવાદ, મૃતક શ્રાદ્ધ, જન્મ આધારિત જાતિપ્રથા વગેરે વેદવિરુદ્ધ છે - ઇત્યાદિ મંતવ્યોનું પ્રતિપાદન કરવામાં સફળ રહ્યા. શાસ્ત્રાર્થમાં પ્રગટ થતાં સ્વામીજીના અગાધ પાંડિત્ય અને વાગ્ધારાથી પ્રભાવિત થયેલા અનેક વિદ્વાનો અને પ્રત્યક્ષ દ્રષ્ટાઓ તેમનાં મંતવ્યોની સચ્ચાઈનો સ્વીકાર કરવા લાગ્યા હતા.

કાશી શાસ્ત્રાર્થ પહેલાં પણ સ્વામીજીએ અજમેર, કર્ણવાસ, સોરોં, કાનપુર, ફરુખાબાદ વગેરે અનેક સ્થાને શાસ્ત્રાર્થો કર્યા હતા. કાશી-શાસ્ત્રાર્થ બાદ પણ તેઓ મૃત્યુ પર્યંત પૌરાણિક પંડિતો અને મૌલવીઓ, પાદરીઓ તથા જૈન વિદ્વાનો સાથે શાસ્ત્રાર્થો કરતા રહ્યા. તેમણે કરેલા વિશિષ્ટ શાસ્ત્રાર્થોની સંખ્યા લગભગ પચાસ જેવી છે. સ્વામીજીએ કેટલાક શાસ્ત્રાર્થો લિખિત રૂપે પણ કર્યા છે. જે શાસ્ત્રાર્થનું વિવરણ લહિયાઓ દ્વારા

---

૧૦. કુશલદેવ શાસ્ત્રી, મહર્ષિ દયાનંદ : કાલ ઔર કૃતિત્વ, પાન ૮૪.

લિપિબદ્ધ કરવામાં આવતું હતું તેને બાદમાં સુવિધા અનુસાર પુસ્તક રૂપે પ્રકાશિત પણ કરવામાં આવતું હતું. આ દૃષ્ટિએ કાશી-શાસ્ત્રાર્થ, હુગલી-શાસ્ત્રાર્થ, ચાંદાપુરનો મેળો (સત્ય ધર્મ વિચાર), જાલંધર-શાસ્ત્રાર્થ અને બરેલી-શાસ્ત્રાર્થ (સત્યાસત્ય વિવેક) - આ પાંચ શાસ્ત્રાર્થો વિશેષ ઉલ્લેખનીય છે. બાકીના અજમેર, ઉદયપુર અને મસૂદામાં થયેલા ત્રણ શાસ્ત્રાર્થો સ્વતંત્ર પુસ્તક રૂપે છપાયા ન હતા, પરંતુ તેનું વિશદ વિવરણ સ્વામીજીનાં જીવનચરિત્રોમાં તથા અન્યત્ર અનેક વાર પ્રકાશિત થઈ ચૂક્યું છે. 'ઋષિ દયાનંદ સરસ્વતી કે શાસ્ત્રાર્થ ઔર પ્રવચન' ગ્રંથમાં સ્વામીજીના ઉપરોક્ત આઠ મહત્ત્વપૂર્ણ શાસ્ત્રાર્થોનો સમાવેશ કરવામાં આવ્યો છે.[૧૧] આવી જ રીતે આર્ષ સાહિત્ય પ્રચાર ટ્રસ્ટ દિલ્હી, પરોપકારિણી સભા અજમેર વગેરે અન્ય પ્રકાશક સંસ્થાઓ દ્વારા પ્રકાશિત થતાં સ્વામીજીના શાસ્ત્રાર્થ સંગ્રહનાં ગ્રંથોમાં પણ આ આઠ શાસ્ત્રાર્થોનો સમાવેશ કરવામાં આવ્યો છે.

સ્વામીજી જે કોઈ નગરમાં જતા ત્યાં પોતાના આગમનની સૂચના આપતું વિજ્ઞાપન જરૂર પ્રકાશિત કરતા. આવાં વિજ્ઞાપનોમાં તેમનાં વ્યાખ્યાનોની સૂચના આપવામાં આવતી અને વિદ્વાનોને શાસ્ત્રાર્થનું તથા સામાન્ય જનતાને શંકા-સમાધાનનું આમંત્રણ પણ પાઠવવામાં આવતું. સાથે સાથે એ વાતની પણ સૂચના આપવામાં આવતી કે સ્વામીજી ફક્ત વેદોક્ત મતનો જ સ્વીકાર કરે છે અને વેદબાહ્ય નવીન મત-મજહબોનાં પાખંડોનું દૃઢતાપૂર્વક ખંડન કરે છે. આથી જુદા જુદા સંપ્રદાયોના વિદ્વાનો શાસ્ત્રચર્ચા કે શાસ્ત્રાર્થ કરવા માટે સ્વામીજી પાસે આવતા. સ્વામીજીનો હંમેશાં આગ્રહ રહેતો કે શાસ્ત્રાર્થ નિયમપૂર્વક - ન્યાયપૂર્વક થવો જોઈએ. આ માટે ઘણીવાર બંને પક્ષોને માન્ય હોય એવા નિયમો પણ નક્કી કરવામાં આવતા. જેમ કે, રુડકીમાં દારુલ-ઉલૂમ દેવબંધના પ્રધાન મૌલવી મોહમ્મદ કાસિમની સાથે આયોજિત શાસ્ત્રાર્થના નિયમો નક્કી કરવા માટે એક સમિતિનું ગઠન કરવામાં આવ્યું હતું. કર્નલ માન્સલ અને કેપ્ટન સ્ટુઅર્ટની હાજરીમાં આ સમિતિએ બંને પક્ષોની સંમતિથી શાસ્ત્રાર્થના નિયમો નક્કી કર્યા. સ્વામીજીના અન્ય શાસ્ત્રાર્થોમાં પણ મોટે ભાગે નિયમો નિર્ધારિત કરવામાં આવતા હતા કે જેથી સત્ય-અસત્યના નિર્ણય રૂપી શાસ્ત્રાર્થનું મુખ્ય પ્રયોજન સિદ્ધ થઈ શકે. શાસ્ત્રાર્થના નિયમો નિર્ધારિત કરવાનું કામ સરળ ન હતું. અમુક વાર એવું પણ બન્યું કે બંને પક્ષો વચ્ચે નિયમોની બાબતે સંમતિ ન થઈ શકવાથી શાસ્ત્રાર્થનો વિચાર પડતો મૂક્વો પડ્યો. દેવબંધના મૌલવી મોહમ્મદ કાસિમ સાથે ચાંદાપુર, રુડકી અને મેરઠમાં એમ ત્રણ વાર વાત થઈ, પરંતુ છેલ્લાં બે સ્થાનો પર શાસ્ત્રાર્થ ન થઈ શક્યો. કારણ એ જ હતું કે નિયમોની બાબતે બંને પક્ષો વચ્ચે સંમતિ ન થઈ શકી. ૧૮૭૮માં રુડકીમાં એક વાર તો મૌલવી પ્રસ્તાવિત નિયમોનો સ્વીકાર પણ કરી ચૂક્યા હતા. પરંતુ બાદમાં તેમણે પુનર્વિચાર કર્યો કે આ નિયમોનો સ્વીકાર કર્યા પછી પોતાના પક્ષના લોકોને શાસ્ત્રાર્થમાં મનમાની કે ધાંધલ-ધમાલ કરવાની તક નહિ મળે. આથી મૌલવી બે વાતોને લઈને આગ્રહ કરવા માંડ્યા : ૧. શાસ્ત્રાર્થ

૧૧. ઋષિ દયાનંદ સરસ્વતી કે શાસ્ત્રાર્થ ઔર પ્રવચન, સંપાદક : ભવાનીલાલ ભારતીય.

સાર્વજનિક સભામાં થવો જોઈએ અને ૨. શાસ્ત્રાર્થ ફક્ત મૌખિક જ રહેશે અને તેને લિપિબદ્ધ કરવામાં નહિ આવે. સ્વામીજીને આ બંને શરતો મંજૂર ન હતી; કારણ કે તેનો સ્વીકાર કરવાથી શાસ્ત્રાર્થ સભામાં ગંભીર વિચારવિમર્શ થવાની સંભાવના નહિવત્ જણાતી હતી. ૧૮૭૯માં મેરઠમાં પણ સ્વામીજી અને મૌલવી સાહેબ વચ્ચે શાસ્ત્રાર્થ ન થઈ શક્યો. કારણ કે મુસલમાનો એ વાતનો આગ્રહ કરતા હતા કે બોલવાનો સમય મર્યાદિત ન હોવો જોઈએ અને શાસ્ત્રાર્થ સભામાં આવનારા લોકોની સંખ્યા પર પણ કોઈ મર્યાદા ન હોવી જોઈએ. શાસ્ત્રાર્થમાં જે વિચાર વિમર્શ થાય તેને લેખબદ્ધ કરવાનું પણ મુસલમાનોને મંજૂર ન હતું. જ્યારે સ્વામીજી ઇચ્છતા હતા કે શાસ્ત્રાર્થ લેખબદ્ધ થાય અને સભામાં મર્યાદિત સંખ્યામાં શિક્ષિત અને યોગ્ય લોકોની જ હાજરી હોય. સ્વામીજીને આશંકા હતી કે નિરક્ષર, અસભ્ય અને અયોગ્ય લોકોની અનિયંત્રિત હાજરીથી શાસ્ત્રાર્થનું વાતાવરણ ડહોળાય શકે છે, ઉપદ્રવ થઈ શકે છે; અને જો આવું કંઈ અઘટિત થાય તો શાસ્ત્રાર્થનો મૂળ હેતુ જ માર્યો જાય. એ જ વર્ષે દહેરાદૂનમાં પણ સ્વામીજી અને મૌલવીઓ વચ્ચે શાસ્ત્રાર્થ આયોજિત કરવાની વાત નીકળી. એ માટે સ્વામીજીના કહેવાથી મુસલમાનો જે નિયમો લખી લાવ્યા હતા તેમાં સ્વામીજીએ થોડુંક સંશોધન કરવાની સલાહ આપી, પરંતુ મુસલમાનો એ માટે તૈયાર ન થયા અને શાસ્ત્રાર્થનો વિચાર પડતો મુકાયો. ઓક્ટોબર ૧૮૮૦માં સ્વામીજી ફરી વાર દહેરાદૂન ગયા ત્યારે પણ મુસલમાનો અને ખ્રિસ્તીઓએ તેમની સાથે શાસ્ત્રાર્થ કરવાની કોશિશ કરી. પરંતુ નિયમોની બાબતે સંમતિ ન થતા શાસ્ત્રાર્થ ન થઈ શક્યો. સ્વામીજીની દૃષ્ટિએ શાસ્ત્રાર્થનું પ્રયોજન શું હતું અને એ માટે તેઓ કેવી વ્યવસ્થાની અપેક્ષા રાખતા હતા એ ૧૮૮૦માં તેમના દહેરાદૂન આગમન સમયે ત્યાંના આર્યોએ પ્રકાશિત કરેલા એક વિજ્ઞાપન પરથી સમજી શકાય છે. આ વિજ્ઞાપનમાં લખ્યું હતું :

> સ્વામીજી ફક્ત વેદમતને માને છે અને બીજા નવીન મતો એટલે કે પુરાણી (પૌરાણિક), કુરાની, કિરાની (ખ્રિસ્તી), જૈની વગેરેની ત્રુટિઓ અને બૂરાઈઓને યોગ્ય દલીલો અને શાસ્ત્રોક્ત પ્રમાણોથી સિદ્ધ કરે છે. એટલા માટે ઉક્ત મતોમાંથી જેઓ પોતાના મતની સત્યતા અને વેદમતનું ખંડન કરી શકતા હોય તેઓ સ્વામીજી પાસે આવીને આ રીતે શાસ્ત્રાર્થ કરે : એ માટે પોતાના પક્ષના વીસ સત્યપ્રિય અને ન્યાયકારી વિદ્વાનોને પોતાની સાથે લાવે અને તેમને પંચ ઠરાવે. આ જ રીતે સ્વામીજી તરફથી પણ વીસ મહાનુભાવોને પંચ તરીકે નિયુક્ત કરવામાં આવશે. બંને પક્ષોના પ્રશ્નોત્તર લખવા માટે વક્તા બોલે એવું તરત જ લખી શકે તેવા ત્રણ કુશળ લહિયાઓ (એક સ્વામીજી તરફથી, બીજો વિરોધી પક્ષ તરફથી અને ત્રીજો પંચો તરફથી) નિયુક્ત કરવામાં આવશે. પ્રત્યેક પ્રશ્નોત્તર પર બંને પક્ષો તથા પંચોની સહીઓ કરાવવામાં આવશે. શાસ્ત્રાર્થ પૂરો થઈ જાય પછી પ્રશ્નોત્તરની એક નકલ સ્વામીજી પાસે રહેશે, બીજી વિરોધી પક્ષ પાસે રહેશે અને ત્રીજી પંચોના મત અનુસાર ન્યાયાલયમાં મોકલી આપવામાં

આવશે. આમ કરવાથી કોઈ પણ વ્યક્તિ બાદમાં કોઈ પણ પ્રકારનું પરિવર્તન નહિ કરી શકે અને ન તો કોઈને આ બાબતે ખોટું બોલવાની તક પણ મળશે.[૧૨]

જો શાસ્ત્રાર્થનું પ્રયોજન કોઈ પણ મત, સંપ્રદાય કે મજહબનાં અમુક મંતવ્યો સત્ય છે કે અસત્ય એ નિર્ણય કરવાનું જ હોય, તો પછી આ શાસ્ત્રાર્થ પ્રક્રિયાનો કોઈને પણ વાંધો તો ન જ હોવો જોઈએ. પરંતુ એ જાણીને આશ્ચર્ય થાય છે કે અનેક શાસ્ત્રાર્થો એટલા જ માટે આયોજિત ન થઈ શક્યા કે સ્વામીજીના પ્રતિપક્ષીઓ તેમના વાજબી અને ન્યાયસંગત પ્રસ્તાવોનો સ્વીકાર કરવા જ તૈયાર ન થયા. સનાતની પંડિતો સાથે પણ અનેક શાસ્ત્રાર્થો નિયમો પર સંમતિના અભાવમાં ન થઈ શક્યા. મેરઠમાં 'સનાતન ધર્મ રક્ષિણી' નામની એક સભા સક્રિય હતી. આ સભાને શહેરની અનેક ધનિક અને સંભ્રાંત વ્યક્તિઓનું સંરક્ષણ - સમર્થન પ્રાપ્ત હતું. ૧૮૭૮માં આ સભાએ સ્વામીજી સાથે મૂર્તિપૂજા પર શાસ્ત્રાર્થ કરવાનો પ્રસ્તાવ મૂક્યો. સ્વામીજીએ આ માટે નિયમો ઘડવા કહ્યું. પરંતુ સભાના અધિકારીઓ અને પંડિતોએ નિયમો સ્વીકારવામાં આનાકાની કરી. આથી મેરઠમાં આ શાસ્ત્રાર્થ ન થઈ શક્યો. સ્વામીજી દ્વારા પ્રસ્તાવિત નિયમો એ વાતના સૂચક હતા કે તેઓ શાસ્ત્રાર્થને ખૂબ જ ગંભીરતાથી લેતા હતા. તેમને વિશ્વાસ હતો કે સત્ય-અસત્યનો નિર્ણય કરવામાં શાસ્ત્રાર્થ સહાયક સિદ્ધ થઈ શકે છે. તેમના માટે શાસ્ત્રાર્થ કોઈ સસ્તી પ્રસિદ્ધિ કે ખોટી વાહવાહ લૂંટવાનું સાધન ન હતો. તેઓ તો શાસ્ત્રાર્થ દ્વારા પાખંડખંડન, ધર્મસુધાર અને જનજાગરણ કરવા ઇચ્છતા હતા. કોઈ કોઈ વાર તેઓ શ્રોતાઓની સંખ્યા મર્યાદિત રાખવાનો, શાસ્ત્રાર્થ સ્થળે ફક્ત ટિકિટ દ્વારા જ પ્રવેશ આપવાનો તથા બંને પક્ષનાં વક્તવ્યોને લેખબદ્ધ કરવાનો આગ્રહ પણ એટલા જ માટે કરતા હતા કે જેથી સત્ય-અસત્યનો યોગ્ય રીતે નિર્ણય થઈ શકે.

તેમ છતાં સ્વામીજીએ કરેલા શાસ્ત્રાર્થોની સંખ્યા કમ નથી. ૧૮૬૯માં આયોજિત કાશી શાસ્ત્રાર્થનું વિવરણ એ જ વર્ષે કાશીના લાઇટ પ્રેસથી પુસ્તક રૂપે પ્રકાશિત થયું હતું. ચાંદાપુર મેળાના શાસ્ત્રાર્થનું વિવરણ પ્રથમ વાર ૧૮૭૮માં ઉર્દૂમાં પ્રકાશિત થયું હતું, જે સંસ્કરણ કદાચ આજકાલ ઉપલબ્ધ નથી. ૧૮૮૦માં કાશીના વૈદિક યંત્રાલય દ્વારા તેનું ઉર્દૂ અને હિંદી બંને ભાષાઓમાં પ્રકાશન કરવામાં આવ્યું હતું. આજે પણ આ શાસ્ત્રાર્થ 'સત્ય ધર્મ વિચાર' અથવા 'ચાંદાપુરનો મેળો'ના નામે ઉપલબ્ધ છે. આ જ રીતે સ્વામીજીના બીજા કેટલાક શાસ્ત્રાર્થો પણ જુદી જુદી પુસ્તિકાઓ રૂપે ઉપલબ્ધ છે. એમાંના કેટલાક પહેલી વાર જૂની પત્રિકાઓમાં છપાયા હતા. ૮ એપ્રિલ ૧૮૭૩ના રોજ હુગલીમાં સ્વામીજીનો એક શાસ્ત્રાર્થ પંડિત તારાચરણ સાથે સંસ્કૃતમાં થયો હતો, જેનો રિપોર્ટ એ જ વર્ષે બંગાળી ભાષામાં પ્રકાશિત થયો હતો. આ બંગાળી રિપોર્ટ આજકાલ અપ્રાપ્ય છે, પરંતુ એ જ વર્ષે ભારતેન્દુ હરિશ્ચંદ્રે તૈયાર કરેલું આ શાસ્ત્રાર્થનું હિંદી વિવરણ 'પ્રતિમા પૂજન વિચાર' શીર્ષક હેઠળ કાશીના લાઇટ પ્રેસથી પ્રકાશિત થયું

---

૧૨. લેખરામ આર્યપથિક, મહર્ષિ દયાનંદ સરસ્વતી કા જીવનચરિત્ર, પાન ૫૧૧ અને સત્યકેતુ વિદ્યાલંકાર રચિત આર્યસમાજ કા ઇતિહાસ, ભાગ ૧, પાન ૩૩૨.

હતું, જે આજે પણ પ્રકાશિત થાય છે. આ ઉપરાંત ફરુખાબાદ, કાનપુર, કલકત્તા, મુંબઈ વગેરેમાં પૌરાણિક પંડિતો સાથે થયેલા સ્વામીજીનાં શાસ્ત્રાર્થો, શંકા-સમાધાન અને પ્રશ્નોત્તર વગેરેનું વિવરણ પણ તત્કાલીન અનેક પત્ર-પત્રિકાઓમાં પ્રકાશિત થયું હતું, જે સ્વામીજીનાં જીવનચરિત્રો, શાસ્ત્રાર્થ-સંગ્રહો વગેરેમાં આજે પણ ઉપલબ્ધ છે.

સ્વામીજીએ ખ્રિસ્તી પાદરીઓ સાથે પણ અનેક શાસ્ત્રાર્થો કર્યા હતા. ૨૮ નવેમ્બર ૧૮૭૮ના રોજ અજમેરના પ્રેસ્બિટેરિયન મિશનના પાદરી ડૉ. હસબૅન્ડ અને પાદરી ગ્રે સાથે સ્વામીજીનો શાસ્ત્રાર્થ થયો. આ શાસ્ત્રાર્થની અધ્યક્ષતા જ્યુડિશિયલ આસિસ્ટંટ કમિશનર સરદાર બહાદુર મુંશી અમીનચંદે કરી હતી. બંને પક્ષો દ્વારા કહેવામાં આવતી તમામ વાતોને લિપિબદ્ધ કરવા માટે ત્રણ લહિયાઓ નિયુક્ત કરવામાં આવ્યા હતા, જેમાં બે હિંદુઓ અને એક મુસલમાન હતા. આ શાસ્ત્રાર્થનું વિવરણ અજમેરની 'આર્યદર્પણ' પત્રિકામાં પ્રકાશિત થયું હતું. આજે પણ એ 'અજમેર શાસ્ત્રાર્થ'ના નામે ઉપલબ્ધ છે. ઓગસ્ટ ૧૮૭૯માં સ્વામીજી અને બરેલીના ખ્રિસ્તીઓ વચ્ચે એક શાસ્ત્રાર્થ થયેલો, જેમાં ટી.જે. સ્કૉટ નામના પાદરી સ્વામીજીના પ્રતિપક્ષી હતા. આ પાદરી સ્વામીજીથી સુપરિચિત હતા અને સ્વામીજીના ભક્ત અને પ્રશંસક હતા. આ પહેલાં પણ તેઓ ચાંદાપુરના મેળામાં સ્વામીજી સાથે શાસ્ત્રાર્થ કરી ચૂક્યા હતા. બરેલીના આ શાસ્ત્રાર્થનું વૃત્તાંત પહેલી વાર ૧૮૭૯માં શાહજહાંપુરના આર્યભૂષણ પ્રેસથી પ્રકાશિત થયું હતું. આ શાસ્ત્રાર્થનું વિવરણ 'સત્યાસત્ય વિવેક' નામના લઘુ પુસ્તક રૂપે તથા સ્વામીજીના જીવનચરિત્રો અને શાસ્ત્રાર્થ સંગ્રહોમાં આજે પણ ઉપલબ્ધ છે. ડૉ. ભવાનીલાલ ભારતીયના 'ભારત મેં ઈસાઈયત ઔર સ્વામી દયાનંદ' નામના પુસ્તકમાં સ્વામીજીએ ખ્રિસ્તી પ્રચારકો અને વિદ્વાનો સાથે કરેલા શાસ્ત્રાર્થો અને વિચારવિમર્શોનું વિસ્તારથી વર્ણન કરવામાં આવ્યું છે.

૨૪ સપ્ટેંબર ૧૮૭૭ના રોજ જાલંધરમાં સ્વામીજીનો મૌલવીઓ સાથે એક પ્રસિદ્ધ શાસ્ત્રાર્થ થયો હતો. આ શાસ્ત્રાર્થમાં મૌલવી હસન ઉર્ફ વલી મુહમ્મદ તપાખી પ્રતિપક્ષી હતા. આ શાસ્ત્રાર્થનું વૃત્તાંત એ જ વર્ષે લાહોરના પંજાબી પ્રેસ દ્વારા પ્રકાશિત કરવામાં આવ્યું હતું. આ શાસ્ત્રાર્થ આજે પણ ઉપલબ્ધ છે. સ્વામીજીએ ઉદયપુરમાં પણ મુસલમાનો સાથે એક શાસ્ત્રાર્થ ચલાવ્યો હતો, જેમાં મૌલવી અબ્દુલ રહમાન પ્રતિપક્ષી હતા. આ મૌલવી પોલીસ સુપરિન્ટેન્ડન્ટ અને ન્યાયાધીશ હતા. આ શાસ્ત્રાર્થ ૧૧, ૧૩ અને ૧૭ સપ્ટેંબર ૧૮૮૨ના રોજ એમ ત્રણ દિવસ ચાલ્યો હતો. આ શાસ્ત્રાર્થનું વિવરણ આજે પણ ઉપલબ્ધ છે. આ જ રીતે સ્વામીજીએ જૈન વિદ્વાનો સાથે પણ શાસ્ત્રાર્થો અને પ્રશ્નોત્તર કર્યા હતા, જેનો ઉલ્લેખ સ્વામીજીનાં જીવનચરિત્રોમાં જોવા મળે છે. ઉદાહરણ તરીકે, સ્વામીજીનો જુલાઈ ૧૮૮૧માં અજમેર પાસે આવેલા મસૂદામાં સિદ્ધકરણ નામના એક શ્વેતાંબર જૈન સાધુ સાથે મહત્ત્વપૂર્ણ શાસ્ત્રાર્થ થયો હતો. આ શાસ્ત્રાર્થ બીજા જ વર્ષે અજમેર આર્યસમાજના 'દેશહિતૈષી' માસિકના છ અંકોમાં ક્રમશઃ પ્રકાશિત થયો હતો. આ શાસ્ત્રાર્થ આજે પણ સુલભ છે.

એમાં કોઈ સંદેહ નથી કે સ્વામીજીએ કરેલા શાસ્ત્રાર્થો પાછળ તેમનો ઉદ્દેશ્ય માત્ર સત્ય-અસત્યનો નિર્ણય કરવાનો જ હતો. અન્ય મતાવલંબીઓની ધાર્મિક ભાવનાને ઠેસ પહોંચાડવાનો, તેમનું મન દુઃખવવાનો કે તેમના મત-મજહબ પર મિથ્યા આક્ષેપ કરવાનો તેમનો લેશમાત્ર અભિપ્રાય ન હતો. એટલા માટે શાસ્ત્રાર્થના નિયમોનું નિર્ધારણ કરતી વખતે તેઓ એ શરત જરૂર મૂકતા કે શાસ્ત્રાર્થમાં જે પક્ષ પરાજિત થાય તે વિજેતા પક્ષનાં મંતવ્યોનો સ્વીકાર કરી લે. તેઓ પોતે પણ આ શરતના પાલન માટે હંમેશાં તત્પર રહેતા.

સ્વામીજીએ પોતાનાં ભાષણો તથા લેખોમાં માનવજાતિને એકમત કરવાની આવશ્યકતા, તેની સંભાવના અને વિધિ અંગે વિસ્તૃત પ્રકાશ પાડ્યો છે. આ ઉદ્દેશ્યની પૂર્તિ માટે તેમણે સાહિત્ય, શંકા-સમાધાન, શાસ્ત્રાર્થ અને ઉપદેશના માધ્યમથી પૂરો પ્રયાસ કર્યો. તેમના પુરુષાર્થથી માનવ-વિચારોમાં ક્રાંતિ ઉત્પન્ન થઈ. ધર્મ અને અધ્યાત્મના ક્ષેત્રમાં શબ્દપ્રમાણની સાથે સાથે તર્ક અને વૈજ્ઞાનિક અભિગમનો માર્ગ મોકળો થયો. સત્યના પ્રતિપાદન અને અસત્યના ખંડનમાં જે યુક્તિઓ અને પ્રમાણો તેમણે આજથી લગભગ દોઢસો વરસ પહેલાં આપ્યાં હતાં, તેનો વિપક્ષીઓ આજ સુધી યથાયોગ્ય પ્રતિવાદ કરી શક્યા નથી. આજે પણ આપણે સ્વામીજીનાં એ તર્ક, પ્રમાણ અને યુક્તિઓનો ભરપૂર લાભ ઊઠાવી શકીએ છીએ.

સ્વામીજી સત્ય સિદ્ધાંતોનું પ્રતિપાદન અને અસત્યનું ખંડન બહુ જ દૃઢતાથી અને સ્પષ્ટ શબ્દોમાં કરતા હતા. તેમની વાણી શ્રોતાઓનાં હૃદયમાં પ્રવેશ કરી તેમના મસ્તિષ્કમાં હલચલ ઉત્પન્ન કરી દેવાનું અદ્‌ભુત સામર્થ્ય ધરાવતી હતી. આથી અનેક લોકો તેમની સાથે શંકા-સમાધાન અને પ્રશ્નોત્તર કરવા માટે સહજતાથી પ્રવૃત્ત થતા હતા. અને જ્યારે કોઈ મતાવલંબીઓ સ્વામીજી સામે પોતાને વેદ વગેરે શાસ્ત્રોના જ્ઞાનમાં અતિ ન્યૂન કે નગણ્ય અનુભવ કરતા ત્યારે તેઓ પોતાના મત-સંપ્રદાયના વિદ્વાનોને આગ્રહ કરતા કે, જો તમને સ્વામીજીની વાત મિથ્યા લાગતી હોય તો તમારે એમની સાથે શાસ્ત્રાર્થ કરવો જોઈએ.

અનેક પંડિતો તો સ્વામીજીની વિદ્યા અને યુક્તિઓ - દલીલો સાંભળીને જ શાસ્ત્રાર્થ કરવાનું ટાળતા. અમુક વિદ્વાનો કંઈ ને કંઈ બહાનાં કાઢીને તેમની સામે જવાથી બચતા. કેટલાક લોકો એવા પણ હતા કે જેમને સત્ય-અસત્યના નિર્ણયમાં કોઈ રસ ન હતો, પરંતુ તેઓ ફક્ત હુલ્લડ કરવા જ આવતા. કેટલાકનો તો સ્વામીજીની સાથે વાર્તાલાપ કરીને અને તેમનું પાંડિત્ય જોઈને જ અવાજ બંધ થઈ જતો અને તેઓ શાસ્ત્રાર્થ કે શંકા-સમાધાન કર્યા વિના જ પાછા ફરતા. કેટલાક લોકો સ્થાનિક પંડિતો પર શાસ્ત્રાર્થ કરવાનું દબાણ કરતા, પરંતુ એ પંડિતો પણ ચૂપચાપ ત્યાંથી બીજે ક્યાંક સરકી જતા. કેટલાક પંડિતો તો સ્વામીજીના આગમનના સમાચાર સાંભળીને જ શાસ્ત્રાર્થના ભયથી નગર છોડીને ચાલ્યા જતા. કેટલાક વિપક્ષીઓ એવા પણ હતા કે જે શાસ્ત્રાર્થનું સ્થાન અને સમય નક્કી કર્યા બાદ શાસ્ત્રાર્થ સ્થળે દેખાતા જ નહોતા. કેટલાક એવા પણ હતા કે જેઓ જનતાને ખોટું ખોટું એવું બતાવતા રહેતા કે, અમે તો દયાનંદની સાથે શાસ્ત્રાર્થ

કરવા તૈયાર છીએ; પરંતુ હકીકતમાં તેઓ સ્વામીજી અહીંથી ક્યારે પ્રસ્થાન કરવાની તૈયારી કરે છે તેની જ રાહ જોઈને બેસી રહેતા. આમ, સ્વામીજીના કેટલાક વિરોધીઓ જુદાં જુદાં બહાનાં કાઢીને શાસ્ત્રાર્થથી બચવાના પ્રયત્નો કરતા. જ્યારે સ્વામીજી તો સત્ય-અસત્યના નિર્ણય માટે શાસ્ત્રાર્થ કરવા હંમેશાં તૈયાર રહેતા. સ્વામીજીના વિરોધીઓ દ્વારા કરવામાં આવતી આવી હરકતો જોઈને તથા સ્વામીજીના શાસ્ત્રાર્થો અને શંકા-સમાધાનથી પ્રભાવિત થઈને અનેક લોકો સ્વામીજીના શિષ્યો થઈ જતા. સ્વામીજીનાં વિદ્વત્તા અને ધર્મોપદેશથી પ્રભાવિત થઈને કેટલાક વિરોધીઓ પણ તેમના પ્રશંસક અને અનુયાયી થઈ જતા. સ્વામીજીની તાર્કિક વાતો સાંભળીને નાસ્તિકો પણ આસ્તિક થઈ જતા.

ભલે આપણા પુરાતન ઋષિમુનિઓનો સિદ્ધાંત અને વ્યવહાર એવો રહ્યો છે કે, સત્યના અનુસંધાન અને પ્રતિપાદન માટે 'બ્રહ્મોદ્ય', સંગોષ્ઠિ, શંકા-સમાધાન, વાદ અને શાસ્ત્રાર્થ વગેરે ખૂબ જ ઉપયોગી માધ્યમો છે, પરંતુ આજકાલ આપણા સમાજમાં એવી અસ્વસ્થ વૃત્તિ ઘર કરતી જાય છે કે, હું મારી વાત કહેતો રહું અને તમે તમારી વાત કહેતા રહો, પરંતુ કોઈએ કોઈનું ખંડન કે સમાલોચના ન કરવી જોઈએ. પરંતુ સ્વામી દયાનંદની દૃષ્ટિએ આવી સમાધાનવૃત્તિ સંસારના વ્યાપક હિત માટે અનુચિત છે અને માટે તેનો પ્રતિકાર - પ્રતિવાદ કરવો જરૂરી છે. તેમણે સત્યાર્થપ્રકાશની ભૂમિકામાં લખ્યું છે :

> મનુષ્યનો આત્મા સત્ય-અસત્યને જાણનારો છે. તેમ છતાં પોતાના પ્રયોજનની સિદ્ધિ, હઠ, દુરાગ્રહ અને અવિદ્યા વગેરે દોષોને કારણે તે સત્યને છોડીને અસત્ય તરફ ઝૂકી જાય છે.

આ દાર્શનિક વાસ્તવિકતાને આત્મસાત્ કરીને સ્વામીજી એક સંન્યાસી તરીકે પોતાનું કર્તવ્ય સમજીને સત્યનું મંડન અને અસત્યનું ખંડન પૂરી નિષ્ઠાથી નિરંતર કરતા જ રહ્યા. તેમને આ રીતે કરવામાં આવતા ખંડનમંડનના અવશ્યંભાવી લાભ અને તેનાથી થતા માનવતાના વ્યાપક હિતમાં પૂરો વિશ્વાસ હતો. સ્વામીજીના સમયની તથા વીસમી સદીના પૂર્વાર્ધ સુધીના સમયની એક ખાસ વાત એ હતી કે ત્યારે સર્વ મત-પંથો અને મજહબોના અનુયાયીઓમાં પરસ્પર સહિષ્ણુતા અને સૌહાર્દનો ભાવ આજની તુલનામાં કંઈક સારો હતો. તેઓ પ્રતિપક્ષી વિદ્વાનની વાત સાંભળવાની ધીરજ રાખતા હતા અને પરસ્પર તર્ક-વિતર્ક અને યુક્તિ-પ્રયુક્તિ દ્વારા સત્યનું અનુસંધાન કરવા માટે તત્પર રહેતા હતા. પરંતુ વર્તમાનમાં આવી સહિષ્ણુતા અને એકબીજા સાથે વિચારવિમર્શ કરીને સત્યને ગ્રહણ કરવાની ઉત્સુકતા ભાગ્યે જ જોવા મળે છે. આથી શાસ્ત્રાર્થો લગભગ બંધ જ થઈ ગયા છે. આ ઉપરાંત ઘણી વાર એવું પણ કહેવામાં આવે છે કે, શાસ્ત્રાર્થ કરવાથી હિંદુ સમાજના જુદા જુદા ઘટકો તેમ જ જુદા જુદા મત-મજહબોના અનુયાયીઓ વચ્ચેના સૌહાર્દ ભાવને ઠેસ પહોંચે છે અને તેમની વચ્ચે બીનજરૂરી તણાવ, દ્વેષ અને સંઘર્ષ ઉત્પન્ન થાય છે. પરંતુ આ વિચાર પણ બિલકુલ એકાંગી છે; કારણ કે માનવમાત્રમાં વાસ્તવિક ધર્મને -

સત્યને જાણવાની જિજ્ઞાસા સહજ છે. માટે જો પૂર્વાગ્રહમુક્ત થઈને વિશુદ્ધ ભાવથી ન્યાયપૂર્વક શાસ્ત્રાર્થ કરવામાં આવે તો તેનાથી સૌને જરૂર સત્યની પ્રાપ્તિ થઈ શકે છે. આથી માનવ સમાજ વિવેકી અને સ્વસ્થ બને છે. આર્યસમાજમાં સ્વામી દયાનંદ ઉપરાંત બીજા એવા અનેક શાસ્ત્રાર્થ મહારથી વિદ્વાનો થયા છે કે જેઓ કોઈ પણ પ્રકારની કટુ ઉક્તિ, વ્યંગ કે આક્ષેપનો પ્રયોગ કર્યા વગર શાસ્ત્રાર્થ દ્વારા પોતાના વિરોધીઓને પણ સ્વમત અનુકૂળ બનાવીને સત્ય સ્વીકાર કરાવી શકતા હતા. આમ, શાસ્ત્રાર્થ પ્રણાલીનું ઔચિત્ય સ્વતઃ સિદ્ધ અને નિર્વિવાદ છે. છતાંય જો કોઈ શાસ્ત્રાર્થમાં પૂરો લાભ નજરે ન પડતો હોય અને કંઈક મુશ્કેલીઓ અનુભવ થતી હોય તો સમજવું જોઈએ કે તેમાં શાસ્ત્રાર્થનો નહિ, પરંતુ શાસ્ત્રાર્થકર્તા લોકોની ભાવનાનો, તેમની ન્યાયદૃષ્ટિનો તથા કાર્ય-પ્રણાલીનો કોઈ દોષ જવાબદાર છે. આવું સમજીને તેમાં જરૂરી સુધારો કરવો જોઈએ કે જેથી અર્થપૂર્ણ શાસ્ત્રાર્થ થઈ શકે.

## સ્વામી દયાનંદની શાસ્ત્રાર્થ નિયમાવલી

ડૉ. કુશલદેવ શાસ્ત્રીએ 'મહર્ષિ દયાનંદ - કાલ ઔર કૃતિત્વ'[૧૩] નામના ગ્રંથમાં સ્વામીજીની શાસ્ત્રાર્થ નિયમાવલી વિશે લખ્યું છે :

> મહર્ષિ દયાનંદજી 'સત્યવાદી, સત્યમાની અને સત્યકારી' હતા. તેઓ પ્રત્યેક કાર્ય નિર્ભયતાપૂર્વક અને ઉઘાડે છોગે કરતા હતા. તેઓ સંઘર્ષથી બચવાની ભાવનાથી કાર્ય કરનારા નહોતા, પરંતુ તેમનામાં 'આ બૈલ મુઝે માર'ની પ્રવૃત્તિ હતી. એટલે કે સત્યની સ્થાપના માટે તેઓ સમસ્યાઓ અને મુશ્કેલીનો સામનો કરવા હંમેશાં તત્પર રહેતા હતા. ભલે પ્રાણ પણ જાય, પરંતુ તેઓ હંમેશાં સત્ય જ કહેતા હતા. પરિણામના ભયથી ડરીને સત્યથી વિમુખ થઈ જનારાઓમાં તેમની ગણના કદાપિ ન થઈ શકે. આથી જ શ્રી અરવિંદ ઘોષે સ્વામીજીને 'સત્યના યોદ્ધા' ('soldier of Light') કહ્યા છે.[૧૪]

સાર્વજનિક વિજ્ઞાપનો દ્વારા શાસ્ત્ર-ચર્ચા કે શાસ્ત્રાર્થોનું આહ્‌વાન પ્રકાશિત કર્યા બાદ, શાસ્ત્રાર્થ માટે ઉત્સુક પ્રતિપક્ષીઓની સામે શાસ્ત્રાર્થના નિયમો પ્રસ્તુત કરવામાં આવતા હતા. પંડિત ભગવદ્દત્ત બી.એ. અને મહામહોપાધ્યાય પંડિત યુધિષ્ઠિર મીમાંસક દ્વારા સંપાદિત 'મહર્ષિ દયાનંદ સરસ્વતી કે પત્ર ઔર વિજ્ઞાપન' તથા ડૉ. ભવાનીલાલ ભારતીય દ્વારા સંપાદિત 'મહર્ષિ દયાનંદ સરસ્વતી કે શાસ્ત્રાર્થ ઔર પ્રવચન' વગેરેમાંથી સંગૃહીત કરીને અહીં મહર્ષિ દયાનંદની શાસ્ત્રાર્થ નિયમાવલી - ત્રીસ નિયમોની એક યાદી પ્રસ્તુત કરવામાં આવે છે. મારી જાણકારી અનુસાર શાસ્ત્રાર્થો કરતાં પહેલાં સ્વામીજીએ

---

૧૩. કુશલદેવ શાસ્ત્રી, મહર્ષિ દયાનંદ : કાલ ઔર કૃતિત્વ, પાન ૮૯-૯૦.

૧૪. અરવિંદ ઘોષ, બંકીમ-તિલક-દયાનંદ, પાન ૪૫.

જે-જે શરતો મૂકી હતી એ બધી જ શરતોનો સમાવેશ આ નિયમાવલીમાં થઈ જાય છે. આ નિયમાવલી ભાવિ શાસ્ત્રાર્થ મહારથીઓને પણ ઉપયોગી બની રહેશે એ હેતુથી અહીં આપવામાં આવે છે :

૧. શાસ્ત્રાર્થમાં મધ્યસ્થ (અર્થાત્ પ્રામાણિક ગ્રંથના રૂપમાં) વેદ રહેશે.

૨. શાસ્ત્રાર્થનું સ્થાન ન તો વાદી સાથે સંબંધ ધરાવતું હશે અને ન તો પ્રતિવાદી સાથે સંબંધ ધરાવતું હશે. એ એક તટસ્થ અને મધ્યસ્થ સ્થાન હોવું જોઈએ.

૩. જે શાસ્ત્ર-વચનો પ્રસ્તુત કરવામાં આવે તે વચનો શાસ્ત્રાર્થમાં બતાવવાં પડશે.

૪. શાસ્ત્રાર્થના પ્રબંધક (યથાસંભવ) કોઈ રાજપુરુષ હોવા જોઈએ અથવા બાર કે વીસ સજ્જનોની એક પ્રબંધક સમિતિ હોવી જોઈએ અને તેના સભાપતિ રૂપે કોઈ ન્યાયાધીશને નિયુક્ત કરવામાં આવે.

૫. શાસ્ત્રાર્થની તારીખ, સમય, સ્થળ અને વિષયનું નિર્ધારણ પહેલાં જ એકદમ સ્પષ્ટતાથી થઈ જવું જોઈએ.

૬. શાસ્ત્રાર્થ-ક્ષેત્રમાં પ્રવેશ કરી શકે એ માટે ચતુર અને બુદ્ધિમાન લોકોને ટિકિટ વહેંચી દેવી જોઈએ.

૭. શાસ્ત્રાર્થમાં હાજર રહેનારા શ્રોતાઓની સંખ્યા દરેક પક્ષ માટે ઓછામાં ઓછી પચાસ અને વધુમાં વધુ બસો કે ત્રણસો રહેવી જોઈએ.

૮. દરેક પક્ષ પોતાના તરફથી હાજર રહેલા લોકોને નિયમમાં - અનુશાસનમાં રાખશે અને તેમના માટે બધી રીતે જવાબદાર રહેશે.

૯. શાસ્ત્રાર્થમાં દરેક પક્ષ તરફથી યોગ્ય પંડિતોની સંખ્યા દસથી વધારે ન હોવી જોઈએ. હા, દસથી ઓછા પંડિતો રાખવાનો અધિકાર તો રહેશે.

૧૦. બંને પક્ષમાંથી (પ્રમુખ રૂપે) ફક્ત એક જ પંડિત સભામાં ભાષણ કરશે. (જેમ કે, એક તરફથી સ્વામીજી અને બીજી તરફથી પંડિત શ્રીગોપાલ અથવા એક તરફથી સ્વામીજી અને બીજી તરફથી મૌલવી મુહમ્મદ કાસિમ, અથવા એક તરફથી સ્વામીજી અને બીજી તરફથી મિસ્ટર જૉસેફ કુક સાહેબ).

૧૧. શાસ્ત્રાર્થની વેદી પર પંડિતો - વિદ્વાનો સિવાય કોઈ પણ અભણ - અવિદ્વાન - અશિક્ષિત વ્યક્તિ ન હોવી જોઈએ.

૧૨. શાસ્ત્રાર્થમાં બંને તરફથી બુદ્ધિમાનોની જેમ સભ્યતાપૂર્વક વાતચીત કરવાની રહેશે અને કોઈના પણ પૂર્વજો કે નેતાઓ વિશે કઠોર વચનોનો પ્રયોગ કરવામાં નહિ આવે.

૧૩. જ્યાં સુધી એક પક્ષનું વક્તવ્ય પૂરું ન થઈ જાય ત્યાં સુધી બીજો પક્ષ વચ્ચે બોલી નહિ શકે.

૧૪. શાસ્ત્રાર્થ વિરોધ ભાવથી નહિ, પરંતુ સત્ય-અસત્યના નિર્ણય માટે કરવામાં આવશે.

૧૫. બંને પક્ષ પોતપોતાના દૃષ્ટિકોણ અનુસાર સમાચારપત્રોમાં શાસ્ત્રાર્થના આયોજનની પૂર્વ સૂચના આપનારાં વિજ્ઞાપન પ્રકાશિત કરી શકશે.

૧૬. બંને પક્ષ માટે સર્વ સંમતિથી એક સર્વમાન્ય સભાપતિ નિયુક્ત કરવામાં આવશે.

૧૭. જો જરૂર પડે તો શાસ્ત્રાર્થમાં દુભાષિયાની પણ નિયુક્તિ કરવામાં આવશે. (મુંબઈ પહોંચ્યા બાદ ૧૮ જાન્યુઆરી ૧૮૮૨ના રોજ મિસ્ટર કુક સાહેબને લખેલા પત્રમાં સ્વામીજીએ દુભાષિયાની વ્યવસ્થા પ્રસ્તુત કરી હતી; કારણ કે મહર્ષિ અંગ્રેજી નહોતા જાણતા અને પાદરી કુક સંસ્કૃત નહોતા જાણતા.)

૧૮. બંને પક્ષ શાસ્ત્રાર્થને જનસામાન્યની ભાષામાં સમજાવવા-સંભળાવવા માટે સહયોગી પંડિતોની મદદ લઈ શકશે. (આવી વ્યવસ્થા વૈષ્ણવ મતાવલંબી કમલનયન આચાર્યની સાથે મુંબઈમાં આયોજિત થનારા શાસ્ત્રાર્થ વખતે પ્રસ્તુત કરવામાં આવી હતી.)

૧૯. શાસ્ત્રાર્થ થતાં પહેલાં બંને પક્ષોએ સંમતિપૂર્વક શાસ્ત્રાર્થનો યથાસંભવ દરેક શબ્દ લખી શકે તેવા ઓછામાં ઓછા એક અને વધુમાં વધુ ત્રણ આશુ-લેખકો (અનુલેખકો) નિયુક્ત કરી લેવા.

૨૦. શાસ્ત્રાર્થ શરૂ થાય એટલે ત્રણ આશુ-લેખકોમાંથી એક સભાપતિની પાસે, બીજો વાદીની પાસે અને ત્રીજો પ્રતિવાદીની પાસે બેસે અને શાસ્ત્રાર્થનો દરેક શબ્દ ધ્યાનપૂર્વક લખી લે.

૨૧. શાસ્ત્રાર્થકર્તાનું કથન પૂરું થાય એટલે તેમનું અનુલિખિત વક્તવ્ય સભામાં ઉપસ્થિત લોકોને સંભળાવવામાં આવશે તથા પ્રત્યેક પ્રશ્નોત્તર પર બંને પક્ષોના હસ્તાક્ષર લેવામાં આવશે કે જેથી બાદમાં એ બાબતે કોઈને સંશય ન રહે.

૨૨. બંને પક્ષ તરફથી શાસ્ત્રાર્થના પ્રશ્નોત્તર લખવા માટે એક આશુલિપિક સ્વામીજી તરફથી, બીજો વિપક્ષ તરફથી અને ત્રીજો પંચોની તરફથી નિયત કરવામાં આવશે.

૨૩. શાસ્ત્રાર્થની સભામાં જો કોઈ વ્યક્તિ કોઈની પણ પ્રત્યે પક્ષપાત અને રાગ પ્રદર્શિત કરશે તો તેને હજાર બ્રહ્મહત્યા જેટલું પાપ લાગ્યું ગણાશે.

૨૪. દરેક શાસ્ત્રાર્થકર્તાના લેખને મેળવ્યા બાદ દરરોજ બંને પક્ષના હસ્તાક્ષર લઈને તેની એક એક પ્રત દરેક પક્ષને આપવામાં આવશે અને એક પ્રતને પેટીમાં બંધ કરીને તેના પર બંને પક્ષ તથા સભાપતિનાં તાળાં મારીને

એ સભાપતિને સોંપવામાં આવશે કે જેથી બાદમાં કોઈ તેમાં કશું પરિવર્તન ન કરી શકે અને જરૂર પડ્યે એ લેખ કામમાં આવે.

૨૫. શાસ્ત્રાર્થ પૂરો થઈ જાય ત્યારે અનુલિખિત શાસ્ત્રાર્થની પ્રતો પર સભાપતિ ઉપરાંત વાદી, પ્રતિવાદી તથા બંને પક્ષના ત્રણ-ત્રણ કે ચાર-ચાર મુખ્ય સભ્યોના પણ સાક્ષી રૂપે હસ્તાક્ષરો લેવામાં આવશે.

૨૬. મહર્ષિ વેદોના ઉત્તરદાતા થઈને ફક્ત કુરાન પર જ આક્ષેપો કરશે અને મૌલવી સાહેબ કુરાનના ઉત્તરદાતા થઈને ફક્ત વેદો પર જ આક્ષેપો કરશે. (આવું જ બીજા મતાવલંબીઓના સંદર્ભમાં પણ સમજવું જોઈએ.) અથવા બંને પક્ષોએ વેદો તથા પ્રત્યક્ષાદિ પ્રમાણો, સૃષ્ટિક્રમ અને સત્યધર્મથી યુક્ત ભાષણ કરવું તથા માનવું પડશે.

૨૭. પરાજિત વિદ્વાને વિજેતા વિદ્વાનના મંતવ્યનો સ્વીકાર કરવો પડશે. (જો પંડિતજી મૂર્તિપૂજાનું મંડન કરી દેશે તો તેમની બધી વાતોને સાચી માની લેવામાં આવશે અને મહર્ષિજી મૂર્તિપૂજાનું ખંડન છોડીને મૂર્તિપૂજા સ્વીકાર કરી લેશે; અને જો મહર્ષિ મૂર્તિપૂજાનું ખંડન કરી દે તો તેમની બીજી વાતોને પણ સત્ય સમજવામાં આવશે અને પંડિતજી એ જ સમયે મૂર્તિપૂજા છોડીને મૂર્તિપૂજાનું ખંડન સ્વીકારી લેશે. આવુ જ (અન્યત્ર પણ) બંને પક્ષે સ્વીકારવાનું રહેશે.

૨૮. શાસ્ત્રાર્થ પહેલાં બંને પક્ષો ક્યારેક ક્યારેક એ વાત પર પણ સહમત થતા નજરે પડે છે કે, શાસ્ત્રાર્થ તો થશે પરંતુ હાર-જીતનો નિર્ણય કરવામાં નહિ આવે. શાસ્ત્રાર્થના દર્શકો અને પાઠકો જ પોતપોતાની બુદ્ધિ અનુસાર જય-પરાજયનો નિશ્ચય કે નિર્ણય કરી લેશે. (આવી સ્થિતિમાં શાસ્ત્રાર્થને બદલે શાસ્ત્ર-ચર્ચાને વિશેષ મહત્ત્વ આપવામાં આવે છે. અને આ ઠીક પણ છે; કારણ કે જય-પરાજયને એટલું બધું મહત્ત્વ ન આપવું જોઈએ કે શાસ્ત્રાર્થ કે શાસ્ત્ર-ચર્ચાની પરંપરા જ બંધ થઈ જાય.)

૨૯. બંને પક્ષને સંપન્ન થયેલા શાસ્ત્રાર્થને પુસ્તક રૂપે પ્રકાશિત કરવાનો સર્વ અધિકાર રહેશે.

૩૦. જીવન-રક્ષાની દૃષ્ટિએ શાસ્ત્રાર્થનું સ્થાન સુરક્ષિત હોવું જોઈએ.

શાસ્ત્રાર્થની આ નિયમાવલી વાંચીને એવું ન સમજવું જોઈએ કે, મહર્ષિ દયાનંદજીએ આ ત્રીસેય નિયમોને પૂરેપૂરા લાગુ કે માન્ય કર્યા બાદ જ શાસ્ત્રાર્થો કર્યા હતા. શાસ્ત્ર-ચર્ચા અને સત્ય-અસત્યના નિર્ણયને મહત્ત્વ આપીને સમય અનુસાર આ પૈકી અમુક અમુક નિયમોની પૂર્તિના અભાવમાં પણ મહર્ષિજીએ શાસ્ત્રાર્થો કર્યા છે. પરંતુ આ નિયમો પરથી એટલું સ્પષ્ટ થાય છે કે, મહર્ષિ વેદોના પ્રકાંડ વિદ્વાન જ ન હતા, તેમના મસ્તિષ્કમાં સતર્ક અને સમયોચિત વ્યાવહારિક પ્રજ્ઞા પણ નિવાસ કરતી હતી. તેઓ વેદધર્મ અનુસાર પ્રીતિપૂર્વક આચરણ કરવામાં જ દક્ષ નહોતા, પરંતુ સમયાનુસાર યથાયોગ્ય વ્યવહાર

કરવાનું પણ જાણતા હતા. શાસ્ત્રાર્થના સ્થાનને જીવન-રક્ષાની દૃષ્ટિએ સુરક્ષિત કરવાના સંદર્ભે પોતાની ભૂમિકા સ્પષ્ટ કરતાં તેમણે લખ્યું છે :

> જોકે મને મારો શરીરપાત - હત્યા થઈ જાય તેનો કંઈ જ શોક નથી, પરંતુ મને એ વાતનો શોક છે કે જો મારું શરીર નહિ રહે તો જે પરોપકારને માટે હું મારા આ શરીરની રક્ષા કરી રહ્યો છું, એ પરોપકાર કરવાનો રહી જશે. આથી તમે લોકો મને શાસ્ત્રાર્થ માટે જ્યાં આવવાનું કહો છો ત્યાં આવવું હું યોગ્ય સમજતો નથી. - **દયાનંદ સરસ્વતી**[૧૫]

## સ્વામી દયાનંદના જીવનચરિત્રમાં ઉલ્લિખિત મૂર્તિપૂજા વિષયક શાસ્ત્રાર્થો અને વિશેષ શંકા-સમાધાન અથવા પ્રશ્નોત્તર

સ્વામીજી જ્યારે ૧૪ વર્ષના બાળક મૂળશંકર હતા ત્યારે શિવરાત્રિએ ટંકારાના શિવાલયમાં શિવલિંગ પર ફરતા ઉંદરોને જોઈને તેમના મનમાં મૂર્તિપૂજા વિશે શંકા ઉત્પન્ન થઈ હતી. તેમણે તરત જ પોતાના પિતાજી કરસનજી ત્રિવાડીને જગાડ્યા અને તેમની સમક્ષ મૂર્તિપૂજા અંગે પોતાની શંકા પ્રસ્તુત કરી અને પ્રશ્નોત્તર ચલાવ્યો. પરંતુ પિતાજી પુત્રની શંકાનું સંતોષજનક સમાધાન આપી શક્યા નહિ. આથી મૂળશંકર શિવરાત્રિનું વ્રત તોડીને ઘરે ચાલ્યા ગયા. તેમણે મનમાં દૃઢ નિશ્ચય કરી લીધો કે, હું જ્યાં સુધી સાચા શિવનાં સાક્ષાત્ દર્શન નહિ કરું ત્યાં સુધી મૂર્તિઓની પૂજા-અર્ચના ક્યારેક નહિ કરું. મૂર્તિપૂજાને લઈને તેમના જીવનનો આ સર્વ પ્રથમ પ્રશ્નોત્તર હતો એમ કહી શકાય. સ્વામીજીએ સ્વયં આ પ્રસંગની ચર્ચા અને વર્ણન કર્યું છે.[૧૬]

સ્વામીજીએ ૧૮૭૫માં પૂનામાં અનેક પ્રવચનો કર્યાં હતાં. ૪ ઓગસ્ટ ૧૮૭૫ના રોજ પ્રવચનમાળાના આખરી વ્યાખ્યાનમાં પોતાના પૂર્વ ચરિત્ર વિશે બોલતાં તેમણે કહ્યું :

> મારા પિતાએ મને શિવની પૂજામાં લગાવી દીધો હતો. દસમા વર્ષથી હું પાર્થિવ (માટીના મહાદેવ)ની પૂજા કરવા લાગ્યો હતો. મારા પિતાએ મને શિવરાત્રિનું

---

૧૫. ભગવદ્દત (સંપાદક), ઋષિ દયાનંદ સરસ્વતી કે પત્ર ઔર વિજ્ઞાપન, ભાગ ૧, પાન ૨૫૨-૩.

૧૬. કોઈ કોઈ વાર મૂર્તિપૂજા સમર્થક લોકો દ્વારા સ્વામી દયાનંદના જીવનમાં બનેલા આ મહત્ત્વપૂર્ણ પ્રસંગની ઐતિહાસિકતાને નકારવાના પ્રયત્નો પણ કરવામાં આવે છે. સ્વાધ્યાય પરિવારના સ્થાપક શ્રી પાંડુરંગ શાસ્ત્રી આઠવલેના 'સંસ્કૃતિ-પૂજન' નામના પ્રવચન પુસ્તકના 'મૂર્તિપૂજા' પ્રકરણમાં આવો જ પ્રયાસ કરવામાં આવ્યો હતો, જેમાં સ્વામીજીના આ શિવરાત્રિ પ્રસંગને એક જોડી કાઢેલી વાર્તા લખવામાં આવી હતી. પરંતુ ભરૂચ આર્યસમાજના પ્રયત્નોના પરિણામે 'સંસ્કૃતિ-પૂજન'ની ઓગસ્ટ ૧૯૯૬માં પ્રકાશિત સત્તરમી આવૃત્તિમાં પ્રકાશક સંસ્થા સદ્‌વિચાર દર્શને તેનાં પાન ૨૧૭-૨૧૮માં સ્વામી દયાનંદનો ઉલ્લેખ ધરાવતી વીસેક પંક્તિઓ કાઢી નાખીને થોડું સંશોધન કરી લીધું. સદ્‌વિચાર દર્શને ૩૧ ઓક્ટોબર ૧૯૯૬ના પત્ર સહિત આ સંશોધિત આવૃત્તિની એક પ્રત આર્યસમાજ ભરૂચને સાભાર મોકલી હતી.

વ્રત કરવા કહ્યું. પરંતુ મેં શિવરાત્રિનું વ્રત ન કર્યું. ત્યારે મને શિવરાત્રિની કથા સંભળાવવામાં આવી. એ કથા મારા મનને બહુ જ મીઠી લાગી અને મેં ઉપવાસ કરવાનો દૃઢ નિશ્ચય કર્યો. મારી માતા મને કહેતી હતી કે, તું ઉપવાસ ન કર. પરંતુ મેં માતાનું કહ્યું અવગણીને ઉપવાસ કર્યો. પરંતુ મારાથી ભૂખ્યા રહેવાયું નહિ. અમારે ત્યાં નગરની બહાર એક મોટું દેવાલય છે. ત્યાં શિવરાત્રિના રોજ રાતે ઘણા લોકો જતા હતા અને પૂજા અર્ચન કરતા હતા. ત્યાં મારા પિતા, હું અને બીજા અનેક લોકો એકઠા થયા હતા. પ્રથમ પહોરની પૂજા કરી લીધી. બીજા પહોરની પૂજા પણ થઈ ગઈ. રાતના બાર વાગી ગયા. પછી ધીમે ધીમે લોકો આળસને કારણે જ્યાં બેઠા હતા ત્યાં જ ઝોકાં ખાવાં લાગ્યા. મારા પિતાને પણ ઝોકું આવી ગયું. એટલામાં પૂજારી બહાર ગયો. હું સૂઈ જાઉં તો મારો ઉપવાસ નિષ્ફળ જાય એ બીકથી હું જાગતો હતો. એટલામાં એવો ચમત્કાર થયો કે મંદિરના દરમાંથી ઉંદરો બહાર નીકળ્યા અને શિવલિંગની આસપાસ ફરવા લાગ્યા. તેની પર ચઢાવવામાં આવેલા ચોખા પણ ખાવા લાગ્યા. હું જાગતો જ હતો. એટલે આ બધો ચમત્કાર જોઈ રહ્યો હતો. આગલા દિવસે શિવરાત્રિની કથા સાંભળી હતી. તેમાં શિવના ભયાનક ગણો, તેનું પાશુપત અસ્ત્ર, તેનું વાહન નંદી અને તેના અદ્ભુત વીર્ય (પરાક્રમ) - એ સર્વ વિષયમાં ખૂબ જ મારા સાંભળવવામાં આવ્યું હતું. એટલા માટે ઉંદરડાંની આ લીલા જોઈને મારી બાળક-બુદ્ધિ આશ્ચર્યમાં પડી ગઈ અને હું વિચારવા લાગ્યો કે, જે શિવ પોતાના પાશુપત અસ્ત્રથી મોટા મોટા પ્રચંડ દૈત્યોને હણે છે, તે આટલા તુચ્છ ઉંદરડાંને પણ પોતાના પરથી હટાવી શકતો નથી ? આ પ્રકારની અનેક શંકાઓ મારા મનમાં ઉત્પન્ન થવા માંડી. એટલે મેં પિતાને જગાડીને પૂછ્યું કે, આવડા મોટા શિવ આ નાનકડાં ઉંદરડાંને પણ કેમ હટાવી શકતા નથી ? પિતાએ કહ્યું કે, તારી બુદ્ધિ બહુ જ ભ્રષ્ટ છે. આ તો માત્ર દેવતાની મૂર્તિ છે. ત્યારે મેં નિશ્ચય કર્યો કે, જ્યારે હું તે ત્રિશૂલધારી શિવને પ્રત્યક્ષ જોઈશ ત્યારે જ પૂજા કરીશ, નહિ તો નહિ કરું. આવો નિશ્ચય કરીને હું ઘરે ચાલ્યો ગયો. મને બહુ જ ભૂખ લાગી હતી. આથી માતા પાસે ખાવાનું માંગ્યું.માતાએ કહ્યું કે, હું તને પહેલેથી જ કહેતી હતી કે તું ઉપવાસ નહિ કરી શકે, પરંતુ તેં જ હઠ કરી.[૧૭]

સ્વામીજીએ 'થિયોસોફિસ્ટ' પત્રિકા માટે પોતાનું આત્મચરિત સ્વ-હસ્તે હિંદીમાં લખવાનું શરૂ કર્યું હતું, પરંતુ વેદભાષ્યનું લેખન વગેરે અનેક વ્યસ્તતાઓને કારણે તેઓ ફક્ત ૧૮૬૦ સુધીના પ્રારંભિક જીવનનું જ વૃત્તાંત લખી શક્યા. સ્વામીજીનું આ આત્મવૃત્તાંત 'થિયોસોફિસ્ટ' પત્રિકાના ૧૮૭૯ના ઓક્ટોબર અને ડિસેમ્બરના અંકોમાં તથા ૧૮૮૦ના

૧૭. દયાનંદ સરસ્વતી, ઉપદેશ મંજરી (અથવા પૂના-પ્રવચન), પાન ૧૩૬-૧૩૭.

નવેમ્બરના અંકમાં - આ ત્રણ અંકોમાં સ્વામીજીની હયાતીમાં અંગ્રેજીમાં પ્રકાશિત થયું હતું. આ આત્મવૃત્તાંતમાં સ્વામીજીએ શિવરાત્રિ પ્રસંગ વિશે લખ્યું છે :

> મારા પિતાએ માતાએ ના પાડી હોવા છતાંય મને પાર્થિવ પૂજા કરતો કરી દીધો. જ્યારે શિવરાત્રિ આવી ત્યારે તેરસના દિવસે મને કથાનું માહાત્મ્ય સંભળાવીને શિવરાત્રિનું વ્રત રાખવાનો નિશ્ચય કરાવી લીધો. પરંતુ માતાએ ના પાડી કે આનાથી વ્રત નહિ રહે, પણ પિતાજીએ તો વ્રત આરંભ કરાવી જ દીધું. જ્યારે ચૌદસની સાંજ થઈ ત્યારે વસ્તીના મોટા મોટા ધનવાનો પોતપોતાના પુત્રોને લઈને મંદિરમાં જાગરણ કરવા ગયા. ત્યાં હું પણ મારા પિતાની સાથે પહોંચ્યો. પ્રથમ પ્રહરની પૂજા થઈ ગઈ અને બીજા પ્રહરની પૂજા કરીને પૂજારી લોકો બહાર જઈને સૂઈ ગયા. મેં તો પહેલેથી જ સાંભળ્યું હતું કે, સૂઈ જઈએ તો શિવરાત્રિનું ફળ મળતું નથી. એટલા માટે હું મારી આંખો પર પાણી છાંટીને જાગતો જ રહ્યો. એટલામાં પિતાને પણ ઊંઘ આવી ગઈ. ત્યારે મને શંકા થઈ કે, મેં જે શિવની કથા શ્રવણ કરી હતી એ જ આ મહાદેવ છે કે બીજા કોઈ છે ? કારણ કે કથામાં શ્રવણ કર્યા હતા એ મહાદેવ તો મનુષ્યની સમાન એક દેવતા છે, જે પોઠિયાની સવારી કરે છે, ચાલે-ફરે છે, ખાઈ-પીએ છે, હાથમાં ત્રિશૂલ ધારણ કરે છે, ડમરુ વગાડે છે, શ્રાપ દે છે, કૈલાશનો માલિક છે, વગેરે. મેં તો આ પ્રકારના મહાદેવની કથા સાંભળી હતી. આથી મેં પિતાજીને જગાડ્યા અને પૂછ્યું કે, આ કથામાં વર્ણિત મહાદેવ છે કે કોઈ બીજા છે ? પિતાજીએ કહ્યું કે, કેમ આવું પૂછે છે ? મેં કહ્યું કે, કથાના મહાદેવ તો ચેતન છે, તેઓ પોતાની ઉપર ઉંદરોને કેમ ચઢવા દે ? અને આની ઉપર તો ઉંદરો ફરી રહ્યા છે. પિતાજીએ કહ્યું કે, કૈલાશ પર જે મહાદેવ રહે છે તેમની મૂર્તિ બનાવીને અને આવાહન કરીને પૂજા કરવામાં આવે છે. હવે કળિયુગમાં એ શિવનાં સાક્ષાત્ દર્શન થતાં નથી. એટલા માટે પથ્થર વગેરેની મૂર્તિ બનાવીને એ મહાદેવની ભાવના કરીને પૂજન કરવાથી કૈલાશના મહાદેવ પ્રસન્ન થઈ જાય છે. આવું સાંભળીને મારા મનમાં ભ્રમ થઈ ગયો કે, આમાં જરૂર કંઈક ગરબડ છે. અને મને ભૂખ પણ બહુ જ લાગી હતી. આથી પિતાજીને કહ્યું કે, હું ઘરે જાઉં છું. તેમણે કહ્યું કે, સિપાઈઓને સાથે લઈને જા, પરંતુ ઘરે જઈને ભોજન તો ન જ કરતો. મેં ઘરે પહોંચીને માતાને કહ્યું કે, મને ભૂખ લાગી છે. માતાએ મિઠાઈ વગેરે આપ્યું, જેને આરોગીને હું રાતના એક વાગ્યે સૂઈ ગયો.[૧૮]

સ્વામીજીએ પોતાના જીવનમાં ફક્ત મૂર્તિપૂજા વિશે કરેલા મહત્ત્વપૂર્ણ શાસ્ત્રાર્થો તથા શંકા-સમાધાનોની યાદી નીચે મુજબ છે :

૧. નવેમ્બર ૧૮૬૭ : કર્ણવાસમાં પંડિત અંબાદત્ત સાથે શાસ્ત્રાર્થ.

૨. ડિસેમ્બર ૧૮૬૭ : રામઘાટમાં સ્વામી કૃષ્ણાનંદ સરસ્વતી સાથે શાસ્ત્રાર્થ.

---

૧૮. દયાનંદ સરસ્વતી, આત્મકથા, પાન : ૭-૮.

૩. જાન્યુઆરી ૧૮૬૮ : કર્ણવાસમાં પંડિત હીરાવલ્લભ પર્વતી સાથે શાસ્ત્રાર્થ. આ શાસ્ત્રાર્થ છ દિવસ ચાલ્યો હતો.

૪. એપ્રિલ ૧૮૬૮ : સોરોં (શૂકર ક્ષેત્ર)માં પંડિત અંગદરામ શાસ્ત્રી સાથે શાસ્ત્રાર્થ.

૫. નવેમ્બર ૧૮૬૮ : કકોડામાં બરેલીના પંડિત ઉમાદત્ત સાથે શાસ્ત્રાર્થ.

૬. નવેમ્બર ૧૮૬૮ : કાયમગંજમાં ઠાકુર કિશનસિંહ સાથે પ્રશ્નોત્તર.

૭. મે ૧૮૬૯ : ફરુખાબાદમાં પંડિત શ્રીગોપાલ સાથે શાસ્ત્રાર્થ.

૮. ૧૯-૨૦ જૂન ૧૮૬૯ : ફરુખાબાદમાં પંડિત હલધર ઓઝા શાસ્ત્રી સાથે શાસ્ત્રાર્થ.

૯. જૂન અથવા જુલાઈ ૧૮૬૯ : કન્નૌજમાં પંડિત હરિશંકર શાસ્ત્રી સાથે શાસ્ત્રાર્થ.

૧૦. ૩૧ જુલાઈ ૧૮૬૯ : કાનપુરમાં પંડિત હલધર ઓઝા શાસ્ત્રી અને પંડિત લક્ષ્મણ શાસ્ત્રી સાથે શાસ્ત્રાર્થ.

૧૧. ૧૬ નવેમ્બર ૧૮૬૯ : કાશીમાં કાશીના પંડિતો સાથે પ્રસિદ્ધ શાસ્ત્રાર્થ - 'કાશી-શાસ્ત્રાર્થ'.

૧૨. ફેબ્રુઆરી-માર્ચ ૧૮૭૦ : પ્રયાગમાં મિરજાપુર નિવાસી પંડિત મોતીરામ અને મિરજાપુરના રઈસ સેઠ રામરતન લઠ્ઠા વગેરે સાથે પ્રશ્નોત્તર.

૧૩. ૧૮૭૦ : મિરજાપુરમાં પંડિત ગોવિંદ ભટ્ટ અને પંડિત જયશ્રી સાથે શાસ્ત્રાર્થ.

૧૪. મે, જૂન અથવા જુલાઈ ૧૮૭૨ : ડુમરાંવમાં પંડિત દુર્ગાદત્ત સાથે શાસ્ત્રાર્થ.

૧૫. ઓગસ્ટ ૧૮૭૨ : આરામાં પંડિત રુદ્રદત્ત અને પંડિત ચંદ્રદત્ત સાથે શાસ્ત્રાર્થ.

૧૬. ૮ એપ્રિલ ૧૮૭૩ : હુગલીમાં કાશીરાજની સભાના પ્રમુખ પંડિત તારાચરણ તર્કરત્ન સાથે શાસ્ત્રાર્થ - 'હુગલી-શાસ્ત્રાર્થ' અથવા 'પ્રતિમાપૂજનવિચાર'.

૧૭. મે અથવા જૂન ૧૮૭૩ : છપરામાં પંડિત જગન્નાથ સાથે શાસ્ત્રાર્થ.

૧૮. જૂન ૧૮૭૩ : આરામાં પંડિત રુદ્રદત્ત સાથે પુનઃ શાસ્ત્રાર્થ.

૧૯. ૧૧ નવેમ્બર ૧૮૭૩ : લખનૌમાં કૈનિંગ કોલેજના પ્રાચ્યવિદ્યા વિભાગના અધ્યક્ષ પંડિત ગંગાધર શાસ્ત્રી સાથે શાસ્ત્રાર્થ.

૨૦. ડિસેમ્બર ૧૮૭૪ : ભરૂચમાં પંડિત માધવરાવ ત્ર્યંબકરાવ સાથે શાસ્ત્રાર્થ.

૨૧. જાન્યુઆરી ૧૮૭૫ : રાજકોટમાં પંડિત મહીધર અને પંડિત જીવનરામ શાસ્ત્રી સાથે શાસ્ત્રાર્થ.

૨૨. ૨૭ જાન્યુઆરી ૧૮૭૫ : અમદાવાદમાં સેવકરામ રામનાથ શાસ્ત્રી, પંડિત લલ્લૂભાઈ બાપુભાઈ શાસ્ત્રી, પંડિત ભોલાનાથ ભગવાન વગેરે સાથે શાસ્ત્રાર્થ.

૨૩. ૧૨ જૂન ૧૮૭૫ : મુંબઈમાં આચાર્ય કમલનયન સાથે શાસ્ત્રાર્થ.

૨૪. ૨૭ માર્ચ ૧૮૭૬ : મુંબઈમાં પંડિત રામલાલ તથા અન્ય શાસ્ત્રીઓ સાથે શાસ્ત્રાર્થ.

૨૫. સપ્ટેંબર અથવા ઓક્ટોબર ૧૮૭૬ : લખનૌમાં લાલા બ્રજવાસીલાલ રઈસ સાથે પ્રશ્નોત્તર.

૨૬. ઓગસ્ટ ૧૮૭૭ : ગુરુદાસપુરમાં પંડિત લક્ષ્મીધર તથા પંડિત દૌલતરામ સાથે શાસ્ત્રાર્થ.

૨૭. ૩ અથવા ૪ ફેબ્રુઆરી ૧૮૭૮ : વજીરાબાદમાં પંડિત વાસુદેવ સાથે શાસ્ત્રાર્થ.

૨૮. સપ્ટેંબર ૧૮૭૮ : મેરઠમાં ધર્મરક્ષિણી સભા સાથે પ્રશ્નોત્તર.

૨૯. ડિસેમ્બર ૧૮૭૮ : મસૂદામાં શિવરામ સાથે પ્રશ્નોત્તર.

૩૦. માર્ચ ૧૮૭૯ : હરિદ્વારમાં મૂલા મિસ્ત્રી સાથે પ્રશ્નોત્તર.

૩૧. સપ્ટેંબર ૧૮૭૯ : શાહજહાંપુરમાં પંડિત લક્ષ્મણ શાસ્ત્રી સાથે શાસ્ત્રાર્થ.

૩૨. માર્ચ ૧૮૮૨ : શાહપુરામાં બિહારીલાલ સાથે પ્રશ્નોત્તર.

૩૩. ઓગસ્ટ ૧૮૮૨ : ઉદયપુરમાં ઉદયપુરનરેશ મહારાણા સજ્જનસિંહ સાથે પ્રશ્નોત્તર.

## આર્યસમાજના શાસ્ત્રાર્થ મહારથીઓ

આર્યસમાજના પ્રચાર-પ્રસારમાં શાસ્ત્રાર્થોનું મહત્ત્વપૂર્ણ સ્થાન રહ્યું છે. અનેક ‘શાસ્ત્રાર્થ મહારથી’ આર્ય વિદ્વાનોએ વિરોધી મતોના ધર્માચાર્યોને શાસ્ત્રાર્થમાં પરાભૂત કરીને વૈદિક ધર્મના પ્રચારમાં પોતાનું અનુપમ કર્તૃત્વ પ્રદર્શિત કર્યું છે. શાસ્ત્રાર્થોની આ પરંપરા સ્વામી દયાનંદના જીવનકાળમાં જ પ્રારંભ થઈ ગઈ હતી. વીસમી સદીના પૂર્વાર્ધમાં આર્ય વિદ્વાનો દ્વારા કરવામાં આવેલા મોટાભાગના શાસ્ત્રાર્થોનું સ્વરૂપ સાર્વજનિક રહેતું. જનતાને તેની પૂર્વ સૂચના આપવામાં આવતી અને વિવિધ મત-મજહબના લોકો વિશાળ સંખ્યામાં તેને જોવા-સાંભળવા ભેગા થતા હતા. મોટાં મોટાં શહેરોમાં જ નહિ, પરંતુ નાનાં નાનાં નગરોમાં પણ શાસ્ત્રાર્થ સમયે હજારો લોકોની મેદની થઈ જતી. એ દિવસોમાં શાસ્ત્રાર્થોને કારણે સાંપ્રદાયિક વૈમનસ્ય ઉત્પન્ન થતું નહોતું અને ન તો હુલ્લડ પણ થતાં હતાં. મૌલવીઓ સાથે પણ આર્ય વિદ્વાનોએ અનેક શાસ્ત્રાર્થો કર્યા, જેમાં હિંદુ અને મુસલમાનો મોટી સંખ્યામાં ઉપસ્થિત રહેતા હતા અને એકબીજાનાં ધાર્મિક મંતવ્યોની આલોચના પણ કરતા, પરંતુ તેના કારણે કોઈ સાંપ્રદાયિક સમસ્યા ઉત્પન્ન થતી નહોતી. એ સમયે દેશમાં નવજાગરણની પ્રવૃત્તિઓનો પ્રાદુર્ભાવ થઈ રહ્યો હતો. આથી લોકો પોતાના મત-મજહબની આલોચના સાંભળવામાં ઉદ્વેગ અનુભવ કરતા નહોતા. લોકોને શાસ્ત્રાર્થો દ્વારા સત્ય-અસત્યનો નિર્ણય કરવામાં મદદ મળતી હતી. શાસ્ત્રાર્થોનું પ્રયોજન પણ એ જ હતું. પરંતુ જ્યારથી દેશમાં ચૂંટણી આધારિત લોકતાંત્રિક સંસ્થાઓની સ્થાપના થઈ અને તેમાં તુષ્ટિકરણ અને પક્ષપાત થવા લાગ્યાં ત્યારથી સાંપ્રદાયિક વૈમનસ્ય પણ વધવા લાગ્યું છે. પરંતુ સ્વામીજીના ધર્મપ્રચારને લીધે કે તેમના દ્વારા કરવામાં આવતી બીજા મત-પંથ-મજહબોની સ્પષ્ટ અને કોઈ કોઈ વાત તીખી આલોચનાને કારણે ક્યારેય

સાંપ્રદાયિક તણાવ કે અણબનાવ ઉત્પન્ન થયો નહોતો. આ જ વાત વીસમી સદીના પ્રથમ ચરણના સંબંધમાં પણ કહી શકાય છે કે જ્યારે આર્યસમાજના અનેક વિદ્વાનો માત્ર પૌરાણિક પંડિતોને જ નહિ પરંતુ મૌલવીઓ અને પાદરીઓને પણ સાર્વજનિક રૂપે શાસ્ત્રાર્થ માટે પડકારતા હતા અને તેમના શાસ્ત્રાર્થો સાંભળવા લોકો વિશાળ સંખ્યામાં હાજર રહેતા હતા.

ડૉ. ભવાનીલાલ ભારતીયે સન ૧૯૬૯માં કાશી શાસ્ત્રાર્થના પ્રથમ શતાબ્દી મહોત્સવને અનુલક્ષીને 'આર્યસમાજ કે શાસ્ત્રાર્થ મહારથી' નામનો એક ગ્રંથ લખ્યો હતો. આ ગ્રંથમાં આર્યસમાજના શાસ્ત્રાર્થ મહારથીઓનો પરિચય તથા સંસ્મરણો આપવામાં આવ્યાં છે. તેમાં સ્વામી દયાનંદ તથા તેમના ગુરુવર દંડી સ્વામી વિરજાનંદથી આરંભ કરીને આર્યસમાજના જે-જે શાસ્ત્રાર્થ મહારથીઓએ પોતાની અદ્‌ભુત વિદ્વત્તા, તર્કશક્તિ અને તરતબુદ્ધિના બળે વિપક્ષી વિદ્વાનોને શાસ્ત્રાર્થ સમરમાં પરાભૂત કર્યા હતા તેમનો ટૂંક પરિચય આપવામાં આવ્યો છે. લેખકે આ ગ્રંથના પ્રથમ સંસ્કરણની ભૂમિકામાં સ્પષ્ટતા કરતાં લખ્યું છે :

> આ ગ્રંથમાં આર્યસમાજના ૫૩ દિવંગત અને ૭ હયાત શાસ્ત્રાર્થ મહારથીઓનો ઇતિવૃત્ત સંગ્રહ કર્યો છે. પરંતુ આથી એમ ન સમજવું જોઈએ કે આર્યસમાજના ક્ષેત્રમાં આ સિવાય બીજા શાસ્ત્રાર્થી વિદ્વાનો થયા જ નથી કે વર્તમાનમાં મોજૂદ નથી. વિગત કાળમાં પણ એવા અનેક વિદ્વાનો રહ્યા હશે કે જેમનું વિવરણ પ્રાપ્ત કરવું મારા માટે સંભવ નહોતું અને કેટલાક વર્તમાન શાસ્ત્રાર્થી વિદ્વાનોનું વિવરણ પણ હું પ્રયત્ન કરવા છતાંય પ્રાપ્ત કરી શક્યો નથી. આ માટે હું ક્ષમા ચાહું છું. (પાન-ગ)

ડૉ. ભવાનીલાલ ભારતીયના આ ગ્રંથ પરથી એવું લાગે છે કે મોટાભાગના શાસ્ત્રાર્થો પૌરાણિક વિદ્વાનો સાથે જ થયા છે અને આ શાસ્ત્રાર્થોમાં મૂર્તિપૂજા, અવતારવાદ, મૃતક શ્રાદ્ધ, વર્ણવ્યવસ્થા, યજ્ઞમાં પશુહિંસા, નિયોગ, વિધવાવિવાહ, સ્વામી દયાનંદના ગ્રંથોની વૈદિકતા, પુરાણોની શિક્ષાઓનું વેદ વિરોધી હોવું વગેરે વિષયો પર સર્વાધિક શાસ્ત્રાર્થો થયા છે. જે પૌરાણિક પંડિતો આર્યસમાજ સાથે શાસ્ત્રાર્થ કરવા હંમેશાં આગળ આવતા રહ્યા તે પૈકી પંડિત જ્વાલાપ્રસાદ મિશ્ર, પંડિત ભીમસેન શર્મા, પંડિત અખિલાનંદ, પંડિત શ્રીકૃષ્ણ શાસ્ત્રી, પંડિત કાલૂરામ, પંડિત જગત્પ્રસાદ અને પંડિત માધવાચાર્ય વગેરેનાં નામ વિશેષ ઉલ્લેખનીય છે. જૈન વિદ્વાનો સાથે ઈશ્વર સૃષ્ટિકર્તા છે કે નથી, સૃષ્ટિ અનાદિ છે કે નથી વગેરે દાર્શનિક વિષયો પર શાસ્ત્રાર્થો થયા છે. ખ્રિસ્તી અને મુસલમાન વિદ્વાનો સાથે થયેલા શાસ્ત્રાર્થોમાં બાઇબલ અને કુરાન ઈશ્વરીય જ્ઞાન છે કે નથી, ચમત્કારો થાય છે કે નથી થતા, પાપ ક્ષમા થાય છે કે નથી થતાં, પુનર્જન્મ, જીવનું અનાદિ હોવું વગેરે વિષયો રહેતા. સ્વામી દયાનંદના દેહાવસાન બાદ લગભગ અડધી સદી સુધી આર્યસમાજમાં શાસ્ત્રાર્થોની ધૂમ મચતી રહી. આ શાસ્ત્રાર્થો પૌરાણિકો, ખ્રિસ્તીઓ, મુસલમાનો વગેરે બધા સાથે થતા અને હજારો શ્રોતાઓને બંને પક્ષોના વિચારોથી પરિચિત થઈને સત્યને જાણવાની તક મળતી હતી.

ડૉ. ભવાનીલાલ ભારતીયના ઉપરોક્ત ગ્રંથના આધારે અહીં આર્યસમાજના શાસ્ત્રાર્થ મહારથીઓની એક નામાવલી આપવામાં આવે છે :

૧. દંડી સ્વામી વિરજાનંદ સરસ્વતી
૨. મહર્ષિ દયાનંદ સરસ્વતી
૩. પંડિત ભીમસેન શર્મા, ઇટાવા નિવાસી
૪. પંડિત લેખરામ આર્યપથિક
૫. સ્વામી નિત્યાનંદ સરસ્વતી
૬. પંડિત ગણપતિ શર્મા
૭. તાર્કિક શિરોમણિ સ્વામી દર્શનાનંદ સરસ્વતી
૮. પંડિત તુલસીરામ સ્વામી
૯. સ્વામી અચ્યુતાનંદ સરસ્વતી
૧૦. મહામહોપાધ્યાય પંડિત આર્યમુનિ
૧૧. પંડિત ધર્મભિક્ષુ
૧૨. સ્વામી યોગેન્દ્રપાલ
૧૩. પંડિત છુટ્ટનલાલ સ્વામી
૧૪. કવિરત્ન પંડિત અખિલાનંદ શર્મા
૧૫. પંડિત મુરારીલાલ શર્મા
૧૬. પંડિત ભોજદત્ત 'આર્યમુસાફિર'
૧૭. પંડિત મનસારામ 'વૈદિક તોપ'
૧૮. પંડિત શિવશંકર શર્મા, કાવ્યતીર્થ
૧૯. સંપાદકાચાર્ય પંડિત રુદ્રદત્ત શર્મા
૨૦. સ્વામી શ્રદ્ધાનંદ
૨૧. માસ્ટર આત્મારામ અમૃતસરી
૨૨. સ્વામી કર્માનંદ સરસ્વતી
૨૩. પંડિત પૂર્ણાનંદ
૨૪. પંડિત દેવેન્દ્રનાથ શાસ્ત્રી, સાંખ્યતીર્થ
૨૫. પંડિત બસ્તીરામ શર્મા
૨૬. પંડિત લોકનાથ તર્કવાચસ્પતિ
૨૭. પંડિત શિવશર્મા, સંભલ (શિવ સ્વામી સરસ્વતી)
૨૮. પંડિત બુદ્ધદેવ મીરપુરી
૨૯. પંડિત કાલીચરણ શર્મા, મૌલવી, આલિમ ફાજિલ

૩૦. પંડિત વ્યાસદેવ શાસ્ત્રી
૩૧. પદવાક્ય પ્રમાણજ્ઞ પંડિત બ્રહ્મદત્ત જિજ્ઞાસુ
૩૨. પંડિત ભગવદ્દત્તજી બી.એ., રિસર્ચ સ્કૉલર
૩૩. પંડિત ઈન્દ્ર વિદ્યાવાચસ્પતિ
૩૪. પંડિત બુદ્ધદેવ વિદ્યાલંકાર
૩૫. પંડિત રામચંદ્ર દેહલવી
૩૬. પંડિત શાંતિસ્વરૂપજી
૩૭. પંડિત બુદ્ધદેવ ઉપાધ્યાય
૩૮. સ્વામી પરમાનંદ (આગ્રાવાળા)
૩૯. પંડિત નંદકિશોરદેવ શર્મા
૪૦. પંડિત હનુમાનપ્રસાદ
૪૧. પંડિત બંસીધર પાઠક
૪૨. પંડિત વિદ્યાભિક્ષુ
૪૩. મહાશય કેદારનાથ
૪૪. પંડિત લક્ષ્મીદત્ત
૪૫. પંડિત ધર્મવીર
૪૬. મુંશી બળદેવપ્રસાદ
૪૭. બાબુ પન્નાલાલ
૪૮. જગદંબાપ્રસાદ
૪૯. જગદીશચંદ્ર (વિજ્ઞાનભિક્ષુ)
૫૦. ઠાકુર ઈન્દ્ર વર્મા
૫૧. પંડિત ભગવાનસ્વરૂપ ન્યનયભૂષણ
૫૨. પંડિત રામસહાય શર્મા (સ્વામી અભેદાનંદ સરસ્વતી)
૫૩. પંડિત ધર્મદેવ વિદ્યાવાચસ્પતિ, વિદ્યામાર્તણ્ડ
૫૪. શાસ્ત્રાર્થકેસરી પંડિત ઠાકુર અમરસિંહ આર્યપથિક, સિદ્ધાંતમાર્તણ્ડ
૫૫. પંડિત બિહારીલાલ શાસ્ત્રી, કાવ્યતીર્થ
૫૬. પંડિત યુધિષ્ઠિર મીમાંસક
૫૭. ડૉ. શ્રીરામ આર્ય
૫૮. પંડિત શિવપૂજનસિંહ કુશવાહા
૫૯. પંડિત શાંતિપ્રકાશ
૬૦. પંડિત ઓમપ્રકાશ શાસ્ત્રી

૬૧. પંડિત વિદ્યાનંદજી મંતકી

૬૨. ડૉ. હરિદત્તજી શાસ્ત્રી, એકાદશ તીર્થ

૬૩. પંડિત સત્યમિત્ર શાસ્ત્રી

૬૪. પંડિત રામદયાલુ શાસ્ત્રી

ડૉ. ભવાનીલાલ ભારતીય દ્વારા પ્રસ્તુત આર્યસમાજના શાસ્ત્રાર્થ મહારથીઓની આ સૂચીમાં પંડિત ગુરુદત્ત વિદ્યાર્થીનું નામ કોઈ કારણસર છૂટી ગયું છે. પંડિત ગુરુદત્ત વિશે ડૉ. રામપ્રકાશે લખ્યું છે :

> ધર્મપ્રચારમાં પંડિત ગુરુદત્તે કદી કદી ઋષિ દયાનંદ પ્રદત્ત શાસ્ત્રાર્થોની પદ્ધતિ અપનાવી હતી. તેમના જીવનમાં કેટલાક શાસ્ત્રાર્થોનો ઉલ્લેખ જોવા મળે છે...ઋષિ દયાનંદ પછી ગુરુદત્ત આર્યસમાજના પ્રથમ શાસ્ત્રાર્થ મહારથી હતા. બાદમાં પંડિત લેખરામ, પંડિત ભીમસેન, પંડિત ધર્મભિક્ષુ, પંડિત અખિલાનંદ, સ્વામી દર્શનાનંદ, પંડિત બુદ્ધદેવ વિદ્યાલંકાર વગેરેએ ખૂબ શાસ્ત્રાર્થો કર્યા.[૧૯]

હાલમાં પણ આર્યસમાજના કેટલાક વિશિષ્ટ વિદ્વાનો શાસ્ત્રાર્થ તથા શંકા-સમાધાનમાં કુશળતા ધરાવે છે. કોઈ કોઈ વાર તો આર્યસમાજના જ વિદ્વાનો વચ્ચે વૃક્ષોમાં જીવનું અસ્તિત્વ છે કે નહિ, શરીરમાં જીવાત્માનું સ્થાન ક્યાં છે, જીવ સાકાર છે કે નિરાકાર, આયુષ્ય નિયત હોય છે કે અનિયત એટલે કે અકાળ મૃત્યુ સંભવ છે કે નહિ અથવા આયુષ્ય વધારી-ઘટાડી શકાય છે કે નહિ, સુખ-દુઃખ જીવાત્માના સ્વાભાવિક ગુણ છે કે નૈમિત્તિક, સૃષ્ટિ સંવત વગેરે દાર્શનિક તથા સૂક્ષ્મ વિષયો પર ન્યાયદર્શનની શૈલીથી પક્ષ-પ્રતિપક્ષપૂર્વક લેખ-પ્રતિલેખ દ્વારા વિમર્શ તથા શાસ્ત્રાર્થોનું આયોજન કરવામાં આવે છે. ૧૧-૧૨ ફેબ્રુઆરી ૨૦૨૦ના રોજ વાનપ્રસ્થ સાધક આશ્રમ, રોજડ ખાતે એક શાસ્ત્રાર્થ યોજવામાં આવ્યો હતો, જેમાં બંને પક્ષે આર્યસમાજના જ વિદ્વાનો હતા અને શાસ્ત્રાર્થનો વિષય એ હતો કે “આર્યસમાજની ધ્યાન-ઉપાસના પદ્ધતિમાં ઈશ્વરનું ચિંતન/વિચાર કરવો જોઈએ (કરવો યોગ્ય છે) કે નહિ ?” આમ, આર્યસમાજ આજે પણ શાસ્ત્રાર્થ પ્રણાલીનો સદુપયોગ કરે છે અને તેને જીવંત રાખે છે. સ્વામી દયાનંદના સત્યાર્થપ્રકાશ વગેરે ગ્રંથોનું અધ્યયન કરવાથી શાસ્ત્રાર્થ કરવાનું સામર્થ્ય પ્રાપ્ત થઈ શકે છે.

આમ, વર્તમાન યુગમાં શાસ્ત્રાર્થ પરંપરાનો પુનરુદ્ધાર કરવામાં સ્વામી દયાનંદ અને આર્યસમાજનું અનન્ય યોગદાન રહ્યું છે.



---

૧૯. રામપ્રકાશ, પંડિત ગુરુદત્ત વિદ્યાર્થી, પાન ૧૫૯.

## : ૨ :

# કાશી શાસ્ત્રાર્થ પહેલાં સ્વામી દયાનંદનાં ધર્મપ્રચારનાં પ્રારંભિક વર્ષો અને મૂર્તિપૂજા વિષયક શાસ્ત્રાર્થો

### ગંગાતટ પર ઉપદેશ

મથુરામાં વિદ્યાગુરુ દંડી સ્વામી વિરજાનંદના ચરણોમાં બેસીને વિદ્યાધ્યયન સમાપ્ત કર્યા બાદ સ્વામી દયાનંદ લગભગ અઢી વર્ષ સુધી ગંગાના પ્રદેશમાં ભ્રમણ કરીને જનતાને ઉપદેશ આપતા રહ્યા. એ વખતે તેમની પ્રતિજ્ઞા હતી કે ફક્ત સંસ્કૃતમાં જ બોલવું, ઠંડી-ગરમી વગેરેની કશીય ચિંતા કર્યા વિના માત્ર એક કૌપીન જ ધારણ કરવું અને ભોજન માટે કદી કોઈની પાસે યાચના ન કરવી. ગંગાના આ તટવર્તી પ્રદેશમાં તેમણે લોકોને સંધ્યોપાસના તથા ગાયત્રી મંત્ર વગેરેનો ઉપદેશ આપ્યો. ક્યારેક ક્યારેક સ્વામીજી મનુસ્મૃતિ તથા ઉપનિષદોની કથા પણ કરતા. એ દિવસોમાં તેઓ સર્વતંત્ર સ્વતંત્ર હતા. મન પડે તે સ્થાને રોકાઈ જતા અને કોઈને પણ કશી સૂચના આપ્યા વગર જ એ સ્થાન છોડીને અન્યત્ર પ્રસ્થાન કરી જતા. લોકોને સંધ્યા અને હવન કરવાની પ્રેરણા આપતા. દ્વિજોને જનોઈ ધારણ કરાવતા. સેંકડો લોકો તેમની પાસે ગાયત્રી મંત્ર તથા સંધ્યા શીખ્યા. આ જ ભ્રમણ ક્રમમાં તેઓ કાનપુર ગયા અને ત્યાંથી અનેક સ્થાનો પર વિચરણ કરતાં કરતાં કર્ણવાસ ગયા. આ સમયખંડમાં તેઓ રામઘાટ, સોરોં, પટયાલી, કંપિલ, અનૂપશહેર, બૈલોન, છલેસર, કાસગંજ, કકોડા, શહબાજપુર, કાદરગંજ, કાયમગંજ, નરૌલી, ફરુખાબાદ, કન્નૌજ, મદારપુર વગેરે અનેક સ્થાને ગયા. ઉપદેશક જીવનનાં આ શરૂઆતનાં વર્ષોમાં સ્વામીજી વૈદિક ધર્મનાં મૂળભૂત મંતવ્યોનો પ્રચાર કરતા હતા. એ દિવસોમાં તેઓ પોતાના વિચારોને જનતા સુધી પહોંચાડવા માટે સરળ સંસ્કૃતનો જ ઉપયોગ કરતા હતા. કારણ પણ સ્પષ્ટ હતું : તેમની માતૃભાષા ગુજરાતી હતી જેને અહીં ગંગાના પ્રદેશમાં કોઈ સમજી શકતું ન હતું અને ઉત્તરાપથની ભાષા હિંદી હતી કે જેના પર હજુ તેમનો અધિકાર થયો ન હતો. તેઓ આઠ ગપ્પોનું ખંડન તથા આઠ સત્યોનું મંડન કરતા હતા. તેઓ મિથ્યા માન્યતાઓ અને દુરાચારોને 'ગપ્પ' કહેતા અને ગ્રહણ કરવા યોગ્ય સત્યો અને આચરણીય કર્મોને 'સત્ય' કહેતા. સ્વામીજીએ આ આઠ સત્યો અને આઠ ગપ્પ એક વિજ્ઞાપન રૂપે પ્રકાશિત કર્યાં હતાં. આ સત્ય તથા ગપ્પની સૂચીમાં તેમનું તત્કાલીન ક્રાંતિકારી ચિંતન પ્રગટ થાય છે.

અઢી વર્ષની આ અવધિમાં સ્વામીજીએ નાના-મોટા અનેક શાસ્ત્રાર્થો કર્યા. તેઓ જ્યાં પણ જતા ત્યાં મૂર્તિપૂજા વગેરે પૌરાણિક કૃત્યોનું નિર્ભયતાપૂર્વક ખંડન કરતા. આથી બ્રાહ્મણોનું ક્રોધિત થવું તો સ્વાભાવિક જ હતું, કારણ કે તેમની સામે આવવાની એ કોઈનામાં હિંમત ન હતી. આથી તેઓ બીજાં નગરમાંથી પોતાના કરતાં ઉચ્ચ કોટિના વિદ્વાનોને શાસ્ત્રાર્થ માટે બોલાવતા હતા અને તેમને સ્વામીજીનો મુકાબલો કરવા માટે પ્રેરિત કરતા. આ સમયખંડમાં સ્વામીજી દ્વારા કરવામાં આવેલા મૂર્તિપૂજા વિષયક નીચેના શાસ્ત્રાર્થો વિશેષ પ્રસિદ્ધ છે :

: ૧ :

## કર્ણવાસમાં પંડિત અંબાદત્ત પર્વતી સાથે શાસ્ત્રાર્થ

### (સંવત ૧૯૨૪, નવેમ્બર ૧૮૬૭)

હરદ્વારના કુંભમેળામાં 'પાખંડખંડિની' પતાકા લહેરાવ્યા બાદ સ્વામી દયાનંદ ઋષિકેશ ગયા અને ગંગાના કિનારે ચાલી નીકળ્યા. લંઢોરા (સહારનપુર જિલ્લો), શુક્રતાલ, મીરાપુર, મુહમ્મદપુર અને પરીક્ષિતગઢ થઈને મે ૧૮૬૭માં સ્વામીજી કર્ણવાસ આવી પહોંચ્યા. કર્ણવાસથી ફરુખાબાદ થઈને સ્વામીજી અનૂપશહેર પધાર્યા. અહીં બૂંદીના રાજાના ગુરુ પરમહંસ રામદાસ વૈરાગી રહેતા હતા. તેઓ મૂર્તિપૂજક ન હતા. આથી સ્વામીજીને તેમની સાથે પ્રીતિ થઈ ગઈ. અહીં એક દક્ષિણી સ્વામી રહેતા હતા. તેમણે સ્વામીજીને કેટલાક પ્રશ્નો લખી મોકલ્યા. સ્વામીજીએ તેના યુક્તિયુક્ત ઉત્તર આપ્યા, પરંતુ એ દક્ષિણી સ્વામીની સમજમાં ન આવ્યા. આથી તેઓ વારંવાર એના એ જ પ્રશ્નો લખીને સ્વામીજીને મોકલતા રહ્યા. છેવટે સ્વામીજીએ તેમને ઉત્તરમાં જણાવ્યું કે, આપની બુદ્ધિ સ્થૂળ છે, માટે મારી વાતો આપની સમજમાં આવતી નથી. રેતીમાં ભળેલા ખાંડના કણોને હાથી અલગ કરી શકતો નથી, પરંતુ એ કામ એક કીડી ખૂબ જ આસાનીથી કરી શકે છે. અહીં બુદ્ધા નામના એક સુપઠિત બ્રાહ્મણે સ્વામીજીની સાથે શાસ્ત્રચર્ચા કરી. થોડીવાર તો તે ધારાપ્રવાહ સંસ્કૃત બોલતો રહ્યો, પરંતુ અંતે તેણે સ્વામીજીના કથનની સચ્ચાઈનો સ્વીકાર કર્યો. ત્યારથી સ્વામીજી તેને 'બુદ્ધા'ને બદલે 'બુદ્ધિસાગર' કહીને બોલાવતા રહ્યા.

એ દિવસોમાં સ્વામીજી રેતીની પથારી અને ઈંટનું ઓશીકું કરીને સૂઈ જતા. તેમની પાસે ફક્ત એક કૌપીન હતું. અનેક લોકો વસ્ત્રો આપતા હતા, પરંતુ સ્વામીજી ગ્રહણ કરતા ન હતા. તેઓ અષ્ટાધ્યાયી, મહાભાષ્ય, મનુસ્મૃતિ વગેરે ગ્રંથોની શ્રેષ્ઠતા સ્વીકાર કરતા હતા. તે સમયે તેઓ વિશેષ ખંડનમંડન ન કરી, બ્રાહ્મણોને જાગ્રત અને કર્તવ્ય પરાયણ કરવાના હેતુથી તેઓને સંધ્યા, ગાયત્રી, અગ્નિહોત્ર કરવાનો ઉપદેશ આપતા હતા અને તેમને મથુરા જઈને દંડી સ્વામી વિરજાનંદની પાઠશાળામાં વ્યાકરણ ભણવાનો અનુરોધ પણ કરતા હતા. સ્વામીજી રાતના કોઈને પોતાની પાસે રોકાવા દેતા ન હતા.

કોઈની પણ પાસે કશી વાતની અપેક્ષા રાખતા ન હતા. જે કોઈ પોતાની મરજીથી કંઈક ખાવા-પીવાની સામગ્રી લાવીને તેમને ધરતા તેને પ્રસન્નતાપૂર્વક ગ્રહણ કરતા અને તેમાંથી જે કાંઈ વધ્યું હોય તે બધું ભિક્ષુકોમાં વહેંચી દેતા. સવારે બહુ જ વહેલા ઊઠી શૌચ, સ્નાન અને ઈશ્વર આરાધનામાંથી નિવૃત્ત થઈને આસન જમાવતા અને આગંતુકોની સાથે નિરંતર ધર્માલાપ કર્યા કરતા. જો કોઈ વેદાનુકૂળ વાત કહે તો તેનો સ્વીકાર કરતા અને જો કોઈ પુરાણ વગેરેની વેદવિરુદ્ધ વાત કહે તો તરત જ 'ગપ્પાષ્ટકમ્, મનુષ્યાણાં કોલાહલઃ' એમ કહીને તેનો અસ્વીકાર કરતા.

અહીં સ્વામીજીને રાજા જયકિશનદાસનો પ્રથમ વાર મેળાપ થયો.[૧] બંને વચ્ચે મધુર વાર્તાલાપ થયો. આગળ જતાં આ જ રાજા જયકૃષ્ણદાસે સ્વામીજીને સત્યાર્થપ્રકાશ લખવાની વિનંતી કરી હતી અને તેમણે જ પોતાના ખર્ચે સન ૧૮૭૫માં સ્વામીજીના આ મહાન ક્રાંતિકારી ગ્રંથનું પ્રથમ સંસ્કરણ પ્રકાશિત કર્યું હતું.

સૈયદ મહમદ અહીંના તહસીલદાર હતા. તેઓ એક સારા મૌલવી તથા મોટી ઉંમરના જ્ઞાની સજ્જન હતા. તેઓ સ્વામીજીને અવારનવાર મળતા અને વિચાર વિનિમય કરતા. એક વાર વાર્તાલાપ દરમિયાન સ્વામીજીએ કહ્યું કે, હું મૂર્તિપૂજા, પુરાણો તથા વેદવિરુદ્ધ ગ્રંથોનો વિરોધ કરું છું. સ્વામીજીની આ વાતથી તેઓ ખૂબ જ પ્રભાવિત થયા અને તેમના સહયોગી - સમર્થક બની ગયા. એક વાર તેમણે હાથ જોડીને સ્વામીજીને કહ્યું કે, મહારાજ ! અમારા મજહબમાં મૂર્તિપૂજાને કોઈ સ્થાન નથી. સ્વામીજીએ કહ્યું કે, તમારામાં તાજિયા-પૂજન છે, એ પણ મૂર્તિપૂજા જ છે. સૈયદ મહમદે સ્વામીજીની વાતનો સ્વીકાર કરતાં કહ્યું કે, આપની વાત સાચી છે, પરંતુ અમે વિવશ છીએ, એમાં અમે કશુંય કરી શકતા નથી.

---

૧. ડૉ. ભવાનીલાલ ભારતીયે 'ઋષિ દયાનંદ કે ભક્ત, પ્રશંસક ઔર સત્સંગી' ગ્રંથમાં પાન ૩૪ પર લખ્યું છે : ''સ્વામીજી સાથે તેમની (રાજા જયકૃષ્ણદાસની) પ્રથમ મુલાકાત ૧૮૭૪માં કાશીમાં થઈ હતી.'' આ જ રીતે ''નવજાગરણ કે પુરોધા મહર્ષિ દયાનંદ સરસ્વતી''ના ભાગ ૧, પાન ૪૦૦ પર તેમણે લખ્યું છે : ''અલીગઢના ડેપ્યુટી કલેક્ટર રાજા જયકૃષ્ણદાસ સાથે તેમનો (સ્વામીજીનો) પ્રથમ મેળાપ અહીં જ (છલેસરમાં ડિસેમ્બર ૧૮૭૩માં) થયો.'' તેમણે આ જ ગ્રંથમાં પાન ૪૨૧ પર ટિપ્પણીમાં લખ્યું છે : ''મુરાદાબાદ નિવાસી રાજા જયકૃષ્ણદાસ સાથે મહર્ષિ દયાનંદની પ્રથમ ભેટ કાશીમાં ૧૮૭૪માં થઈ હતી, જ્યાં તેઓ ડેપ્યુટી કલેક્ટર હતા.'' ડૉ. રામપ્રકાશે 'સત્યાર્થપ્રકાશ-વિમર્શ'માં આ બંનેની પ્રથમ ભેટ ૨૦ ડિસેમ્બર ૧૮૭૩ના રોજ છલેસરમાં થઈ હોવાનું લખ્યું છે. (પાન ૪ તથા ૩૨, પાદટીપ ૧૦) પરંતુ પંડિત લેખરામ રચિત જીવનચરિત્રમાં પાન ૯૫ પર, લક્ષ્મણ આર્યોપદેશક રચિત સંપૂર્ણ જીવનચરિત (હિંદી)ના ભાગ ૧, પાન ૧૬૧ પર તથા સ્વામી સત્યાનંદ કૃત 'શ્રીમદ્દયાનંદ પ્રકાશ'માં પાન ૮૭ પર લખ્યું છે કે, રાજા જયકૃષ્ણદાસ અને સ્વામીજી પ્રથમ વાર અનૂપશહેરમાં ૧૮૬૭માં મળ્યા હતા.

મૂર્તિપૂજાના ખંડનને કારણે અહીંના કેટલાક બ્રાહ્મણો સ્વામીજીથી ખૂબ જ રોષે ભરાયા હતા. એક બ્રાહ્મણ અત્યંત વિનય બતાવતો સ્વામીજી પાસે આવ્યો અને પાનનું બીડું અર્પણ કર્યું. આ પાનમાં ઝેર હતું. મોંમાં મૂકતાં જ સ્વામીજીને એ ઝેરવાળું લાગ્યું. આથી તેઓ અંદર જઈને બસ્તિ અને ન્યૌલીકર્મ કરવા લાગ્યા અને ઝેર કાઢી નાખ્યું અને બચી ગયા અને પાછા સ્વસ્થતાપૂર્વક આસન ઉપર આવી બેઠા અને ઉપદેશ આપવા લાગ્યા. તેમણે આ વિશે ન તો પેલા બ્રાહ્મણને કંઈ જ કહ્યું અને ન તો બીજા લોકોને કંઈ બતાવ્યું. પરંતુ લોકોને આ વાતની ખબર પડી ગઈ. આથી શહેરના તહસીલદાર સૈયદ મહમદે પેલા વિષદાતા બ્રાહ્મણને પકડીને સ્વામીજી સમક્ષ હાજર કર્યો અને કહ્યું કે આપને ઝેર આપનાર આ ઈસમ પર કેસ ચલાવીને તેને જેલ ભેગો કરવામાં આવશે. આ સાંભળીને સ્વામીજી તેમનાથી નજર ફેરવીને મૌન રહ્યા. આ જોઈને ઘણાને આશ્ચર્ય થયું. નારાજગીનું કારણ પૂછતાં સ્વામીજીએ કહ્યું :

> હું સંસારના લોકોને તેમનાં અજ્ઞાન, અવિદ્યા અને અંધવિશ્વાસોની કેદમાંથી મુક્ત કરાવવા આવ્યો છું, કેદમાં નાખવા નથી આવ્યો. જો દુષ્ટ પોતાની દુષ્ટતા નથી છોડતો, તો હું મારી શ્રેષ્ઠતા શા માટે છોડું ?

વીતરાગ સંન્યાસીના હૃદયમાં પોતાના પ્રાણહરણનો ક્રૂર પ્રયાસ કરનારા આતતાયી પ્રત્યેનો કરુણાભાવ અને ભવ્ય ઉદારતા તથા તેમના હૃદયની વિશાળતા જોઈને તહસીલદારને રોમાંચ થઈ ગયાં અને તેમણે પેલા અપરાધી બ્રાહ્મણને તરત જ મુક્ત કરી દીધો. સંસારમાં આવાં ઉદાહરણ બહુ જ વિરલ જોવાં મળે છે કે જેમાં પ્રતિશોધ અને પ્રતિહિંસાના ભાવ ત્યજીને લોકોએ અનિષ્ટ કરનારાઓ પ્રત્યે આ પ્રકારનો ક્ષમાભાવ દર્શાવ્યો હોય. સ્વામીજીના જીવનની આ અત્યંત શિક્ષાપ્રદ ઘટના છે. આમાં આપણને તેમના જીવનના ઉદ્દેશ્યની અને પરોપકારી જીવનદર્શનની ઝાંખી થાય છે.[૨]

અમર સ્વામી (પૂર્વ નામ ઠાકુર અમરસિંહ) આર્યસમાજના તપોમૂર્તિ તથા વિદ્વાન સંન્યાસી હતા. તેમણે ‘મૈં આર્યસમાજી કૈસે બના ?’ નામનું એક ઉર્દૂ પુસ્તક લખ્યું છે. આ પુસ્તકમાં તેમણે તેમના પિતાજી ઠાકુર ટીકમસિંહના એક સંસ્મરણનું વર્ણન કરતાં લખ્યું છે :

> મારા પિતાજી ઠાકુર ટીકમસિંહજીએ બુલંદશહેર જિલ્લાના અનૂપશહેરમાં ગંગાસ્નાનના મેળા વખતે સ્વામી દયાનંદનાં વ્યાખ્યાન સાંભળ્યાં હતાં. વ્યાખ્યાનના

---

૨. ભવાનીલાલ ભારતીય, નવજાગરણ કે પુરોધા મહર્ષિ દયાનંદ સરસ્વતી, ભાગ ૧, પાન ૩૩૯; અને લક્ષ્મણ આર્યોપદેશક, મહર્ષિ દયાનંદ સરસ્વતી સંપૂર્ણ જીવનચરિત્ર, ભાગ ૧, પાન ૧૬૧-૧૬૨. કેટલાંક જીવનચરિત્રોમાં આ પ્રસંગ સ્વામીજીની અનૂપશહેરની સન ૧૮૭૧ (સંવત ૧૯૨૭)ની યાત્રા દરમિયાન બન્યો હોવાનું લખ્યું છે. મહર્ષિ દયાનંદ સરસ્વતી સંપૂર્ણ જીવનચરિત્રમાં આ પ્રસંગ સંવત ૧૯૨૪ [સન ૧૮૬૯]ના વિવરણમાં સંગૃહીત કરવામાં આવ્યો છે. (ભાગ ૧, પાન ૧૬૧-૧૬૨).

અંતે કેટલાંક ગુંડા તત્ત્વોએ સ્વામીજી પર ધૂળ ફેંકી. ધૂળ ફેંકતાં જ ભીડમાં શોર મચી ગયો. સ્વામીજીના રાજપૂત ભક્તોએ એ લોકોને પકડીને મારવા લીધા. પરંતુ સ્વામીજીએ બૂમ પાડીને તેમને એમ કરતાં રોક્યા અને કહ્યું કે, આ બાળકો છે, તેમને મારશો નહિ. રાજપૂત ભક્તોએ કહ્યું કે, મહારાજ ! આ બાળકો નથી, પરંતુ દાઢી-મૂંછ ધરાવતા યુવાનો અને મોટી ઉંમરના છે. અમે તેમને સીધા કરી નાખશું. પરંતુ ક્ષમાશીલ સ્વામીજીએ કહ્યું કે, આ લોકો ભલે એવા હોય, પરંતુ જેમની બુદ્ધિ મંદ હોય તેઓ દાઢી-મૂંછ ધરાવતા હોવા છતાંય બાળકો જ કહેવાય. માટે તમે એ લોકોને હાથ પણ ન લગાડશો. ટીકમસિંહે સ્વામીજી વિશે વધુમાં જણાવ્યું હતું કે, સ્વામીજી બહુ જ ઊંચા અને સુડોળ હતા. તેમનો અવાજ બહુ જ ઊંચો, ગુંજન કરનારો, મધુર અને ગંભીર હતો. તેમનું વ્યાખ્યાન દૂર દૂર સુધી સ્પષ્ટ સંભળાતું.[૩]

સ્વામીજી અનૂપશહેરથી બુલંદશહરના જંગલમાં આવેલા ચાસી નામના સ્થાને આવ્યા. અહીં પંડિત નંદરામ નામનો એક ચક્રાંકિત વૈષ્ણવ લોકોને પોતાના સંપ્રદાયમાં દીક્ષિત કરી રહ્યો હતો. સ્વામીજી આ સંપ્રદાયના ઘોર વિરોધી હતા. સ્વામીજી આ પંડિત સાથે શાસ્ત્રાર્થ કરવા ઇચ્છતા હતા પરંતુ પોતાના પક્ષની દુર્બળતા જાણીને પંડિતજી સ્વામીજી સમક્ષ આવવાની હિંમત ન કરી શક્યા. જોકે સ્વામીજીના આગમનથી પંડિતજીની સ્વ-મત પ્રચારની યોજના અસફળ રહી. સ્વામીજી ચાસીથી ચાલતાં ચાલતાં રામઘાટ આવી પહોંચ્યા. અહીં કર્ણવાસ નિવાસી પંડિત ટીકારામ નામના એક સુપઠિત બ્રાહ્મણ સ્વામીજીના અનુયાયી બન્યા. ટીકારામ કર્મકાંડી હતા અને યજમાનવૃત્તિ કરતા હતા. પરંતુ સ્વામીજીના ઉપદેશથી પ્રભાવિત થઈ તેમણે યજમાનવૃત્તિ છોડી દીધી અને પૂજાની મૂર્તિઓ પણ ગંગામાં પધરાવી દીધી. ટીકારામને જોઈને બીજા પણ અનેક લોકો સ્વામીજીના વિચારો તરફ વળ્યા. સ્વામીજીનો ઉપદેશ શ્રવણ કરવા લોકોનાં ટોળાં ઊમટવાં લાગ્યાં.

સ્વામીજી હવે કર્ણવાસ આવી પહોંચ્યા. અહીં ક્ષત્રિયોનું બાહુલ્ય હતું. સેંકડો લોકો સ્વામીજીનો ધર્મોપદેશ સાંભળવા આવવા લાગ્યા. સ્વામીજી પુરાણ, મૂર્તિપૂજા, વેદવિરુદ્ધ સંપ્રદાયો, તંત્રગ્રંથો વગેરે આઠ 'ગપ્પ'નું ખંડન કરતા હતા. સવાર-સાંજ ધાર્મિક સત્સંગ આયોજિત થતો. અહીંના પંડિત ભગવાનદાસ આમ તો સ્વામીજીના ભક્ત હતા, પરંતુ એક દિવસ સ્વામીજીએ તેમને મિત્રભાવથી સમજાવ્યા કે, ભાગવત પુરાણ વ્યાસજી પ્રણીત ગ્રંથ નથી, ટીકાકારોએ પણ તેને બોપદેવ પ્રણીત માન્યું છે; આ તિલક, માળા વગેરે તો વેશધારીઓનાં ઢોંગ-પાખંડ છે, આપ વિદ્વાન થઈને આવી બાબતોમાં શા માટે લિપ્ત છો ? શા માટે વિચારપૂર્વક અવૈદિક વાતોનો ત્યાગ કરીને સત્ય વેદમાર્ગ પર આરૂઢ નથી થતા ? સ્વામીજીના આ વાતથી પંડિતજી નારાજ થઈ ગયા. એટલું જ નહિ, અત્યાર

---

૩. ભવાનીલાલ ભારતીય, નવજાગરણ કે પુરોધા મહર્ષિ દયાનંદ સરસ્વતી, ભાગ ૨, પાન ૯૧૭-૯૧૮; અને લક્ષ્મણ આર્યોપદેશક, મહર્ષિ દયાનંદ સરસ્વતી સંપૂર્ણ જીવનચરિત્ર, ભાગ ૧, પાન ૧૫૯.

સુધી તેઓ સ્વામીજીનો સેવા-સત્કાર કરતા હતા એ બંધ કરી દીધો અને તેમના વિરોધી થઈ ગયા. તેમણે નક્કી કર્યું કે કોઈ સમર્થ પંડિતને બોલાવીને દયાનંદને શાસ્ત્રાર્થમાં પછાડવા જોઈએ, નહિ તો મારા જેવા ભાગવતી પંડિતોની આજીવિકા ખતરામાં પડી જશે. આથી તેઓ અલીગઢના પંડિત પચૌરીજીને બોલાવી લાવ્યા. આ પંડિતે સ્વામીજી સાથે એક મહિનો શાસ્ત્રચર્ચા કરી, પણ અંતે તેઓ સ્વામીજીના વિચારો સાથે સહમત થયા. આથી ભગવાનદાસ વધારે વ્યગ્ર થઈ ઊઠ્યા. આથી તેમણે નંદકિશોર નામના કર્ણવાસના એક પ્રતિષ્ઠિત પંડિત સાથે મંત્રણા કરી અને અનૂપશહેર નિવાસી અંબાદત્ત નામના એક પ્રસિદ્ધ સંસ્કૃતજ્ઞ અને વયોવૃદ્ધ પંડિતને સ્વામીજીની સાથે શાસ્ત્રાર્થ કરવા માટે લઈ આવ્યા. એમની ધારણા હતી કે પંડિત અંબાદત્ત સામે દયાનંદ હારી જશે અને તેમની ફજેતી થશે.

પંડિત અંબાદત્ત સ્વામી વિરજાનંદ સરસ્વતી તથા તેમની શિષ્યમંડળીથી પરિચિત હતા. તેઓ મથુરા અને આગ્રામાં સ્વામી દયાનંદને પણ મળી ચૂક્યા હતા. કર્ણવાસની બાજુનાં ગામડાંમાંથી આવેલા પંડિત નિદ્ધાલાલ અને પંડિત કમલનયન વગેરે પ્રબુદ્ધ પંડિતોએ સ્વામી દયાનંદનાં ઉપદેશો સાંભળીને કર્ણવાસના વિદ્વાનો સમક્ષ પોતાનો અભિપ્રાય વ્યક્ત કરતાં કહ્યું કે, આ સ્વામી દયાનંદ દિવ્ય પ્રતિભા સંપન્ન વિદ્વાન મહાત્મા છે, તેમની સાથે શાસ્ત્રાર્થ કરવાનું કોઈનું ગજું નથી. તેઓ જે કંઈ કહે છે એ પ્રામાણિક અને વેદાદિ શાસ્ત્રો અનુસાર કહે છે. આથી પંડિત અંબાદત્તના માધ્યમથી દયાનંદને સમજાવવાનો પ્રયત્ન કરવો જોઈએ કે તેઓ મૂર્તિપૂજા, પુરાણ વગેરે બે-ત્રણ વાતોનું ખંડન કરવાનું છોડી દે કે જેથી બ્રાહ્મણોની આજીવિકા ચાલતી રહે; નહિ તો બધો ભેદ ખુલી જશે, હવે પાખંડ બહુ દિવસ નહિ ચાલે. પંડિત અંબાદત્તે પંડિત ટીકારામને અનુરોધ કર્યો કે, તમે સ્વામીજીને સમજાવવાની કોશિશ કરો કે, જો આપ મૂર્તિપૂજા વગેરેનું ખંડન કરવાનું છોડી દેશો તો અહીંથી બ્રાહ્મણમંડળી આપને દેવગુરુ બૃહસ્પતિ તુલ્ય પૂજ્ય માનીને આપનો આદર કરશે. પરંતુ ટીકારામે કહ્યું કે, હું આવી વાત સ્વામીજીને કહેવા અસમર્થ છું, આપ જ આ વાત સ્વામીજીને કહી જુઓ.

છેવટે કારતક વદ પંચમી સંવત ૧૯૨૪ના રોજ પંડિત અંબાદત્ત અને સ્વામીજીનો શાસ્ત્રાર્થ આયોજિત થયો. પંડિતોની ભીડ જામી હતી. શાસ્ત્રાર્થનો વિષય મૂર્તિપૂજા હતો. શાસ્ત્રાર્થ સંસ્કૃતમાં થયો. પ્રથમ તો અંબાદત્તે સ્વામીજીને કહ્યું કે, જો આપ મૂર્તિપૂજા અને પુરાણોનું ખંડન છોડી દો તો બધા બ્રાહ્મણો આપને જગદ્‌ગુરુ બૃહસ્પતિની પદવીથી અલંકૃત કરશે. પરંતુ સ્વામીજીએ આ પ્રલોભનને વિનોદમાં લઈ ટાળી દીધું. સ્વામીજીએ સમજાવ્યું કે આર્ષ ગ્રંથો અને વેદો સમક્ષ પુરાણોની કોઈ ગણના નથી. સ્વામીજીએ પોતાના પક્ષના પ્રતિપાદનમાં યુક્તિ અને પ્રમાણોની ઝડી વરસાવી. છેવટે સ્વામીજીની મૂર્તિપૂજા વિરુદ્ધ યુક્તિઓ અને પ્રમાણો સાંભળીને પંડિત અંબાદત્ત એકદમ મૂંઝાઈ ગયા અને સામો ઉત્તર આપવા જેટલીય તેમનામાં હામ ન રહી. એવા ગભરાટમાં પણ તેમણે એકાદ વાર બોલવાનો પ્રયાસ કર્યો, પરંતુ તરત જ હાંફવા લાગ્યા. તેમનો શ્વાસ ચઢી ગયો. આ જોઈને સ્વામીજીએ કહ્યું કે, 'मम अभ्यासोऽसि त्वं वृद्धोऽसि। मूकम। मया ज्ञातं तव समानं

अनूप शहर मध्ये पण्डित नास्ति ।' અર્થાત્ મારો અભ્યાસ છે અને તમે વૃદ્ધ છો. માટે શાંત થઈ જાવ, ચૂપ કરો. હું સમજી ગયો છું કે અનૂપશહેરમાં તમારા જેવો કોઈ પંડિત નથી. આ પ્રસંગે મહાદેવની મૂર્તિ વિશે પણ ચર્ચા થઈ. સ્વામીજીએ કહ્યું કે, મહાદેવ પોતાનું રક્ષણ પણ કરી શકતા નથી, તો પછી તેમની પૂજા કરવાથી શું વળે ? 'राहु स्थापनं त्वा धूपं दीपं नैवेध्यम्इति सामग्री सहितं पूजनं कृत्वा तत्पश्च्चात् कूकरी मूत्रति ।' અર્થાત્ મૂર્તિ સ્થાપિત કરી તેની ધૂપ, દીપ, નૈવેદ્ય વગેરેથી પૂજા કરવામાં આવે છે; પરંતુ જ્યારે કોઈ ન હોય ત્યારે કૂતરું આવીને તેની પર પેશાબ કરી દે છે. આ સાંભળીને પંડિત અંબાદત્તે કહ્યું કે, તમે નિંદા કરો છો. સ્વામીજીએ કહ્યું કે, આ વાત નિંદા નથી, પરંતુ પ્રત્યક્ષ છે. અને જો તમારી પ્રચલિત માન્યતા અનુસાર हरि कैलाशे वर्तते, विष्णु वैकुण्ठे वर्तते અર્થાત્ મહાદેવ કૈલાસમાં રહે છે અને વિષ્ણુ વૈકુંઠમાં રહે છે; તો પછી તેઓ આ મંદિરમાં નથી જ રહેતા ને ? આમ તેઓ મંદિરમાં રહેતા નથી તો તમે કોની પૂજા કરવા ઈચ્છો છો ? આથી મૂર્તિપૂજા કરવી ઉચિત નથી. આ મુજબ વાર્તાલાપ થતો રહ્યો. છેવટે પંડિત અંબાદત્તે એક સત્યપ્રિય વ્યક્તિની માફક સભા વચ્ચે પોતાની હાર સ્વીકાર કરી અને મુક્ત કંઠે એ વાતનો સ્વીકાર કર્યો કે, સ્વામીજી જે કંઈ કહે છે એ સત્ય છે, સાચે જ મૂર્તિપૂજા વગેરેની પરંપરા વેદવિરુદ્ધ હોઈ ત્યાજ્ય છે. સ્વામીજીએ તેમની સત્યને સ્વીકારવાની તત્પરતાની પ્રશંસા કરી અને કહ્યું કે, તમે વાસ્તવમાં પંડિત છો. આ શાસ્ત્રાર્થથી અનેક લોકોને મૂર્તિપૂજાની વાસ્તવિકતા સમજમાં આવી અને તેમણે પોતાની દેવપ્રતિમાઓને ગંગામાં વિસર્જિત કરી દીધી. કેટલાકે કંઠીનો ત્યાગ કર્યો. કર્ણવાસમાં શોર મચી ગયો.[૪] પંડિત અંબાદત્તના પરાજયથી સ્વામીજીની ખ્યાતિ દૂર દૂર સુધી ફેલાઈ ગઈ અને સેંકડો લોકો તેમની તરફ આકર્ષિત થયા. ક્ષત્રિય લોકો તો બહુ જ મોટી સંખ્યામાં તેમના અનુયાયી બન્યા અને અનેક ક્ષત્રિયોએ જનોઈ ધારણ કરીને સ્વામીજીના નિર્દેશ અનુસાર નિત્યક્રમ કરવાનું શરૂ કર્યું. પૌરાણિક પંડિતોએ નક્કી કર્યું કે હવે એક પંડિત હીરાવલ્લભ જ એવા છે કે જે દયાનંદનું મોં બંધ કરી શકે તેમ છે. આથી તેમને બોલાવીને દયાનંદ સાથે શાસ્ત્રાર્થ કરાવવો જોઈએ.

---

૪. સ્વામીજીનાં કેટલાંક જીવનચરિત્રોમાં આ શાસ્ત્રાર્થ કર્ણવાસમાં નહિ, પરંતુ અનૂપશહેરમાં થયો હતો એમ લખવામાં આવ્યું છે. આ વિશે પ્રા. રાજેન્દ્ર 'જિજ્ઞાસુ'એ ટિપ્પણી આપતાં લખ્યું છે : "આ ક્ષેત્રમાં સ્વામીજીએ બહુ જ ભ્રમણ કર્યું હતું. કેટલાંક સ્થાન પર તો તેઓ એકથી વધારે વાર આવ્યા હતા. આથી જીવનચરિત્રકારોને ઘટનાઓ સંભળાવનારી વ્યક્તિઓએ સ્મૃતિદોષને કારણે ઘટનાઓના કાળક્રમમાં પણ ગરબડ કરી. સ્વામીજીના જીવનચરિત્રકાર પંડિત લેખરામજીને ઘટના તો બરાબર સંભળાવી, પરંતુ ગામ કે સ્થાનનું નામ ઠીક બતાવી ન શક્યા. આમાં ન તો સંભળાવનારાઓનો દોષ છે અને ન તો ગવેષક પંડિત લેખરામજીનો દોષ છે. આ એક માનવ-સહજ ભૂલ છે." (લક્ષ્મણ આર્યોપદેશક દ્વારા રચિત 'મહર્ષિ દયાનંદ સરસ્વતી સંપૂર્ણ જીવનચરિત્ર', પાન ૧૫૭, પાદટીપ ૧) પ્રા. રાજેન્દ્ર 'જિજ્ઞાસુ'એ વધુમાં લખ્યું છે : "આ શાસ્ત્રાર્થ સંવત ૧૯૨૪ના આસો મહિનામાં ગંગાસ્નાનના મેળા પર કર્ણવાસમાં થયો હતો." (એજન, પાન ૧૬૦, પાદટીપ ૧)

: ૨ :

## રામઘાટમાં સ્વામી કૃષ્ણાનંદ સાથે શાસ્ત્રાર્થ

### (માગસર સંવત ૧૯૨૪, ડિસેમ્બર ૧૮૬૭)

સં. ૧૯૨૪ના માગસરમાં સ્વામીજી રામઘાટ પધાર્યા. અહીં આવીને તેમણે ગંગાના તટ પર રેતીમાં આસન જમાવ્યું. સવારે દસથી સાંજ સુધી પદ્માસનમાં કાષ્ઠવત્ અચલ - અડગ અને મૌન ધારણ કરીને બેસી રહેતા. બ્રહ્મચારી ક્ષેમકરણ નામના એક કટ્ટર મૂર્તિપૂજકનું ધ્યાન સ્વામીજી પર પડ્યું. એક સંન્યાસીને આવી પ્રશાંત મુદ્રામાં ધ્યાનાવસ્થિત જોઈને તે ખૂબ જ પ્રભાવિત થયો. આ ક્ષેમકરણ કોઈ સાધારણ મૂર્તિપૂજક ન હતો. તેની પાસે નર્મદેશ્વર (શિવ), શાલિગ્રામ (વિષ્ણુ), ગણેશ, ગોમતિ ચક્ર, બાળ ગોવિંદ (કૃષ્ણ) વગેરે જુદાં જુદાં ઉપાસ્ય દેવદેવીઓની લગભગ એક મણ જેટલી મૂર્તિઓ હતી. અને તે જ્યાં જ્યાં જાય ત્યાં ત્યાં પોતાની સાથે આ મૂર્તિઓને પણ ઘોડા પર લાદીને લઈ જતો. આ મૂર્તિઓનો બોજ ઊઠાવતાં ઊઠાવતાં તેના ઘોડાની પીઠ પર છાલાં પડી ગયાં હતાં. છેલ્લાં ૨૭ વર્ષથી તે આ મૂર્તિઓની પૂજા કરતો હતો. તેણે બંને હાથ અને કંઠમાં રુદ્રાક્ષની મોટી મોટી માળાઓ પહેરી હતી અને કપાળ પર ત્રિપુંડ ધારણ કર્યું હતું. અંગો પર ચંદનનો લેપ કર્યો હતો. તેની જિહ્વા પર હંમેશાં પોતાના ઈષ્ટદેવનું નામ રહેતું. પરંતુ તેને એ ખબર નહોતી કે આ દિવ્ય દેહધારી સંન્યાસી મૂર્તિપૂજાના પરમ શત્રુ છે, અને તેઓ મૂર્તિપૂજા, અવતાર, તીર્થ વગેરે તમામ પૌરાણિક પ્રપંચોનું ખંડન કરે છે અને પુરાણોમાં પરમ પ્રસિદ્ધ એવા ભાગવતને પણ ત્યાજ્ય ઘોષિત કરે છે. જો તેને આ વાતની ખબર હોત તો કદાચ તેણે સ્વામીજી તરફ દૃષ્ટિ પણ ન કરી હોત. તેણે રામચંદ્ર બ્રાહ્મણને સૂચના આપી કે, એક સંન્યાસી દસ વાગ્યાના ગંગાતટ પર બેઠા છે અને સાંજ પડવા આવી છે. ખબર નહિ કોઈએ તેમને ભોજન માટે પૂછ્યું છે કે નહિ ? આથી એ બંને સ્વામીજી પાસે આવ્યા. સ્વામીજીએ માત્ર કૌપીન ધારણ કર્યું હતું અને પદ્માસનમાં બેઠા હતા. ક્ષેમકરણ 'ध्यानावस्थिततद्गतेन मनसा पश्यन्ति यं योगिनः' આ શ્લોકના પ્રથમ ચરણનું ઉચ્ચારણ કરતાં કરતાં સ્વામીજીની નજીક ગયા. સ્વામીજી મલકાયા અને 'હું' શબ્દ કહ્યો. ક્ષેમકરણે અનુરોધ કર્યો કે, મહારાજ, ઠંડીના દિવસો છે, આપ ઉપર પધારો. સ્વામીજી ઘાટ પરથી ઊભા થયા અને તેમની સાથે ઉપર બનખંડીશ્વર મહાદેવમાં ચાલ્યા ગયા. રામચંદ્રે તેમનો સત્કાર કર્યો. અહીં ચાર-પાંચ પંડિતો રામાયણ અને ભાગવતને લઈને પરસ્પર સંસ્કૃતમાં વિવાદ કરી રહ્યા હતા. સ્વામીજી થોડીવાર તો મૌન રહીને તેમની ચર્ચા સાંભળતા રહ્યા, પરંતુ પછી તેઓ પણ 'किम् भागवतम् किम् वाल्मीकिम्' એમ કહીને એ ચર્ચામાં ભળ્યા. પેલા પંડિતો સ્વામીજીનું ધારાપ્રવાહ, સરળ અને સુમધુર સંસ્કૃત ભાષણ સાંભળીને ચકિત થઈ ગયા. અંધારું થવા આવ્યું હતું. રામચંદ્રે સ્વામીજીને ભોજન કરાવ્યું.

ત્યારે રામઘાટ પર કૃષ્ણાનંદ સરસ્વતી નામના એક વામમાર્ગી સાધુ રહેતા હતા. તેઓ સંસ્કૃતના જ્ઞાતા હોવાથી તેમની ખૂબ જ પ્રસિદ્ધિ હતી. લોકોએ કૃષ્ણાનંદને કહ્યું

કે, સ્વામી દયાનંદ શ્રુતિ-સ્મૃતિના આધારે તીર્થ, ઉપવાસ, મૂર્તિપૂજા, ભાગવત પુરાણ વગેરેનું ખંડન કરે છે; માટે તમે તેમને શાસ્ત્રાર્થમાં પરાજિત કરીને હિંદુ ધર્મની લાજ રાખો. પરંતુ દયાનંદના નામમાં ન જાણે કંઈક એવો જાદુ હતો કે ભલભલા પંડિતો તેમની સાથે શાસ્ત્રાર્થ કરતાં ગભરાતા. અહીં કૃષ્ણાનંદની સ્થિતિ પણ કંઈક એવી જ હતી. તેઓ શાસ્ત્રાર્થ કરવાની ના પાડે છે, પરંતુ લોકો તેમને એ માટે આગ્રહ કરી રહ્યા છે. સ્વામીજીએ અહીં એક વાર્તાલાપ દરમિયાન પંડિત પરમાનંદ દૂબેને કહ્યું કે, અહીં બ્રહ્મનો અર્થ વેદ થાય છે. પંડિતે થોડીવાર વિવાદ કર્યો પણ પછી તેણે સ્વામીજીની વાત માની લીધી. એ પંડિતે આ જ વિષયની ચર્ચા કૃષ્ણાનંદ સાથે પણ કરી, પરંતુ કૃષ્ણાનંદે સ્વામીજીનો અર્થ માન્ય ન કર્યો. જ્યારે સ્વામીજીને ખબર પડી તો તેમણે પરમાનંદને કૃષ્ણાનંદને બોલાવવા મોકલ્યા. પરંતુ કૃષ્ણાનંદ તો ત્રણ દિવસ પછી સ્વામીજી પાસે આવ્યા. પહેલાં તો તેમણે મધ્યસ્થ કોણ થશે એ પ્રશ્નને લઈને વિવાદ કર્યો. પરંતુ સ્વામીજીએ કહ્યું કે, શાસ્ત્રો જ મધ્યસ્થ રહેશે. અંતે શાસ્ત્રાર્થ આરંભ થયો અને એ પણ એક અનોખી રીતે જ. એક વ્યક્તિએ કૃષ્ણાનંદને પૂછ્યું કે, મહારાજ, હું મહાદેવ પર જળ ચઢાવીને આવું ? પરંતુ કૃષ્ણાનંદ ઉત્તર આપે તે પહેલાં પ્રત્યુત્પન્નમતિ સ્વામી દયાનંદે કહ્યું કે, જેની પર જળ ચઢાવો છો એ તો પથ્થર છે, એ મહાદેવ ક્યાં છે ? महादेवः कैलासे वर्तते - મહાદેવ તો કૈલાસ પર રહેતા હતા ! કૃષ્ણાનંદે પૂછ્યું કે, શું મહાદેવ અહીં નથી ? સ્વામીજીએ કહ્યું કે, તે મહાદેવ - દેવોનો દેવ પરમાત્મા તો ફક્ત મંદિરમાં જ નહિ, પરંતુ ચરાચર જગતમાં સર્વત્ર વ્યાપક છે; આથી મંદિર વગેરે કોઈ સ્થાન-વિશેષમાં જઈને તેમાં સ્થાપિત જડ મૂર્તિઓની પૂજા-અર્ચના કરવી વ્યર્થ છે. કૃષ્ણાનંદે અવતારવાદની સ્થાપના માટે ગીતાનો પ્રસિદ્ધ શ્લોક 'यदा यदा हि धर्मस्य...' (૪.૭) પ્રસ્તુત કર્યો. તેના ઉત્તરમાં સ્વામીજીએ કહ્યું કે, ઈશ્વર નિરાકાર છે. તે મનુષ્યવત્ કદાપિ દેહ ધારણ કરતો નથી. દેહ ધારણ કરવો એ તો જીવનો ધર્મ છે, ઈશ્વરનો નહિ. સ્વામીજીની પ્રૌઢતાપૂર્ણ વાતો સાંભળીને કૃષ્ણાનંદ કશુંય બોલી ન શક્યા. તેઓ ગીતાનો એ જ શ્લોક ફરી બોલ્યા અને એ પણ સ્વામીજીની સામે જોઈને નહિ, પરંતુ શ્રોતાઓની સામે જોઈને. આથી સ્વામીજીએ કહ્યું કે, આપ આ લોકો સાથે શાસ્ત્રાર્થ કરી રહ્યા છો કે મારી સાથે ? મારી તરફ જોઈને વાત કરો. કૃષ્ણાનંદ હવે વિક્ષિપ્ત જેવા થઈ ગયા. ગભરામણને કારણે તેઓ અપ્રતિભ થઈ ગયા અને તેમના મોંમાં ફીણ આવી ગયું. આથી હવે તેમણે 'गंधवती पृथिवी, धूममान् अग्निः' કહીને ન્યાયનો વિષય ઉઠાવ્યો. ત્રણ દિવસ આ વિશે વાત થતી રહી. તેમણે કહ્યું કે, લક્ષણનું પણ લક્ષણ હોય છે. સ્વામીજીએ કહ્યું કે, લક્ષ્યનું તો લક્ષણ હોય છે, પરંતુ લક્ષણનું લક્ષણ નથી હોતું. જેમ કારણનું કારણ હોતું નથી, પૂજ્યનું પૂજ્ય કે લોટનો લોટ હોતો નથી, તેમ લક્ષણનું લક્ષણ પણ હોતું નથી. સ્વામીજીની આ વાત સાંભળતાં જ બધા લોકો હસી પડ્યા અને કૃષ્ણાનંદ ઊઠીને ચાલ્યા ગયા.

સ્વામીજીની અપૂર્વ તર્કશક્તિ અને શાસ્ત્રોની પારગામી વિદ્વત્તાનો બ્રહ્મચારી ક્ષેમકરણ પર અદ્ભુત પ્રભાવ પડ્યો. તેણે પોતાની મૂર્તિઓનો સંપૂર્ણ બોજ ગંગાને અર્પણ કરી

દીધો અને આગળ જતાં તેણે સંન્યાસ પણ ગ્રહણ કરી લીધો. તેણે સ્વામીજીના આદ્ય જીવનચરિત્રકાર પંડિત લેખરામને પોતાનાં સંસ્મરણો વ્યક્ત કરતાં જણાવ્યું હતું :

> સ્વામીજીની વાતો સાંભળીને મારું ચિત્ત મૂર્તિપૂજામાંથી હટી ગયું, પરંતુ છતાંય કોઈ કોઈ વાર મનમાં સંદેહ થયા કરતો. આથી હું ક્યારેક રુદ્રાક્ષની માળા ઉતારી દેતો અને ફરી પાછો પહેરી પણ લેતો. આમ મન ડામાડોળ રહ્યા કરતું હતું કે શું કરવું. એટલામાં એક દિવસ કૃષ્ણાનંદ મારી પાસે આવ્યા અને લોકો વચ્ચે મારી નિંદા કરવા લાગ્યા કે, તું મૂર્તિપૂજાને છોડીને હવે નાસ્તિક થઈ ગયો છે. પરંતુ હું સમજી ગયો કે આ ધૂર્ત વ્યક્તિ નિરર્થક હઠ કરે છે. આથી મેં પૂરા દિલથી મૂર્તિપૂજા અને રુદ્રાક્ષની માળાઓનો સદંતર ત્યાગ કર્યો...સ્વામી દયાનંદજી મારી રુદ્રાક્ષની માળાઓને સર્પની ઉપમા આપીને વિનોદ કરતા. પરંતુ હું કહેતો કે, મહારાજ, આ સર્પ નથી, માળા છે. તેઓ કહેતા કે, આ રુદ્રાક્ષ ધારણ કરવામાં કંઈ જ સાર નથી, વ્યર્થ છે.[૫]

એ દિવસોમાં સ્વામીજી બધાને સંધ્યા, ગાયત્રી અને બલિવૈશ્વદેવ યજ્ઞ કરવાનો તથા મૂર્તિપૂજા અને તીર્થયાત્રા વગેરે છોડવાનો ઉપદેશ કરતા હતા. સ્વામીજીના ઉપદેશના પ્રભાવથી પંડિત ટીકારામ, પંડિત બાલમુકુંદ, બ્રહ્મચારી આનંદકિશોર જેવા અનેક લોકોએ મૂર્તિપૂજા છોડી દીધી અને પોતાની દેવપ્રતિમાઓને ગંગામાં ફેંકી દીધી.[૬]

વર્ષો બાદ ૪ ઓગસ્ટ ૧૮૭૫ના રોજ પૂનામાં આપેલા એક ભાષણમાં સ્વામીજીએ પોતાની આ રામઘાટ યાત્રાને યાદ કરતાં કહ્યું હતું :

> રામગઢમાં[૭] વાદ (શાસ્ત્રાર્થ) શરૂ કર્યો. ત્યાં જ્યારે બે-ચાર શાસ્ત્રીઓ એકી સાથે બોલવા માંડતા ત્યારે હું 'કોલાહલ' શબ્દ બોલતો. એથી ત્યાંના લોકો હજુ પણ મને 'કોલાહલ સ્વામી' કહે છે ! ત્યાં ચક્રાંકિત મતના દશ માણસો મને મારી નાખવા આવ્યા હતા, પરંતુ હું મહા મુશ્કેલીએ તેમાંથી ઊગરી ગયો હતો. ત્યાંથી ફરુખાબાદ ગયો. ફરુખાબાદથી કાનપુર અને કાનપુરથી પ્રયાગ ગયો. પ્રયાગમાં પણ મને ખતમ કરવા માટે મારાઓ આવ્યા હતા, પરંતુ માધવપ્રસાદ નામના એક ભદ્ર પુરુષે મને બચાવી લીધો હતો.[૮]

---

૫. લેખરામ (પંડિત), મહર્ષિ દયાનંદ સરસ્વતી કા જીવનચરિત્ર, પાન ૧૦૮.

૬. દેવેન્દ્રનાથ મુખોપાધ્યાય, મહર્ષિ દયાનંદ સરસ્વતી કા જીવનચરિત, (સંપાદક : પંડિત ઘાસીરામ), પાન ૧૨૮.

૭. આ સ્થાનનું નામ રામગઢ નથી પણ રામઘાટ છે. એ અલીગઢ જિલ્લામાં ગંગાતટ પર આવેલું એક પ્રસિદ્ધ સ્થાન છે.- દેવેન્દ્રનાથ મુખોપાધ્યાય (દ્રષ્ટવ્ય : ઉપદેશ મંજરી, ગુજરાતી અનુવાદ, પાન ૧૪૩, પાદટીપ)

૮. દયાનંદ સરસ્વતી, પૂના પ્રવચન (અથવા ઉપદેશ મંજરી), ૧૫મું પ્રવચન.

: ૩ :

## કર્ણવાસમાં પંડિત હીરાવલ્લભ શાસ્ત્રી સાથે શાસ્ત્રાર્થ

### (પોષ વદ ૧૧થી પોષ સુદ ૧, સંવત ૧૯૨૪, જાન્યુઆરી ૧૮૬૮)

સ્વામીજી નવેમ્બર કે ડિસેમ્બર ૧૮૬૭માં ફરીથી કર્ણવાસ પધાર્યા. અહીં સ્વામીજીએ પોતાની પૂર્વ યાત્રામાં પંડિત અંબાદત્તને શાસ્ત્રાર્થમાં પરાજિત કર્યા હતા. આથી અહીંનો પૌરાણિક વર્ગ પંડિત અંબાદત્તની હારનું દર્દ ખૂબ જ તીવ્રતાથી અનુભવી રહ્યો હતો. આથી ભાગવતી પંડિત ભગવાનદાસ ઇચ્છતા હતા કે સ્વામીજીનો મૂર્તિપૂજા પર એક શાસ્ત્રાર્થ કોઈ પ્રસિદ્ધ વિદ્વાન સાથે કરાવવો જોઈએ. આથી તેમણે અનૂપશહેર નિવાસી પંડિત હીરાવલ્લભનો સંપર્ક કર્યો અને તેમને શાસ્ત્રાર્થ માટે તૈયાર કર્યા. પોષ સુદ દસમ વિ.સં. ૧૯૨૪ના રોજ પંડિત હીરાવલ્લભ પંડિત બલકેશરજી તથા બીજા દૂર દૂરના વિદ્વાન પંડિતોને સાથે લઈને પૂરા ઠાઠથી કર્ણવાસ આવી પહોંચ્યા. આજુબાજુનાં ગામના લગભગ ચાર હજાર જેટલા પંડિતો અને વિદ્વાન બ્રાહ્મણો આ શાસ્ત્રાર્થ જોવા ઊમટી પડ્યા. આ શાસ્ત્રાર્થના સમસ્ત આયોજનનો ખર્ચ ઠાકુર મોહનસિંહે ઉઠાવ્યો હતો.

પંડિત હીરાવલ્લભ ઘોર મૂર્તિપૂજક હતા. તેમણે શાસ્ત્રાર્થ સ્થળે પહોંચીને તરત જ એક સુંદર સિંહાસન પર ગોપાલજી, બાલમુકુંદ, ગોમતી ચક્ર વગેરેની મૂર્તિઓ સ્થાપિત કરી અને પછી પ્રતિજ્ઞાપૂર્વક ઘોષણા કરતાં કહ્યું કે, આ શાસ્ત્રાર્થમાં હું દયાનંદને પરાસ્ત કરીશ અને તેમના જ હાથે આ દેવપ્રતિમાઓ પર તુલસીદળ અને અન્ય નૈવેદ્ય ચઢાવડાવીશ. શાસ્ત્રાર્થના દિવસો દરમિયાન તેમનો નિત્ય ક્રમ એ રહ્યો કે તેઓ સ્નાન કરીને આ દેવપ્રતિમાઓની સામે શંખધ્વનિ કરતા, તેની આરતી ઉતારતા અને પછી લાંબા સમય સુધી સ્તોત્ર પાઠ કરતા. આ બધું પતી જાય પછી પેલા સિંહાસનને પોતાના માથા પર મૂકીને તેઓ સ્વામી દયાનંદ પાસે આવતા અને શાસ્ત્રાર્થમાં પ્રવૃત્ત થતા.

પંડિત હીરાવલ્લભ સાથે થયેલ આ શાસ્ત્રાર્થ અનેક દૃષ્ટિએ મહત્ત્વપૂર્ણ છે. પંડિત હીરાવલ્લભ ઉચ્ચ કોટિના શાસ્ત્રજ્ઞ વિદ્વાન હતા. તેમને ઋગ્વેદ અને યજુવેદ બંને મંત્ર સંહિતાઓ કંઠસ્થ હતી. તેઓ વ્યાકરણના પ્રસિદ્ધ પંડિત હતા. સ્વામીજી સાથે તેમનો આ શાસ્ત્રાર્થ સતત છ દિવસ ચાલ્યો. એટલું જ નહિ, નિયમ અને ન્યાયપૂર્વક ચાલ્યો. કોઈ કોઈ દિવસ તો નવ નવ કલાક સુધી શાસ્ત્રાર્થ ચાલ્યો. કવિકુમાર શેરસિંહ વર્માએ આ શાસ્ત્રાર્થના પ્રત્યેક દિવસનું વસ્તુનિષ્ઠ વિવરણ પોતાની પાંડુલિપિમાં પ્રસ્તુત કર્યું છે.

**પ્રથમ દિવસ** : શાસ્ત્રાર્થના પ્રથમ દિવસનું વૃત્તાંત કવિકુમારના શબ્દોમાં જ લખવું યોગ્ય રહેશે : હીરાવલ્લભે શાસ્ત્રાર્થના આરંભમાં જ મૂર્તિપૂજા અને ભાગવત પુરાણ પર એક વ્યાખ્યાન સંસ્કૃતમાં કર્યું. તેમનું આ વ્યાખ્યાન ત્રણેક કલાક ચાલ્યું. સ્વામીજી ચૂપચાપ આ વ્યાખ્યાન સાંભળતા રહ્યા. આથી શ્રોતાઓ પોતપોતાની રીતે અટકળો કરવા લાગ્યા. કેટલાક એવું કહેતા સંભળાયા કે, મુંડો (સંન્યાસી દયાનંદ) હવે કેમ કશુંય બોલતો નથી ? આજે તેને તેનો ગુરુ મળ્યો છે. વિદ્વાન શ્રોતાઓ હીરાવલ્લભની આ ધારાપ્રવાહ સંસ્કૃત

વક્તૃતા ધ્યાનથી સાંભળી રહ્યા હતા અને તેમની પ્રશંસા કરી રહ્યા હતા. હવે અગિયાર વાગ્યા. સ્વામી દયાનંદે આરંભમાં 'વિશ્વાનિ દેવ...' (યજુર્વેદ : ૩૦.૩) આ વેદમંત્રનું ઉચ્ચારણ કરી અત્યંત સુમધુર સંસ્કૃતમાં પોતાનું વક્તવ્ય શરૂ કર્યું. ફક્ત વીસેક મિનિટમાં તેમણે પંડિત હીરાવલ્લભના પ્રશ્નોના વિસ્તારપૂર્વક ઉત્તર આપ્યા અને પછી મૂર્તિપૂજા પર દસ આક્ષેપો કરીને ભાગવત પુરાણને કપોલ કલ્પિત તથા બોપદેવ દ્વારા રચિત સિદ્ધ કર્યું.

પંડિત હીરાવલ્લભે સ્વામીજીના આક્ષેપોનો ઉત્તર પણ સંસ્કૃતમાં જ આપ્યો. હવે બપોરનો એક થવા આવ્યો. પંડિત હીરાવલ્લભે શ્રોતાઓને કહ્યું કે, સ્વામીજી હવે થોડી જ વારમાં નિરુત્તર થવાના છે. માટે તમે લોકો થોડી વાર રોકાઈને તેમનો પક્ષ સાંભળીને જ જશો. હવે સ્વામીજીનો બોલવાનો વારો આવ્યો. તેમણે દસ જ મિનિટમાં પંડિત હીરાવલ્લભની સ્થાપનાઓનું ખંડન કરી દીધું. અત્યાર સુધી આ શાસ્ત્રાર્થ સંસ્કૃતમાં થઈ રહ્યો હતો. આથી શ્રોતાઓના આગ્રહ અનુસાર પંડિત હીરાવલ્લભે વાદી અને પ્રતિવાદી બંને પક્ષની વાતો હિંદી ભાષામાં અનૂદિત કરીને સંભળાવી દીધી. તેમણે એ પણ કહ્યું કે આજે પ્રતિમા, મૂર્તિ, ભાગવત વગેરે શબ્દોની વ્યાકરણમૂલક સિદ્ધિ વગેરેનો વિચાર કરવામાં આવશે અને સ્વામીજી પણ આ માટે સહમત છે. આથી સ્વામીજીએ સ્પષ્ટ કરતાં કહ્યું કે, માત્ર શબ્દાર્થથી જ પ્રયોજન સિદ્ધ થઈ જતું નથી. મૂર્તિપૂજાને વેદોક્ત સિદ્ધ કરવી પડશે તથા ભાગવત પુરાણ વ્યાસ દ્વારા રચિત છે એ વાત પણ સાધ્ય કોટિમાં છે. તેને પણ સિદ્ધ કરવી પડશે. આ ગ્રંથ અનાર્ષ અને અશ્લીલ હોવાથી અપ્રામાણિક છે. આ સાથે પ્રથમ દિવસની સભા પૂરી થઈ.

**બીજો દિવસ** : બીજા દિવસની કાર્યવાહી બપોર પછી શરૂ થઈ. સવારમાં પંડિત હીરાવલ્લભની છાવણીમાં આગંતુક બ્રાહ્મણોનો પરસ્પર વિચારવિમર્શ ચાલતો રહ્યો. બીજી બાજુ સ્વામી દયાનંદ પણ દસ વાગ્યા સુધી તેમની પાસે આવેલા લોકોને ધર્મોપદેશ કરતા રહ્યા. ત્રણ વાગ્યે પંડિત હીરાવલ્લભ આવ્યા અને ફરી ધારાપ્રવાહ સંસ્કૃતમાં શાસ્ત્રાર્થ શરૂ થયો. આજે સ્વામીજીએ બે વાર પોતાનો પક્ષ પ્રસ્તુત કર્યો. તેમણે ખૂબ જ સંયત અને સૌમ્ય ભાવથી પોતાના કથનનો ઉપસંહાર કરતાં પોતાના પ્રતિદ્વંદ્વી પંડિતને કહ્યું કે, આપણે આ જે ધર્મવિચાર કરી રહ્યા છીએ તેમાં આપ હઠ કર્યા વગર વિચાર કરજો. આજે આપનામાં પહેલાં જેવાં ભાવ અને ઓજ જણાતાં નથી. આપ સમસ્ત વિદ્વત્ મંડળીના પ્રતિનિધિ છો. સત્ય-અસત્યના આ વિચારમાં અત્યારે સમસ્ત જન સમુદાયનો આપ પર પૂરો વિશ્વાસ છે. આપના માટે પ્રકરણ છોડીને શાખાંતરમાં ચાલ્યા જવું યોગ્ય ન હતું. આ સાંભળીને પંડિત હીરાવલ્લભે અભિમાનપૂર્વક ઉત્તર આપતાં કહ્યું કે, સવાર તો પડવા દો. હું આપને મૂર્તિઓનું પૂજન કરાવીને જ છોડીશ. આ સાંભળીને સ્વામીજીએ હસતાં હસતાં કહ્યું કે, એ બધું તો આગળ જતાં પ્રગટ થઈ જ જશે કે આપ મને પાષાણ-પૂજા કરાવો છો કે પછી આપ સ્વયં આ વિપત્તિમાંથી છુટકારો મેળવો છો. પરંતુ પ્રકરણનું

ધ્યાન જરૂર રાખવું જોઈએ. બીજા દિવસનો વિચાર અહીં પૂરો થયો. પંડિત હીરાવલ્લભ દ્વારા ઠાકુરની પ્રતિમાઓને ભોગ લગાવ્યા બાદ પ્રબંધકો દ્વારા સર્વ આગંતુકોને હલવા-પૂરી ખવડાવવામાં આવ્યાં.

**ત્રીજો દિવસ** : આજે શાસ્ત્રાર્થના આરંભમાં પંડિત હીરાવલ્લભે મહાભારતનું એક આખ્યાન સંભળાવ્યું, જેમાં એકલવ્ય દ્વારા ગુરુ દ્રોણાચાર્યની મૂર્તિ રાખીને પ્રાપ્ત કરેલી બાણવિદ્યાનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે. સ્વામીજીએ કહ્યું કે, ભાવના ત્રણ પ્રકારની હોય છે : ૧. સત્ય ભાવના ૨. મિથ્યા ભાવના અને ૩. દુર્ભાવના. સત્ય ભાવનાનું ઉદાહરણ અગ્નિના દાહ, પ્રકાશ, ગતિ અને પદાર્થોને સૂક્ષ્મ કરવાનું સામર્થ્ય વગેરે ગુણોનું છે. મિથ્યા ભાવના - અગ્નિમાં સ્નાન, હસ્ત પ્રક્ષાલન વગેરેની છે, જે અગ્નિનાં ગુણ અને લક્ષણોથી વિરુદ્ધ અને સ્વભાવથી સિદ્ધ ન થતી હોવાથી લોકમાન્ય યોગ્ય ઠરતી નથી. દુર્ભાવનાનું ઉદાહરણ જાદુગરનો તમાશો છે કે જેમાં અગ્નિનો ખેલ બતાવીને એ ખેલનું રહસ્ય ન જાણનારા લોકોને ઠગીને પૈસા કમાવાની વિદ્યાની ગણના કરવામાં આવે છે. સ્વામીજીએ ભારપૂર્વક કહ્યું કે, એકલવ્ય નામના ભીલ બાળકે શસ્ત્રવિદ્યામાં જે કૌશલ પ્રાપ્ત કર્યું હતું એ તેના નિરંતર અભ્યાસનું ફળ હતું. એમાં ગુરુની મૂર્તિનો કોઈ કૃપાપ્રસાદ ન હતો. પોતાની વાતને સમાપ્ત કરતાં સ્વામીજીએ સ્પષ્ટ કર્યું કે, મહાભારતના આ આખ્યાનમાં વર્ણિત આ ઘટનાને શાસ્ત્રાજ્ઞા કે વેદાજ્ઞા માની શકાય નહિ. પુનઃ વ્યંગપૂર્વક કહ્યું કે, શું આપ એ વનવાસી બાળકને પ્રતિમાપૂજનનો આચાર્ય માનો છો ? વનવાસી અવિદ્વાન લોકોના આવા આડંબર કે પાખંડને પ્રમાણ કોટિમાં શી રીતે ગ્રહણ કરી શકાય ? આવો હાસ્ય વિનોદ (સ્વામીજી અનુસાર પ્રકરણ વિરુદ્ધ અનર્ગલ કથન) શાસ્ત્રાર્થમાં વ્યર્થ અને હાનિકારક છે.

ત્યાર બાદ પંડિત હીરાવલ્લભે મૂર્તિઓની પ્રાણપ્રતિષ્ઠાની વાત ચલાવી અને એ માટેનાં પ્રમાણો આપ્યાં. સ્વામીજીએ પોતાના સિદ્ધાંત પક્ષની સ્થાપના કરતાં કહ્યું કે, જેને વેદોમાં ઓંકાર વગેરે નામોથી પોકાર્યો છે, જેનું न तस्य प्रतिमाऽअस्ति (યજુર્વેદ : ૩૨.૩) કહીને વર્ણન કરવામાં આવ્યું છે, જેમાં પ્રકૃતિનો લવલેશ નથી, જેને શાસ્ત્રકારોએ નિર્લેપ કહ્યો છે, તેમાં પ્રાણાદિ વિકારો શી રીતે સંભવી શકે ? અથવા તેને પ્રાણોની આવશ્યકતા જ ક્યાં છે ? જેણે આ સમસ્ત સંસાર પોતાના અકિંચન - સ્વલ્પ સામર્થ્યથી - સહજતાથી ઉત્પન્ન કર્યો છે, તેને આપ પ્રાણપ્રતિષ્ઠા કરીને પ્રાણનું દાન કરો છો ? શું આ આશ્ચર્ય અને અવિદ્યા નથી ? ત્યાર બાદ કેટલાક બીજા લોકોએ પણ કેટલીક શંકાઓ ઉઠાવી, જેનું સ્વામીજીએ સંતોષજનક સમાધાન કર્યું.

**ચોથો દિવસ** : આજે ઔપચારિક રીતે શાસ્ત્રાર્થ ન થયો. નજીકનાં અનૂપશહેર અને દાનપુર વગેરે સ્થાનેથી પ્રામાણિક ગ્રંથો મંગાવવામાં આવ્યા. સ્વામીજીએ કહ્યું કે, પંડિત હીરાવલ્લભ આ ગ્રંથોને જોઈએ પોતાનો પક્ષ પ્રસ્તુત કરી શકે છે; મારે ગ્રંથોની જરૂર નહિ પડે. સાંજના સમયે સ્વામીજીએ ઉપસ્થિત લોકોની શંકાઓનું સમાધાન કર્યું.

**પાંચમો દિવસ** : આજે પોષ મહિનાની અમાસ હતી. નજીકનાં ગામમાંથી આવેલા હજારો બ્રાહ્મણો, પંડિતો અને અન્ય દર્શકો અહીં ભેગા થયા હતા. અનેક લોકો પર્વ નિમિત્તે સ્નાન કરવા પણ આવ્યા હતા. શેરસિંહ વર્મા અનુસાર શાસ્ત્રાર્થ સ્થાને લગભગ ચારેક હજારની જનમેદની એકત્ર થઈ હતી. સવારે નવ વાગ્યે પંડિત હીરાવલ્લભ પોતાની પંડિતમંડળીથી ઘેરાયેલા, ગ્રંથો સહિત આવી પહોંચ્યા. બસેંદૂના[૯] વૃક્ષની નીચે ઠાકુરજીનું સિંહાસન ગોઠવીને તેમણે શ્રોતાઓને સંબોધન કરતાં કહ્યું કે, આજે સ્વામીજી મહારાજને શાલિગ્રામ પર તુલસી પત્ર ચઢાવવાં પડશે અને બાલમુકુંદને પોતાના હાથે ભોગ પણ લગાવવો પડશે. આ સાંભળીને સ્વામીજીએ હસતાં હસતાં કહ્યું કે, બીજું દૃશ્ય પણ આવું જ છે, જેમાં પંડિત હીરાવલ્લભજી સત્યને ગ્રહણ કર્યા બાદ આ બધી પથ્થરની શિલાઓ - મૂર્તિઓને ગંગામાં પ્રવાહિત કરવાના છે. શ્રોતાઓ, તમે આ દૃશ્ય જોઈને જશો. હવે સમય આવી ગયો છે કે આ પાખંડ કાલે સંધ્યા સુધીમાં સમાપ્ત થઈ જવું જોઈએ. આપ સર્વે મહાનુભાવોએ આ દૃશ્ય જરૂર જોવું જોઈએ. બંનેનાં આ મુજબનાં વક્તવ્યો બાદ પ્રમાણ ગ્રંથો પર ચર્ચા ચાલી. સ્વામીજીએ પોતાનું મંતવ્ય સ્પષ્ટ કરતાં કહ્યું કે, વેદોને સ્વતઃ પ્રમાણ અને બીજા ગ્રંથોનાં આપ્ત વચન કે જે વેદાનુકૂળ હોય તેને પરતઃ પ્રમાણ માનવામાં આવશે. વાલ્મીકિ રામાયણ અને મહાભારતના પ્રક્ષિપ્ત અંશો પ્રામાણ્ય કોટિમાં નહિ ગણાય. આમ, આજે તો સંધ્યા સુધી પ્રામાણ્ય-અપ્રામાણ્ય ગ્રંથાનો જ વિચાર ચાલતો રહ્યો. અંતે એવું નક્કી થયું કે ચાર વેદ, ચાર ઉપવેદ, છ દર્શન શાસ્ત્ર, પ્રક્ષિપ્ત અંશ છોડીને વાલ્મીકિ રામાયણ અને મહાભારત તથા વેદાનુકૂળ મનુસ્મૃતિનું જ પ્રામાણ્ય સ્વીકાર કરવામાં આવશે. એ પણ નિશ્ચય કરવામાં આવ્યો કે આવતી કાલ શાસ્ત્રાર્થનો અંતિમ દિવસ રહેશે અને તેમાં અંતિમ નિર્ણય થઈ જશે. આ સાથે સભા સમાપ્ત થઈ.

**છઠ્ઠો દિવસ** : આજે પોષ મહિનાના શુક્લ પક્ષનો પડવો હતો. શાસ્ત્રાર્થના આ અંતિમ દિવસનો આંખે દેખ્યો ચિતાર કવિકુમાર શેરસિંહ વર્માએ પોતાની કાવ્યનિષ્ઠ અને તથ્ય-પ્રધાન શૈલીમાં વર્ણન કર્યો છે. તેને તેમના જ શબ્દોમાં અહીં વ્યક્ત કરવો યોગ્ય રહેશે : ઠંડી સારી એવી છે. વાદળાંની ઘટા છવાયેલ છે. શીતળ પવન વહી રહ્યો છે. જોરદાર ઠંડીને કારણે દાંત કકડી રહ્યા છે. નગરજનો અને પ્રવાસીઓ સૂર્યોદય પહેલાં જ ગંગાસ્નાન માટે આવી રહ્યા છે. બધે જ આજે શાસ્ત્રાર્થમાં શું થશે તેની ચર્ચાઓ અને અટકળો થઈ રહી છે. કોઈ કહે છે કે સ્વામીજીનો પક્ષ મજબૂત છે, તો કોઈ કહે છે કે પંડિત હીરાવલ્લભ ભારે વિદ્વાન છે. ક્યાંક દસ, ક્યાંક વીસ, તો ક્યાંય વધારે-ઓછા લોકો ભેગા થઈને આ જ ચર્ચા કરી રહ્યા છે. થોડી જ વારમાં એ જ 'જય હો, જય

---

૯. 'બસેંદૂ'ને ગુજરાતીમાં શું કહેવાય છે, એ જાણી શકાયું નથી. કેટલાક હિંદીભાષીઓના મત અનુસાર તેને 'પસેન્દૂ' પણ કહે છે. તેમાં લીંબુ જેવડાં ફળ લાગે છે અને ચીકુનાં બીજ જેવાં બીજ હોય છે. આમ તો આ ફળ ઝેરીલું હોય છે, પરંતુ વર્ષાઋતુમાં પગમાં ઘાવ પડે તો તેની ચિકિત્સામાં તેનો પ્રયોગ થાય છે. કહેવાય છે કે આજકાલ આ વૃક્ષ દુર્લભ થતું જાય છે.

હો'નો જયકાર સંભળાવા માંડ્યો...પંડિત હીરાવલ્લભજીના સ્થાને અનેક લોકો ભેગા થઈ ગયા. બીજા અનેક લોકો આજુબાજુનાં ગામમાંથી આવી રહ્યા હતા...હીરાવલ્લભજી બાજુમાં આવેલી જમુનાદાસની મઢી પર રોકાયા હતા. તેમણે ઠાકુરજીની આરતીનો શંખ વગાડ્યો, ઝાલર વગેરે વાજાં વગાડ્યાં અને ઠાકુરજીની પૂજા-અર્ચના કરી. બધા લોકો એ તરફ જ ચાલ્યા ગયા અને ત્યાં ૪૦૦-૫૦૦ લોકોનો જમાવડો થઈ ગયો. થોડી વાર પછી તે બધા પંડિત હીરાવલ્લભને સાથે લઈને સ્વામીજીની કુટિયા પર આવી પહોંચ્યા. ખબર પડી કે સ્વામીજી તો હજુ ભ્રમણ કરીને પાછા આવ્યા નથી. સ્વામીજીને અહીં ન જોઈને મોટા ભાગના લોકો ચર્ચા કરવા લાગ્યા કે સ્વામીજી કદાચ જતા રહ્યા લાગે છે, તેઓ કદાચ હવે ન પણ આવે.

એટલામાં વાદળ હટ્યાં અને સૂરજ નીકળી આવ્યો. સાડા આઠ થવા આવ્યા. ઉગમણી દિશામાંથી પોતાના સમસ્ત દેહ પર ગંગાની માટીનું લેપન કરેલા અને ભારે વેગથી ધરતીને દબાવતા હોય તેમ મહાન પ્રકાશવાન, એક તેજપુંજ સમાન, બંને હાથોની મુઠ્ઠીઓ વાળેલા અર્થાત્ વજ્ર મુદ્રા ધારણ કરેલા, મોટાં મોટાં ડગ માંડતાં, બંને હાથોને હાથીની સૂંઢની જેમ હલાવતાં હલાવતાં સ્વામીજી આ તરફ આવતાં નજરે પડ્યા. કુટિયાની પાસે પહોંચતાં જ શ્રોતાઓના 'જય હો, જય હો' શબ્દો ગુંજી ઉઠ્યા. સ્વામીજી મુસ્કરાતા મુસ્કરાતા એ જ ઊંચી ઢગલી પર છાતીના ભાગને થોડો નમાવીને પગ ઠેરવતાં ઠેરવતાં ધીમે ધીમે ઉપર ચઢી ગયા અને પેલા બસેંદૂના વૃક્ષની નીચે કે જ્યાં પહેલેથી જ તેમના માટે એક ચટાઈ પાથરી રાખી હતી તેની પર વિરાજમાન થયા. બેસીને સ્વામીજી પોતાનાં માથા અને છાતી પર હાથ ફેરવવા લાગ્યા. ભ્રમણ કરીને આવ્યા હોવાથી તેમના દેહ પર પરસેવો ઝલકી રહ્યો હતો અને તેજ શ્વાસ ચાલતો હતો. પછી તેમણે પદ્માસનમાં બેસીને બધા લોકોને અત્યંત પ્રેમદૃષ્ટિથી નિહાળ્યા. તેમણે પંડિત હીરાવલ્લભને સંસ્કૃતમાં કહ્યું કે, આજે શાસ્ત્રાર્થનો છેલ્લો દિવસ છે. જે કંઈ કહો તે પ્રમાણસહિત અને સિદ્ધાંત પક્ષ પર જ હોવું જોઈએ. શાસ્ત્રાર્થનો વિષય મૂર્તિપૂજા છે. વેદોનાં પ્રમાણોથી મૂર્તિપૂજાને સિદ્ધ કરવી એ પૂર્વપક્ષ આપનો છે, જ્યારે મૂર્તિપૂજાને વેદવિરુદ્ધ સિદ્ધ કરવી એ ઉત્તરપક્ષ મારો છે.

સ્વામીજીનું આ કથન સાંભળીને પંડિત હીરાવલ્લભે ધારાપ્રવાહ સંસ્કૃતમાં પોતાનો પક્ષ પ્રસ્તુત કર્યો. તેમણે પ્રથમ પાણિનિનાં 'इवे प्रतिकृतो' અને 'जीविकार्थेचापण्ये' સૂત્રોની વ્યાખ્યા કરી કાશિકા તથા સિદ્ધાંતકૌમુદીનાં પ્રમાણોની મદદથી ઈશ્વરનો અવતાર તથા મૂર્તિપૂજા સિદ્ધ કરવાની કોશીશ કરી અને પછી 'सर्वादीनि सर्वनामानि' સૂત્રની વ્યાખ્યા કરી. શેરસિંહ વર્મા અનુસાર આજે લગભગ અઢી હજાર લોકો અહીં હાજર હતા. પંડિત હીરાવલ્લભનું વક્તવ્ય સમાપ્ત થયા બાદ સ્વામીજીએ પોતાનું વક્તવ્ય શરૂ કર્યું. તેમનાં વ્યાખ્યાન કૌશલ અને વક્તૃત્વ શૈલી વિશે પ્રત્યક્ષદ્રષ્ટા શેરસિંહ વર્માએ લખ્યું છે :

> આજે સ્વામીજીનું વક્તૃત્વ, મધુર આલાપ તથા શબ્દપ્રયોગ નવીન પ્રકારનાં, વિલક્ષણ અને અપૂર્વ જોવાં મળ્યાં. બધા લોકો ચકિત રહી ગયા. વક્તૃતા કરતી

> વખતે સ્વામીજીનું સ્વરૂપ અને આભા કંઈક અદ્ભુત જ જોવાં મળ્યાં. સભામાં ઉપસ્થિત બધા જ મહાનુભાવો તથા સાધારણ લોકો દંગ રહી ગયા. મારું (લેખક શેરસિંહ વર્માનું) તો કલેજું ધડકવા લાગ્યું... એટલામાં સ્વામીજી પોતાનું વ્યાખ્યાન પૂરું કરતાં બોલ્યા : 'શીઘ્રં વદ, વિલંબં મા કુરુ' - જલદી બોલો, વિલંબ ન કરશો. આમ કહી લાંબો શ્વાસ છોડીને સ્વામીજી મૌન થઈ ગયા.[૧૦]

હવે પંડિત હીરાવલ્લભનો બોલવાનો વારો આવ્યો. તેમણે થોડા સંકોચપૂર્વક સ્વામીજીને સંબોધન કરીને કહ્યું કે, આ આપનું કઠિન સંસ્કૃત વૈદિક શૈલીનું છે. ભાષણ થોડું સરળ થવું જોઈએ. આ સાંભળીને સ્વામીજી હસતાં હસતાં પોતાની વાત ફરીથી કહેવા લાગ્યા. લગભગ ૨૦ મિનિટ સુધી સરળ સંસ્કૃતમાં તેમણે પોતાનો અભિપ્રાય સમજાવ્યો અને પંડિત હીરાવલ્લભને હસતાં હસતાં બહુ જ મધુરતાથી કહ્યું કે, આપ સમજી ગયા ? સમજી ગયા ? સમજી ગયા ? ઉત્તરમાં પંડિત હીરાવલ્લભે હાથ જોડીને નમ્રતાપૂર્વક ફરી સંસ્કૃતમાં બોલવાનું શરૂ કર્યું. સ્વામીજી મહારાજ વચ્ચે વચ્ચે હસતાં હસતાં 'અસ્તુ-અસ્તુ' કહેતાં જતા હતા.

પંડિતજીનું વક્તવ્ય પૂરું થયા બાદ સ્વામીજીએ ઉપસંહાર રૂપે થોડુંક વક્તવ્ય આપ્યું. આ સાથે શાસ્ત્રાર્થ પૂરો થયો. લોકો અંદરોઅંદર કાનાફૂસી કરવા લાગ્યા. મેદની ધીમે ધીમે વધતી જતી હતી. હવે પંડિત હીરાવલ્લભે ઉપસ્થિત જનસમૂહને સંબોધિત કરીને સમાધાનપૂર્વક ભાષામાં કહ્યું :

> ભાઈઓ ! સ્વામીજી પૂર્ણ વિદ્વાન છે, તપસ્વી અને ત્યાગી બ્રાહ્મણ છે. જ્યારે પણ જે કંઈ કર્યું છે તે બ્રાહ્મણોએ જ કર્યું છે. એવું સમજો કે આજે ધર્મ દિવાકરનો ઉદય થયો છે. હવે ઘુવડ વગેરે નિશાચરોનું પ્રાબલ્ય રહ્યું નથી અને રહેશે પણ નહિ. માટે હવે આપણે સૌએ સ્વામીજીની સાથે સંમત થઈને ધર્મ અને સત્યનું શરણ લેવામાં જ પોતાનો ઉદ્ધાર સમજવો જોઈએ. સ્વામીજી જે કંઈ કહે છે તે બધું જ વેદોક્ત છે, સત્ય છે અને નિર્ભ્રાંત છે. મને આ વાતનો નિશ્ચય થઈ ગયો છે.[૧૧]

આટલું કહીને તેઓ ઊભા થયા અને ઠાકુરની મૂર્તિઓનું સિંહાસન લઈને તેને ગંગાના જળમાં પ્રવાહિત કરી દીધું.[૧૨]

---

૧૦. ભવાનીલાલ ભારતીય, નવજાગરણ કે પુરોધા મહર્ષિ દયાનંદ સરસ્વતી, ભાગ ૧, પાન ૨૩૬ (શેરસિંહ વર્મા, કર્ણવાસ મેં મહર્ષિ દયાનંદ કે ઐતિહાસિક સંસ્મરણ, પાન ૧૭ પરથી ઉદ્ધૃત).

૧૧. ભવાનીલાલ ભારતીય, નવજાગરણ કે પુરોધા મહર્ષિ દયાનંદ સરસ્વતી, ભાગ ૧, પાન ૨૩૭ (શેરસિંહ વર્મા, કર્ણવાસ મેં મહર્ષિ દયાનંદ કે ઐતિહાસિક સંસ્મરણ, પાન ૧૮ પરથી ઉદ્ધૃત).

૧૨. એજન.

ભારતના ધાર્મિક ઈતિહાસમાં આ ઘટના વિશેષ મહત્ત્વની છે. શાસ્ત્રીય વિચારના આધારે આજે એ નિર્ણય થઈ ગયો કે મૂર્તિપૂજાનું શતાબ્દીઓથી પ્રચલિત વિધાન વેદાનુમોદિત નથી. આથી તેને ધાર્મિક કર્તવ્ય માની શકાય નહિ. પંડિત હીરાવલ્લભ દ્વારા પ્રસ્તુત કરવામાં આવેલ શાસ્ત્રાર્થના નિષ્કર્ષની જુદી જુદી પ્રતિક્રિયાઓ થઈ. કેટલાક લોકો કહેવા લાગ્યા કે પંડિત હીરાવલ્લભ સ્વામીજીની વાતોમાં આવી ગયા છે. કેટલાક અલ્પમતિ લોકો તો ત્યાં સુધી કહેવા લાગ્યા કે દયાનંદ સંન્યાસીના વેશમાં લાટ પાદરી છે, જે ભારતવાસીઓને પરંપરાથી પ્રચલિત મૂર્તિપૂજા વગેરે ધાર્મિક કૃત્યોથી વિમુખ કરવા આવ્યો છે. જેટલાં મોઢાં એટલી વાતો. પરંતુ સત્ય પ્રત્યે નિષ્ઠા ધરાવતા લોકોએ જાણી લીધું કે આજે પાખંડ ઉઘાડું પડી ગયું છે, હવે આ દેશમાંથી મૂર્તિપૂજાનું ઉઠામણું થઈને જ રહેશે. સ્વામીજીના વિચારોથી પ્રભાવિત થયેલા અનેક લોકોએ પોતાની કંઠીઓ તોડીને ફેંકી દીધી અને સાંપ્રદાયિક તિલક, છાપ વગેરે પણ ભૂંસી નાખ્યાં.

સ્વામીજી માટે પણ આ પહેલો અનુભવ હતો કે જ્યારે કોઈ પુરાણ મતાવલંબી પંડિતે તેમના વિચારોની સત્યતા સ્વીકાર કરવામાં આટલી તત્પરતા દાખવી હોય અને અત્યાર સુધી સંચિત કરેલા પોતાના મત-વિશ્વાસોને એક જ ઝટકે તોડી નાખવાનું સાહસ બતાવ્યું હોય. દેવપ્રતિમાઓનું ગંગામાં વિસર્જન અને એ પણ શાસ્ત્રાર્થમાં પરાજિત થયા બાદ ! ભારતની ધરતી પર આ એક અદ્‌ભુત અને અવિસ્મરણીય ઘટના હતી. આ એક અપૂર્વ ક્રાંતિના શુભારંભની ઘડી હતી. થોડી વારમાં મોટા ભાગના લોકો વિસર્જિત થઈને ચાલ્યા ગયા. હવે પંડિત હીરાવલ્લભ સ્વામીજીની પાસે આવીને બેસી ગયા. સત્યને ગ્રહણ કરવાથી તેમના મોં પર પ્રસન્નતા અને એક પ્રકારની દીપ્તિ ઝલકતી હતી. સ્વામીજીએ પણ પંડિત હીરાવલ્લભને સંમાન આપતાં જલદગંભીર સ્વરમાં ઘોષણા કરી :

> ભારતવર્ષમાં આપ પ્રથમ શ્રેણીના મહાનુભાવ છો, કારણ કે આજે આપ સત્યનું ગ્રહણ અને અસત્યનો ત્યાગ કરવામાં નિશ્ચયપૂર્વક અગ્રસર થયા છો. આજથી હું આપને 'ધર્મસંસ્થાપકાચાર્ય' કહીને સંબોધિત કરીશ.[૧૩]

સ્વામી દયાનંદની આ ઉદાર વાણી સાંભળીને ઉપસ્થિત લોકોએ 'ધર્મની જય હો'નો સંમિલિત ઘોષ કર્યો. લગભગ એક વાગે સ્વામીજી 'ઈશ્વર સદા તારો જય હો' એમ કહીને પોતાના આસન પરથી ઊભા થયા.

કર્ણવાસમાં થયેલા આ શાસ્ત્રાર્થનો અસાધારણ પ્રભાવ પડ્યો. જે મૂર્તિપૂજાના પક્ષધરો ખોટી હઠ અને દુરાગ્રહ કરતા હતા તેમના હોશ ઊડી ગયા. તેઓ હતોત્સાહિત થઈ ગયા. ક્ષત્રિયોના ગુરુ પંડિત ટીકારામજી તો પહેલાં જ મૂર્તિપૂજા છોડી ચૂક્યા હતા. તેમણે પૂજારીનું પદ પણ છોડી દીધું હતું. પરંતુ આજે તેમણે પણ મૂર્તિઓને ગંગામાં ફેંકી દીધી અને ઘોષણા કરી કે, હું હવે ક્યારેય મંદિરમાં પૂજા નહિ કરું. અનૂપશહેર નિવાસી પંડિત

---

૧૩. એજન.

અંબાદત્તે પણ મૂર્તિપૂજા છોડી દીધી. આનંદકિશોરે પંડિત અંબાદત્તને સ્વામીજીની વિદ્વત્તા વિશે પૂછ્યું તો તેમણે પોતાના બંને હાથ જમીન પર મારતાં કહ્યું કે, ભાઈ તને શું કહું ? તેઓ તો જાણે બૃહસ્પતિનો અવતાર છે ! આ શાસ્ત્રાર્થનું પરિણામ સાંભળીને સેંકડો મૂર્તિપૂજકોએ દેવપ્રતિમાઓને ગંગામાં પ્રવાહિત કરી દીધી.

આ શાસ્ત્રાર્થના પરિણામ પર ટિપ્પણી આપતાં પ્રા. રાજેન્દ્ર 'જિજ્ઞાસુ'એ લખ્યું છે :

> ભારતમાં અનેક શતાબ્દીઓ બાદ કોઈ મુનિ, મહાત્મા, આચાર્યે પોતાનાં વિદ્યાબળ, તપોબળ અને અટલ ઈશ્વર વિશ્વાસથી અગણિત લોકોનાં મન મસ્તિષ્કમાંથી મૂર્તિપૂજાને બહાર કાઢીને તેમને એક નિરાકાર, સર્વજ્ઞ અને સર્વશક્તિમાન ઈશ્વરના ઉપાસક બનાવી દીધા. મહર્ષિના એક જીવનચરિત્રકારે ઠીક જ લખ્યું છે કે, વિદેશી તુર્કો, ઈરાનીઓ વગેરેએ મંદિરો ધ્વસ્ત કરીને સ્વયં 'મૂર્તિભંજક' છે એવી ડિંગ તો બહુ મારી, પરંતુ તેઓ લોકોનાં હૃદયમાંથી જડપૂજાને - મૂર્તિપૂજાને બહાર કાઢી શક્યા નહિ. તેઓ લાખો લોકોને બળજબરીપૂર્વક મુસલમાન તો બનાવી શક્યા, પરંતુ મુસલમાન થઈને પણ તેઓ તાજિયાપૂજા અને કબરપૂજાના ખાડામાં જ પડ્યા રહ્યા. તેઓ એકેશ્વરવાદી ક્યાં થયા ? એ તો દયાનંદ જ હતા કે જેમણે એક ઈશ્વરની પૂજા-ઉપાસના શીખવી.[૧૪]

આ શાસ્ત્રાર્થ પહેલાં કર્ણવાસમાં એક બીજી પણ અપૂર્વ ઘટના ઘટી : અહીં હંસાદેવી નામનાં એક ૯૦ વર્ષનાં વૃદ્ધ મહિલા હતાં. તેઓ બાળવિધવા હતાં. તેઓ ઠાકુર ગોપાલસિંહનાં કાકી હતાં. આ હંસાદેવી ૫-૬ ગામનાં ધણિયાણી હતાં, પરંતુ જાતે બનાવેલી જવની રોટલી અને મગની દાળ એ જ એમનો આહાર હતો. ઠાકુર પરિવારોમાં તેમનું બહુ જ માન હતું. સ્વામી દયાનંદના ઉપદેશને કારણે અહીંના ઠાકુરોના આચારવિચારમાં આવેલ પરિવર્તનને જોઈને હંસાદેવીને સ્વામીજીનાં દર્શન કરવાની ઉત્કંઠા થઈ. ગોપાલસિંહની વિનંતી પર સ્વામીજીએ અનુમતિ આપી. હંસાદેવીએ અત્યંત શ્રદ્ધાપૂર્વક સ્વામીજીને પ્રણામ કર્યાં અને બંને હાથ જોડી પોતાના કલ્યાણ અને જન્મ સુધારવાનો માર્ગ પૂછ્યો. સ્વામીજીએ તેમને ગાયત્રી મંત્રનો અને ઈશ્વરના મુખ્ય નામ 'ઓમ્'નો અર્થસહિત જાપ કરવા કહ્યું. ચિરકાલ બાદ આ પહેલો પ્રસંગ હતો કે જ્યારે એક મહિલાને ગાયત્રી મંત્ર અને 'ઓમ્'ના જપનો અધિકાર આપવામાં આવ્યો હતો. હંસાદેવી સ્વામીજીના ઉપદેશથી ન્યાલ થઈ ગયાના સંતોષ સાથે ઘરે પાછા ફર્યાં અને જીવનના અંતિમ દિવસ સુધી સ્વામીજીના ઉપદેશ અનુસાર ગાયત્રી મંત્ર અને 'ઓમ્'નો જપ કરતાં રહ્યાં.[૧૫]

---

૧૪. લક્ષ્મણ આર્યોપદેશક, મહર્ષિ દયાનંદ સરસ્વતી સંપૂર્ણ જીવનચરિત્ર (હિંદી), ભાગ ૧, પાન ૧૬૯, પાદટીપ ૧.

૧૫. સત્યાનંદ, શ્રીમદ્દયાનંદપ્રકાશ, પાન ૯૧-૯૨.

: ૪ :

## સોરોં (શૂકર ક્ષેત્ર)માં પંડિત અંગદરામ શાસ્ત્રી સાથે શાસ્ત્રાર્થ

### (ચૈત્ર સંવત ૧૯૨૫, એપ્રિલ ૧૮૬૮)

સોરોં હિંદુઓનું પ્રસિદ્ધ તીર્થસ્થાન છે. પુરાણો અનુસાર વિષ્ણુએ આ સ્થાને વરાહ અવતાર ધારણ કર્યો હતો. આથી મૂર્તિપૂજા અને પૌરાણિક સંસ્કારોનો આ ગઢ છે. આ તીર્થસ્થાનમાં સ્વામી દયાનંદનું આગમન થવાથી જાણે ધરતીકંપ આવ્યો. સ્વામીજીએ અહીં અંબાગઢમાં ડેરો લગાવ્યો. અહીં દસ હજાર બ્રાહ્મણો રહેતા હતા. જુદા જુદા વર્ગના લોકોનાં ઝુંડનાં ઝુંડ આ વિચિત્ર સંન્યાસીનાં દર્શન કરવા આવવાં લાગ્યાં. નજીકમાં બદરિયા નામનું ગામ છે. સ્વામીજી ત્યાં પણ જતાં-આવતાં રહ્યા. સોરોંના પંડિતો ભેગા થયા અને તેમના મુખિયા પંડિત ખમાની પોતાના સમર્થકોને સાથે લઈને સ્વામીજી પાસે શાસ્ત્રાર્થ કરવા પહોંચ્યા. પરંતુ થોડી જ વારમાં તેઓ સ્વામીજીની સામે નિરુત્તર થઈ ગયા. આથી તેમના સાથીઓ ગુસ્સે થયા અને કોલાહલ કરવા લાગ્યા. પરંતુ બળદેવગિરિ તથા બીજા કેટલાક ન્યાયપ્રિય વ્યક્તિઓએ તેમને એમ કરતા રોક્યા. આથી તેઓ શોર કરતાં કરતાં ત્યાંથી ચાલ્યા ગયા. આ શાસ્ત્રાર્થથી પંડિત ગોવિંદરામ ચક્રાંકિત એટલા બધા પ્રભાવિત થયા કે તેમણે સ્વામીજીના વિચારોનો સહર્ષ સ્વીકાર કર્યો.

બદરિયામાં અંગદરામ શાસ્ત્રી નામના એક પંડિત રહેતા હતા. સ્વામીજીના ગુરુ દંડી સ્વામી વિરજાનંદજી જ્યારે સોરોંમાં નિવાસ કરતા હતા ત્યારે આ અંગદરામ શાસ્ત્રી તેમની પાસે કેટલાક દિવસ સિદ્ધાંતકૌમુદી ભણ્યા હતા. આમ તેઓ દયાનંદજીના ગુરુભાઈ કહેવાય. અંગદરામ સંસ્કૃતના ધુરંધર વિદ્વાન હતા અને ન્યાય તથા વ્યાકરણમાં પણ તેમની ગતિ હતી. તેઓ ભાગવતપાઠી પંડિત રૂપે પ્રસિદ્ધ હતા. તેમની સાથે શાસ્ત્રાર્થ કરવામાં સારા સારા વિદ્વાનો પણ ગભરાતા. તેઓ શાલિગ્રામ (વિષ્ણુ)ની પૂજા અને ભાગવત પુરાણની કથા કરતા હતા. તેઓ સ્વામી દયાનંદની પ્રશંસા સાંભળીને શાસ્ત્રાર્થ કરવાના મનસૂબા સાથે સ્વામીજી પાસે આવ્યા. વિચારવિમર્શ આરંભ થયો. મૂર્તિપૂજા પર વાત ચાલી. પરંતુ શાસ્ત્રીજી ન તો સ્વામીજીની યુક્તિઓનો જવાબ આપી શક્યા અને ન તો મૂર્તિપૂજાના ખંડનમાં પ્રસ્તુત કરવામાં આવેલાં પ્રમાણોનું સમાધાન કરી શક્યા. પછી ભાગવત પુરાણનો પ્રસંગ ચાલ્યો. સ્વામીજીએ ભાગવત પુરાણની તીવ્ર આલોચના કરી અને તેની અશુદ્ધિઓ બતાવી. તેમણે ભાગવતના દસમા સ્કંધનો પ્રથમ શ્લોક - कथितो वंशविस्तारो भवता सोमसूर्ययोः । राज्ञां चोभयवंश्यानां चरितं परमाद्भुतम् । ટાંકીને કહ્યું કે, આમાં 'વિસ્તાર' શબ્દ અશુદ્ધ છે. તેને બદલે 'વિસ્તર' શબ્દ હોવો જોઈએ. અષ્ટાધ્યાયી અનુસાર વંશ અથવા વાર્તાના અર્થમાં 'વિસ્તર' અને માપના અર્થમાં 'વિસ્તાર'નો પ્રયોગ થાય છે. પંડિત અંગદરામ હઠાગ્રહી નહોતા. આથી તેમને પોતાનો પરાજય સ્વીકારવામાં શરમ ન હતી. તેમણે સ્વામીજીના પક્ષનો સ્વીકાર કર્યો અને તેઓ જેના પર દરરોજ જળ ચઢાવતા હતા તે શાલિગ્રામનું સૌની સામે એ જ ક્ષણે ગંગામાં વિસર્જન કરી દીધું.

એટલું ન નહિ, તેમણે ભાગવત પુરાણની કથાઓ પણ બંધ કરી લીધી. પોતાના જ ક્ષેત્રના એક પ્રસિદ્ધ પંડિતને મૂર્તિપૂજાથી આ રીતે વિમુખ થતા જોઈને ગોસાંઈ બળદેવગિરિએ પણ તેમનું અનુકરણ કર્યું અને 'તથાસ્તુ' કહીને તેમણે પણ પોતાની દેવમૂર્તિઓ ગંગાને અર્પણ કરી દીધી.

સ્વામીજીના એક સહપાઠી પંડિત યુગલકિશોર એ દિવસોમાં સોરોં આવ્યા હતા. તેઓ સ્વામીજીને મળવા આવ્યા. ત્યારે પંડિત અંગદરામ પણ સ્વામીજીની પાસે જ બેઠા હતા. બંને સહપાઠીઓને જોઈને પંડિત અંગદરામે સ્વામીજીને કહ્યું કે, મહારાજ, આપ બીજા બધા લોકોને તો મૂર્તિપૂજા અને કંઠી, તિલક, માળા વગેરે સાંપ્રદાયિક ચિહ્નો છોડવાનો ઉપદેશ કરો છો, પરંતુ આપણા આ સહપાઠીને પણ એમ કરવા કેમ નથી સમજાવતા ? સ્વામીજીએ કહ્યું કે, તેઓ મથુરાવાસી છે. તેમની આજીવિકા આ બધી પોપલીલા પર જ નિર્ભર છે. પંડિત યુગલકિશોર સ્વામીજીની સામે તો કંઈ જ ન બોલ્યા, પરંતુ મનમાં ને મનમાં રોષ જરૂર અનુભવવા લાગ્યા. તેમણે મથુરા જઈને ગુરુવર દંડી સ્વામી વિરજાનંદને ફરિયાદના સ્વરમાં કહ્યું કે, મહારાજ, દયાનંદ તો સોરોંમાં અનર્થ કરી રહ્યા છે. તેઓ પુરાણ, શાલિગ્રામ પૂજા અને કંઠી-તિલક વગેરેનું જોરદાર ખંડન કરી રહ્યા છે. પોતાનો પ્રિય શિષ્ય દયાનંદ સાંપ્રદાયિક ચિહ્નો તથા અંધવિશ્વાસોનો નાશ કરી આર્ષ જ્ઞાન અને વૈદિક કર્મકાંડની દિવ્ય જ્યોતિ ફેલાવી રહ્યો છે એ સમાચાર સાંભળીને આ અતિ વૃદ્ધ પ્રજ્ઞાચક્ષુ સંન્યાસી સ્વામી વિરજાનંદજીની પ્રસન્નતાનો પાર ન રહ્યો. તેમણે પુલકિત થઈને કહ્યું કે, અરે યુગલકિશોર, 'શાલિગ્રામ' એટલે શું ? 'शालीनां यो ग्रामः सः शालीग्रामः' - અર્થાત્ શાલિ વૃક્ષનો ગ્રામ અથવા સમૂહ અથવા ડાંગરનો સમૂહ એટલે 'શાલિગ્રામ' ! જ્યારે આ શબ્દ જ અશુદ્ધ છે તો તેની પૂજા પણ નિષ્ફળ જ હોવાની. અને કંઠી-તિલક વગેરે માટે પણ આર્ષ ગ્રંથોમાં ક્યાં કશુંય લખ્યું છે ? ગુરુજીને સ્વામી દયાનંદના પક્ષનું આ રીતે સમર્થન કરતાં જોઈને યુગલકિશોરે કહ્યું કે, 'જો આવું જ હોય તો લો આ' - એમ કહીને તેમણે પણ પોતાની કંઠી તોડીને ફેંકી દીધી.

પંડિત અંગદરામ શાસ્ત્રીએ મૂર્તિપૂજા વગેરે છોડી દીધી હોવાથી મૂર્તિપૂજક દળમાં ભારે ખળભળાટ મચી ગયો. હજારો લોકોએ તેમનું અનુકરણ કર્યું અને મૂર્તિપૂજાને તિલાંજલી આપીને તેના બદલે સંધ્યા-ગાયત્રી કરવાનું શરૂ કરી દીધું. ચક્રાંકિતોના ગુરુ વૃંદાવનવાસી રંગાચાર્ય દર વર્ષે સોરોં આવીને અનેક સ્ત્રી-પુરુષોને ચક્રાંકિત વૈષ્ણવ બનાવતા હતા. પરંતુ સ્વામીજીના આગમન બાદ તેમનું અહીં આવવું-જવું પણ લગભગ બંધ જ થઈ ગયું.

સોરોં નિવાસી સ્વામી કૈલાસપર્વત સાથે સ્વામીજીનો સન ૧૮૬૩થી પરિચય હતો. મથુરામાં વિરજાનંદજીનાં ચરણોમાં વિદ્યાભ્યાસ પૂરો કરી સ્વામીજીએ જ્યારે આગ્રામાં વાસ કર્યો હતો ત્યારે કૈલાસપર્વત સાથે તેમનો પ્રથમવાર મેળાપ થયો હતો. કૈલાસપર્વત કાશીમાં રહેતા હતા, પરંતુ સ્વામીજીએ સોરોંમાં જે પ્રચંડ આંદોલન ઊભું કર્યું હતું તેને

શાંત કરવા માટે અહીંના લોકોએ કૈલાસપર્વતને કાશીથી આમંત્રિત કર્યા. એક દિવસ કૈલાસપર્વત સોરોંથી ગઢિયાઘાટ આવ્યા તો સ્વામીજી પોતાના આ પરિચિત મિત્રને મળવા તેમની કુટિયા પર પહોંચ્યા અને વિનોદના સ્વરમાં કૈલાસપર્વતને કહ્યું કે, અરે ! આટલી નાની કુટિયામાં આટલો મોટો કૈલાસ પર્વત શી રીતે સમાઈ ગયો ! આ તો થઈ વિનોદની વાત. સ્વામી દયાનંદ આ સમયે સાંપ્રદાયિક સંકીર્ણતાઓને દૂર કરી વ્યાપક અને ઉદાર ભાવ ધરાવતી વૈદિક ઉપાસના પ્રણાલીનો સર્વત્ર પ્રચાર કરવા માટે પ્રયત્નશીલ હતા. તેમની દૃઢ ધારણા હતી કે રામાનુજ, મધ્વ, નિમ્બાર્ક, વલ્લભ વગેરે જુદા જુદા વૈષ્ણવ આચાર્યો દ્વારા પ્રતિપાદિત વૈષ્ણવ મતની ભિન્ન ભિન્ન શાખાઓના પ્રચાર-પ્રસારથી દેશની જનતામાં સાંપ્રદાયિક કટ્ટરતા, અનુદારતા અને દ્વેષ ભાવની વૃદ્ધિ થઈ છે. આથી તેઓ સંપ્રદાયવાદના કિલ્લાને સંપૂર્ણ ધ્વસ્ત કરવા પ્રવૃત્ત થયા હતા. તેઓ ઈચ્છતા હતા કે કૈલાસપર્વત જેવા સાધુ તેમને આ કાર્યમાં સહયોગ આપે. પરંતુ કૈલાસપર્વત પોતે જ સોરોંના વરાહમંદિરના અધિષ્ઠાતા હતા. આથી તેઓ મૂર્તિપૂજા અને પુરાણ પ્રતિપાદિત અન્ય વાતોનો વિરોધ કરવામાં અસમર્થ હતા. આમ તો તેઓ વૈષ્ણવોની સાંપ્રદાયિક રીતિ-નીતિના વિરોધી હતા, પણ મૂર્તિપૂજા અને પુરાણોનું ખંડન કરવું તેમના માટે સંભવ ન હતું. આવી સ્થિતિમાં તેમણે સ્વામી દયાનંદને એ શરત પર ટેકો આપવાની તૈયારી બતાવી કે મૂર્તિપૂજા અને પુરાણોનું ખંડન નહિ કરવામાં આવે. પરંતુ સ્વામી દયાનંદ માટે આ શરતનો સ્વીકાર કરવાનો કોઈ જ અર્થ ન હતો; કારણ કે તેઓ જાણતા હતા કે રામાનુજ વગેરે વૈષ્ણવ સંપ્રદાયોનો મૂળ આધાર પણ પુરાણ ગ્રંથો અને તેમાં વર્ણિત સંકીર્ણ શિક્ષાઓ જ છે. આ જ પુરાણોમાં મૂર્તિપૂજા, અવતાર, વ્રત, તીર્થ, માળા, તિલક, છાપ વગેરે સમાજમાં વિભેદ પેદા કરનારી પ્રવૃત્તિઓ અને બાબતોનો ઉલ્લેખ છે. આથી જ્યાં સુધી મૂળનો જ ઉચ્છેદ કરવામાં નહિ આવે ત્યાં સુધી ફક્ત પાંદડાં અને ડાળીઓને જ કાપવાથી સંપ્રદાયરૂપી મહાવૃક્ષનું ઉન્મૂલન નહિ થઈ શકે. સ્વામીજીએ આ બાબતે કૈલાસપર્વતને મોડી રાત સુધી ખૂબ જ સમજાવ્યા, પરંતુ તેઓ મૂર્તિપૂજા અને પુરાણ વગેરેના વિરોધ કાર્યમાં સ્વામીજીને સહયોગ આપવા માટે તૈયાર ન જ થયા.

આમ કૈલાસપર્વતે સ્વામીજીના સહયોગનો પ્રસ્તાવ અસ્વીકાર કરી દીધો. પરંતુ વાત અહીં સુધી જ ન અટકી. તેમણે 'સત્ય ધર્મ સંરક્ષિણી' નામનું એક નાનું પુસ્તક સંસ્કૃતમાં લખ્યું, જેમાં મૂર્તિપૂજા, પુરાણ અને એકાદશી વગેરે વ્રતોનું માહાત્મ્ય બતાવવાનો નિષ્ફળ પ્રયાસ કરવામાં આવ્યો હતો. આ પુસ્તક સં. ૧૯૨૬ના વૈશાખમાં ધૌલપુરના પ્રેસમાં છપાયું હતું. તેમાં સ્વામી દયાનંદની વિદ્વત્તાની તો પ્રશંસા જ કરવામાં આવી હતી. પરંતુ હકીકતમાં કૈલાસપર્વતનો આ અસહયોગ દુર્ભાગ્યપૂર્ણ હતો. જો તેમણે સ્વામી દયાનંદ પ્રત્યે સહાયતા અને સહયોગનો હાથ લંબાવ્યો હોત તો સંપ્રદાયવાદ પર વિજય મેળવવો કઠિન ન હતો. આટલું થયા બાદ પણ કૈલાસપર્વત સ્વામીજીનાં વૈદુષ્ય, વાગ્મિતા, તપ, ત્યાગ અને જનહિતની ભાવનાના હંમેશાં પ્રશંસક રહ્યા અને બંને વચ્ચે દૃઢ મૈત્રીભાવ બની રહ્યો.

સ્વામી દયાનંદ પોતાના અપૂર્વ વૈદુષ્ય અને શાસ્ત્રજ્ઞાનના બળ પર મૂર્તિપૂજાનો વિરોધ કરી તેને નિર્મૂળ કરવા માટે હંમેશાં પ્રયત્નશીલ રહેતા. સોરોંમાં ચિદાનંદ નામના એક સંસ્કૃતજ્ઞ અને દિગંબર સાધુનું આગમન થયું. તેઓ એવી ડિંગો મારતા હતા કે, હું મૂર્તિપૂજાની વૈદિકતા સિદ્ધ કરી શકું છે. સ્વામીજીએ તેમને પત્ર લખ્યો કે, આપ મારી પાસે પધારો અથવા મને આપની પાસે બોલાવો કે જેથી વિચારવિમર્શ થઈ શકે. પરંતુ આ સાધુ કદાચ પોતાના પક્ષની દુર્બળતા જાણતા હતા. આથી તેઓ શાસ્ત્રાર્થ માટે તૈયાર ન થયા અને તેમણે સ્વામીજીને કોઈ પ્રત્યુત્તર પણ ન આપ્યો. એક દિવસ સ્વામીજીને ખબર પડી કે ચિદાનંદ તો સોરોંથી જઈ રહ્યા છે. આથી તેઓ તેમની પાછળ ગયા અને એકાદ માઈલ દૂર જઈને તેમને પકડી પાડ્યા. ચિદાનંદ બેસી ગયા. સ્વામીજી પણ તેમની બાજુમાં બેસી ગયા અને ચિદાનંદને પૂછ્યું કે, આપ મૂર્તિપૂજાનું પ્રતિપાદન કરતો કોઈ મંત્ર જાણતા હો તો બતાવો. પરંતુ ચિદાનંદે તો બિલકુલ મૌન સાધ્યું. એક હરફ સુધ્ધાં ન ઉચ્ચાર્યો. સ્વામીજીએ તેમને કહ્યું કે, હકીકતમાં જૂઠે તમારા મોં પર મહોર લગાવી દીધી છે. જો તમારો પક્ષ સત્ય હોય તો કશુંય બોલતા કેમ નથી ? પરંતુ ચિદાનંદ તો કાષ્ઠવત્ જડ જ બની રહ્યા. આમ એકાદ કલાક પસાર થઈ ગયો. છેવટે સ્વામીજી વિવશ થઈને પોતાના સ્થાને પાછા ફર્યા.

સોરોંથી સ્વામીજી જેઠ વદ ૧૩, સંવત ૧૯૨૫ (૨૦ મે ૧૮૬૮)ના રોજ કર્ણવાસ આવી પહોંચ્યા. અહીં ૩૧ મેના રોજ ગંગાસ્નાનનો મેળો હતો. આથી વિશાળ સંખ્યામાં લોકો અહીં ભેગા થયા હતા. બાજુના બરોલી ગામનો રાવ કર્ણસિંહ નામનો એક ક્ષત્રિય જમીનદાર સ્વામીજીની કુટિયા પર આવ્યો. તે વૃંદાવનના શ્રીવૈષ્ણવ મતના પ્રસિદ્ધ આચાર્ય રંગાચાર્યનો અનુયાયી અને ગંગાનો ભક્ત હતો. કર્ણવાસમાં તેનું સાસરું હતું. અહીં તેણે રાસલીલાનું આયોજન કર્યું અને સ્વામીજીને પણ આમંત્રણ પાઠવ્યું. પણ સ્વામીજીએ કહ્યું કે, હું આવાં નિંદાસ્પદ કાર્યોમાં સામેલ થતો નથી. આથી કર્ણસિંહને માઠું લાગ્યું. પંડિતોએ કર્ણસિંહને કહ્યું કે, દયાનંદ તો કંઠી-તિલક, તીર્થ, અવતાર, મૂર્તિપૂજા, ગંગાપૂજન, રાસલીલા વગેરેનું ખંડન કરે છે. આથી બીજે દિવસે કર્ણસિંહ પોતાનું લાવલશ્કર લઈને સ્વામીજી પાસે આવ્યો. સ્વામીજીની સત્ય અને સ્પષ્ટ વાતો સાંભળીને તેનો ક્રોધ છેલ્લી હદે પહોંચી ગયો. તે પોતાની તલવારની મૂઠ ઉપર હાથ મૂકીને ગાળો બકવા લાવ્યો. સ્વામીજીએ કહ્યું કે, જો તમારે શાસ્ત્રાર્થ કરવો હોય તો સભ્યતાથી વાર્તાલાપ કરો અથવા તમારા ગુરુ રંગાચાર્યને બોલાવો અને જો તમારે શસ્ત્રાર્થ કરવો હોય તો જાઓ જયપુર-જોધપુરના રાજાઓ સામે; શા માટે એક સંન્યાસીની સામે કેડ બાંધવા નીકળ્યા છો ? કર્ણસિંહે તલવાર કાઢી અને સ્વામીજી પર ઘા કરવા ધસ્યો. પરંતુ સ્વામીજીએ તરત જ તેના હાથમાંથી તલવાર ઝૂંટવી લીધી અને એક જ હાથે તેને જમીન પર ટેકવીને તેના બે કટકા કરી નાખ્યા અને કર્ણસિંહનો હાથ પકડીને સિંહગર્જના કરી કે, બોલો, તમે આતતાયી છો. શું તમારી ઉપર બદલો લઉં ? કર્ણસિંહ ગભરાઈ ગયો. તેનું મોં પીળુ પડી ગયું, જાણે તેને મૂર્ચ્છા આવી ગઈ અને તે ચાલ્યો ગયો. લોકોએ સ્વામીજીને પોલીસમાં ફરિયાદ

કરવા કહ્યું. પરંતુ સ્વામીજીએ કહ્યું કે, કર્ણસિંહ પોતાના ક્ષત્રિય ધર્મનું પાલન કરવામાં નાકામયાબ રહ્યો છે, પણ હું શા માટે મારા બ્રાહ્મણત્વથી પતિત થાઉં ? પાછળથી કર્ણસિંહે સ્વામીજીનું કાસળ કાઢવા રાતના મારાઓને મોકલ્યા, પણ સ્વામીજીના હુંકારથી તેઓ ભાગી ગયા.

હવે સ્વામીજી શાહબાજપુર પહોંચ્યા અને ધર્મોપદેશ કરવા લાગ્યા. એટલામાં મથુરામાં ગુરુદેવ દંડી સ્વામી વિરજાનંદે આસો વદ ૧૩ સંવત ૧૯૨૫ (૧૪ સપ્ટેંબર ૧૮૬૮) અને સોમવારના રોજ લગભગ નેવું વર્ષની ઉંમરે જીવનલીલા પૂરી કરી આ સંસારથી વિદાય લીધી. કાસગંજથી પંડિત ચૈનસિંહ વગેરેએ સ્વામી દયાનંદની શોધ કરી તો ખબર પડી કે તેઓ અહીં શાહબાજપુરમાં છે. એ લોકોએ સ્વામીજીને ગુરુજીના દેહાવસાનના સમાચાર આપ્યા. ગુરુ-ભક્ત દયાનંદનું મુખમંડળ મુરઝાઈ ગયું. તેમના ચહેરા પર શોક અને વૈરાગ્યની છાયા આવી ગઈ. થોડીવાર મૌન રહી ઉદ્‌ગાર કાઢ્યો : 'આજે વ્યાકરણનો સૂરજ આથમી ગયો છે !' સ્વામીજી તત્કાળ સ્વસ્થ થઈને ધર્મોપદેશના કાર્યમાં પૂર્વવત્ લાગી ગયા. જોકે તે દિવસે તેમણે જળ સુધ્ધાં ગ્રહણ ન કર્યું.

## : ૫ :

## કકોડાના મેળામાં પંડિત ઉમાદત્ત સાથે શાસ્ત્રાર્થ

### (કારતક સંવત ૧૯૨૫, નવેમ્બર ૧૮૬૮)

કકોડામાં ૨૭થી ૩૧ ઓક્ટોબર ૧૮૬૮ સુધી એટલે કે ચાર દિવસ સુધી ગંગાસ્નાનનો મેળો લાગ્યો હતો. સ્વામી દયાનંદ અહીં એકત્ર થયેલા વિશાળ જનસમૂહને ધર્મોપદેશ કરવા ૨૯ ઓક્ટોબર (કારતક સુદ ૧૩, સં. ૧૯૨૫)ના રોજ પહોંચ્યા અને એક કુટિરમાં વાસ કર્યો. તેઓ અહીં આખો દિવસ નિરાહાર રહ્યા, કારણ કે તેઓ કોઈની પાસે ભોજન માંગતા નહોતા. તેમના આગમનથી મેળામાં ધૂમ મચી ગઈ. સેંકડો ચક્રાંકિત વૈષ્ણવો ક્રોધિત થઈને હાથમાં લાકડી-ડંડો લઈને આવતા, પરંતુ સ્વામીજીનો ઉપદેશ સાંભળીને શાંત અને મૌન થઈ જતા. અહીં અનેક વાર સભાઓ યોજવામાં આવી. પાદરીઓ અને મૌલવીઓ પણ સ્વામીજીને મળવા આવ્યા, પરંતુ તેઓ સ્વામીજીના પ્રશ્નોના ઉત્તર ન આપી શક્યા. ડેપ્યુટી કલેક્ટર રાયબહાદુર બાલમુકુંદ પણ મેળામાં આવ્યા. તેમણે જોયું કે આ જગ્યાએ હજારો લોકોની ભીડ લાગી છે. પૂછ્યું તો ખબર પડી કે સ્વામી દયાનંદનો ઉપદેશ ચાલી રહ્યો છે. તેમણે જોયું કે એક અંગ્રેજ પાદરી એક દેશી પાદરી સાથે આવ્યા અને તેમણે પોતાની ટોપી ઉતારીને સ્વામીજીનું અભિવાદન કર્યું. થોડીવાર ધર્મ વિષયક ચર્ચા કર્યા બાદ એ પાદરીએ સ્વામીજીને દિગંબર રહેવા પાછળનું કારણ પૂછ્યું. સ્વામીજીએ થોડા વિનોદમાં અને થોડી ગંભીરતાથી ઉત્તર આપતાં કહ્યું કે, હું સુખ માટે જ નિર્વસ્ત્ર રહું છું. તમારાં કપડાં પર માટી કે ધૂળ પડે તો એ મલિન થઈ જશે, જ્યારે મારા શરીર

પર પડે તો કોઈ ચિંતા નહિ; કારણ કે મેં તો પહેલેથી જ શરીર પર માટી લગાવી રાખી છે ! પાદરીને સ્વામીજીનાં ઉત્તમ સ્વાસ્થ્ય અને બ્રહ્મચર્યથી દીપ્ત શરીર પર પણ આશ્ચર્ય થયું. કારણ પૂછ્યું તો સ્વામીજીએ કહ્યું કે, તેનું કારણ સંતોષ છે. પાદરીએ પૂછ્યું કે, આપ ખૂબ જ જમતા હશો ને ? સ્વામીજીએ કહ્યું કે, તમે થોડા દિવસ મારી સાથે જંગલમાં રહીને જોઈ લો કે હું શું ખાઉં છું. સ્વામીજી સંસ્કૃત જ બોલતા હતા અને જરૂર પડ્યે પેલા દેશી પાદરી દુભાષિયાનું કામ કરતા હતા. અનુમાન છે કે આ વિદેશી પાદરી ડૉ. ટી. જે. (ટૉમસ જેફરસન) સ્કૉટ હતા. આ અમેરિકન પાદરી ૧૮૬૩માં ભારત આવ્યા હતા. તેઓ બરેલીના લાટ પાદરી રૂપે રહ્યા. તેમણે અનેક પુસ્તકો લખ્યાં હતાં. સ્વામી દયાનંદ સાથે તેમને સૌહાર્દ અને મિત્રતાનો ભાવ હતો. સ્વામીજી તેમને 'ભક્ત સ્કૉટ' કહીને સંબોધતા. આ પાદરીએ ૧૮૭૬માં ન્યૂયોર્કથી પ્રકાશિત 'Missionary Life Among the Villages in India' ('મિશનરી લાઇફ અમંગ ધ વિલેજીસ ઈન ઇન્ડિયા' અથવા 'મિશનરી લાઈફ ઈન ઇન્ડિયા') નામના પોતાના ગ્રંથમાં પાન ૧૬૨-૧૬૮ પર ૨૯ ઓક્ટોબરથી ૧ નવેમ્બર ૧૮૬૮ દરમિયાન તેમણે સ્વામીજી સાથે અહીં કરેલી મુલાકાતો વિશે લખ્યું છે :

> In the afternoon, I visited a fakeer down on the sand, by the water's edge, of whose learning and sanctity I had heard in the crowds of the bazaar. I found him sitting in a little straw booth; and a splendid-looking fellow he was, with his herculean frame and massive limbs, fine oval cranium, and really benignant face. He was sitting almost entirely naked, and entered, at once, into pleasant conversation. I found him to belong to a class of mendicants, who profess to have entirely abandoned the world, and are living in complete contemplation of the Deity. The conversation revealed in him a fine mind, and well versed in the ancient lore of the Hindus. He talked only Sanskrit, and our conversation was conducted through an interpreter. (p.162)...The man did not seem to lose confidence in his theory, however;...(p. 166)... In turn, I presented to him the Christian teaching on these great subjects. (p. 167) I left a copy of the New Testament with him, requesting his careful perusal of it,...(p. 168)
>
> મેં જેમની વિદ્વત્તા અને પવિત્ર આચરણની ચર્ચા બજારોમાં જનસમુદાયના મુખે સાંભળી હતી તે ફકીર (દયાનંદ)ને હું બપોરના સમયે ગંગાના તટ પર મળ્યો. તેઓ એક પર્ણકુટિમાં બેઠા હતા. તેમની આકૃતિ ભવ્ય હતી. શરીર ભીમકાય

(બળવાન) હતું. અંગ-પ્રત્યંગ સુગઠિત હતાં. માથું અંડાકાર અને મુખમંડળ સૌમ્ય હતું. તેઓ લગભગ દિગંબર (માત્ર કૌપીન પહેરેલી) અવસ્થામાં આસન લગાવીને બેઠા હતા. તેઓ મારી સાથે પ્રસન્નતાપૂર્વક વાર્તાલાપ કરવા લાગ્યા. તેઓ સર્વ પ્રકારે સંસારત્યાગી સાધુ હતા અને હંમેશાં પરમાત્માના ધ્યાનમાં મગ્ન રહેતા હતા. વાર્તાલાપમાં તેમની ઉચ્ચ બૌદ્ધિકતા તથા તેમનો હિંદુઓનાં શાસ્ત્રો પરનો અસાધારણ અધિકાર ઝલકતાં હતાં. તેઓ ફક્ત સંસ્કૃત જ બોલતા હતા. આથી અમારો વાર્તાલાપ એક દુભાષિયાના માધ્યમથી જ થઈ શક્યો. મેં વાર્તાલાપના પ્રત્યેક મુદ્દે ઈસાઈ દ્રષ્ટિકોણ પ્રસ્તુત કર્યો, પરંતુ મને લાગ્યું કે આ ફકીર પોતાના સિદ્ધાંતથી અણુમાત્ર પણ વિચલિત થયા નહિ. વાર્તાલાપની સમાપ્તિ પર મેં તેમને બાઈબલના નવા કરારની એક પ્રત ભેટ આપી અને તેને ધ્યાનપૂર્વક વાંચવાની વિનંતી કરી.[૧૬]

બરેલીના પંડિત ઉમાદત્ત અનેક પંડિતોને લઈને સ્વામીજી પાસે મૂર્તિપૂજા પર શાસ્ત્રાર્થ કરવા આવ્યા, પરંતુ તેઓ થોડી જ વારમાં નિરુત્તર થઈ ગયા. તેમણે કહ્યું કે, મહાભારતમાં મૂર્તિપૂજાનું સમર્થન છે. પોતાની આ વાત સિદ્ધ કરવાનો પ્રયત્ન કરતાં તેમણે કહ્યું કે, મહાભારતમાં એકલવ્યે દ્રોણાચાર્યની મૂર્તિ બનાવીને તેની પૂજા કરી હતી. સ્વામીજીએ તેના ઉત્તરમાં કહ્યું કે, એકલવ્ય તો એક સીધો સાદો - અવિદ્વાન વનવાસી બાળક હતો. તેના કર્મને ધાર્મિક વિષયમાં પ્રામાણિક માની શકાય નહિ. તમે કોઈ ઋષિમુનિનું પ્રમાણ આપો. પછી પંડિતજીએ દુર્યોધનનું ઉદાહરણ આપ્યું. પરંતુ સ્વામીજીએ કહ્યું કે, એ મહામૂઢ દુર્યોધનનું કર્મ પણ આ વિષયમાં અમાન્ય છે. પંડિતજીએ હવે ભગવદ્ગીતાના કેટલાક શ્લોક પ્રસ્તુત કર્યા, પરંતુ સ્વામીજીએ એ શ્લોકોની એવી અભિનવ વ્યાખ્યા કરી કે સાંભળીને શ્રોતાઓ હસી પડ્યા. છતાંય સ્વામીજીએ પંડિત ઉમાદત્તના શુદ્ધ ઉચ્ચારણ પર પ્રસન્નતા વ્યક્ત કરી અને તેમને 'સાક્ષર' ગણાવ્યા.

અહીં સ્વામીજીને પંડિત શ્યામલાલ પણ મળ્યા. તેમણે પોતાનો પરિચય આપતાં કહ્યું કે, હું કાયમગંજમાં રહું છું અને કથા-પુરાણ વાંચીને જીવિકા ચલાવું છું. સ્વામીજીએ પૂછ્યું કે, શાની કથા વાંચો છો ? પંડિતજીએ કહ્યું કે, બ્રહ્મવૈવર્ત્ત પુરાણના કૃષ્ણખંડની. સ્વામીજીએ કહ્યું કે, બ્રહ્મવૈવર્ત્તમાં તો સૌથી વધુ ગપ્પાં છે. પછી વિનોદ ભાવમાં કહ્યું કે, પંડિતજી, તમે જલદી કથા પૂરી કરી લેજો કે જેથી તમારે આર્થિક હાનિ ઉઠાવવી

---

૧૬. ભવાનીલાલ ભારતીય, મૈંને ઋષિ દયાનંદ કો દેખા, પાન ૫૮-૫૯; અથવા દયાનંદ-દર્શન ('મૈંને ઋષિ દયાનંદ કો દેખા'નો ભાવેશ મેરજા કૃત ગુજરાતી અનુવાદ) પાન ૧૨૦, તથા દ્રષ્ટવ્ય : 'આર્યજગત્' સાપ્તાહિક (૧-૭ મે ૨૦૧૬)ના પાન ૬ પર પ્રકાશિત ભાવેશ મેરજાનો 'ગંગા તટ પર પાદરી સ્કૉટ કી સ્વામી દયાનંદ સે હુઈ ભેંટ ઔર અન્વેષણીય વિષય' લેખ.

ન પડે; કારણ કે વીસ દિવસ પછી આ શરીર ત્યાં પહોંચવાનું છે ! સ્વામીજીના આ કથનમાં છુપાયેલ વ્યંજના સ્પષ્ટ હતી કે, જ્યારે તેઓ ત્યાં પહોંચીને બ્રહ્મવૈવર્ત્ત વગેરે અશ્લીલ પુરાણોનું ખંડન કરશે તો લોકોની શ્રદ્ધા એ ગ્રંથો પરથી ઊડી જશે અને તેના પરિણામે કથાવાચકને આર્થિક નુકસાન ઉઠાવવાનો વારો આવશે.

આ મેળામાં સ્વામીજીની ભેંટ ગોવિંદરામ કાયસ્થ સાથે થઈ. તેઓ થોડુંક સંસ્કૃત જાણતા હતા. તેઓ ગૃહત્યાગ કરી વૈરાગી થઈને લોકોમાં અકર્મણ્યતાનો પ્રચાર કરી રહ્યા હતા. તેમની સાથે આઠ-દસ વિદ્યાર્થીઓ પણ હતા. તે બધાના હાથ ગોમુખીઓ (માળા જપવાની ગોમુખના આકારની કોથળીઓ)માં હતા અને તેઓ 'હરિ ભજો સબ છોડો ધંધા'નો જાપ કરી રહ્યા હતા. સ્વામીજીએ આ વૈરાગીને કહ્યું કે, તમે જનતાને જે ઉપદેશ આપો છો કે સંસારનાં બધાં કામધંધા નિરર્થક અને ત્યાજ્ય છે, એ ઠીક નથી. શુભ કર્મોનો ત્યાગ કરવાનું કોઈ ઔચિત્ય નથી. અને મનુષ્ય બધાં કામ છોડી પણ શી રીતે શકે ? શું ભોજન વગેરે કાર્યો કે જે જીવનનિર્વાહ માટે જરૂરી છે, તેનો કદી ત્યાગ થઈ શકે છે ? સ્વામીજીનો આ ધારાપ્રવાહ સંસ્કૃત ઉપદેશ સાંભળીને ગોવિંદરામ તો અવાક્ જ થઈ ગયા.

કકોડાથી સ્વામીજી નરદૌલી પહોંચ્યા. તેમના ઉપદેશથી પ્રભાવિત થઈને રામપુરી નામના એક ગુંસાઈએ પોતાના ઠાકુરની મૂર્તિ ગંગામાં પધરાવી દીધી. સ્વામીજી અહીંથી અતરૌલી આવ્યા અને દુલારાયના બગીચામાં મોટા મહાદેવની પાસે આવેલા ભૈરવના મંદિરમાં ઊતર્યા. અહીં પંડિત ભૈરવનાથ સારસ્વત નામના બ્રાહ્મણ સાથે સામવેદના બ્રાહ્મણના એક વાક્ય પર વિચારવિમર્શ થયો. આ શાસ્ત્રવચનના આધારે પૌરાણિક પંડિતો પ્રતિમાઓ હસે છે, રડે છે અને તેને પરસેવો પણ થાય છે, એવું માનીને મૂર્તિપૂજાનું સમર્થન કરવાની વ્યર્થ કોશિશ કરતા રહે છે. પરંતુ સ્વામીજીએ આ જ શાસ્ત્રવચનના આધારે મૂર્તિપૂજાનું ખંડન કર્યું. સ્વામીજીએ 'દેવતાયન' શબ્દનો અર્થ અગ્નિસ્થાન કર્યો, જ્યારે પંડિતો તેનો અર્થ શિવાલય કરતા હતા. અતરૌલીમાં દસ દિવસ રહીને સ્વામીજીએ કંપિલ તરફ પ્રસ્થાન કર્યું.

: ૬ :

## ફરુખાબાદમાં પંડિત શ્રીગોપાલ સાથે શાસ્ત્રાર્થ

### (સંવત ૧૯૨૬, ૨૪ મે ૧૮૬૯)

સ્વામીજી કંપિલથી શુકરુલ્લાપુર થઈને ફરુખાબાદ આવ્યા. આ તેમની ફરુખાબાદની બીજી યાત્રા હતી. સ્વામીજીનાં ધર્મપ્રચાર અને પાખંડખંડનથી સ્થાનિક પંડિતોમાં હલચલ મચી ગઈ. આથી તેમણે મેરઠ જિલ્લામાં રહેતા પંડિત શ્રીગોપાલને શાસ્ત્રાર્થ માટે ફરુખાબાદ આમંત્રિત કર્યા. પંડિત શ્રીગોપાલની સાથે બીજા પાંચ-દસ પંડિતો પણ હતા. સ્વામીજી

વિશ્રાંત ઘાટ પર ઊતર્યા હતા.[૧૭] એ બધા ત્યાં આવ્યા. ૨૪ મે ૧૮૬૯ના રોજ આયોજિત આ શાસ્ત્રાર્થમાં પંડિત પીતાંબરદાસ મધ્યસ્થી નિયુક્ત થયા. પંડિત શ્રીગોપાલ અને સ્વામીજી વચ્ચે આ મુજબ શાસ્ત્રચર્ચા થઈ :

**પંડિતજી :** भो स्वामिन् मया रात्रौ विचारः कृतः सर्वत्र मूर्तिपूजनस्य व्यवस्थाऽस्ति पुनः कथं खण्डन क्रियते અર્થાત્ હે સ્વામી ! મેં રાતે વિચાર કર્યો કે મૂર્તિપૂજાનું વિધાન તો બધે જ કરવામાં આવ્યું છે. તો પછી આપ મૂર્તિપૂજાનું ખંડન શા માટે કરો છો ?

**સ્વામીજી :** कुत्र लिखितमस्ति तदुच्यताम् અર્થાત્ મૂર્તિપૂજાનું વિધાન ક્યાં લખવામાં આવ્યું છે એ કહો. અને તમારું આ સંસ્કૃત પણ અશુદ્ધ છે.

પંડિતજીએ સંસ્કૃતની અશુદ્ધિ તો ન સ્વીકારી, પરંતુ મૂર્તિપૂજાના પ્રમાણમાં મનુસ્મૃતિના બીજા અધ્યાયનો ૧૭૬મો શ્લોક 'देवताभ्यर्चनं चैव समिदाधानमेव च' ટાંક્યો.

**સ્વામીજી :** अस्यार्थः क्रियताम् અર્થાત્ આ શ્લોકનો અર્થ કરો.

**પંડિતજી :** દેવતાનું પૂજન કરો, સવાર-સાંજ હવન કરો; અને કેમ કે પૂજન પ્રતિમાનું જ થઈ શકે છે અને અન્યનું નહિ, આથી મૂર્તિપૂજા સિદ્ધ થાય છે.

**સ્વામીજી :** વ્યુત્પત્તિ દ્વારા આનો અર્થ કરો. अर्च पूजायाम् આ ધાતુથી 'અર્ચન' શબ્દ બને છે, જેનો અર્થ સત્કાર કરવો છે. માટે અહીં મૂર્તિપૂજાનો નહિ, પરંતુ અગ્નિહોત્રમાં વિદ્વાનોના સત્કારનો અભિપ્રાય છે. આ અગ્નિહોત્રનું કાર્ય અવિદ્વાન વ્યક્તિ કરાવી શકતી નથી, આથી આ કાર્ય વિદ્વાનો દ્વારા જ ઉપાદેય છે. એટલા માટે તે દેવો એટલે કે વિદ્વાનોનો સત્કાર કરવો જોઈએ, એવો અર્થ થાય છે.

ત્યાર બાદ થોડીવાર તર્ક-વિતર્ક ચાલતા રહ્યા. સ્વામીજીએ અનેક યુક્તિઓ અને વેદાદિ સત્ય શાસ્ત્રોનાં પ્રમાણો આપીને મૂર્તિપૂજાનું ખંડન કર્યું, જેનો કોઈ જ ઉત્તર પંડિત શ્રીગોપાલ આપી શક્યા નહિ. અંતે તેઓ મૌન ધારણ કરી ગયા અને પોતાના સ્થાને પાછા ફર્યા. શ્રીગોપાલ તો એવા નિશ્ચય સાથે આવ્યા હતા કે, હું સ્વામીજીને પરાસ્ત કરી દઈશ, પરંતુ એવું તો કંઈ થયું નહિ; અને ન તો તેઓ મૂર્તિપૂજાનું પ્રતિપાદન કરી શક્યા. પંડિત શ્રીગોપાલ તથા તેમના સમર્થકો માટે તો આ પરાજય અસહ્ય થઈ પડ્યો. પરંતુ નગરમાં સ્વામીજીની વિદ્વત્તાની ખ્યાતિ ખૂબ ફેલાઈ અને તેનું કારણ પણ શ્રીગોપાલ બન્યા. કારણ કે શાસ્ત્રાર્થમાં તેમણે પોતાની ભૂલ તો ન સ્વીકારી, પરંતુ બીજા દિવસે તેઓ પંડિતોને પૂછી રહ્યા હતા કે 'પૂજા' શબ્દ ક્યાંય નપુંસક પણ હોય છે કે નહિ, કારણ કે સ્વામી દયાનંદ સાથે શાસ્ત્ર ચર્ચા કરતી વખતે મેં ભૂલથી 'પૂજા' શબ્દ નપુંસક લિંગમાં પ્રયુક્ત કરી દીધો હતો. પંડિતોએ કહ્યું કે, આ શબ્દ તો સ્ત્રીલિંગ છે.

---

૧૭. ગંગાના તટવર્તી નગરોમાં મુખ્ય સ્નાન-ઘાટો પર સેઠ-સાહુકારો યાત્રાળુઓ તથા સ્નાન અર્થે આવતા લોકોની સુવિધા માટે વરંડા અને છજા જેવું બનાવી દેતા હતા. તેને વિશ્રાંત કહેવામાં આવે છે. પોતાની અવધૂત અવસ્થામાં સ્વામીજી ફરુખાબાદ, કાનપુર, પ્રયાગ અને મિરજાપુર વગેરે નગરોમાં પ્રાયઃ આવાં વિશ્રાંતોમાં જ નિવાસ કરતા હતા. - ભવાનીલાલ ભારતીય, સ્વામી દયાનંદ સરસ્વતી : સમ-સામયિક પત્રોં મેં, પાન ૧૧૧, પાદટીપ.

પંડિત શ્રીગોપાલે પોતાની અપકીર્તિ જોઈને પોતાની સફળતા બતાવવા એક બીજો ઉપાય વિચાર્યો. તેમણે કાશી જઈને સ્વામીજી વિરુદ્ધ મૂર્તિપૂજાના પક્ષમાં વ્યવસ્થાપત્ર લઈ આવીને તેના દ્વારા શાસ્ત્રાર્થમાં તેમને હરાવવાનો વિચાર કર્યો. કૃષ્ણલાલ નામના એક વણિક આ કાર્યમાં તેમના સહાયક થયા. આવા નિશ્ચય સાથે શ્રીગોપાલ કાશી પહોંચ્યા. ગવર્નમેંટ કોલેજ અજમેરના મુખ્યાધ્યાપક પંડિત શાલિગ્રામ ત્યારે કાશીમાં રહેતા હતા. તેઓ મૂળ ફરુખાબાદના હતા. તેમણે સ્વામી દયાનંદના જીવનચરિત્રકાર પંડિત લેખરામને લખ્યું હતું :

> જ્યારે સ્વામી દયાનંદે અમારા ફરુખાબાદ નગરમાં આવીને મૂર્તિપૂજાનું ખંડન આરંભ કર્યું ત્યારે પંડિત શ્રીગોપાલ બનારસમાં મારી પાસે આવ્યા હતા અને મને કહ્યું હતું કે, આપ પણ ફરુખાબાદ નિવાસી છો. આજકાલ સ્વામી દયાનંદ નામના એક સંન્યાસી ફરુખાબાદ આવ્યા છે. તેઓ મૂર્તિપૂજાનું ખંડન કરે છે. માટે આપ કૃપા કરીને મને વ્યવસ્થા લખો આપો. આથી મેં આ માટેનાં પ્રમાણો લખી આપવાનું વિચાર્યું, પરંતુ મારા ગુરુજી પંડિત રાજારામ શાસ્ત્રીએ કહ્યું કે, તમે શા માટે આ મહેનત કરો છો ? આ અગાઉ પણ દક્ષિણમાં મૂર્તિપૂજા વિરુદ્ધ આંદોલન ઊઠ્યું હતું અને તે સમયે કાશીના પંડિતોએ હસ્તાક્ષર કરીને એક વ્યવસ્થા લખી આપી હતી. તમે એ જ જૂની વ્યવસ્થાની પ્રતિલિપિ કરીને આપી દો. આથી મેં તેની પ્રતિલિપિ કરી તેની પર કાશીના પંડિતોના હસ્તાક્ષરો કરાવીને શ્રીગોપાલને આપી. શ્રીગોપાલને કાશીના પંડિતોના હસ્તાક્ષર કરાવવા માટે દાન-દક્ષિણા ધરવાનો ખર્ચ પણ ઊઠાવવો પડ્યો. મેં પહેલી વાર સ્વામી દયાનંદનું નામ શ્રીગોપાલના મોઢે જ સાંભળ્યું હતું.[૧૮]

પ્રાધ્યાપક રાજેન્દ્ર 'જિજ્ઞાસુ'એ પંડિત શાલિગ્રામની ઉપર્યુક્ત વાત પર ટિપ્પણી આપતાં લખ્યું છે :

> આથી જ્ઞાત થાય છે કે મહર્ષિ દયાનંદના પ્રાદુર્ભાવ પહેલાં પણ દક્ષિણમાં કેટલાક લોકોએ અઢાર પુરાણ, મૃતક શ્રાદ્ધ અને મૂર્તિપૂજાને પડકાર ફેંક્યો હતો. પરંતુ એ લોકો પૌરાણિકોના વેર-વિરોધ સામે ઋષિ દયાનંદની જેમ અડગ ન રહી શક્યા અને આથી જ આજે કોઈ એ લોકોનું નામ પણ જાણતું નથી.[૧૯]

કાશીની આ વ્યવસ્થામાં મૂર્તિપૂજાના પક્ષમાં એક પણ વૈદિક પ્રમાણ આપવામાં આવ્યું ન હતું. તેમાં ફક્ત દૈવીયશીર્ષ અને ગોપાલતાપિની જેવી આધુનિક ઉપનિષદોનાં વચનો જ હતાં. આ વ્યવસ્થામાં પણ મૂર્તિપૂજાના સમર્થનમાં વિંશતી-બ્રાહ્મણનું પ્રસિદ્ધ વચન ટાંકવામાં આવ્યું હતું – 'सामवेदीये विंशति ब्राह्मणेद्भुतशान्तौ देवतायतनानि कम्पन्ते, दैवतप्रतिमाः हसन्ति रुदन्ति, गायन्ति, स्विद्यन्तीत्युक्तम्' અને મનુસ્મૃતિ, તૈત્તિરીય આરણ્યક તથા મહાભારતનાં કેટલાંક વિધાનો ટાંકીને મૂર્તિપૂજાનો બચાવ કરવાનો તથા અઢાર પુરાણોની

---

૧૮. લેખરામ (પંડિત), મહર્ષિ દયાનંદ સરસ્વતી કા જીવનચરિત્ર, પાન ૫૬૮.

૧૯. લક્ષ્મણ આર્યોપદેશક, મહર્ષિ દયાનંદ સરસ્વતી સંપૂર્ણ જીવનચરિત્ર (હિંદી), ભાગ ૧, પાન ૨૦૨, સંપાદકીય પાદટીપ ૩.

પ્રામાણિકતા બતાવવાનો પ્રયાસ કરવામાં આવ્યો હતો. અંતમાં લખ્યું હતું : 'एवं श्रुतिस्मृति कल्पसूत्रैः प्रतिमापूजनादीनां प्रमाणमिति संक्षेपः' અર્થાત્ 'આ રીતે પ્રતિમાપૂજન પણ શ્રુતિ, સ્મૃતિ અને કલ્પસૂત્ર વગેરેનાં પ્રમાણોથી સિદ્ધ છે. આ સંક્ષેપમાં છે.' ત્યાર બાદ આ વ્યવસ્થા પર કાશીના આ પંદર પંડિતોના હસ્તાક્ષર લેવામાં આવ્યા હતા : ૧. સ્વામી વિશુદ્ધાનંદ સરસ્વતી ૨. પંડિત સખારામ ભટ્ટ ૩. પંડિત બાપુદેવ શાસ્ત્રી ૪. પંડિત રાજારામ શાસ્ત્રી ૫. પંડિત બાલશાસ્ત્રી ૬. પંડિત ચંદ્રશેખર ૭. પંડિત કૃપાકૃષ્ણ ૮. પંડિત બસ્તીરામ દ્વિવેદી ૯. પંડિત દુર્ગાદત્ત ૧૦. પંડિત શીતલ મિશ્ર ૧૧. પંડિત દેવદત્ત ૧૨. પંડિત ઘનશ્યામ ૧૩. પંડિત ચંદ્રધર મૈથિલ ૧૪. પંડિત કાલીપ્રસાદ બંગવાસી ૧૫. પંડિત દયારામ સારસ્વત. આ વ્યવસ્થાની અંતિમ પંક્તિઓમાં સ્વામી દયાનંદ માટે કેટલાંક દુર્વચનો તથા 'તેમની વાત ન માનશો' એવું લખવામાં આવ્યું હતું. લાલા કૃષ્ણલાલ આ વ્યવસ્થા લઈને સ્વામીજીની પાસે આવ્યા. સ્વામીજીએ આ વ્યવસ્થા આદિથી અંત સુધી વાંચી. વાંચીને સ્વામીજી પહેલાં તો બહુ જ હસ્યા અને પછી તેમાં લખવામાં આવેલી વાતોનું એવું ખંડન કર્યું કે એ સાંભળીને કૃષ્ણલાલ તો અવાક્ જ રહી ગયા. સ્વામીજીએ કહ્યું કે, કાશીના પંડિતોની આટલી વિદ્યા તો મેં આજે જોઈ લીધી. તેઓની બાકીની વિદ્યા હવે ત્યાં જઈને શાસ્ત્રાર્થ કરીને જ જોઈ લઈશ. સ્વામીજી કાશી જઈને ત્યાંના પંડિતોની સાથે શાસ્ત્રાર્થ કરવા ઇચ્છતા હતા એ તેમની આ વાત પરથી પ્રગટ થાય છે.

શ્રીગોપાલે આ વ્યવસ્થાપત્રને લઈને ભારે કોલાહલ મચાવ્યો. તેમણે એક વિજ્ઞાપન પ્રકાશિત કર્યું કે, હું અને મુંશી જ્વાલાપ્રસાદ સ્વામી દયાનંદ સાથે શાસ્ત્રાર્થ કરવા તૈયાર છીએ. ૨૪ મે ૧૮૬૯ (વૈશાખ સુદી ૧૪ સં. ૧૯૨૬)ના[૨૦] રોજ બહુ મોટી ભીડ એકઠી

---

૨૦. ૨૪ મે ૧૮૬૯ (વૈશાખ સુદી ૧૪ સં. ૧૯૨૬) - આ તારીખ પંડિત લેખરામ રચિત 'મહર્ષિ દયાનંદ સરસ્વતી કા જીવનચરિત્ર'ના પાન ૫૬૯ અનુસાર છે. દેવેન્દ્રનાથ મુખોપાધ્યાય સંગૃહીત 'મહર્ષિ દયાનંદ સરસ્વતી કા જીવનચરિત'માં પાન ૧૪૬ પર તા. ૨૨.૫.૧૮૬૮ (વૈશાખ સુદી ૧૪ સં. ૧૯૨૫) છે. ડૉ. ભવાનીલાલ ભારતીય કૃત 'નવજાગરણ કે પુરોધા મહર્ષિ દયાનંદ સરસ્વતી'માં ૨૪.૫.૧૮૬૮ (વૈશાખ સુદી ૧૪ સં. ૧૯૨૫) છે. (ભાગ ૧, પાન ૨૬૮). જ્યારે ડૉ. ભારતીયના આ જ ગ્રંથના બીજા ભાગમાં પરિશિષ્ટ-૫માં આપવામાં આવેલ શાસ્ત્રાર્થોના વિવરણમાં આઠમા ક્રમે આ શાસ્ત્રાર્થ સં. ૧૯૨૬, સન ૧૮૬૯માં થયેલ એવું લખવામાં આવ્યું છે. (પાન ૯૬૫). આ ઉપરાંત આ જ લેખકના 'આર્યસમાજ કે શાસ્ત્રાર્થ મહારથી' ગ્રંથના પાન ૬ પર આપવામાં આવેલ શાસ્ત્રાર્થોના ટૂંક પરિચયમાં છઠ્ઠા ક્રમે આ શાસ્ત્રાર્થ સન ૧૮૬૯માં થયેલ લખવામાં આવ્યો છે. પંડિત લક્ષ્મણ આર્યોપદેશક રચિત 'મહર્ષિ દયાનંદ સરસ્વતી સંપૂર્ણ જીવનચરિત્ર' (હિંદી)માં ૧૪.૫.૧૮૬૯ (વૈશાખ સુદી ૧૪ સં. ૧૯૨૬)નો દિવસ લખવામાં આવ્યો છે (ભાગ ૧, પાન ૨૦૪). પ્રો. મહેશપ્રસાદ મૌલવી અનુસાર સ્વામીજી ફરુખાબાદ ત્રીજી વાર પોષ સં. ૧૯૨૫ (ડિસેમ્બર ૧૮૬૮)માં આવ્યા હતા અને તેઓ અહીં જેઠ સં. ૧૯૨૬ (મે-જૂન ૧૮૬૯) સુધી રોકાયા હતા. (પ્રો. મહેશપ્રસાદ મૌલવી ગ્રંથાવલી, પાન ૧૩૨) ઉપરોક્ત બાબતોને ધ્યાનમાં લેતા પંડિત લેખરામ રચિત જીવનચરિત્રમાં આપવામાં આવેલ તારીખ ૨૪ મે ૧૮૬૯ (વૈશાખ સુદી ૧૪ સં. ૧૯૨૬) સર્વાધિક વિશ્વસનીય લાગે છે.

કરીને તેઓ ટોકા ઘાટ પર પહોંચ્યા અને રેતીમાં એક ઝંડો રોપીને તેની પર 'ધર્મધ્વજોऽयम्' શબ્દો લખ્યા. ધર્મધ્વજનો અર્થ ધર્મનો ઢોંગ કરનાર એવો થાય છે. આ શબ્દ તેમણે સ્વામીજી માટે પ્રયુક્ત કર્યો હતો. આ ઝંડા પર તેમણે કાશીની પેલી વ્યવસ્થા ટાંગી અને એક બીજો વાંસ અલગથી રોપીને લોકોને કહ્યું કે, આના પર જલ ચઢાવો. કેટલાક મૂરખાઓએ તેની પર જલ ચઢાવ્યું પણ ખરું. એ દિવસે નૃસિંહ ચતુર્દશીનો મેળો હોવાથી ભીડ વધારે હતી. હજારો લોકો ભેગા થયા હતા.

શ્રીગોપાલના કેટલાક સાથીઓ સ્વામીજી પાસે ગયા અને તેમને કહ્યું કે, નીચે રેતીમાં આવીને શાસ્ત્રાર્થ કરો. સ્વામીજી શ્રીગોપાલની આ બધી લીલા જોઈ રહ્યા હતા. તેમને એ હુલ્લડમાં જવાનું પસંદ ન આવ્યું. સ્વામીજીએ કહ્યું કે, એ શું શાસ્ત્રાર્થ કરશે ? તેને પુંલ્લિંગ-સ્ત્રીલિંગનું તો ભાન નથી. 'ધ્વજ' શબ્દ બધાં વ્યાકરણમાં પુંલ્લિંગ હોય છે અને આ બુદ્ધિમાને તેને સ્ત્રીલિંગ લખ્યો છે ! એ ખાલી બખેડો કરવા મને નીચે બોલાવે છે. આ હજારોની ભીડને કોણ નિયંત્રણમાં રાખશે ? આથી સ્વામીજીએ કહેવડાવ્યું કે, જો શાસ્ત્રીજીને વાસ્તવમાં શાસ્ત્રાર્થ કરવો હોય તો તેઓ અહીં આવીને શાસ્ત્રાર્થ કરે; કારણ કે અહીં બધી વ્યવસ્થા છે અને શાંતિ પણ છે. જ્યારે લોકોએ શાસ્ત્રીજીને આ વાત કહી તો તેમણે કહ્યું કે, સ્વામીજીએ વિશ્રાંત કીલ આપી છે.[૨૧] આથી જો હું તેમની પાસે જઈને શાસ્ત્રાર્થ કરીશ તો હું ચોક્કસ હારી જઈશ. આ ઉત્તર સાંભળીને સમજદાર લોકો તો સમજી ગયા કે આ શાસ્ત્રીજીમાં શાસ્ત્રાર્થ કરવાની યોગ્યતા નથી અને તેઓ બહાનું કાઢી રહ્યા છે. શ્રીગોપાલ આ રીતે દૂરથી હુલ્લડ મચાવતા રહ્યા અને વારંવાર બોલતા રહ્યા કે, ભાઈઓ ! જુઓ, આ કાશીના પંડિતોની વ્યવસ્થા છે, દયાનંદ પરાસ્ત થઈ ગયો, બોલો દેવીની જય, બોલો કાલીની જય.

શ્રીગોપાલે મચાવેલી આ ધીંગામસ્તીના સમાચાર સાંભળીને જિલ્લા મૅજિસ્ટ્રેટે એક સબ ઈન્સ્પેક્ટરને વિશ્રાંત પર જઈને વ્યવસ્થા કરવા અને શાંતિભંગ ન થાય તે જોવા માટે મોકલી આપ્યા. આથી સબ ઈન્સ્પેક્ટર વિશ્રાંત પર આવી પહોંચ્યા. તેઓ બહારની વ્યવસ્થા જોતા રહ્યા અને એક કૉન્સ્ટેબલને સ્વામીજીને પોતાની પાસે બોલાવવા મોકલ્યા. સબ ઈન્સ્પેક્ટરને એ જાણવું હતું કે આ કોણ સાધુ અહીં આવ્યા છે કે જે હંમેશાં શાસ્ત્રાર્થ કરતા રહે છે અને જેમને સાંભળવા લોકોનો સમૂહ એકઠો થઈ જાય છે. કૉન્સ્ટેબલે જઈને સ્વામીજીને કહ્યું કે, આપને કોટવાળ સાહેબ બોલાવે છે. સ્વામીજીએ તો કશું ન કહ્યું, પરંતુ તેમના એક ભક્તે કહ્યું કે, આ સ્વામીજી કોઈની પાસે જતા નથી. જો કોઈને મળવું હોય તો તેઓ અહીં આવીને સ્વામીજીને મળી શકે છે. આથી કોટવાળ પોતે આવ્યા અને સ્વામીજીને પૂછ્યું કે, બાબાજી ! આપ અહીં શું કરી રહ્યા છો ? આપના કારણે

૨૧. કીલ આપવી એટલે મંત્રશક્તિથી કોઈ વસ્તુ કે સ્થાનમાં ખીલી જેવી કોઈ અણીદાર વસ્તુ ખોસીને કોઈની ગતિ કે શક્તિને રોકવી અથવા અભિમંત્રિત કરી કોઈને વશીભૂત કે અધીન કરવું. આ એક અંધવિશ્વાસ છે.

ઉપદ્રવ થઈ રહ્યો છો. સ્વામીજીએ કહ્યું કે, તમે આવું શાસનના અધિકારથી કહી રહ્યા છો કે પોતાના તરફથી ? ત્યારે લોકોએ કોટવાળને સમજાવ્યા કે, સ્વામીજી ક્યાં કોઈને અહીં બોલાવે છે ? પરંતુ કેટલાક ધૂર્ત લોકો જાતે અહીં આવીને ઉત્પાત મચાવે છે. આથી કોટવાળે સ્વામીજીને કહ્યું કે, આપની પાસે ધૂર્તોને આવવા જ ન દેશો. સ્વામીજીએ કહ્યું કે, તમામ વર્ણોનું સંરક્ષણ કરવું અને વ્યવસ્થા જાળવવી એ ક્ષત્રિયોનું - શાસનનું કામ છે, માટે તમારે જ જરૂરી બંદોબસ્ત કરવો રહ્યો. આ સાંભળીને કોટવાળે બે કૉન્સ્ટેબલોને અહીં પહેરો ભરવા કહ્યું અને તેમને આદેશ આપ્યો કે કોઈ પણ બદમાશને અહીં સ્વામીજી પાસે આવવા ન દેશો અને જો કોઈ ભલી વ્યક્તિ સ્વામીજીની સાથે વાર્તાલાપ કરવા આવે તો તેને જરૂર આવવા દેશો.

ફરુખાબાદમાં લાલા પન્નીલાલ નામના એક પ્રતિષ્ઠિત ધર્મપરાયણ રઈસ હતા. તેઓ સ્વામીજીના સત્સંગમાં આવતા હતા. આમ તો શ્રીગોપાલની કરતૂત બધા જાણી ગયા હતા, પરંતુ કેટલાક એવા હઠાગ્રહી લોકો પણ હતા કે જેઓ કાશીના પંડિતોની વ્યવસ્થા ઠીક છે અને સ્વામીજી તેનો ઉત્તર આપી શક્યા નહિ, એવું કહેતાં રહેતાં હતા. આથી પન્નીલાલે પંડિત પીતાંબરદાસને કાશી મોકલ્યા અને ત્યાં જઈને પંડિતોની પેલી વ્યવસ્થાની હકીકત જાણી લાવવાનું કામ સોંપ્યું. પીતાંબરદાસે કાશી જઈને પંડિતોને મળીને પૂછપરછ કરી તો કાશીના પંડિતોએ જણાવ્યું કે, અમારી પાસે એક જૂની વ્યવસ્થા હતી, જેના પર કેટલાક પંડિતોના હસ્તાક્ષર હતા. પંડિત શ્રીગોપાલ એ જ વ્યવસ્થાની નકલ અહીંથી લઈ ગયા હતા. મૂર્તિપૂજાના સમર્થનમાં ચાર વેદ સંહિતાઓના આધારે લખાયેલી કોઈ વ્યવસ્થા તેમને આપવામાં આવી નથી. આ ઉપરાંત કાશીના પંડિતોએ એમ પણ જણાવ્યું કે, મૂર્તિપૂજા લૌકિક છે અને સમજદાર વ્યક્તિઓ માટે એ ઢીંગલીઓની રમત જેવી છે. આ સાંભળીને પીતાંબરદાસ ફરુખાબાદ પાછા ફર્યા અને તેમણે લાલા પન્નીલાલને બધી જ વાત કહી સંભળાવી. આથી પન્નીલાલે પંદરેક દિવસ સુધી પોતાના ગુરુને સાથે રાખીને સ્વામીજી સાથે શંકા-સમાધાન કર્યું. અંતે તેમના બધા જ સંદેહ નિવૃત્ત થઈ ગયા. તેમનું મન મૂર્તિપૂજાથી વિમુખ થઈ ગયું. તેમણે મૂર્તિપૂજાનો ત્યાગ કર્યો. તેઓ નગરમાં એક મંદિર બનાવવાનું વિચારી રહ્યા હતા, પરંતુ હવે એ વિચાર માંડી વાળ્યો. તેના બદલે તેમણે સ્વામીજીના સૂચન અનુસાર એ ધન એક સંસ્કૃત પાઠશાળા સ્થાપિત કરવામાં લગાવ્યું. પંડિત વ્રજકિશોરને માસિક ત્રીસ રૂપિયાના વેતન પર આ પાઠશાળાના અધ્યાપક તરીકે નિયુક્ત કર્યા. તેમના વેતનનો ખર્ચ પન્નીલાલ વહન કરતા હતા અને વિદ્યાર્થીઓનાં ભોજન તથા વસ્ત્રોનો ખર્ચ બાબુ દુર્ગાપ્રસાદ આપતા હતા.

અહીંનો મુંશી જ્વાલાપ્રસાદ નામનો એક બ્રાહ્મણ સ્વામીજીનો ઘોર વિરોધી થઈ ગયો. તેણે ગુંડા તત્ત્વોની મદદથી સ્વામીજી પર આક્રમણ કરવાની યોજના ઘડી. આથી લાલા જગન્નાથે સ્વામીજીને કહ્યું કે, આપ વિશ્રાંતના નીચેના ભાગમાં રહેવા જતા રહો. એ સ્થાન ચારે તરફથી સુરક્ષિત છે. આ સાંભળીને સ્વામીજીએ કહ્યું કે, અહીં તો તમે

લોકો મારું રક્ષણ કરશો, પરંતુ બીજે સ્થાને મારું રક્ષણ કોણ કરશે ? હું તો આજ સુધી એકાકી ભ્રમણ કરતો રહ્યો છું અને મને મારી નાખવાના અનેક વાર પ્રયત્નો થઈ ચૂક્યા છે. પરંતુ સર્વરક્ષક પરમાત્માએ સર્વત્ર મારું રક્ષણ કર્યું છે. તે ભવિષ્યમાં પણ મારી સુરક્ષા કરશે. હું તેના જ ભરોસે મારા કર્તવ્યપાલનમાં તત્પર રહ્યો છું અને આ જ રીતે આગળ પણ રહીશ. માટે આપ લોકો મારી ચિંતા ન કરશો. મને કોઈનો ડર નથી.[૨૨] જ્યારે કોઈ તેમને વિરોધીઓ દ્વારા કરવામાં આવતા વેરવિરોધ અને નિંદાની વાત કહેતા ત્યારે સ્વામીજી કહેતા કે, મને તેની કોઈ જ ચિંતા નથી. મેં જ્યારે અસત્યના ખંડનનું કાર્ય આરંભ કર્યું હતું ત્યારે જ મેં એ વાતનો વિચાર કર્યો હતો કે, મારો ઘોર વિરોધ થશે જ; પરંતુ મેં ઈશ્વરના ભરોસે આ કર્તવ્યકર્મ કરવાનો સંકલ્પ કર્યો છે.[૨૩]

સ્વામી દયાનંદના જીવન-કાર્યના ગંભીર વિશ્લેષક અને વ્યાખ્યાતા ડૉ. ભવાનીલાલ ભારતીયે લખ્યું છે :

> હું કોઈ કોઈ વાર વિચાર કરું છું કે, શું દયાનંદ પણ રામકૃષ્ણ પરમહંસ અને સ્વામી વિવેકાનંદની જેમ વિશાળ - વિરાટ હિંદુ ધર્મની સમસ્ત પ્રચલિત રીતિ-નીતિઓ પ્રત્યે સહિષ્ણુતાનો ભાવ ધારણ કરીને સસ્તી લોકપ્રિયતા પ્રાપ્ત કરી શકતા નહોતા ? તેમને અંધવિશ્વાસો અને મૂઢતાપૂર્ણ માન્યતાઓ પર નિર્મમ પ્રહાર કરીને જન-જનને પોતાના શત્રુ બનાવવાની શી પડી હતી ? સાચે જ દયાનંદ પોતાના યુગના અન્ય ધર્માચાર્યો કરતાં બિલકુલ ભિન્ન પ્રકૃતિના હતા. અસત્ય, અન્યાય અને અજ્ઞાનની સાથે સમજૂતી કરવાનું તેઓ શીખ્યા જ નહોતા.[૨૪]

અહીં એક દિવસ કેટલાક મુસલમાનો સ્વામીજી પાસે આવ્યા અને ધર્મ વિષયક વાર્તાલાપ કરવાની ઇચ્છા વ્યક્ત કરી. સ્વામીજીએ ઇસ્લામ મતમાં જોવા મળતી અસહિષ્ણુતા અને જડતાનો વિચાર કરીને કહ્યું કે, તમે લોકો મારી સત્ય અને નિષ્પક્ષ વાતો સાંભળીને તેની પર વિચાર કરજો અને તરત જ આવેશમાં આવીને લડવા ઝઘડવા ના માંડશો. અત્યારે તો તમે ધર્મ વિષયક વાર્તાલાપ કરવાનું કહો છો, પરંતુ સંભવ છે કે થોડી જ વારમાં તમે ચિડાઈ જશો અને ઝઘડો કરવા માંડશો. પરંતુ મુસલમાનોએ વચન આપ્યું કે, અમે એવું નહિ કરીએ અને ધીરજથી સાંભળીશું. આથી સ્વામીજીએ નિરપેક્ષ ભાવથી ઈસ્લામમાં પ્રચલિત અનેક વ્યર્થ કર્મકાંડો તથા પ્રથાઓની આલોચના કરી. મહંમહ સાહેબ વિશે પણ વાત નીકળી. સ્વામીજીએ કહ્યું કે, તમે લોકોએ તેમનું અનુસરણ કરીને ઠીક

---

૨૨. દેવેન્દ્રનાથ મુખોપાધ્યાય, મહર્ષિ દયાનંદ સરસ્વતી કા જીવનચરિત, પાન ૧૫૦; અને ડૉ. ભવાનીલાલ ભારતીય રચિત નવજાગરણ કે પુરોધા મહર્ષિ દયાનંદ સરસ્વતી, ભાગ ૧, પાન ૨૬૯-૨૭૦.

૨૩. લક્ષ્મણ આર્યોપદેશક, મહર્ષિ દયાનંદ સરસ્વતી સંપૂર્ણ જીવનચરિત્ર (હિંદી), પાન ૨૧૪.

૨૪. ભવાનીલાલ ભારતીય, નવજાગરણ કે પુરોધા મહર્ષિ દયાનંદ સરસ્વતી, ભાગ ૧, પાન ૨૭૧.

નથી કર્યું. જ્યારે તમે શિખા કપાવી નાખી તો પછી દાઢી રાખવાનો શો હેતુ ? તમે ઊંચા અવાજે બાંગ પોકારો છો, એ તે કેવી ઉપાસના ? ખતના વિશે પણ કહ્યું. મુસલમાનો કશો ઉત્તર આપી શક્યા નહિ.[૨૫]

: ૭ :

## ફરુખાબાદમાં પંડિત હલધર ઓઝા સાથે શાસ્ત્રાર્થ

### (સંવત ૧૯૨૬, ૧૯-૨૦ જૂન ૧૮૬૯)

શ્રીગોપાલના પરાજયથી પૌરાણિક દળમાં અત્યંત ખિન્નતા અને અવસાદ છવાઈ ગયાં. આથી કેટલાક લોકો લાલા પ્રેમદાસ અને દેવીદાસ ખત્રી નામના રઈસોને મળ્યા અને તેમને કાનપુરથી પંડિત હલધર ઓઝાને બોલાવીને સ્વામી દયાનંદ સાથે તેમનો શાસ્ત્રાર્થ કરાવવા અનુરોધ કર્યો. પંડિત હલધર વિખ્યાત સંસ્કૃતજ્ઞ પંડિત હતા. આથી પૌરાણિકોને એવો વિશ્વાસ હતો કે તેઓ સ્વામીજીને શાસ્ત્રાર્થમાં જરૂર માત કરી દેશે. લાલા જગન્નાથને જ્યારે આ વાતની ખબર પડી તો તેમણે અઢી હજાર રૂપિયા દેવીદાસને પહોંચાડ્યા અને કહ્યું કે આટલી જ રકમ તમે પણ આમાં ઊમેરો. જો સ્વામીજી હારી જાય તો એ બધા રૂપિયા તમારા અને જો હલધર ઓઝા હારી જાય તો એ બધા રૂપિયા મારા. પરંતુ દેવીદાસે આ શરત ન સ્વીકારી.[૨૬] તેમણે લાલા જગન્નાથને એમ કહીને આ રૂપિયા પરત કરી દીધા કે, ઓઝાજીને તો અમે સ્વામીજી સાથે ધર્મસંવાદ કરવા જ બોલાવી રહ્યા છીએ અને આમાં હાર-જીતની કોઈ વાત જ ક્યાં આવે છે ?

લાલા જગન્નાથે સ્વામીજીને જણાવ્યું કે, કાનપુરથી પંડિત હલધર ઓઝાને શાસ્ત્રાર્થ માટે બોલાવ્યા છે. સ્વામીજીએ કહ્યું કે, હું તૈયાર જ છું. ૧૯ જૂન ૧૮૬૯ (જેઠ સુદ દસમ, વિ. સંવત ૧૯૨૬)ના રોજ એક વિશાળ જનસમૂહ પંડિત હલધર ઓઝાની સાથે સ્વામીજીના આશ્રમ તરફ આવતો નજરે પડ્યો. તેમાં દેવીદાસ ઉપરાંત અનેક પ્રતિષ્ઠિત નાગરિકો તથા પ્રસિદ્ધ પંડિતો પણ સંમિલિત હતા. તેઓ માર્ગમાં અનેક પ્રકારની વાતો કરતાં આવતાં હતા. એક વ્યક્તિએ કહ્યું કે, પહેલાં તો ઓઝાજી દયાનંદને સંસ્કૃત બોલવામાં જ નિરુત્તર કરી દેશે. બીજી વ્યક્તિએ કહ્યું કે, જો દયાનંદ સંસ્કૃત બોલવામાં પરાસ્ત નહિ થાય તો ઓઝાજી પોતાના મંત્રબળથી તેને પરાસ્ત કરી દેશે.

---

૨૫. દેવેન્દ્રનાથ મુખોપાધ્યાય, મહર્ષિ દયાનંદ સરસ્વતી કા જીવનચરિત, પાન ૧૫૧; અને ડૉ. ભવાનીલાલ ભારતીય, નવજાગરણ કે પુરોધા મહર્ષિ દયાનંદ સરસ્વતી, ભાગ ૧, પાન ૨૭૧-૨૭૨.

૨૬. પ્રા. રાજેન્દ્ર 'જિજ્ઞાસુ'એ લખ્યું છે : "રૂપિયાની આ શરત મહર્ષિ દયાનંદજીએ રાખી નહોતી. તેઓ તો શાસ્ત્રાર્થને હાર-જીતનો પ્રશ્ન બનાવવાને અનુચિત માનતા હતા અને ન તો શાસ્ત્રાર્થમાં ભીડ એકઠી કરવાને યોગ્ય માનતા હતા." (મહર્ષિ દયાનંદ સરસ્વતી સંપૂર્ણ જીવનચરિત્ર, ભાગ ૧, પાન ૨૦૯, સંપાદકીય પાદટીપ ૪)

જ્યારે આ લોકો વિશ્રાંત પર પહોંચ્યા ત્યારે લાલા જગન્નાથે તેમને આદરપૂર્વક બેસાડ્યા. પંડિત હલધરજીએ સ્વામીજીને પ્રણામ કર્યા અને સ્વામીજીએ પણ 'आनन्दितोऽसि ?' આપ આનંદમાં છો ? એમ કહીને આગમનનું કારણ પૂછ્યું. લાલા દેવીદાસે રહ્યું કે, ઓઝાજી આપની સાથે શાસ્ત્રીય વિચાર કરવા આવ્યા છે. સ્વામીજીએ સંમતિ વ્યક્ત કરતાં કહ્યું કે, પ્રશ્ન કરો. પછી પહેલાં તો મૂર્તિપૂજા પર પ્રશ્નોત્તર થયા, પરંતુ થોડી જ વારમાં ઓઝાજીએ મદ્યપાનની વાત છેડી. કહેવાય છે કે ઓઝાજી તાંત્રિક હતા, આથી તેમના દ્વારા પ્રસંગ બહાર જઈને મદ્યપાનની ચર્ચા ઊઠાવવી બહુ અસંગત નથી લાગતી. પરંતુ સ્વામીજીએ કહ્યું કે, પ્રતિજ્ઞાથી ભિન્ન અન્ય વિષય પર ચર્ચા ન કરવી જોઈએ અને મદ્યપાન તો સર્વથા શાસ્ત્રવિરુદ્ધ છે. પરંતુ ઓઝાજી તો ઈર્ષા-દ્વેષથી ગ્રસ્ત હતા. આથી તેઓ યેન કેન પ્રકારેણ મદિરાપાનનું સમર્થન કરવા માંગતા હતા. ત્યાર બાદ બંને વચ્ચે આ મુજબ વાર્તાલાપ થયો :

**ઓઝાજી :** મદ્યપાન શાસ્ત્રવિરુદ્ધ કેવી રીતે ? યજ્ઞમાં તો મદ્યપાન કરવામાં આવે છે. જેમ કે, 'सौत्रामण्यां सुरां पिबेत्'. સૌત્રામણિ યાગમાં સુરાપાનની શાસ્ત્રીય પરિપાટી છે.[૨૭]

**સ્વામીજી :** અહીં સુરાનો અર્થ સોમલતા વગેરે ઔષધિઓના રસનું પાન અભિપ્રેત છે, નહિ કે મદિરાપાન. મદ્યપાનને તો સર્વ શાસ્ત્રોમાં વર્જિત બતાવવામાં આવ્યું છે.

**ઓઝાજી :** આપ સંન્યાસીનાં લક્ષણો બતાવો.

**સ્વામીજી :** क्लृतकेशनखश्मश्रुः पात्री दण्डी कुसुम्भवान् । विचरेन्नियतो नित्यं सर्वभूतान्यपीडयन् ॥ (મનુસ્મૃતિ : ૬.૫૨) यदहरेव विरजेत्तदहरेव प्रव्रजेद्वनाद्वा गृहाद्वा । ब्रह्मचर्या देवप्रव्रजेत् । (બ્રાહ્મણ-ગ્રંથ) અર્થાત્ કેશ, મૂંછ, દાઢી, નખ દૂર કરે; પાત્ર, દંડ અને કસુંબાના રંગનાં વસ્ત્ર ધારણ કરે અને કોઈ પણ પ્રાણીને પીડા આપ્યા વગર સદા નિયમમાં કહીને વિચરણ કરે. જે દિવસે વ્યક્તિને વૈરાગ્ય થઈ આવે, એ જ દિવસે ચાહે તે વાનપ્રસ્થાશ્રમમાં હોય, ગૃહાશ્રમમાં હોય કે બ્રહ્મચર્યાશ્રમમાં હોય, તેણે સંન્યાસ લઈ લેવો.

**સ્વામીજી :** આપ બ્રાહ્મણનાં લક્ષણો બતાવો.

**ઓઝાજી :** (સંસ્કૃતનાં એક-બે વાક્યો બોલીને ચૂપ થઈ ગયા.)

**સ્વામીજી :** (એ જોઈને કે ઓઝાજી સંસ્કૃત નથી બોલી શકતા) भाषायां वद, प्रकरण विहाय मा गच्छ - ભાષા (હિંદી)માં કહો અને પ્રકરણ બહાર ન જશો.

**ઓઝાજી :** अहं तु प्रकरणं विहाय न गच्छामि किन्तु श्रीमतां पुनः पुनः प्रकरणमभिनयते प्रकरणशब्दस्य कथं सिद्धि ? – હું પ્રકરણની બહાર નથી જઈ રહ્યો, પરંતુ આપ વારંવાર પ્રકરણનો ઉલ્લેખ કરો છો, તો બતાવો કે 'પ્રકરણ' શબ્દની સિદ્ધિ શી રીતે થાય છે ?

૨૭. ડૉ. ભવાનીલાલ ભારતીયે ટિપ્પણી લખી છે : "મદિરાપાનની આજ્ઞા આપતા આવા ભ્રષ્ટ શ્લોકો તથા સૂત્રો પરવર્તી પતનના યુગમાં આર્ષ ગ્રંથોમાં પ્રક્ષિપ્ત કરી દીધાં છે." (નવજાગરણ કે પુરોધા મહર્ષિ દયાનંદ સરસ્વતી, ભાગ ૧, પાન ૨૯૩, પાદટીપ-સી)

સંસ્કૃત શાસ્ત્રાર્થ પ્રણાલીની એક રૂઢ પ્રવૃત્તિ રહી છે કે, કોઈ કોઈ વાર વાદી-પ્રતિવાદી શાસ્ત્રાર્થના મૂળ વિચારણીય વિષયને છોડીને વ્યાકરણની સૂક્ષ્મ અને જટિલ પ્રક્રિયાઓ પર પ્રશ્નોત્તર કરવા લાગે છે. આવું કરવા પાછળ બે પ્રયોજન હોય છે : એક તો આવું કરીને તેઓ શાસ્ત્રીય વિચારના મૌલિક પ્રસંગથી પ્રતિપક્ષીનું તથા શ્રોતાઓનું ધ્યાન હટાવવામાં સફળ રહે છે અને બીજું એ કે તેઓ પોતાના પ્રતિપક્ષી પર પોતાના વ્યાકરણ જ્ઞાનની ધાક જમાવવા ઈચ્છે છે. કદાચ આવા જ કોઈ પ્રયોજનથી ઓઝાજી પણ મૂર્તિપૂજાના મૂળ વિષયથી સ્વામીજીનું ધ્યાન હટાવીને તેમને વ્યાકરણની દુરૂહ પ્રક્રિયાઓમાં ફસાવવા માંગતા હતા. આથી તેમણે 'પ્રકરણ' શબ્દની સિદ્ધિનો પ્રશ્ન કર્યો. પરંતુ તેમને કદાચ ખબર નહોતી કે સ્વામી દયાનંદે એક એવા ગુરુના સાંનિધ્યમાં રહીને સંસ્કૃત વ્યાકરણનું અધ્યયન કર્યું હતું કે જેઓ પોતાના યુગના મહાન વૈયાકરણ હતા.

**સ્વામીજી :** પ્ર-પૂર્વક 'कृ' ધાતુને લ્યુટ્ પ્રત્યય કરવાથી 'પ્રકરણ' શબ્દ સિદ્ધ થાય છે.

**ઓઝાજી :** ધાતુ સમર્થ હોય છે કે અસમર્થ ?

**સ્વામીજી :** समर्थः पदविधिः (અષ્ટાધ્યાયી : ૨.૧.૧). આ પાણિનિ સૂત્ર અનુસાર ધાતુ સમર્થ હોય છે.

**ઓઝાજી :** અસમર્થ કોને કહેવામાં આવે છે ?

**સ્વામીજી :** सापेक्षोऽसमर्थो भवति - અપેક્ષા કરનાર અસમર્થ હોય છે. આ મહાભાષ્યનું વચન છે.

**ઓઝાજી :** આ વચન મહાભાષ્યનું નથી.

સ્વામીજીએ મહાભાષ્યનું પુસ્તક મંગાવીને તેના અધ્યાય ૧, પાદ ૨, સૂત્ર ૧માં આ વાક્ય કાઢી બતાવ્યું. પંડિતમંડળી સ્વામીજીના પ્રકાંડ પાંડિત્ય પર ચકિત થઈ ગઈ. હવે ઓઝાજી મુંઝાયા અને ક્રોધમાં આવી ગયા. હવે તેમની પાસે પોતાનો વ્યર્થનો દંભ બતાવવા સિવાય કોઈ માર્ગ બચ્યો ન હતો.

**ઓઝાજી :** હું જે કંઈ કહી રહ્યો છું એ ભાષ્યકારના વચનથી કમ નથી.

**સ્વામીજી :** મહાભાષ્યકાર પતંજલિ મુનિની સામે આપની કોઈ ગણના નથી. જો આપને આપના પાંડિત્યનો ગર્વ હોય તો બતાવો કે 'કલ્મ' કોની સંજ્ઞા છે ?

ઓઝાજી તેનો કંઈ જ ઉત્તર આપી શક્યા નહિ. ત્યારે સ્વામીજીએ મહાભાષ્ય ખોલીને બતાવ્યું કે, अकथितं च (અષ્ટાધ્યાયી : ૧.૪.૫૧) - આ સૂત્રના ભાષ્યમાં મહાભાષ્યકારે કર્મની 'કલ્મ' સંજ્ઞા કરી છે. પંડિતો મનમાં ને મનમાં સ્વામીજીની વિદ્વત્તાની પ્રશંસા કરવા લાગ્યા. વ્યાકરણશાસ્ત્રીય આ ચર્ચામાં રાતના એક વાગી ગયા. અંતે નક્કી થયું કે, હવે કાલે શાસ્ત્રાર્થને આગળ ધપાવવામાં આવશે અને આવતી કાલે વિચારણીય બિંદુ એ જ રહેશે કે समर्थः पदविधिः સૂત્ર સર્વત્ર લાગુ થાય છે કે નહિ. જો સ્વામીજી સિદ્ધ કરી દે કે આ સૂત્ર સર્વત્ર લાગુ થાય છે, તો સ્વામીજીની જીત સમજવામાં આવશે; અને જો

એવું સિદ્ધ થાય કે, આ સૂત્ર સર્વત્ર લાગુ પડતું નથી તો ઓઝાજીને વિજેતા માનવામાં આવશે. ત્યાર બાદ બધા લોકો પોતાનાં ઘરે જવા નીકળ્યા. રસ્તામાં કોઈએ ઓઝાજીની પ્રશંસા કરી તો કોઈએ સ્વામીજીના વખાણ કર્યાં. કોઈએ ઓઝાજીનો પક્ષ મજબૂત બતાવ્યો તો કોઈએ સ્વામીજીનો.

બીજા દિવસે લાલા જગન્નાથ અને મુન્નીલાલે સ્વામીજીને નિવેદન કર્યું કે, નગરના કેટલાક પંડિતોનું કહેવું છે કે, ઓઝાજીની વાત ઠીક છે પરંતુ સ્વામીજી હઠ કરી રહ્યા છે. આથી જો આપને હજુ પણ કંઈ સંશય હોય તો શાસ્ત્રાર્થ ટાળી શકાય તેમ છે. આ સાંભળીને સ્વામીજીએ તરત કહ્યું કે, તમે ઓઝાજીને શાસ્ત્રાર્થ માટે અવશ્ય લઈ આવજો. તમે લોકો આ કામમાં કોઈ પણ જાતનો પ્રમાદ ન કરશો. અને જો ઓઝાજી શાસ્ત્રાર્થ માટે ન આવ્યા તો તેમને ગૌહત્યાનું પાપ લાગશે.

જેઠ સુદ અગિયારસની રાતે આઠ વાગે શાસ્ત્રાર્થ સભા ફરી મળી. કેટલાક લોકો ઉપદ્રવ કરવા તૈયાર થઈ ગયા, પરંતુ લાલા જગન્નાથે તેમને ધમકાવ્યા એટલે શાંત થઈ ગયા. સ્વામીજીએ પોતાની પ્રતિજ્ઞા બીજી વાર કહી સંભળાવી કે જે શાસ્ત્રાર્થ નહિ કરે તેને ગૌહત્યાનું પાપ લાગશે. પછી ઓઝાજીને સંબોધિત કરીને કહ્યું કે, ઓઝાજી ! હું તો સંન્યાસી છું. હું હારી જઈશ તોપણ મારી કોઈ હાનિ થવાની નથી. પરંતુ આપ ગૃહસ્થ છો. જો આપનો પરાજય થશે તો આપની અધિક હાનિ થવાનો સંભવ છે. પરંતુ ઓઝાજીએ કહ્યું કે, હું હારીશ જ કેમ ? ત્યારે સ્વામીજીએ દીવો અને મહાભાષ્યનું પુસ્તક મંગાવીને समर्थः पदविधिः સૂત્રની વ્યાખ્યા બધાને વાંચી સંભળાવી અને અનેક ઉદાહરણ આપીને આ સૂત્રની વ્યાપકતા બતાવી. ઓઝાજી સ્વામીજીને કશો ઉત્તર આપી શક્યા નહિ. ઓઝાજીના સાથીઓમાંથી કોઈ એક પંડિત બીજા કોઈ વિષય પર કશુંક બોલવા જતા હતા, પરંતુ સ્વામીજીએ તેમને રોકતાં કહ્યું કે, પ્રથમ પ્રસ્તુત વિષયનો નિર્ણય થઈ જાય પછી જ બીજો વિષય છેડવામાં આવે. ત્યાર બાદ લાલા જગન્નાથે ઊભા થઈને પંડિતોને સંબોધન કરીને કહ્યું કે, વિદ્વજ્જનો ! ધર્મને સાક્ષી માનીને કહેજો કે કોનો પક્ષ ઠીક છે અને કોનો પક્ષ ઠીક નથી. આથી અનેક પંડિતોએ કહ્યું કે, પંડિત હલધર ઓઝાજી પોતાની પ્રતિજ્ઞાને પ્રમાણિત કરી શક્યા નથી. પંડિતો દ્વારા કરવામાં આવેલી પોતાના પરાજયની આ ઘોષણા સાંભળીને ઓઝાજી અત્યંત નિરાશ થઈ ગયા. તેમના ચહેરાનો રંગ ઊડી ગયો અને તેઓ મૂર્ચ્છિત જેવા થઈ ગયા. તેમના સાથીઓ તેમને અહીંથી તરત જ લઈ ગયા. લોકોએ સ્વામીજીનો જયઘોષ કર્યો, જેથી વાયુમંડળ ગુંજાયમાન થઈ ગયું. એ રાતે લોકો સ્વામીજીની પાસે જ બેઠા રહ્યા અને સ્વામીજી પણ આખી રાત પોતાના આ પ્રેમીઓને ઉપદેશામૃતનું પાન કરાવતા રહ્યા.

રાતભરના ઉજાગરાને લીધે લાલા જગન્નાથને બીજે દિવસે તાવ ચડ્યો. નગરમાં વિરોધી તત્ત્વોએ એમ કહેવાનું શરૂ કર્યું કે, લાલાજીએ ઓઝાજીનું અપમાન કરાવ્યું છે એટલે ઓઝાજીએ પોતાની મંત્રશક્તિથી લાલાજીને બીમાર કરી દીધા છે ! પરંતુ જ્યારે ઓઝાજીએ આ વાત સાંભળી તો તેઓ સ્વયં લાલાજીને જોવા ગયા અને તેમણે લાલાજીને

કહ્યું કે, જે લોકો આવી ખોટી વાત ફેલાવે છે તેઓ અસામાજિક તત્ત્વો છે. લાલાજીએ ઓઝાજીને આદરપૂર્વક વિદાય કર્યા. જે લોકો ઓઝાજીને અહીં માનપૂર્વક બોલાવી લાવ્યા હતા તેઓ પણ હવે તેમની ઉપેક્ષા કરવા લાગ્યા અને તેમને જે આર્થિક લાભ થવાનો હતો એ પણ ન થયો. અંતે પંડિત હલધર ઓઝાજી એક સર્વસ્વ લૂંટાઈ ગયું હોય તેવા મનુષ્ય સમાન વિષાદપૂર્ણ હૃદય સાથે કાનપુર પાછા ફર્યા.

: ૮ :

## કન્નૌજમાં પંડિત હરિશંકર શાસ્ત્રી સાથે શાસ્ત્રાર્થ

### (અષાઢ સંવત ૧૯૨૬, જૂન અથવા જુલાઈ ૧૮૬૯)

સ્વામી દયાનંદ ફરુખાબાદથી કોઈને પણ સૂચના આપ્યા વગર શૃંગીરામપુર થઈને જલાલાબાદ પહોંચ્યા. જલાલાબાદથી સ્વામીજી કન્નૌજ આવ્યા. સંવત ૧૯૨૬નો અષાઢ માસ (જૂન અથવા જુલાઈ ૧૮૬૯) હતો.[૨૮] અહીં કાલિંદી નદીના તટ પર આવેલા ગૌરીશંકર મહાદેવના મંદિરના ચબૂતરા પર વિરાજમાન થયા. નગરના પંડિતો તેમની પાસે ધર્માલાપ તથા શંકા-સમાધાન માટે આવવા લાગ્યા. અહીં હરિશંકર શાસ્ત્રી નામના પ્રસિદ્ધ પંડિત સાથે સ્વામીજીનો શાસ્ત્રાર્થ થયો.

પંડિત હરિશંકર સાથે ખૂબ જ મનોરંજક શાસ્ત્રાર્થ થયો. જ્યારે આ પંડિતજી સ્વામીજીની પાસે આવ્યા તો સ્વામીજીએ તેમનું નામ પૂછ્યું. ઉત્તરમાં પંડિતજીએ એક શ્લોક સંભળાવ્યો : आत्मनाम गुरोर्नाम नामातिकृपणस्य च । श्रेयस्कामो न गृह्णीयात् तथा पुत्रकलत्रयोः ॥ અર્થાત્ પોતાનું અને પોતાના ગુરુનું નામ લેવું વર્જ્ય છે. સ્વામીજીએ કહ્યું કે, આપ કર્મકાંડના આરંભમાં જ્યારે સંકલ્પ પાઠ કરો છો ત્યારે તો પોતાનું નામ બોલતા હશો ને ? આથી નિરુત્તર થઈને પંડિતજીએ પોતાનું નામ બતાવ્યું. ત્યારે અનેક લોકો સ્વામીજી પાસે બેઠા હતા. પંડિત હરિશંકર સારા વૈયાકરણ હતા અને કન્નૌજના વિદ્વાનોમાં તેઓ અગ્રગણ્ય હતા. સ્વામીજીએ મૂર્તિપૂજાનું ખંડન અને પંચમહાયજ્ઞોનું મંડન કરતું વક્તવ્ય આપ્યું.

---

૨૮. પ્રા. રાજેન્દ્ર 'જિજ્ઞાસુ'એ ટિપ્પણીમાં લખ્યું છે : "શ્રદ્ધેય લક્ષ્મણજીએ કન્નૌજમાં આગમન જૂનના અંતમાં લખ્યું છે. વીર શિરોમણી પંડિત લેખરામજીના ગ્રંથમાં મે મહિનો લખ્યો છે. દીવાન હરબિલાસજી શારદાએ કન્નૌજની કોઈ ઘટના તો નથી આપી, પરંતુ એક યાદીમાં જુલાઈ ૧૮૬૯માં કન્નૌજ આગમન લખ્યું છે. મારો મત છે કે લક્ષ્મણજી તથા દેવેન્દ્રનાથ મુખોપાધ્યાયજીના લેખ અધિક પ્રામાણિક છે કે, ઋષિ કન્નૌજમાં અષાઢ માસમાં પધાર્યા હતા." (મહર્ષિ દયાનંદ સરસ્વતી સંપૂર્ણ જીવનચરિત્ર, ભાગ ૧, પાન ૨૧૬) દેવેન્દ્રનાથ દ્વારા સંગૃહીત જીવનચરિતમાં અષાઢ અને જૂન-જુલાઈમાં સ્વામીજીનું કન્નૌજ આગમન લખ્યું છે. (પાન ૧૫૭) પ્રો.મહેશપ્રસાદ મૌલવીએ સ્વામીજીનું કન્નૌજ આગમન અષાઢ અને જૂન-જુલાઈમાં લખ્યું છે. (પ્રો.મહેશપ્રસાદ મૌલવી ગ્રંથાવલી, પાન ૧૩૨) ડૉ. ભવાનીલાલ ભારતીયના મત મુજબ આ શાસ્ત્રાર્થ અષાઢ અને જુલાઈ મહિનામાં થયો હતો. (દ્રષ્ટવ્ય : નવજાગરણ કે પુરોધા મહર્ષિ દયાનંદ સરસ્વતી, ભાગ ૨, પાન ૯૬૫).

વક્તવ્ય પૂરું થયું પછી પંડિતજી સાથે વાર્તાલાપ શરૂ થયો. બલિવૈશ્વદેવના વિષયમાં સ્વામીજીએ કહ્યું કે, જેઓ બલિવૈશ્વદેવ કર્યા વિના ભોજન કરે છે તેઓ જાણે ગોમાંસનું ભક્ષણ કરી રહ્યા છે. પંડિતજીએ કહ્યું કે, આવું ના કહો. અહીં તો કોઈ બલિવૈશ્વદેવ યજ્ઞ કરતું નથી. સ્વામીજીએ કહ્યું કે, હું તો હજુ થોડું જ કહું છું, બાકી શાસ્ત્રમાં તો આથી પણ વધારે લખ્યું છે. એમ કહીને ગીતાનો શ્લોક બોલ્યા : 'भुञ्जते ते त्वघं पापा ये पचन्त्यात्मकारणात् ।' (૩.૧૩) પંડિતજીએ કહ્યું કે, મૂર્તિપૂજાના નિષેધમાં કોઈ શાસ્ત્રીય વચન કહો. સ્વામીજીએ કહ્યું કે, તમે મૂર્તિપૂજાનું પ્રતિપાદન કરતું કોઈ શાસ્ત્ર વચન બતાવો. પંડિતજીએ મનુસ્મૃતિનો 'श्रुतिः स्मृतिः सदाचारः' (૨.૧૨) શ્લોક સંભળાવ્યો અને કહ્યું કે, મૂર્તિપૂજા સદાચાર છે. સ્વામીજીએ કહ્યું કે, મનુજી પંચમહાયજ્ઞ વગેરેને સદાચાર કહે છે. પછી મનુસ્મૃતિમાં આવતા 'પ્રતિમા' શબ્દ પર ચર્ચા થઈ. સ્વામીજીએ મનુના એ વાક્ય પર કે રાજાએ પ્રતિમાઓની જાળવણી કરવી કહ્યું કે, અહીં 'પ્રતિમા' શબ્દ તોલમાપનાં વજનિયાં વગેરે સાધનો માટે વપરાયો છે. રાજાએ સમય સમય પર વજનિયાં ચકાસવાં એમ કહેવામાં આવ્યું છે, તેમાં મૂર્તિપૂજા કરવાનું વિધાન કરવામાં આવ્યું નથી. પંડિતજીએ કહ્યું કે, પૂર્વમીમાંસામાં 'પ્રતિમા'નો અર્થ મૂર્તિ લેવામાં આવ્યો છે. સ્વામીજીએ તેનો પ્રતિવાદ કર્યો. આથી પંડિતજીએ કહ્યું કે, જો પૂર્વમીમાંસામાં આવો લેખ ન હોય તો હું શિખાસૂત્રનો ત્યાગ કરીને સંન્યાસી થઈ જઈશ. સ્વામીજીએ કહ્યું કે, એ તો આપની મરજીની વાત છે, પરંતુ પૂર્વમીમાંસામાં હું કહું છું તેવો લેખ છે અને આપ કહો છો એવો લેખ તેમાં ક્યાંય નથી. આજની ચર્ચા અહીં પૂરી થઈ.

પંડિતજીએ ઘરે જઈને પૂર્વમીમાંસા ગ્રંથમાં જોયું તો ખબર પડી કે તેમાં તો સ્વામીજી કહેતા હતા બિલકુલ એ જ મુજબનો પાઠ છે. પંડિતજીએ પોતાના મિત્રોને કહ્યું કે, મારો પક્ષ ધ્વસ્ત થઈ ગયો છે અને હું હવે મારી પ્રતિજ્ઞા અનુસાર સંન્યાસી થઈ જવા તૈયાર છું. પરંતુ મિત્રોએ કહ્યું કે, એવું કરવાની શી જરૂર છે ? ચાલો સ્વામીજીની પાસે જઈએ. ત્યાં તમે તમારા પક્ષને બરાબર વળગી રહેજો અને અમે લોકો મોકો મળ્યે તમારો જયકાર કરીને તમને ત્યાંથી અમારી સાથે લેતા આવશું. પરંતુ પંડિત હરિશંકરજી સત્યપ્રિય હતા. તેમણે મિત્રોની આ વાતનો અસ્વીકાર કર્યો. બીજા દિવસે તેઓ સ્વામીજી પાસે ગયા અને સ્પષ્ટ શબ્દોમાં કહ્યું કે, મહારાજ ! આપની વાત સત્ય છે. હું હારી ગયો છું. આપ કૃપા કરીને મને સંન્યાસની દીક્ષા આપો. સ્વામીજીએ કહ્યું કે, પંડિતજી, સંન્યાસ તો જ્ઞાન અને વૈરાગ્યને પ્રાપ્ત કર્યા પછી જ ગ્રહણ કરવામાં આવે છે. આ રીતે હાર-જીતની પ્રતિજ્ઞાના આધારે સંન્યાસ લેવો ઉચિત નથી. સ્વામીજીએ સૌની સામે પંડિતજીની ખૂબ જ પ્રશંસા કરતાં કહ્યું કે, મેં આવો સત્યવાદી અને ધાર્મિક પંડિત જોયો નથી. આજે આ પંડિતે પ્રાચીન કાળના પંડિતોનો આદર્શ પ્રસ્તુત કર્યો છે. પંડિતજી સ્વામીજીના અનુયાયી થઈ ગયા. પરંતુ પાછળથી પૌરાણિક પંડિતગણનું દબાણ પડવાથી તેઓ સ્વામીજીના પક્ષનું સમર્થન કરવાના માર્ગે આરૂઢ રહી શક્યા નહિ. છતાંય તેમના હૃદયમાં સત્યનો અંકુર ઉત્પન્ન થઈ ગયો હતો જે વૃદ્ધિ પામતો ગયો અને પંડિતજી ફરીથી સ્વામીજીના પક્ષપોષક

થઈ ગયા. પંડિત ગુલજારીલાલ નામના બીજા એક પંડિતે ત્યારે તો સ્વામીજીના પક્ષનો સ્વીકાર ન કર્યો, પરંતુ આગળ જતાં સ્વામીજીનો સત્યાર્થપ્રકાશ ગ્રંથ વાંચીને તેઓ પણ વૈદિક સિદ્ધાંતોને માનવા લાગ્યા હતા. એક દિવસ ગાર્ગીદીન મિશ્રે પંડિત હરિશંકરને કહ્યું કે, દયાનંદને કહી દેજો કે મૂર્તિપૂજાનું ખંડન ન કરે, નહિ તો અમે તેની ધોલાઈ કરીશું. પંડિત હરિશંકરે આ વાત સ્વામીજીને કહી સંભળાવી. સ્વામીજીએ કહ્યું કે, આપ મારી ચિંતા ન કરશો. બે-ચારનો મુકાબલો કરવામાં તો હું એકલો જ પૂરતો છું અને જો બહુ લોકો આક્રમણ કરશે તો હું સરકારમાં રિપોર્ટ કરી દઈશ.

સ્વામીજીનો ઉપદેશ સાંભળીને અનેક લોકોને મૂર્તિપૂજા પ્રત્યે ગ્લાનિ થઈ આવી. પંડિત પુતઈલાલ ભટ્ટાચાર્ય પણ માની ગયા કે મૂર્તિપૂજા વેદવિરુદ્ધ છે. પરંતુ તેઓ તેને છોડવા ઈચ્છતા ન હતા. તેમણે સ્વામીજીને કહ્યું કે, મારી પાસે પચાસ વર્ષથી મૂર્તિઓનું સિંહાસન છે. હું આ સિંહાસન પર સ્થાપિત મૂર્તિઓને આજ સુધી પૂજતો આવ્યો છું. હું આ મૂર્તિઓને ગંગામાં કેવી રીતે પ્રવાહિત કરી શકું ? સ્વામીજીએ વિનોદ કરતાં કહ્યું કે, એક કામ કરજો. તમે રાતે એ મૂર્તિઓનાં મોંમાં મિષ્ટાન્ન લગાવી દેજો. સવાર પહેલાં એ મૂર્તિઓ જાતે જ ત્યાંથી પલાયન થઈ જશે ! સ્વામીજીનો કહેવાનો અભિપ્રાય એ હતો કે મિષ્ટાન્ન લગાવેલી મૂર્તિઓને ઉંદરો ઊઠાવીને લઈ જશે !

## કાનપુર વિજ્ઞાપન - આઠ ગપ્પ અને આઠ સત્ય

સ્વામી દયાનંદ કન્નૌજમાં એકાદ અઠવાડિયું નિવાસ કરીને વિ. સં. ૧૯૨૬ના અષાઢમાં કાનપુર પધાર્યા. કાનપુરમાં સ્વામીજીનો નિવાસ ભૈરવ મંદિરની નજીક દરગાહીલાલ વકીલના ઘાટ પર હતો. તેમના આગમનના સમાચાર વિદ્યુતવેગે નગરમાં ફેલાઈ ગયા. હંમેશની માફક સ્વામીજીએ અહીં ધર્મોપદેશ આપવાનું શરૂ કર્યું. સ્વામીજી કર્ણવાસ નિવાસના દિવસોમાં જે આઠ ગપ્પોનું ખંડન અને આઠ સત્યોનું મંડન કરતા હતા, એ સહિત તેમણે એક સંસ્કૃત વિજ્ઞાપન છપાવીને અહીં પ્રકાશિત કર્યું. પંડિત હૃદયનારાયણ વકીલે આ વિજ્ઞાપનની એક નકલ સ્વામીજીના જીવનચરિત્રકાર પંડિત લેખરામને આપતાં કહ્યું હતું :

> સ્વામીજીની આજ્ઞાથી મેં પ્રામાણિક ગ્રંથોનું એક વિજ્ઞાપન સંસ્કૃતમાં છપાવ્યું હતું. આ વિજ્ઞાપન સ્વામીજીએ જાતે સંસ્કૃતમાં લખી આપ્યું હતું. જ્યારે છપાઈને આવ્યું ત્યારે સ્વામીજીએ તેમાં રહી ગયેલી મુદ્રણની અશુદ્ધિઓ જાતે શોધી હતી; અને તેમણે કહ્યું કે, જુઓ તો ખરા, મૂરખાએ છાપવામાં કેટલા બધા છબરડા વાળ્યા છે. સ્વામીજીએ જેમાં ભૂલો શોધી હતી એ એક જ પ્રત મારી પાસે છે. એ પ્રત હું આપને આપું છું. બાકીની બધી પ્રતો તો ત્યારે જ વિતરણ કરી દેવામાં આવી હતી.[૨૯]

આ વિજ્ઞાપન કાનપુરના શોલા-એ-તૂર યંત્રાલયમાં મુદ્રિત થયું હતું. આ વિજ્ઞાપનનો ઉલ્લેખ કાનપુરના ઉર્દૂ સમાચાર પત્ર 'શોલા-એ-તૂર'ના ૨૭ જુલાઈ ૧૮૬૯ના અંક ભાગ

---

૨૯. લેખરામ (પંડિત), મહર્ષિ દયાનંદ સરસ્વતી કા જીવનચરિત્ર, પાન ૫૭૮.

૧૦ સંખ્યા ૩૦માં કરવામાં આવ્યો છે. આથી જ્ઞાત થાય છે કે, આ વિજ્ઞાપન ૨૦ જુલાઈની આસપાસ અર્થાત્ સંવત ૧૯૨૬ના અષાઢના અંતમાં પ્રકાશિત થયું હોવું જોઈએ. કાશીનો પ્રસિદ્ધ શાસ્ત્રાર્થ આ વિજ્ઞાપનના લગભગ ચારેક મહિના બાદ કારતક સુદ બારસ, સંવત ૧૯૨૬ (૧૬ નવેમ્બર ૧૮૬૯)ના રોજ થયો હતો. સ્વામીજીની નિંદામાં છપાયેલ 'છલકપટદર્પણ' નામના પુસ્તકમાં લેખક જીયાલાલ જૈનીએ અશુદ્ધ વિજ્ઞાપન છાપીને પોતાના સ્વભાવ અનુસાર સ્વામીજી પર અનેક મિથ્યા કટાક્ષ કર્યા હતા.

કાનપુરમાં સ્વામીજીનું આ વિજ્ઞાપન આ મુજબ હતું :

## **विज्ञापनपत्रम्**

**श्रीरस्तु ॥ ऋग्वेदः १, यजुर्वेदः २, सामवेदः ३, अथर्ववेदः ४ । एतेषु चतुर्षु वेदेषु कर्मोपासनाज्ञान-काण्डानां निश्चयोऽस्ति । तत्र संध्यावन्दनादिरश्वमेधान्तः कर्मकाण्डो वेदितव्यः । यमादिः समाध्यन्त उपासनाकाण्डश्च बोधव्यः । निष्कर्मादिः परब्रह्मसाक्षात्कारान्तो ज्ञानकाण्डो ज्ञातव्यः ॥**

**आयुर्वेदः ५ – तत्र चिकित्साविद्यास्ति ॥ तत्र चरकसुश्रुतौ द्वौ ग्रन्थौ सत्यौ विज्ञातव्यौ ॥**

**धनुर्वेदः ६ – तत्र शस्त्रास्त्रविद्यास्ति ॥**

**गान्धर्ववेदः ७ – तत्र गानविद्यास्ति ॥**

**अर्थवेदः ८ – तत्र शिल्पविद्यास्ति ॥**

**एते चत्वारो वेदानामुपवेदा यथासंख्यं वेदितव्याः ॥**

**शिक्षा [ पाणिनीय शिक्षा ] वेदस्था [ वेदस्य ] ९ – तत्र वर्णोच्चारण-विधिरस्ति ॥**

**कल्पः १० – तत्र वेदमन्त्राणामनुष्ठानविधिरस्ति ॥**

**व्याकरणम् ११ – तत्र शब्दार्थसम्बन्धानां निश्चयोऽस्ति । तत्र द्वौ ग्रन्थावष्टाध्यायीव्याकरणमहाभाष्याख्यौ सत्यौ वेदितव्यौ ॥**

**निरुक्तम् १२ – तत्र वेदमन्त्राणां निरुक्तयः सन्ति ॥**

**छन्दः १३ – तत्र गायत्र्यादिछन्दसां लक्षणानि सन्ति ॥**

**ज्योतिषम् १४ – तत्र भूतभविष्यद्वर्तमानानां ज्ञानमस्ति । तत्रैका भृगुसंहिता सत्या वेदितव्या ।**

**एतानि षट् वेदाङ्गानि वेदितव्यानि ॥**

**इमाश्चतुर्दशविद्याश्च ।**

**ईश-केन-कठ-प्रश्न-मुण्डक-माण्डूक्य-तैत्तिरीय-ऐतरेय-छान्दोग्य-बृहदारण्यक-श्वेताश्वतर-कैवल्योपनिषदो द्वादश १५ – अत्र ब्रह्मविद्यैवास्ति ॥**

**शारीरकसूत्राणि १६ – तत्रोपनिषन्मन्त्राणां व्याख्यानमिस्त ॥**

कात्यायनादीनि सूत्राणि १७ – तत्र निषेकादिश्मशानान्तानां संस्काराणां व्याख्यानमस्ति ॥

योगभाष्यम् १८ – तत्रोपासनाया ज्ञानस्य च साधनानि सन्ति ॥

वाकोवाक्यमेको ग्रन्थः १९ – तत्र वेदानुकूला तर्कविद्यास्ति ॥

मनुस्मृतिः २० – तत्र वर्णाश्रमधर्माणां व्याख्यानमस्ति, वर्णसंकरधर्माणाञ्च ॥

महाभारतम् २१ – तत्र शिष्टानां जनानां लक्षणानि सन्ति, दुष्टानांजनानाञ्च ॥

एतान्येकविंशति शास्त्राणि सत्यानि वेदितव्यानि ॥

एतेष्वेकविंशतिशास्त्रेष्वपि व्याकरण-वेद-शिष्टाचारविरुद्धम् यद्वचनं तदप्यसत्। एतेभ्य एकविंशतिशास्त्रेभ्यो ये भिन्ना ग्रन्थाः सन्ति, ते सर्वे गप्पाष्टका वेदितव्याः। गपृ [ गप ] मिथ्यापरिभाषणे । तस्मात् पः प्रत्ययः ॥ गपपते [ गप्यते ] यत्तद् गप्पम् ॥

अष्टौ गप्पानि यत्र स्युर्गप्पाष्टकं तद्विदुर्बुधाः ।

अष्टौ सत्यानि यत्रैव तत्सत्याष्टकमुच्यते ॥

कान्यष्टौ गप्पानीत्यत्राह –

मनुष्यकृताः सर्वे ब्रह्मवैवर्त्तपुराणादयो ग्रन्थाः प्रथमं गप्पम् – १

पाषाणादिपूजनं देवबुद्ध्या द्वितीयं गप्पम् – २

शैवशाक्तवैष्णवगाणपत्यादयः संप्रदायास्तृतीयं गप्पम् – ३

तन्त्रग्रन्थोक्तो वाममार्गश्चतुर्थं गप्पम् – ४

भङ्गादिनशाकरणम् पञ्चमं गप्पम् – ५

परस्त्रीगमनं षष्ठं गप्पम् – ६

चौरीति सप्तमं गप्पम् – ७

कपटच्छलाभिमानानृतभाषणमष्टमम् गप्पम् – ८

एतान्यष्टौ गप्पानि त्यक्तव्यानि ॥

कान्यष्टौ सत्यानीत्याह –

ऋग्वेदादीन्येकविंशतिशास्त्राणि परमेश्वरषिरचितानि प्रथमं सत्यम् – १

ब्रह्मचर्याश्रमेण गुरुसेवास्वधर्मानुष्ठानपूर्वकं वेदानां पठनं द्वितीयं सत्यम् – २

वेदोक्तवर्णाश्रमस्वधर्मसन्ध्यावन्दनाग्निहोत्राद्यनुष्ठानं तृतीयं सत्यम् – ३

यथोक्तदारादिगमनं पञ्चमहायज्ञानुष्ठानमृतुकालस्वदारोपगमनं श्रौतस्मार्ताचा-राद्यनुष्ठानम् चतुर्थं सत्यम् – ४

**शमदमतपश्चरणयमादिसमाध्यन्तोपासनासत्सङ्गपूर्वकं वानप्रस्थाश्रमानुष्ठानं पञ्चमं सत्यम् - ५**

**विचारविवेकवैराग्यपराविद्याभ्याससंन्यासग्रहणपूर्वकं सर्वकर्मफलत्यागाद्यनुष्ठानं षष्ठं सत्यम् - ६**

**ज्ञानविज्ञानाभ्यां सर्वानर्थजन्ममरणहर्षशोककामक्रोधलोभमोहसंगदोषत्यागानुष्ठानं सप्तमं सत्यम् - ७**

**अविद्यास्मितारागद्वेषाभिनिवेशतमोरजःसत्त्वसर्वक्लेशनिवृत्तिः**

**पञ्चमहाभूतातीतमोक्षस्वरूपस्वाराज्यप्राप्तिः अष्टकं सत्यम् - ८**

**एतान्यष्टौ सत्यानि ग्रहीतव्यानि ॥ इति ॥**

**दयानन्दसरस्वत्याख्येनेदम्पत्रं रचितम्, तदेतत्सज्जनैर्वेदितव्यम् ॥**

**शोलेतूर में छपा ।**

## સંસ્કૃત વિજ્ઞાપનનો અનુવાદ

કલ્યાણ હો. ૧. **ઋગ્વેદ** ૨. **યજુર્વેદ** ૩. **સામવેદ** અને ૪. **અથર્વવેદ** - આ ચારે વેદોમાં કર્મકાંડ, ઉપાસનાકાંડ અને જ્ઞાનકાંડનો નિશ્ચય છે. સંધ્યા-ઉપાસનાથી લઈને અશ્વમેધ સુધી કર્મકાંડ, યમથી લઈને સમાધિ સુધી ઉપાસનાકાંડ અને નિષ્કામ કર્મથી લઈને પરબ્રહ્મના સાક્ષાત્કાર સુધી જ્ઞાનકાંડ સમજવો જોઈએ. ૫. **આયુર્વેદ** : જેમાં ચિકિત્સા વિદ્યા છે અને તેના બે ગ્રંથ ચરક અને સુશ્રુતને સત્ય જાણો. ૬. **ધનુર્વેદ** : તેમાં શસ્ત્ર-અસ્ત્રની વિદ્યા છે. ૭. **ગાંધર્વવેદ** : તેમાં ગાન વિદ્યા છે. ૮. **અર્થવેદ** : તેમાં શિલ્પ વિદ્યા, કલાકૌશલ અને ભવનનિર્માણની વિદ્યા છે. આ ચારેય વેદોના ક્રમશઃ ચાર ઉપવેદો છે. ૯. **શિક્ષા** : તેમાં વર્ણોચ્ચારણની વિધિ છે. ૧૦. **કલ્પ** : તેમાં વેદમંત્રોના અનુષ્ઠાનની વિધિ છે. ૧૧. **વ્યાકરણ** : તેમાં શબ્દ, અર્થ અને તેના પરસ્પર સંબંધનો નિશ્ચય કરવામાં આવ્યો છે. અષ્ટાધ્યાયી અને મહાભાષ્ય તેના બે પ્રામાણિક ગ્રંથો છે. આ ગ્રંથોને સત્ય સમજવા જોઈએ. ૧૨. **નિરુક્ત** : તેમાં વેદમંત્રોની નિરુક્તિ છે. ૧૩. **છંદ** : તેમાં ગાયત્રી વગેરે છંદોનાં લક્ષણો છે. ૧૪. **જ્યોતિષ** : તેમાં ભૂત, ભવિષ્ય અને વર્તમાનનું જ્ઞાન છે. આમાં ફક્ત ભૃગુસંહિતા ગ્રંથને જ સત્ય માનવો જોઈએ. આ છ વેદાંગો છે. આ જ (ચાર વેદ, ચાર ઉપવેદ અને છ વેદાંગો મળીને) **ચૌદ વિદ્યાઓ** થાય છે. ૧૫. **ઉપનિષદ્** : ઈશ, કેન, કઠ, પ્રશ્ન, મુંડક, માંડૂક્ય, તૈત્તિરીય, ઐતરેય, છાંદોગ્ય, બૃહદારણ્યક, શ્વેતાશ્વતર, કૈવલ્ય આ બાર ઉપનિષદો છે, જેમાં બ્રહ્મવિદ્યા છે. ૧૬. **શારીરક સૂત્ર** : તેમાં ઉપનિષદોની વ્યાખ્યા છે. ૧૭. **કાત્યાયન આદિ સૂત્ર** : તેમાં જન્મથી લઈને શ્મશાન (અંત્યેષ્ટિ) સુધીના સંસ્કારોની વ્યાખ્યા છે. ૧૮. **યોગભાષ્ય** : તેમાં ઉપાસના અને જ્ઞાનનાં સાધનોનું વર્ણન છે. ૧૯. **વાકોવાક્ય** : આ ગ્રંથમાં વેદ અનુકૂળ તર્ક કરવાની

વિધિ છે. ૨૦. **મનુસ્મૃતિ** : તેમાં વર્ણાશ્રમ તેમ જ વર્ણસંકરોના ધર્મોનું વ્યાખ્યાન છે. ૨૧. **મહાભારત** : તેમાં સારા અને ખરાબ લોકોનાં લક્ષણોનું વર્ણન છે. આ એકવીસ શાસ્ત્રોને સત્ય માનવાં જોઈએ. પરંતુ જો આ એકવીસ શાસ્ત્રોમાં પણ કોઈ વચન વ્યાકરણ, વેદ અને શિષ્ટાચાર વિરુદ્ધ હોય તો તે વચન પણ અસત્ય છે. આ એકવીસ શાસ્ત્રો સિવાયના જે ગ્રંથો છે તે બધાને 'ગપ્પાષ્ટક' સમજવા. મિથ્યાભાષણને 'ગપ્પ' કહેવામાં આવે છે. જેમાં આઠ ગપ્પ હોય તેને બુદ્ધિમાનો 'ગપ્પાષ્ટક' કહે છે. આ જ રીતે જેમાં આઠ સત્યો હોય તેને 'સત્યાષ્ટક' કહે છે. આ આઠ ગપ્પ અને આઠ સત્યો આ મુજબ છે :

**આઠ ગપ્પ :**

૧. મનુષ્યકૃત બ્રહ્મવૈવર્ત્ત પુરાણ વગેરે સર્વ ગ્રંથ.

૨. દેવતાબુદ્ધિ-પૂર્વક પથ્થર વગેરેની મૂર્તિઓની પૂજા.

૩. શૈવ, શાક્ત, વૈષ્ણવ, ગાણપત્ય વગેરે સંપ્રદાય.

૪. તંત્રગ્રંથોક્ત વામમાર્ગ.

૫. ભાંગ વગેરે માદક દ્રવ્યોનું સેવન.

૬. પરસ્ત્રીગમન.

૭. ચોરી.

૮. છળ, કપટ, અભિમાન, મિથ્યાભાષણ.

**આઠ સત્ય :**

૧. ઈશ્વરકૃત અને ઋષિકૃત ઋગ્વેદ વગેરે ચાર સહિત કુલ એકવીસ ગ્રંથ. (ચારેય વેદોને અલગ અલગ ગણીએ તો આ ગ્રંથોની કુલ સંખ્યા ચોવીસ થાય.)

૨. બ્રહ્મચર્યાશ્રમમાં રહીને ગુરુની સેવા કરવી અને સ્વધર્મના અનુષ્ઠાનપૂર્વક વેદોનું અધ્યયન કરવું.

૩. વેદોક્ત વર્ણાશ્રમમાં સ્વધર્મ અનુકૂળ સંધ્યાવંદન તથા અગ્નિહોત્ર વગેરે કરવાં.

૪. પંચમહાયજ્ઞોનું અનુષ્ઠાન કરવું, ઋતુકાળમાં પોતાની પત્નીનો સહવાસ કરવો, શ્રુતિ-સ્મૃતિ અને સદાચાર અનુકૂળ આચરણ કરવું.

૫. શમ, દમ, તપશ્ચરણ કરવાં; યમ વગેરેથી લઈને સમાધિ પર્યંત ઉપાસના કરવી અને સત્ય સંકલ્પ પૂર્વક વાનપ્રસ્થાશ્રમનું અનુષ્ઠાન કરવું.

૬. વિચાર, વિવેક, વૈરાગ્ય અને પરાવિદ્યાનો અભ્યાસ કરવો તથા સંન્યાસ ગ્રહણ કરીને સર્વ કર્મોનાં ફળની ઇચ્છાનો ત્યાગ કરવો.

૭. જ્ઞાન અને વિજ્ઞાનથી સર્વ પ્રકારનાં અનર્થ, મરણ, જન્મ, હર્ષ, શોક, કામ, ક્રોધ, લોભ, મોહ અને સંગદોષનો ત્યાગ કરવો.

૮. અવિદ્યા, અસ્મિતા, રાગ, દ્વેષ, અભિનિવેશ, તમસ્-રજસ્-સત્ત્વ - સર્વ ક્લેશોની નિવૃત્તિ કરવી અને પંચહાભૂતોથી અતીત થઈને મોક્ષનું સ્વરૂપ અને સ્વરાજની પ્રાપ્તિ કરવી.

દયાનંદ સરસ્વતીએ આ પત્ર રચ્યું છે એ પણ સજ્જનોએ જાણવું જોઈએ. 'શોલા-એ-તૂર' મુદ્રણાલયમાં છપાવ્યું.[૩૦]

ગ્રંથોની ઉપર્યુક્ત સૂચી સ્વામીજીની તે સમયે પ્રામાણિક ગ્રંથો વિશે શી ધારણા હતી તેની સૂચના આપે છે.

આ જ 'શોલા-એ-તૂર' (The Sholatoor Cawnpore) સમાચારપત્રના ૨૭ જુલાઈ ૧૮૬૯ના અંકમાં સ્વામીજીના કાનપુર આગમન વિશે નીચે મુજબ સમાચાર પ્રકાશિત થયા હતા :

થોડા દિવસ પહેલાં દયાનંદ સરસ્વતી નામના એક સંન્યાસી મહાત્મા અહીં પધાર્યા છે. તેઓ દીવાની ન્યાયાલયના વકીલ સાહેબ લાલા દરગાહીલાલના ગંગાતટવર્તી નવનિર્મિત ઘાટ પર રોકાયા છે. તેઓ કેવળ શાસ્ત્રી એટલે કે સંસ્કૃત ભાષામાં જ વાતચીત કરે છે. નાગરી કે યાવની (ઉર્દૂ તથા ફારસી) વગેરે બીજી કોઈ ભાષામાં વાતચીત કરતા નથી. તેઓ એકાંતવાસી સાધુ છે. નગર કે શહેરમાં કોઈ સ્થાને આવતા-જતા નથી. તેમની આકૃતિ અવધૂતો જેવી છે. તેઓ મૂર્તિપૂજા અને મંદિર-નિર્માણનો પ્રબળ નિષેધ કરે છે અને કહે છે કે વેદોમાં મૂર્તિપૂજાની આજ્ઞા નથી. તેમણે હિંદુ મતોના સંબંધમાં આ જ વિષયનું એક વિજ્ઞાપન પત્ર સંસ્કૃત ભાષામાં 'શોલા-એ-તૂર'ના મુદ્રણાલયમાં છપાવ્યું છે, જેનો અનુવાદ આગામી અંકમાં પ્રકાશિત કરવામાં આવશે અને વાચકોને વાંચવા મળશે. આ સ્વામીજી ભારતવર્ષના પંડિતોમાં બહુ મોટા વિદ્વાન છે અને સંસારમાં અદ્વિતીય છે. તેઓ વેદશાસ્ત્ર, વ્યાકરણ અને દર્શનશાસ્ત્રોના મહાન જ્ઞાતા છે અને સંસારના ઉચ્ચ કોટિના પંડિતો પૈકી એક છે. તેઓ પોતાને દક્ષિણના મૂળ નિવાસી બતાવે છે. તેઓ પાંચ વર્ષના હતા ત્યારે તેમના પિતાજીએ તેમનો વેદારંભ કરાવ્યો હતો. તેમણે મથુરામાં સંસ્કૃતનું અધ્યયન કર્યું છે. કેટલાક દિવસ તેમણે જયપુરમાં નિવાસ કર્યો. ત્યાં હિંદુઓના મત પર આ જ રીતે સમીક્ષા કરતા રહ્યા. ત્યાર બાદ તેમણે ગ્વાલિયર અને ફરુખાબાદ તરફ ધ્યાન દોર્યું. હવે જ્યારથી તેઓ કાનપુર પધાર્યા છે ત્યારથી અહીં પણ ધૂમ મચી છે. સાંભળવા મળ્યું છે કે ૩૧ જુલાઈ ૧૮૬૯ અને શનિવારના રોજ બપોરના ત્રણ વાગ્યે ઘાટ પર એક વિશાળ સભા આયોજિત થવાની છે. થોલા નિવાસી મહારાજ હલધરજી ઓઝા કે જે ઘણા દિવસથી મહારાજ ગુરુપ્રસાદના નવનિર્મિત મંદિરમાં વિરાજમાન છે અને જેઓ પોતાની વિદ્યામાં નિપુણ છે

૩૦. એજન, પાન ૫૭૮-૫૮૦.

તેઓ ઘાટ પર પધારશે અને સંન્યાસી મહારાજજીની સાથે સંવાદ કરશે. (ખંડ ૧૦, સંખ્યા ૩૦, પાન ૪૮૨, કૉલમ ૨)[૩૧]

## ગ્રંથસૂચી પર ડૉ. જે.ટી.એફ. જોર્ડન્સની ટિપ્પણી

સ્વામીજીના અંગ્રેજી જીવનચરિત્ર 'દયાનંદ સરસ્વતી : હિઝ લાઈફ ઍન્ડ આઈડિયાઝ'ના પ્રસિદ્ધ લેખક ડૉ. જે.ટી.એફ. જોર્ડન્સે કાનપુરના ઉપર્યુક્ત વિજ્ઞાપનમાં સ્વામીજીએ જે એકવીસ પ્રામાણિક ગ્રંથોની સૂચી પ્રકાશિત કરી હતી, તેનું વિશ્લેષણ કરતાં લખ્યું છે :

> This list is a traditional one, but what interests us most is the fact that the *Brahmanas* are not explicitly mentioned. It seems quite clear that up to now Dayananda considered the four *Vedas* to include their respective *Brahmanas*. Each *Brahmana* is in fact closely attached to a particular Veda, and the Hindu pandits generally considered them as one integral whole. But for Dayananda, who wanted to found Hinduism firmly on Vedic revelation alone, the need to distinguish between them became increasingly pressing. The fact that at the time of the Kanpur declaration he still included the *Brahmanas* with the *Vedas* can be proved from different sources. Ghasiram, towards the very end of the period, says, 'Formerly he did not accept the separateness of *Vedas* and *Brahmanas*, but now he started to do this, and he accepted the *Brahmanas* only in so far as they were in accordance with the *Vedas*. Dr Hoernle notes explicitly, when reproducing the Swami's list, that the four *Vedas* included their respective *Brahmanas*. And thirdly, the Banaras dispute shows the same by implication: Dayananda quoted several *Brahmana* texts as texts from the *Vedas*, and did not object when the pandits did the same. However, at this very time the germs of doubt about the absolute validity of the *Brahmanas* were already growing in his mind, as a remark of Dr Hoernle suggests: 'he once admitted to me that the *Brahmanas* did contain modern interpolated portions, and that any passage sanctioning idolatry was to be considered, as such, as a spurious portion.'

---

૩૧. એજન, પાન ૫૭૮ પરથી ઉદ્‌ધૃત.

Again we see that it is the analysis of the content of the works that made Dayananda decide about their validity. (pp. 55-56)

પ્રામાણિક ગ્રંથોની આ સૂચી આમ તો પરંપરાગત છે. પરંતુ આમાં સૌથી રસપ્રદ વાત એ છે કે આમાં બ્રાહ્મણ ગ્રંથોનો સ્પષ્ટ ઉલ્લેખ થયેલ જોવા મળતો નથી. આ બતાવે છે કે હજુ સુધી દયાનંદ બ્રાહ્મણ ગ્રંથોને ચાર વેદ અંતર્ગત જ ગણતા હતા. હકીકતમાં પ્રત્યેક બ્રાહ્મણ ગ્રંથ એક એક વેદ સાથે સંબંધ ધરાવે છે. હિંદુ પંડિતો સામાન્ય રીતે વેદ તથા તેના બ્રાહ્મણ ગ્રંથને એક જ ગ્રંથ માને છે અને તેને 'વેદ' સંજ્ઞા અંતર્ગત ગણે છે. પરંતુ દયાનંદ હિંદુ ધર્મને માત્ર વેદ મંત્ર સંહિતાઓ પર જ દૃઢતાપૂર્વક સ્થાપિત કરવા ઈચ્છે છે. આથી તેમના માટે વેદ મંત્ર સંહિતાઓની બ્રાહ્મણ ગ્રંથોથી ભિન્નતા બતાવવી ખૂબ જ મહત્ત્વશીલ જરૂરિયાત બને રહે છે. કાનપુર વિજ્ઞાપનના સમયે દયાનંદ બ્રાહ્મણ ગ્રંથોને 'વેદ' અંતર્ગત ગણતા હતા એ વાતનું સમર્થન બીજી બાબતો પરથી પણ પુરવાર થાય છે. ઘાસીરામે તત્કાલીન સમયના વૃત્તાંતના અંતમાં લખ્યું છે : 'પહેલાં સ્વામીજી વેદ અને બ્રાહ્મણ ગ્રંથની ભિન્નતા સ્વીકારતા નહોતા, પરંતુ હવે સ્વીકાર કરવા લાગ્યા હતા; અને બ્રાહ્મણ ગ્રંથોને ત્યાં સુધી જ પ્રામાણિક માનતા હતા કે જ્યાં સુધી તે વેદાનુકૂળ હોય.'[૩૨] ડૉ. હાર્નલીએ સ્વામીજીની આ પ્રામાણિક ગ્રંથોની સૂચી ટાંકીને સ્પષ્ટ નોંધ્યું છે : 'ચાર વેદોમાં તેના બ્રાહ્મણ ગ્રંથો પણ સંમિલિત છે'[૩૩]. ત્રીજું, કાશી શાસ્ત્રાર્થ પણ આવું જ બતાવે છે : આ શાસ્ત્રાર્થમાં પણ દયાનંદ બ્રાહ્મણ ગ્રંથોનાં વચન વેદવચનના નામે જ પ્રસ્તુત કરે છે અને જ્યારે પ્રતિપક્ષી પંડિતો પણ આવું કરે છે ત્યારે પણ તેઓ આ બાબતે કશો વાંધો ઉઠાવતા નથી. જે હોય તે, પરંતુ એટલું તો ચોક્કસ છે કે, એ સમયે પણ સ્વામીજીના મનમાં બ્રાહ્મણ ગ્રંથોના સ્વતઃ પ્રામાણ્યને લઈને શંકા હતી, જે ધીમે ધીમે વૃદ્ધિ પામી રહી હતી. કારણ કે ડૉ. હાર્નલીએ લખ્યું છે : 'એક વાર તેમણે (સ્વામીજીએ) મને કહ્યું હતું કે, 'આ બ્રાહ્મણ-ગ્રંથોમાં પ્રક્ષિપ્ત અંશ છે અને જો તેમાં ક્યાંય મૂર્તિપૂજાનો ઉલ્લેખ જોવા મળે તો તેને મિથ્યા જ માનવો જોઈએ.'[૩૪] આગળ જતાં આપણે જોઈએ છીએ કે બ્રાહ્મણ ગ્રંથોના વિષયનું ગહન પરીક્ષણ કર્યા બાદ જ દયાનંદે એ ગ્રંથોની પ્રામાણિકતા અંગે નિર્ણય કર્યો હતો. (પાન ૫૫-૫૬)

---

૩૨. દેવેન્દ્રનાથ મુખોપાધ્યાય, મહર્ષિ દયાનંદ સરસ્વતી કા જીવનચરિત, પાન ૨૦૩-૨૦૪.

૩૩. 'ધ ક્રિશ્ચિયન ઈન્ટેલિજન્સર' (The Christian Intelligencer) નામના પત્રના માર્ચ ૧૮૭૦ના અંકમાં પ્રકાશિત લેખ, જે આ પુસ્તકના પાંચમા પ્રકરણમાં ઉદ્ધૃત કરવામાં આવ્યો છે.

૩૪. એજન.

ડૉ. જોર્ડન્સે આગળ લખ્યું છે :

One wonders what conception Dayananda had at this stage of the origination of the *Vedas*. His Kanpur declaration lists twenty-one *Shastras*, which he called *parameshvararshirachitani*, 'composed by the Lord and the *rishis*', without any further specification, and without distinguishing the *Vedas* from the other works. Principal Hoernle does give a clue when he says that according to Dayananda, 'God is the creator first of the *Vedas*, then of the world, hence the *Vedas* are eternal as compared with the world; but non-eternal as compared with God'. This again is the germ of an idea, developed later, but still in an uneasy state of vagueness: the *Vedas* here definitely include the *Brahmanas*: these were supposed to be God's work, yet as we saw, he already had doubts about their full authenticity. The Banaras disputation also touches on this problem. When asked, "From whom do the *Vedas* originate?', Dayananda answered, 'From the Lord', and declared that the relationship between God and the *Vedas* was one of cause and effect. Another report makes it even more specific: 'The *Vedas* exist in God. At the beginning of creation the Lord propagated the *Vedas*, and after that the *rishis* did.'

The remainder of the Kanpur declaration lists the other books accepted by Dayananda as 'true *Shastras*', containing special sciences. The list is a traditional one: the four *Upavedas* on medical, military, musical, and mechanical sciences; the six *Vedangas* on pronunciation, ceremonial, grammar, etymology, prosody, and astrology; twelve *Upanishads*, expounding the knowledge of *brahman*; four philosophical *Sutras* with commentary, the *Brahmasutras, Katyayanasutras, Yogabhashya*, and the *Vakovakya*; and finally the *Manusmriti* and the *Mahabharata*. 'These twenty-four *Shastras* (including the four *Vedas*) were composed by the Lord and the *rishis*.' When all his statements are taken into account, it seems that Dayananda's conception at the time was that the *Vedas*, including the *Brahmanas*, were created by God and revealed through the *rishis*, and that the other authentic *Shastras* were

the compositions of the *rishis*. At the end of this period the *Brahmanas* were classed with the latter group. (pp. 57-58)

સ્વામી દયાનંદનું વેદોની ઉત્પત્તિ વિષયક તત્કાલીન મંતવ્ય જાણીને આશ્ચર્ય થાય છે. તેમણે કાનપુરના વિજ્ઞાપનમાં જે ૨૧ શાસ્ત્રોની સૂચી આપી છે, તે શાસ્ત્રો વિશે તેમણે વેદ તથા અન્ય શાસ્ત્રો વચ્ચેનો કોઈ પણ જાતનો વિશેષ ભેદ દર્શાવ્યા વગર કે કોઈ પણ જાતની વધારાની કશી સ્પષ્ટતા કર્યા વગર લખ્યું છે : 'परमेश्वरर्षिरचितानि' અર્થાત્ ઈશ્વર તથા ઋષિઓ દ્વારા પ્રણીત. પ્રિ. હાર્નલી અહીં એક માર્ગદર્શક અને સૂચક તથ્ય તરફ ધ્યાન દોરતાં લખે છે : 'ઈશ્વર પ્રથમ વેદોનો પ્રકાશક છે અને બાદમાં તે સૃષ્ટિનો રચયિતા છે. આથી સૃષ્ટિની અપેક્ષા વેદ અધિક સનાતન છે, પરંતુ ઈશ્વરની અપેક્ષા વેદો સનાતન નથી.'[૩૫] આ મંતવ્ય પણ આગળ જતાં દયાનંદ બ્રાહ્મણ ગ્રંથોને 'વેદ' સંજ્ઞા બહાર મૂકે છે તે વિચારનો કંઈક ધૂંધળો ઈશારો કરે છે. આમ, ભલે આ સૂચીમાં બ્રાહ્મણ ગ્રંથોને વેદ અંતર્ગત જ સમાવિષ્ટ કરી લેવામાં આવ્યા હોય, પરંતુ સ્વામીજીના મસ્તિષ્કમાં બ્રાહ્મણ ગ્રંથોની વેદ તુલ્ય પ્રામાણિકતા વિશે સંદેહ તો હતો જ એ સ્પષ્ટ થાય છે. કાશી શાસ્ત્રાર્થ પણ આ પ્રશ્નને સ્પર્શ કરે છે. જ્યારે દયાનંદને પૂછવામાં આવે છે કે, વેદ કોનાથી ઉત્પન્ન થયા છે, ત્યારે દયાનંદ ઉત્તરમાં કહે છે કે, વેદ ઈશ્વરથી ઉત્પન્ન થયા છે. આમ કહીને દયાનંદ વેદ અને ઈશ્વર વચ્ચે કાર્ય-કારણનો સંબંધ બતાવે છે.[૩૬] કાશી શાસ્ત્રાર્થના બીજા (પંડિત સત્યવ્રત દ્વારા સંકલિત) વિવરણમાં આ વિશે થોડુંક વિસ્તારથી લખવામાં આવ્યું છે : 'વેદો ઈશ્વરમાં જ વિદ્યમાન રહે છે. (સૃષ્ટિના આરંભમાં) તે જ ઈશ્વર તેનો પ્રવર્તક છે, અને (ત્યાર બાદ) ઋષિ લોકો પ્રવર્તક થાય છે.'

કાનપુર વિજ્ઞાપનના શેષ ભાગમાં દયાનંદ દ્વારા સ્વીકૃત બીજા 'સત્ય શાસ્ત્રો'ની સૂચી આપવામાં આવી છે કે જેમાં જુદી જુદી વિશેષ વિદ્યાઓનું પ્રતિપાદન કરવામાં આવ્યું છે... આ સૂચીમાં ચારેય વેદો સહિત કુલ ૨૪ (૨૧ + ૩) શાસ્ત્રોને 'परमेश्वरर्षिरचितानि' અર્થાત્ ઈશ્વર તથા ઋષિઓ દ્વારા પ્રણીત લખવામાં આવ્યાં છે. જ્યારે સ્વામીજીના આ પ્રકારના બધા જ સંદર્ભો પર વિચાર કરવામાં આવે છે ત્યારે એવું લાગે છે કે તે સમયે તેઓ બ્રાહ્મણ ગ્રંથો સહિત વેદોને ઈશ્વર પ્રણીત તથા ઋષિઓ દ્વારા પ્રવર્તિત અને એ સિવાયના અન્ય માન્ય શાસ્ત્રોને ઋષિઓ દ્વારા પ્રણીત માનતા હતા. પરંતુ સમયના આ તબક્કા બાદ તેમણે બ્રાહ્મણ ગ્રંથોને 'વેદ' સંજ્ઞાની બહાર કરીને તેને અન્ય પ્રામાણિક ગ્રંથોની એટલે કે પરતઃ પ્રમાણની શ્રેણીમાં મૂકી દીધા હતા. (પાન ૫૭-૫૮)

---

૩૫. એજન.

૩૬. દ્રષ્ટવ્ય : આ જ પુસ્તકના ત્રીજા પ્રકરણમાં આપવામાં આવેલું શાસ્ત્રાર્થ વિવરણ.

ડૉ. જોર્ડન્સે આ અંગે પ્રિ. હાર્નલીના એક મંતવ્યની સમાલોચના કરતાં લખ્યું છે :

> After quoting Dayananda's list, Hoernle observed: 'Whatever else is considered as shastras by the orthodox Hindus, notably the six Darsanas or philosophical systems and the eighteen Puranas, he repudiates as false.' Of course, Hoernle was right about the *Puranas*, but this statement on the *darshanas*, or systems of philosophy, seems incorrect. Admittedly, Dayananda had not explicitly included the six *darshanas* in his list, but he did include two *Sutras* of the *darshanas*, the *Vedantasutras* and the *Yogabhashya* together with an obscure work on logic called *Vakovakya*. In other words, three of the *darshanas* are represented in the list. Moreover, the list of authoritative works cited by Dayananda in his disputation included the '*Sutras* of Vyasa, Jaimini, Bodhayana, Katyayana, etc. Thus all lists did include some, if not all, systems of philosophy. Dayananda at this stage obviously felt the importance and the value of the philosophical works, but the impression is that, apart naturally from Vedanta, his study had not yet advanced very far, and that he was still unsure of, or at least unacquainted with all the basic texts of the *darshanas*. (pp. 58-59)

દયાનંદની માન્ય શાસ્ત્રોની સૂચી પ્રસ્તુત કરીને હાર્નલેએ લખ્યું છે : 'વેદો સિવાયના બાકીના જે ગ્રંથોને પૌરાણિક હિંદુઓ 'શાસ્ત્ર'ની પદવી આપે છે કે જેમાં મુખ્યત્વે છ દર્શનો અને અઢાર પુરાણો છે, તેને સ્વામી દયાનંદ જૂઠાં માને છે.'[૩૭] અહીં હાર્નલીએ પુરાણ માટે જે લખ્યું છે તે સાચું છે, પરંતુ તેમણે દર્શનશાસ્ત્રો વિશે જે લખ્યું છે તે ખોટું છે. ભલે દેખીતી રીતે દયાનંદે આ સૂચીમાં છ દર્શનશાસ્ત્રોનો સ્પષ્ટ ઉલ્લેખ નથી કર્યો, પરંતુ તેમણે આ સૂચીમાં વેદાંત સૂત્ર અને યોગભાષ્યના ઉલ્લેખ દ્વારા બે દર્શનશાસ્ત્રોને આવરી લીધાં છે. એટલું જ નહિ, આ સાથે તેમણે 'વાકોવાક્ય' નામના એક અજ્ઞાત કે અપ્રસિદ્ધ તર્કશાસ્ત્રીય ગ્રંથનો પણ સમાવેશ આ સૂચીમાં કર્યો જ છે. બીજા શબ્દોમાં, (૧૬ નવેમ્બર ૧૮૬૯ના રોજ આયોજિત) કાશી શાસ્ત્રાર્થમાં દયાનંદે જે ગ્રંથોને પ્રામાણિક ગણાવ્યા હતા તેમાં વ્યાસ, જૈમિનિ, બોધાયન, કાત્યાયન

---

૩૭. દ્રષ્ટવ્ય : આ જ પુસ્તકના પાંચમા પ્રકરણમાં પ્રકાશિત હાર્નલીનો રિપોર્ટ.

વગેરેનાં સૂત્ર ગ્રંથોનો સમાવેશ કર્યો છે - 'व्यास जैमिनि बौधायन कात्यायनादीनि सूत्राणि'[૩૮]. આમ, આ બધી સૂચીઓમાં ભલે બધાં નહિ, પરંતુ દર્શનશાસ્ત્રોના અનેક ગ્રંથોનો સમાવેશ તો કરવામાં આવ્યો જ છે. આ તબક્કે પણ દયાનંદ આ દર્શનશાસ્ત્રોનું મહત્ત્વ તો સુપેરે જાણતા જ હતા, પરંતુ વેદાંત દર્શનથી સ્વાભાવિક રીતે ભિન્ન હોવાથી બીજાં દર્શનોમાં તેઓ કદાચ હજુ પારંગત ન થયા હોય અને એ ગ્રંથોના મૂળભૂત સિદ્ધાંતોથી પૂરા પરિચિત થવાનો તેમને અવસર ન મળ્યો હોય એવું બને. (પાન ૫૮-૫૯)

## સ્વામી દયાનંદના જ્યોતિષ વિષયક મંતવ્ય પર ટિપ્પણી

ડૉ. જે.ટી.એફ. જોર્ડન્સે પોતાના પુસ્તકના એ જ પ્રકરણમાં કાનપુર વિજ્ઞાપનમાં પ્રગટ થતા સ્વામી દયાનંદના જ્યોતિષ વિષયક મંતવ્યની ચર્ચા કરતાં લખ્યું છે :

> The Kanpur document suggests that up to this time Dayananda did have some faith in astrology. When describing the *Jyotisha Vedanga*, on the science of the stars, he wrote that 'it is the knowledge of past, present and future'. He added that in this science only one work should be considered authoritative, the *Bhrigusamhita*. Later he made a clear distinction between the science of astronomy and astrology, and, repudiating the latter as a fraud, he specifically condemned the *Bhrigusamhita.* (p. 59)
>
> કાનપુરના વિજ્ઞાપન પરથી એ પણ પ્રતીત થાય છે કે હજુ સુધી દયાનંદને ફલિત જ્યોતિષશાસ્ત્રમાં કંઈક વિશ્વાસ હતો. કારણ કે જ્યોતિષ નામના વેદાંગનો ઉલ્લેખ કરતી વખતે તેમણે લખ્યું છે કે તેનાથી ભૂત, ભવિષ્ય અને વર્તમાનનું જ્ઞાન થઈ શકે છે. તેમણે ઊમેર્યું છે કે, આ વિદ્યામાં ફક્ત ભૃગુસંહિતા નામનો એક જ ગ્રંથ પ્રામાણિક છે. પરંતુ દયાનંદે આગળ જતાં ફલિત જ્યોતિષ (astrology) અને ખગોળ અથવા ગણિત જ્યોતિષ (astronomy) વચ્ચે સ્પષ્ટ ભેદ પ્રતિપાદિત કર્યો છે અને ફલિત જ્યોતિષને પાખંડ ઘોષિત કરીને ભૃગુસંહિતાનું પણ ખંડન કર્યું છે. (પાન ૫૯)

અહીં જ્યોતિષ વિશે સ્વામી દયાનંદના અભિમત પર ટિપ્પણી કરવામાં ડૉ. જોર્ડન્સે બે ભૂલો કરી છે : સ્વામીજીએ અહીં લખ્યું છે : ज्योतिषम् - १४ : तत्र भूतभविष्यद्वर्तमानानां ज्ञानमस्ति तत्रैका भृगुसंहिता सत्या वेदितव्या - આમાં ફલિત જ્યોતિષનો કોઈ સંકેત નથી. ઋષિ દયાનંદ સરસ્વતીના 'પત્ર ઔર વિજ્ઞાપન'ના પ્રથમ ભાગના પાન ૨-૩ પર આપવામાં

---

૩૮. દ્રષ્ટવ્ય : ઋષિ દયાનંદ સરસ્વતી કે શાસ્ત્રાર્થ ઔર પ્રવચન, પાન ૨૩૨ (પંડિત સત્યવ્રત સામશ્રમી દ્વારા સંકલિત શાસ્ત્રાર્થ).

આવેલી ટિપ્પણી પરથી સ્પષ્ટ થઈ જાય છે કે ડૉ. જોર્ડન્સે અહીં શી ભૂલ કરી છે. આ ટિપ્પણી આ મુજબ છે :

> બીજું અહીં જે ભૃગુસંહિતાનો ઉલ્લેખ કર્યો છે તે એક આર્ષ ગ્રંથ છે. એ વર્તમાનમાં લોકમાં પ્રસિદ્ધ જન્મફળ નિદર્શક ગ્રંથ નથી. દ્રષ્ટવ્ય : સં. ૧૯૩૨ (સન ૧૮૭૫)માં પ્રકાશિત સત્યાર્થપ્રકાશ, પાન ૮૬ - 'જ્યોતિષશાસ્ત્રમાં જે ફળવિદ્યા (ફલિત) છે, તે વ્યર્થ છે. ભૃગુ વગેરે મુનિઓએ લખેલાં સૂત્રરૂપ ગ્રંથો અને ભાષ્યો ભણવાં. પરંતુ મુહૂર્તચિંતામણિ વગેરે જાળગ્રંથો ક્યારેય ન ભણવા.' ઋગ્વેદાદિભાષ્યભૂમિકાના લેખનકાળ (ભાદરવા સુદ ૧, સં. ૧૯૩૩ - [૨૦ ઓગસ્ટ ૧૮૭૬])નાં બે વર્ષ બાદ મૌલવી મુહમ્મદ કાસિમના પત્રના ઉત્તરમાં ૧૫ ઓગસ્ટ ૧૮૭૮ના પત્રમાં ઋષિ દયાનંદે લખ્યું છે : 'શ્રીમાનજી, મેં એ (કાનપુરના) શાસ્ત્રાર્થ (વિજ્ઞાપન)માં પવિત્ર વેદનાં ૨૧ જુદાં જુદાં વ્યાખ્યાનો (વ્યાખ્યા ગ્રંથો)ની સત્યતા સ્વીકાર કરી હતી અને આજે પણ તે ઠીક હોવાનો સ્વીકાર કરું છું.' (દ્રષ્ટવ્ય : પત્ર ઔર વિજ્ઞાપન, ભાગ ૧, પાન ૧૯૭) આમ ઋષિ દયાનંદ સરસ્વતી સં. ૧૯૩૫ (સન ૧૮૭૮) સુધી ભૃગુસંહિતાને સત્ય આર્ષ ગ્રંથ માનતા હતા. આથી અહીં નિર્દિષ્ટ 'भूतभविष्यद्वर्तमान-ज्ञान'નું તાત્પર્ય ગણિતવિદ્યાથી જ્ઞાત થતા ત્રણેય કાળનાં તિથિ, નક્ષત્ર, સૂર્ય, ચંદ્ર, ગ્રહણ વગેરે વિષયક જ્ઞાનથી જ છે.[૩૯]

સત્યાર્થપ્રકાશના બીજા સંશોધિત સંસ્કરણમાં પણ જ્યોતિષ વિષયક ત્યાજ્ય કોટીના ગ્રંથોમાં શીઘ્રબોધ અને મુહૂર્તચિંતામણિ વગેરેનો ઉલ્લેખ છે, પરંતુ તેમાં ભૃગુસંહિતાનો ઉલ્લેખ કરવામાં આવ્યો નથી. જો ડૉ. જોર્ડન્સની દૃષ્ટિ 'પત્ર ઔર વિજ્ઞાપન'માં આપવામાં આવેલી ઉપર્યુક્ત ટિપ્પણી તથા સત્યાર્થપ્રકાશના ઉપરોક્ત સ્થાન પર પડી હોત, તો તેમણે કદાચ સ્વામીજીના જ્યોતિષ વિષયક મંતવ્યને સમજવામાં આ ભૂલ ન કરી હોત.

: ૯ :

## કાનપુરમાં પંડિત હલધર ઓઝા સાથે ફરી શાસ્ત્રાર્થ

### (અષાઢ સંવત ૧૯૨૬, ૩૧ જુલાઈ ૧૮૬૯)

લગભગ દોઢ મહિના પહેલાં જ સ્વામીજી અને પંડિત હલધર ઓઝા વચ્ચે ફરુખાબાદમાં એકવાર તો શાસ્ત્રાર્થ થઈ ચૂક્યો હતો. પરંતુ અહીં કાનપુરમાં પણ ફરીથી પંડિત હલધર ઓઝા અને પંડિત લક્ષ્મણ શાસ્ત્રી સાથે સ્વામીજીનો પ્રસિદ્ધ શાસ્ત્રાર્થ થયો. આ શાસ્ત્રાર્થ પહેલાં સ્વામી બ્રહ્માનંદ સરસ્વતી નામનો એક વેદાંતી સંન્યાસી કાનપુરમાં સ્વામી દયાનંદને બદનામ કરવાના હેતુથી અનેક જાતના પ્રવાદો ફેલાવવા લાગ્યો કે દયાનંદ નાસ્તિક છે

---

૩૯. ભગવદ્દત્ત (સંપાદક), ઋષિ દયાનંદ સરસ્વતી કે પત્ર ઔર વિજ્ઞાપન, ભાગ ૧, પાન ૨-૩, પાદટીપ.

અને ખ્રિસ્તીઓનો એજન્ટ છે. અંગ્રેજ સરકારે હિંદુઓને ખ્રિસ્તી બનાવવા માટે દયાનંદને તથા તેના જેવા કેટલાક માણસોની નિમણૂક કરી છે. માટે દયાનંદનો ઉપદેશ ક્યારેય સાંભળવો નહિ. આપણે બધાએ ભેગા થઈને તેને ભૈરવ ઘાટની બહાર તગેડી મૂકવો જોઈએ.

એક વાર બ્રહ્માનંદ કેટલાક પંડિતોને સાથે લઈને સ્વામી દયાનંદ પાસે આવ્યો. તેણે શાસ્ત્રાર્થ તો ન કર્યો, પરંતુ સ્વામીજીને ગાળો દઈને બકવાસ કરતો રહ્યો. સ્વામીજીએ કહ્યું કે, બ્રહ્માનંદ તું અવિદ્વાન છે. કોઈ વિદ્વાન હોત તો તેમની સાથે હું જરૂર શાસ્ત્રચર્ચા કરત. હકીકતમાં તે વ્યાકરણ વગેરે શાસ્ત્રો જાણતો નહોતો. આથી તે રોષે ભરાયો અને જૂના કાનપુર પહોંચીને લોકોને કહેવા લાગ્યો કે, જે પંડિતો અને અન્ય લોકોએ દયાનંદ પાસે જઈને શાસ્ત્ર ચર્ચા અને વાર્તાલાપ કર્યો છે તેઓ તેનાં દર્શન અને સંસર્ગને કારણે તથા તેના મોઢેથી દેવતાઓની નિંદા સાંભળીને અપવિત્ર થઈ ગયા છે. માટે આવા લોકોએ પ્રાયશ્ચિત કરીને શુદ્ધ થવું પડે. ૨૦-૨૫ ભોળા લોકો તેની આ વાતમાં આવી ગયા. તેમનું ગંગાસ્નાન કરાવી, પંચગવ્યનું ભક્ષણ કરાવી અને જનોઈ બદલાવીને પ્રાયશ્ચિત કરાવ્યું અને કહ્યું કે હવે તમે લોકો ભવિષ્યમાં ક્યારેય દયાનંદ પાસે ના જશો.

ત્યાર બાદ બ્રહ્માનંદે એક પત્રક પણ છપાવ્યું. તેમાં લખ્યું હતું કે જે કોઈ વ્યક્તિ દયાનંદ પાસે જશે તેનો સામાજિક બહિષ્કાર કરવામાં આવશે. આ પત્રકમાં તેણે મનુસ્મૃતિના નવમા અધ્યાયનો ૨૮૫મો શ્લોક संक्रमध्वजयष्टीनां प्रतिमानां च भेदकः । प्रतिकुर्याच्च तत्सर्वं पंच दद्याच्छतानि च ॥ લખીને મૂર્તિપૂજાનો બચાવ કરવાનો વ્યર્થ પ્રયાસ કર્યો હતો. કારણ કે આ શ્લોકમાં જો કોઈ વ્યક્તિ પ્રતિમાને (અર્થાત્ રથના ધ્વજ, પૂલ, મૂર્તિ, ચિત્ર કે તોલમાપનાં વજનિયાં, ગજ વગેરે સાધનોને) તોડે - બગાડે, તો રાજા કે શાસને તેને સજા કરવી એમ કહેવામાં આવ્યું છે. તેમાં મૂર્તિપૂજાના સમર્થનમાં કંઈ જ કહેવામાં આવ્યું નથી. આ પત્રકમાં તેણે સ્વામીજી વિશે પણ એક શ્લોક લખ્યો હતો. કાનપુરના રઈસ પંડિત સૂર્યપ્રકાશ શર્માએ સ્વામીજીના જીવનચરિત્રકાર પંડિત લેખરામને જણાવ્યું હતું કે, મને સ્વામીજી વિશે લખવામાં આવેલા એ શ્લોકનો એક ભાગ યાદ છે, જેમાં બ્રહ્માનંદે લખ્યું હતું : 'दयानन्द-समीपे हि यो गच्छति द्विजोत्तमः', જ્યારે બીજો ભાગ યાદ નથી; પરંતુ તેનો અર્થ એવો હતો કે દયાનંદ પાસે ના જવું અને તે વ્યક્તિ ત્યાજ્ય છે.[૪૦]

ત્યાર બાદ આ બ્રહ્માનંદે કાનપુરના પંડિત ગુરુપ્રસાદ અને પંડિત પ્રયાગનારાયણ નામના બે ધનિક વ્યક્તિઓને પ્રેરિત કર્યા કે તેઓ પંડિત હલધર ઓઝાને બોલાવીને દયાનંદ સાથે તેમનો શાસ્ત્રાર્થ કરાવે. આ બંને ધનિકો કાન્યકુબ્જ બ્રાહ્મણ હતા અને આર્થિક રીતે બહુ જ સંપન્ન હતા. તેમણે લાખો રૂપિયાના ખર્ચે કૈલાસ અને વૈકુંઠ નામનાં બે પ્રસિદ્ધ મંદિર બંધાવ્યાં હતાં. તેઓ સ્વામી દયાનંદની પાસે પ્રાયઃ આવતા રહેતા હતા. સ્વામીજીનો તો સ્પષ્ટ મત હતો કે મૂર્તિપૂજા અને મંદિરોના વિસ્તારને કારણે દેશ આર્થિક

---

૪૦. લેખરામ (પંડિત), મહર્ષિ દયાનંદ સરસ્વતી કા જીવનચરિત્ર, પાન ૧૩૯.

રીતે દુર્બળ બન્યો છે. આવાં તથાકથિત દેવસ્થાનોનાં નિર્માણ અને જાળવણી પાછળ દર વર્ષે કરોડો રૂપિયાનો વ્યય કરવામાં આવે છે. આમ આ સંપૂર્ણ ધનરાશિ અનુત્પાદક કાર્યોમાં ખર્ચ થઈ રહી છે. જો આ જ ધનરાશિનો ઉપયોગ રાષ્ટ્ર નિર્માણનાં કાર્યો પાછળ કરવામાં આવે તો દેશને સમૃદ્ધ કરવામાં વાર ન લાગે. આથી સ્વામીજીએ પંડિત ગુરુપ્રસાદ અને પંડિત પ્રયાગનારાયણને કહ્યું કે, તમે લાખો રૂપિયા નિરર્થક વાપરી નાખ્યા છે. જે-તે લોકો અને કેટલાક વિધર્મીઓ તમારું આ ધન ખાઈ ગયા. ૪૦-૫૦ વર્ષ બાદ આ મંદિરો જીર્ણશીર્ણ થઈને ખંડેર થઈ જવાનાં છે. મંદિરના નિર્માણ પાછળ ધન ખર્ચ કરવા કરતાં જો તમે લોકોએ એ ધન દેશ અને પ્રજાનું ભલું થાય એવા કોઈ કામમાં લગાવ્યું હોત તો સારું થાત. જો તમે કલા-કૌશલનો વિસ્તાર કર્યો હોત કે કોઈ કારખાનું ઊભું કર્યું હોત તો આજે હજારો બેરોજગારોને રોજગાર મળી શક્યો હોત. એટલું જ નહિ, જો તમે ધાર્યું હોત તો આ જ ધનનો સદુપયોગ તમે દરિદ્ર કાન્યકુબ્જ બ્રાહ્મણોની પેલી કન્યાઓના વિવાહ કરાવવામાં કરી શક્યા હોત કે જે ધનના અભાવના કારણે ૩૦-૩૦ વર્ષની થઈ ગઈ હોવા છતાંય ઘરમાં કુંવારી બેઠી છે. અરે, છોકરા અને કન્યાઓની પાઠશાળાઓ ખોલી હોત તોપણ દેશ અને જનતાનું કેટલું ભલું થઈ શક્યું હોત. પરંતુ સ્વામીજીની આ હિતકારી વાત આ ધનાઢ્ય પંડિતોને પસંદ ન આવી. આથી તેઓ મૂર્તિપૂજાના વિરોધી આ સંન્યાસીને શાસ્ત્રાર્થમાં હરાવવાના હેતુથી પંડિત હલધર ઓઝા અને પંડિત લક્ષ્મણ શાસ્ત્રીને ખેંચી લાવ્યા.

આમ ૩૧ જુલાઈ ૧૮૬૯નો દિવસ શાસ્ત્રાર્થ માટે મુકરર થયો. શાસ્ત્રાર્થ જોવા માટે બે વાગ્યાથી જ વિશાળ માનવ મેદની ઉમટી પડી. બેસવાની જગ્યા ન મળવાથી અનેક લોકો પાસેનાં મકાનોની છત પર, ઝાડ પર, નૌકાઓમાં તથા ઘાટનાં ત્રણેય પગથિયાં પર બેઠા હતા. લગભગ ૨૦-૨૫ હજાર લોકો શાસ્ત્રાર્થ સ્થળે એકત્ર થઈ ગયા. બંદોબસ્ત જળવાય રહે એ માટે પોલીસ પણ પૂરતી સંખ્યામાં હાજર હતી. પંડિત હલધર ઓઝાનો આગ્રહ હતો કે કાનપુરના જોઈન્ટ મૅજિસ્ટ્રેટ ડબલ્યૂ. થેયર્સ મૂર્તિપૂજા વિષયક આ શાસ્ત્રાર્થની મધ્યસ્થતા કરે. આ વિદેશી સંસ્કૃતજ્ઞ હતા. પંડિત પ્રયાગનારાયણના આગ્રહને વશ થઈને તેઓ મધ્યસ્થ બનવા રાજી થયા. દરગાહીલાલના ઘાટ પર લગભગ સાડા ચાર વાગ્યે આ શાસ્ત્રાર્થ આરંભ થયો. પંડિત હલધર ઓઝા અને પંડિત લક્ષ્મણ શાસ્ત્રી આ શાસ્ત્રાર્થમાં સ્વામીજીના પ્રતિપક્ષી હતા. અહીં બીજા ચાર સો જેટલા બ્રાહ્મણો હાજર હતા. દર્શકોમાં દીવાની અદાલતના સબ જજ બાબુ શ્યામાચરણ બંગાળી, મુનસફ પંડિત કાશીનારાયણ તથા કોટવાળ સુલતાન અહમદ સહિત અનેક સરકારી અધિકારીઓ તેમ જ કેટલાક અંગ્રેજો હાજર હતા. આ શાસ્ત્રાર્થ સંસ્કૃતમાં થયો.

પંડિત હલધરે સ્વામીજીને કહ્યું કે, આપ દ્વારા પ્રકાશિત 'અષ્ટ ગપ્પમ્ - અષ્ઠ સત્યમ્' ધરાવતા વિજ્ઞાપનમાં વ્યાકરણની ભૂલ છે. સ્વામીજીએ કહ્યું કે, આવી ભાષા વિષયક સાધારણ વાતો પર સંસ્કૃત પાઠશાળાઓના છાત્રો વિવાદ કરે છે. અહીં જે હજારો લોકો આવ્યા છે તેઓ શાસ્ત્ર વિષયક વિવાદોનો નિર્ણય જાણવા આવ્યા છે. માટે અહીં એ

જ વિષયોની ચર્ચા થવી જોઈએ. વ્યાકરણના વિષયમાં ચર્ચા કરવા માટે તમે કાલે મારી પાસે આવજો, હું તમને સમજાવી દઈશ. હવે ઓઝાજીએ ગ્રંથોની પ્રામાણિકતાનો વિષય ઉઠાવ્યો અને મહાભારતની પ્રામાણિકતા વિશે પ્રશ્ન કર્યો. સ્વામીજીએ મહાભારતને આર્ષ કોટિનો ગ્રંથ ગણાવ્યો. હવે ઓઝાજીએ મહાભારતમાં વર્ણિત એકલવ્ય ઉપાખ્યાનનો ઉલ્લેખ કરીને કહ્યું કે, જો દ્રોણાચાર્યની મૂર્તિની પૂજા કરવાથી એક ભીલ બાળકને સિદ્ધિ પ્રાપ્ત થઈ શકતી હોય તો મૂર્તિપૂજાની ઉપયોગિતા નિર્વિવાદ છે. આના ઉત્તરમાં સ્વામીજીએ કહ્યું કે, હું તો એ કહું છું કે ક્યાંય મૂર્તિપૂજાની આજ્ઞા કરવામાં આવી હોય તો એ પ્રમાણ કહો. આમાં એવી કોઈ આજ્ઞા તો જોવા મળતી નથી. બલ્કે લખ્યું છે કે એક અજ્ઞાની જંગલી બાળકે આવું કામ કર્યું. તે કોઈ ઋષિમુનિ તો હતો નહિ અને ન તો કોઈએ તેને આવું કરવાની આજ્ઞા કરી હતી. આથી તેના આ કાર્યને આદર્શ શી રીતે કહી શકાય ? અજ્ઞાનીઓ તો હંમેશાં આવાં કામ કરતા હોય છે. સ્વામીજીએ પોતાની વાત સ્પષ્ટ કરતાં જણાવ્યું કે, એકલવ્યે બાણવિદ્યામાં જે નિપુણતા પ્રાપ્ત કરી હતી તે દ્રોણાચાર્યની મૂર્તિની પૂજાથી નહિ, પરંતુ પોતાના નિરંતર અભ્યાસથી પ્રાપ્ત કરી હતી. આજે પણ અંગ્રેજો બંદૂકથી નિશાન લેવાનું શીખે છે, પરંતુ તેઓ કોઈની મૂર્તિ ધરતા નથી. આ સાંભળીને ઓઝાજી ચૂપ થઈ ગયા.

પછી ઓઝાજીએ સ્વામીજીને બીજો પ્રશ્ન કર્યો કે, વેદોમાં મૂર્તિપૂજાની આજ્ઞા નથી તો નિષેધ પણ ક્યાં છે ? સ્વામીજીએ ઉત્તર આપ્યો કે, જેમ કોઈ માલિકે તેના નોકરને પશ્ચિમ દિશામાં જવાની આજ્ઞા આપી કે તું પશ્ચિમ દિશામાં ચાલ્યો જા, તો આથી બીજી બધી દિશાઓમાં જવાનો નિષેધ તો આપોઆપ થઈ ગયો. હવે જો નોકર એમ પૂછે કે 'હું ઉત્તરમાં જાઉં ?' કે 'હું દક્ષિણમાં ન જાઉં ?', તો તેનું આવું પૂછવું વ્યર્થ છે. એટલા માટે જે ઉચિત હતું તે વેદોમાં કહી દીધું અને જે તેમાં નથી લખ્યું એનો નિષેધ સમજવો જોઈએ. ત્યાર બાદ સ્વામીજીએ વેદોના અનેક મંત્રો ઉદ્ધૃત કરીને સિદ્ધ કર્યું કે ઈશ્વર નિરાકાર છે અને તેની મૂર્તિ સંભવ નથી. આથી જડ પ્રતિમાઓની પૂજા કરવી વ્યર્થ છે. માત્ર સચ્ચિદાનંદ સ્વરૂપ પરબ્રહ્મની જ ઉપાસના કરવી જોઈએ.

પછી પંડિત લક્ષ્મણ શાસ્ત્રીએ સ્વામીજીને પ્રશ્ન કર્યો કે, ઈશ્વર સર્વવ્યાપક છે તો તે પથ્થરમાં પણ છે. તો પછી મૂર્તિની પૂજા કરવામાં શો દોષ છે ? સ્વામીજીએ તત્કાળ ઉત્તર આપતાં કહ્યું કે, જ્યારે ઈશ્વર સર્વવ્યાપક છે તો પથ્થરમાં જ એવી શી વિશેષતા છે કે તેની પૂજા કરવી પડે ? અને ચેતનને છોડીને જડની પૂજા કરવામાં શી ભલાઈ છે ? આ સાંભળીને બંને પંડિતો મૌન થઈ ગયા.

થેયર્સ સાહેબને થયું કે સ્વામીજીની પરીક્ષા કરવી જોઈએ કે તેમણે કંઈક અધ્યયન કર્યું છે કે ફક્ત મૌખિક શાસ્ત્રાર્થ જ કરે છે ? આથી તેમણે ઓઝાજી જે એક પાનું લાવ્યા હતા એ પાનું સ્વામીજી સમક્ષ મૂક્યું. સ્વામીજીએ એ તરત જ વાંચી સંભળાવ્યું. આથી થેયર્સ સાહેબને પૂર્ણ સંતોષ થઈ ગયો. તેમણે સ્વામીજીને પૂછ્યું કે, આપ કોને ઉપાસ્ય માનો છો ? સ્વામીજીએ કહ્યું કે, હું ફક્ત એક ઈશ્વરને જ ઉપાસ્ય માનું છું. થેયર્સ સાહેબે

બીજો પ્રશ્ન કર્યો કે, તો પછી આપ અગ્નિમાં ઘી વગેરેનો હોમ કરીને અગ્નિની પૂજા શા માટે કરો છો ? સ્વામીજીએ ઉત્તરમાં અગ્નિહોત્રમાં છુપાયેલ વૈજ્ઞાનિક રહસ્યોનું ઉદ્‌ઘાટન કરતાં જણાવ્યું કે, અમે લોકો હોમ દ્વારા જડ અગ્નિની પૂજા નથી કરતા; પરંતુ તેમાં સુગંધી વગેરે ચાર પ્રકારના પદાર્થો નાખીને તે પદાર્થોને વધુ ને વધુ સૂક્ષ્મ - અણુરૂપ કરીએ છીએ કે જેથી તેના દ્વારા પર્યાવરણની શુદ્ધિ થઈ શકે.

આ શાસ્ત્રાર્થ સૂર્યાસ્ત બાદ સમાપ્ત થયો. મધ્યસ્થ મહોદયને સ્વામીજીના ઉત્તરોથી સંતોષ થઈ ગયો અને તેમણે કહ્યું કે અહીં આ શાસ્ત્રાર્થ પૂરો થાય છે. તેઓ પોતાની છડી ઉઠાવીને ખુરશીમાંથી ઊભા થયા અને પોતાની ટોપી ઉતારીને સ્વામીજીને ચાર-પાંચ વાર પ્રણામ કરીને તેમણે વિદાય લીધી. મધ્યસ્થ વિદાય થતાં જ બધા લોકો વિખરાવા લાગ્યા. પંડિત હલધર ઓઝાના સાથીઓ ગંગાની જય બોલવા લાગ્યા અને 'પંડિત હલધર જીતી ગયા' એવો પોતાનો જયજયકાર કરવા લાગ્યા અને પંડિત હલધરને ગાડીમાં સવાર કરીને લઈ ગયા. કાનપુરથી પ્રકાશિત થતાં 'શોલા-એ-તૂર' પત્રે તેના જિલ્દ ૧૦, સંખ્યા ૩૧ અંકમાં પંડિત ગુરુપ્રસાદ શુક્લના કહેવાથી સ્વામીજીનો શાસ્ત્રાર્થમાં પરાજય થયો છે એવા જૂઠા સમાચાર પ્રકાશિત કર્યા.[૪૧] જ્યારે સ્વામીજીના ભક્તોને આ વાતની ખબર પડી તો તેઓ આ શાસ્ત્રાર્થમાં હાજર રહેલા કાનપુરના ન્યાયાધીશ તથા સબ જજ વગેરેની સલાહ મુજબ થેયર્સ સાહેબ પાસે ગયા અને તેમને શાસ્ત્રાર્થ વિષયક પોતાનો નિર્ણય લખી આપવા વિનંતી કરી. આથી થેયર્સ સાહેબે પોતાનો નિર્ણય નીચે મુજબ લખી આપ્યો :

Cawnpore 7.8.1869

Gentlemen,

At the time in question, I decided in favour of Dayanand Saraswati Fakir, and I believe his arguments are in accordance with the Vedas. I think he won the day. If you wish it, I will give you my reasons for my decision in a few days.

Your obediently,

Sd.W. Thairs.

---

૪૧. ડૉ. ભવાનીલાલ ભારતીયે 'સ્વામી દયાનંદ સરસ્વતી - સમ-સામયિક પત્રોં મેં'ના પાન ૫ પર લખ્યું છે : "ભારતના કોઈ સમાચારપત્રમાં સ્વામી દયાનંદના નામનો પ્રથમ વાર ઉલ્લેખ ૧૮૬૯માં થયો હતો એમ કહી શકાય કે જ્યારે કાનપુરથી પ્રકાશિત થતા ઉર્દૂ પત્ર 'શોલા-એ-તૂર'માં પંડિત હલધર ઓઝા સાથે થયેલા તેમના એક શાસ્ત્રાર્થનું એકપક્ષી વિવરણ પ્રકાશિત થયું હતું." આ આંશિક સત્ય છે; કારણ કે આ પહેલાં આ જ સમાચારપત્રમાં ૨૦ જુલાઈ (લગભગ) અને ૨૭ જુલાઈ ૧૮૬૯ના અંકોમાં પણ સ્વામીજીનું વિજ્ઞાપન અને તેમનો ટૂંક પરિચય પ્રકાશિત થઈ ચૂક્યાં હતાં. હા, આમ સ્વામીજીનો ઉલ્લેખ કરનારું સર્વ પ્રથમ સમાચારપત્ર તો 'શોલા-એ-તૂર' હોઈ શકે છે.

કાનપુર

૭.૮.૧૮૬૯

સજ્જનો,

શાસ્ત્રાર્થમાં મારો નિર્ણય સ્વામી દયાનંદ સરસ્વતી સંન્યાસીના પક્ષમાં રહ્યો છે. મારી દૃષ્ટિએ તેમની દલીલો વેદાનુકૂળ હતી. હું સમજું છું કે એ દિવસે તેઓ વિજેતા રહ્યા છે. જો તમારે જોઈતાં હોય તો મારા આ નિર્ણય પાછળનાં કારણો હું તમને થોડા દિવસમાં આપીશ.

આપનો આજ્ઞાંકિત,

થેયર્સ

પંડિત હલધર ઓઝાએ ૨ ઓગસ્ટ ૧૮૬૯ના રોજ એક વિજ્ઞાપન સંસ્કૃત, હિંદી અને ઉર્દૂ આ ત્રણેય ભાષાઓમાં 'શોલા-એ-તૂર'ના મેનેજર લાલા બિહારીલાલના પ્રબંધથી પ્રકાશિત કરાવ્યું. બિંદ્રાવાન નામના એક હિંદુ લહિયાએ તે લખ્યું. આ વિજ્ઞાપન આ મુજબ હતું :

> અનેક બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય વગેરે લોકો દયાનંદ સરસ્વતીથી પ્રેરિત થઈને પોતાનો કુળધર્મ છોડીને દેવતાઓની મૂર્તિઓને ગંગામાં વિસર્જિત કરી રહ્યા છે. આમ કરવું સર્વથા અનુચિત છે. એટલા માટે આ જાહેરખબર પ્રકાશિત કરવામાં આવે છે કે જે લોકો દયાનંદ સરસ્વતીના મતનો સ્વીકાર કરે છે તેમને વિનંતી કરવામાં આવે છે કે તેઓ મહેરબાની કરીને પોતાની દેવપ્રતિમાઓને મહારાજ ગુરુપ્રસાદ શુક્લના કૈલાસ મંદિરમાં અથવા મહારાજ પ્રયાગનારાયણ તિવારીના મંદિરમાં પહોંચાડી દે. જો તમે મંદિરે પહોંચાડી શકો તેમ ન હો તો અમને જાણ કરશો. અમે એ મૂર્તિઓને ઉઠાવી જઈશું. પરંતુ આ બહાને મૂર્તિઓને જ્યાં ત્યાં ફેંકવામાં જે પાપ થાય છે તે અમે સંસ્કૃતમાં લખ્યું છે. બસ આટલું જ. હસ્તાક્ષર - **ઓઝા હલધર**.

આ વિજ્ઞાપનની સાથે નીચે મુજબની એક ટિપ્પણી પણ પ્રકાશિત કરવામાં આવી હતી :

> સંન્યાસી (દયાનંદ)ની સંગતિની કૃપાથી કેટલાક હિંદુઓ મૂર્તિઓને નદીમાં પ્રવાહિત કરવા લાગ્યા છે. આથી ઓઝાજીએ તેમના માટે આ વિજ્ઞાપન આપ્યું છે કે આવું કરવાને વેદશાસ્ત્રમાં અત્યંત અનુચિત બતાવવામાં આવ્યું છે. આથી જે લોકો મૂર્તિઓને નદીમાં ફેંકવા ઇચ્છતા હોય તેઓ એ મૂર્તિઓ અમારી પાસે પહોંચાડી દે, પણ તેને નદીમાં ફેંકવાનું પાપ તો ન જ કરે.

પ્રા. રાજેન્દ્ર 'જિજ્ઞાસુ'એ પંડિત હલધર ઓઝાના આ વિજ્ઞાપન અંગે ટિપ્પણી આપતાં લખ્યું છે :

> આ (વિજ્ઞાપનનું પ્રકાશન) કાશી શાસ્ત્રાર્થના ફક્ત સાડા ત્રણ મહિના પહેલાં જ થયું હતું. આજ સુધી હઠી અને દુરાગ્રહી લોકો એ જ રટણ કરતા આવ્યા છે કે કાશીમાં ઋષિ (દયાનંદ) હારી ગયા હતા. હલધર ઓઝા સાથે થયેલ આ શાસ્ત્રાર્થ આમ તો કાશી શાસ્ત્રાર્થનો જ પૂર્વ પ્રયોગ (Rehearsal) હતો. કોણ હાર્યું અને કોણ જીત્યું એ તો હલધરનું આ વિજ્ઞાપન જ પ્રગટ કરી રહ્યું છે. જેમની પાસે આંખ છે તેઓ જોઈ લે અને જેમની પાસે કાન છે તેઓ સાંભળી લે.[૪૨]

પંડિત લક્ષ્મણ આર્યોપદેશકે પણ આ વિશે માર્મિક ટિપ્પણી આપી છે :

> પ્રિય પાઠકવૃંદ, 'જાદૂ વહ જો સિર પર ચઢકર બોલે'. વિશ્વમાં સેંકડો ધાર્મિક નેતાઓ અને સુધારકો થઈ ગયા છે. તેમના સ્વાર્થી અનુયાયીઓએ અનેક અતિશયોક્તિપૂર્વક કલ્પિત કથા-વાર્તાઓ ઘડીને તેમની પ્રશંસાના પુલ બાંધવામાં ધરતી-આસમાન એક કરી દીધાં છે. પરંતુ આવી તમામ પ્રકારની અતિશયોક્તિઓ કરી હોવા છતાંય કોઈ પણ નેતા કે સુધારકનું જીવન આવું ઉદાહરણ પ્રસ્તુત નથી કરતું કે તેમણે સ્વામી દયાનંદ સરસ્વતીની જેમ પોતાની તાર્કિક તથા પ્રભાવોત્પાદક વક્તૃતાથી આટલી ઉલ્લેખનીય સફળતા આટલા ઘોર વિરોધની વચ્ચે પ્રાપ્ત કરી હોય અને પોતાની ચમત્કારિક વાણીથી પોતાના વિરોધીઓનાં દિલ જીતી લીધાં હોય. એટલું જ નહિ, ઊલટું અહીં તો સ્વામીજીના ઘોરમાં ઘોર વિરોધીઓએ તેમની અદ્વિતીય સફળતાની સાક્ષી આપી છે. ઉપર્યુકત વિજ્ઞાપન પ્રકાશિત કરીને તેમણે એ જ વાત કબૂલ (Confess) કરી છે કે હકીકતમાં વિજય તો તે ધર્મપરાયણ મહાન આત્માનો જ થયો હતો. આહ ! સ્વાર્થમાં મનુષ્યની બુદ્ધિ કેવી મારી જાય છે એનું પ્રમાણ આ ઘટનાથી મળે છે. જે પત્રમાં વિરોધીઓ સ્વામીજીનો પરાજય પ્રચારિત કરવા મિથ્યા લેખ લખાવી રહ્યા છે, એ જ પત્રમાં મૂર્તિઓને ધડાધડ ગંગામાં ફેંકવાની ઘટનાના સમાચાર પણ જનતા સુધી પહોંચાડવામાં આવે છે ! પરંતુ એટલો વિચાર નથી કરતા કે જ્યારે શાસ્ત્રાર્થનું પરિણામ જનતા સુધી મૂર્તિપૂજાના વિનાશનો સંદેશ પહોંચાડી રહ્યું છે તો પછી સ્વામીજીના પરાજયનો શો અર્થ રહ્યો ? અને સ્વામીજીનો પરાજય થયો એવું શી રીતે માની શકાય ?[૪૩]

---

૪૨. લક્ષ્મણ આર્યોપદેશક, મહર્ષિ દયાનંદ સરસ્વતી સંપૂર્ણ જીવનચરિત્ર (હિંદી), ભાગ ૧, પાન ૨૩૬, પાદટીપ ૧.

૪૩. એજન, પાન ૨૩૬-૨૩૭.

એક દિવસ અહીં ગંગાસહાયે સ્વામીજીને પૂછ્યું કે, મૂર્તિપૂજામાં શો દોષ છે ? સ્વામીજીએ ઉત્તર આપ્યો કે, વેદોની આજ્ઞા પર ચાલવું એ ધર્મ છે. વેદોમાં ક્યાંય મૂર્તિપૂજા કરવાનું વિધાન નથી. માટે મૂર્તિપૂજા કરવાથી આજ્ઞાભંગનો દોષ લાગે છે. તથાકથિત પુરાણોમાં જે મૂર્તિપૂજા લખી છે તે બધું ગપ્પ અને અસાર છે. જે લોકો એમ કહે છે કે, આપણી ભાવના અનુસાર ફળ મળે છે, તો એ વાત પણ ઠીક નથી. જો તમે ઘરે બેઠાં બેઠાં એવી ભાવના કર્યા કરો કે, 'હું ચક્રવર્તી રાજા છું', તો તેથી કંઈ તમે ચક્રવર્તી રાજા થઈ જવાના નથી. ભાવના પણ સત્ય હોવી જોઈએ એટલે કે જે પદાર્થ જેવો હોય તેને તેવો જ સમજવો જોઈએ.[૪૪]

## સાર્વજનિક જીવનની શરૂઆતનાં વર્ષો

લાલા લજપતરાયે 'ધી આર્યસમાજ અથવા એ હિસ્ટરી ઑફ ધી આર્યસમાજ' નામના અંગ્રેજી પુસ્તકમાં સ્વામી દયાનંદના ઉપદેશક જીવનનાં આ પ્રારંભિક વર્ષોની વિશેષતાઓ અને તેમની કાર્યશૈલીનો ચિતાર આપતાં પોતાની આગવી શૈલીમાં લખ્યું છે :

**Fighting for Truth: First Years of Public Life**

The first few years of Dayananda's public life were more or less years of preparation for the stupendous task which he had set himself. In these years he reviewed and revised what he had read, and disciplined himself in the methods of public life. He visited some of the most important towns of the North-Western Province, but sojourned most of the time on the banks of the Ganges and in its vicinity. Everywhere his outspoken views, his bold utterances, his then novel exposition of the Hindu religion and his profound scholarship attracted hundreds of his countrymen to his discourses. Grammar and a knowledge of the Vedas were his strong points. Many came to cross swords with him, but stayed to admire and follow. He held numerous discussions with the high and the low, students and scholars, theologians and sceptics, Sadhus and Pandits. He spoke in Sanskrit, since Sanskrit was the language of the learned. Wherever he went he stirred up commotion in the Hindu world. The Hindu theologians, whose deepest and most vital imterests were so adversely touched by his teachings, were up in arms. They not only abused and threatened him, more than once they

૪૪. સત્યાનંદ, શ્રીમદ્દયાનંદપ્રકાશ, પાન ૧૩૮-૧૩૯.

even conspired to assassinate him. In the course of five years, no fewer than four attempts were made on his life. Yet there was a charm about his life, his habits and manners, which gained him friends and protectors. He never stooped to prosecute his persecutors. On one occasion, when a man had tried to poison him and was arrested by the police, he would not prosecute and thus secured the miscreant's release.

In orthodox circles he achieved fame in a brief space of time. High and low, rich and poor, all classes flocked to him and drank in his discourses gazing at him with mingled awe, respect, and admiration. In certain places the public discussions were presided over by the highest ranking British officers in the district, this being considered the most effective way of maintaining order.

In the first five years of his mission he had numerous admirers but few adherents and followers. Yet among the latter were some of the most wealthy traders and landholders of the districts visited by him.

It was true that he was very learned, and few could venture to oppose him in controversy. The traits that drew his hearers were boldness, courage, and his attacks on popular beliefs and practices. Never before had they encountered such a man. In a section of the country hundreds of miles away from his native province, whose language he could not use freely and effectively, to whose people he was a stranger, with no friends to depend on or to protect him, he forged ahead and assailed some of the most cherished beliefs with a scathing vehemence that itself - apart from the force of his arguments - terrified his opponents. People looked on this fiery teacher askance and with awe. The worst, or perhaps the best, of it was that he discoursed with so much authority and directness, with so much erudition and confidence, with so much cogency of reasoning and force of logic, that the very first onslaught abased the opponent. The expounders of popular religion and the repositories of

Hindu faith stood aghast. The assault was so sudden and so furious that stronghold after stronghold capitulated without the assailant being any the worse for his exploits.[૪૫]

**સત્ય માટે સંઘર્ષ - સાર્વજનિક જીવનનાં પ્રારંભિક વર્ષ :**

સ્વામી દયાનંદના સાર્વજનિક જીવનનાં પ્રારંભિક વર્ષ તેમણે હાથમાં લીધેલા વિસ્મયકારી કાર્યની તૈયારીઓનાં વર્ષ હતાં. તેમણે આ સમય પોતે જે ગ્રંથો ભણ્યા હતા તેની પુનરાવૃત્તિ કરવામાં, પોતાના અધ્યયનની સમીક્ષા કરવામાં અને સાર્વજનિક જીવન પ્રણાલીનો અભ્યાસ કરી સ્વયંને તદનુસાર તૈયાર કરવામાં લગાડ્યો. આ દરમિયાન તેમણે પશ્ચિમોત્તર પ્રદેશ પ્રાંતનાં અનેક નગરોનું ભ્રમણ કર્યું. પરંતુ ખાસ કરીને તેઓ ગંગાના તટવર્તી પ્રદેશમાં જ ભ્રમણ કરતા રહ્યા. તેઓ જ્યાં જ્યાં ગયા ત્યાં ત્યાં તેમના સુસ્પષ્ટ વિચારો, તેમની સાહસપૂર્ણ ઉક્તિઓ, તેમના દ્વારા કરવામાં આવતી હિંદુ ધર્મની નવીન વ્યાખ્યા તથા તેમની ગંભીર વિદ્વત્તાએ હજારો લોકોને તેમનાં ઉપદેશો અને ભાષણો પ્રત્યે આકર્ષિત કર્યા. વ્યાકરણ અને વેદોનું જ્ઞાન જ દયાનંદનું ભાથું હતું. અનેક લોકો તેમના પ્રતિદ્વંદ્વી બનીને પોતાની તલવાર ચમકાવવા આવ્યા, પરંતુ અંતે તેમના પ્રશંસક અને અનુયાયી બનીને રહી ગયા. દયાનંદે ઉચ્ચ કોટિના તેમ જ સાધારણ કક્ષાના અનેક પંડિતો, વિદ્વાનો, વિદ્યાર્થીઓ, સંદેહવાદીઓ, સાધુઓ તથા ધાર્મિક પ્રવૃત્તિના લોકો સાથે અગણિત શાસ્ત્રાર્થો કર્યા. એ સમયે દયાનંદ માત્ર સંસ્કૃત જ બોલતા હતા, કારણ કે સંસ્કૃત વિદ્વત્ વર્ગની ભાષા હતી અને બીજું એ પણ હતું કે હિંદી તેમની માતૃભાષા નહોતી. આથી તેઓ શાસ્ત્રાર્થો તથા વાર્તાલાપમાં હિંદીનો પ્રયોગ કરવામાં સંકોચ અનુભવતા. તેઓ જ્યાં જ્યાં ગયા ત્યાં ત્યાં તેમના આગમનના સમાચારથી હિંદુ ધર્મના નેતાઓ અને પંડિતોમાં ખળભળાટ મચી જતો. હિંદુ ધર્મના નેતાઓ તેમની વિરુદ્ધ ઊભા થઈ જતા, કારણ કે દયાનંદના ઉપદેશોથી તેમના સ્વાર્થોને હાનિ પહોંચતી હતી. એવા લોકોએ દયાનંદની નિંદા કરી, તેમને અનેક જાતની ધમકીઓ આપી અને અનેકવાર તો તેમને મારી નાખવાના પ્રયત્નો પણ કર્યા. ફક્ત પાંચ જ વર્ષના આ સમયગાળામાં તેમને મારી નાખવાના ઓછામાં ઓછા ચાર વાર પ્રયત્નો થયા. પરંતુ તેમનાં જીવન, સ્વભાવ અને કાર્યશૈલીમાં એવું આકર્ષણ હતું કે જેના લીધે તેમના મિત્રો અને સહાયકોની સંખ્યા નિરંતર વૃદ્ધિ પામતી ગઈ. પોતાનું અપમાન કરનાર કે પીડા પહોંચાડનારને દંડિત કરવાનો વિચાર સુધ્ધાં તેમના મનમાં ક્યારેય ન આવ્યો. એકવાર તેમને ઝેર આપીને મારી નાખવાનો પ્રયત્ન કરનાર વ્યક્તિને પકડીને પોલીસ તેને તેમની

૪૫. લાજપતરાય, એ હિસ્ટરી ઑફ ધી આર્યસમાજ (અથવા ધી આર્યસમાજ), પાન ૨૬-૨૭.

પાસે લઈ આવી. પરંતુ સ્વામીજીએ તેને ક્ષમાદાન આપ્યું અને તેને છોડી મૂકવા કહ્યું. એ સત્ય છે કે દયાનંદ એટલા મહાન વિદ્વાન હતા કે બહુ જ ઓછા લોકો શાસ્ત્રાર્થમાં તેમની સામે ઊભા રહેવાની હિંમત કરી શકતા હતા. તેમના ચિંતનની સ્પષ્ટતા, તેમનું સાહસ અને તેમના દ્વારા કરવામાં આવતા પ્રચલિત અંધવિશ્વાસો અને નિરર્થક રૂઢિઓના ઉગ્ર વિરોધને કારણે જ લોકો તેમની પ્રત્યે આકર્ષિત થયા. તેમણે આ પહેલાં ક્યારેય દયાનંદ જેવા સંન્યાસીનાં દર્શન કર્યાં નહોતાં કે તેમના જેવા કોઈને મળ્યા નહોતા. દેશના એક એવા પ્રાંતમાં કે જે પોતાની જન્મભૂમિથી સેંકડો માઈલ દૂર હતો, જ્યાંની ભાષા પણ તેઓ સ્વતંત્રતાપૂર્વક અને પ્રભાવી ઢંગથી બોલી નહોતા શકતા, અને જ્યાંના લોકો માટે પોતે સાવ અપરિચિત હતા, જ્યાં કોઈ એવો મિત્ર કે સહાયક ન હતો કે જે સમય આવ્યે તેમની પડખે ઊભો રહે અને મદદ કરે, એવા પ્રદેશમાં સ્વામી દયાનંદે પોતાના સિદ્ધાંતોનો દઢતાપૂર્વક અને આક્રમક શૈલીમાં પ્રચાર કર્યો. તેમની પ્રચાર પ્રણાલી એટલી સુદઢ હતી અને તેમની દલીલોમાં એવી તાકાત હતી કે વિરોધીઓ ભયભીત થઈ જતા. લોકો આ અગ્નિ સમાન જાજવલ્યમાન ધર્મોપદેશને ભય અને આતંકની દૃષ્ટિએ જોતા રહ્યા. તેમની શાસ્ત્રાર્થની શૈલી સંભવતઃ એ અર્થમાં એકદમ નિરાળી હતી કે મોકો મળ્યે તેઓ પોતાનો પક્ષ એટલા અધિકારપૂર્વક અને સીધી રીતે પ્રસ્તુત કરતા અને તેમનું વક્તવ્ય એટલું બધુ પાંડિત્યપૂર્ણ અને આત્મવિશ્વાસથી છલોછલ રહેતું, અને તેમની દલીલો એટલી જોરદાર અને તર્ક એટલા પ્રબળ રહેતા કે તેમનું પ્રથમ આક્રમણ જ પ્રતિદ્વંદ્વીને માત કરી દેતું. પ્રચલિત ધર્મના પ્રસ્તોતાઓ તથા હિંદુ મતની આસ્થાઓના સંરક્ષકો દયાનંદની આ મુદ્રા જોઈને ભયભીત થઈ ગયા. આ આક્રમણ એટલું ભયંકર તથા આકસ્મિક હતું કે એક એક કરીને વિરોધી પક્ષની અનેક છાવણીઓ આ આક્રમણકારીના પ્રભાવ ક્ષેત્રમાં અનાયાસ જ આવતી ગઈ.

સ્વામીજીના એક જીવનચરિત્રકારે લખ્યું છે :

અહીં સ્વામીજીની ગંગાયાત્રા જાણે પૂરી થઈ ! આ યાત્રામાં સ્વામીજીએ આપણને પોતાની અનન્ય વિભૂતિઓનાં દર્શન આપ્યાં છે. એ પ્રખર પંડિત, ઉદ્દામ રાષ્ટ્રભક્ત, દીર્ઘદર્શી રાષ્ટ્રવિધાયક અને જનતા જનાર્દનના સર્વોચ્ચ સેવક આ યાત્રામાં મખમલના ગાદીતકિયા ઉપર આળોટ્યા નથી, એમણે તો ધરતીની શય્યા ઉપર ઈંટનાં ઓશીકાં રાખી આરામ લીધો છે. એમણે ભિક્ષાની ભીખ માગી નથી અને જે મળ્યું તેનાથી ચલાવ્યું છે. આમ કરવામાં તે ઉપવાસથી હાર્યા નથી ને શોકથી દુભાયા નથી. રાષ્ટ્રના ઉદ્ધારનો મંત્ર ગુંજતા અને

રાષ્ટ્રસેવાની તાલાવેલીથી તરવરતા તે આ દીનહીન દેશને ઉજ્જવળ કરવા માટે આગળ જ વધ્યા છે. એમના ઉપર વાણીના વજ્રપ્રહારો થયા, તલવારના ઝાટકા વીંઝાયા, ઈંટરોડાના વરસાદ થયા, પણ શૌર્ય અને ક્ષમાની એ અભય પ્રેમમૂર્તિએ શત્રુને નિઃશસ્ત્ર કરી નાખ્યા છે. તેમનાં જીવન પલટી નાખ્યાં છે. તપસ્યાની હેમાનલ જેવી દીપ્તિથી એમણે વનખંડને ને જનખંડને અજવાળી મૂક્યાં છે; જ્યાં જડતા જામી હતી ત્યાં એમણે ચૈતન્યના ચમત્કારો પ્રકટાવ્યા છે અને માનવને માનવ્યના મહાન આદર્શની સિદ્ધિ અપાવવા માટે એ મહર્ષિ કાશીનો ગઢ જીતવા ઊપડ્યા છે.[૪૬]



૪૬. શંકરદત્ત શાસ્ત્રી (પ્રયોજક), મહર્ષિ દયાનંદ, પાન ૫૭.

# : ૩ :
# કાશી શાસ્ત્રાર્થ

## કાશી શાસ્ત્રાર્થની પૃષ્ઠભૂમિ

સ્વામી દયાનંદ ગંગાના તટ પર આવેલાં ગામો, કસબાઓ અને નગરોમાં મૂર્તિપૂજા વગેરે પૌરાણિક પાખંડોનું ખંડન કરીને જનતાને તેનો ત્યાગ કરવા માટે પ્રેરિત કરતા રહ્યા અને સાથે સાથે વિશુદ્ધ વૈદિક તથા સ્મૃતિ પ્રતિપાદિત સંધ્યા, હવન વગેરે કરવાનો ઉપદેશ પણ આપતા રહ્યા. તેમના આ પ્રચારનું અનુકૂળ પરિણામ પણ નજરે પડવા માંડ્યું. હજારો લોકો ધર્મના રૂઢિપ્રધાન સ્વરૂપને છોડીને તેના નિર્મળ અને ઉદાત્ત સ્વરૂપ પ્રત્યે આકર્ષિત થઈ રહ્યા હતા. એ સાથે તેઓ એ પણ સમજવા લાગ્યા હતા કે, ધર્મના નામે ધારણ કરવામાં આવતા કંઠી, તિલક, છાપ વગેરે બાહ્યાચારો કરતાં અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય, અપરિગ્રહ, પવિત્રતા વગેરે નૈતિક નિયમોનું પાલન કરવું વધારે હિતકારી છે.

પંડિત લેખરામ રચિત જીવનચરિત્રમાં પાન ૧૯૮ પર સ્વામીજીના રામનગર (કાશી) આગમન વિશે એક મનોરંજક વાત વાંચવા મળે છે : કાનપુરથી રામનગર અને કાશી પહોંચતાં પહેલાં સ્વામીજીએ થોડા દિવસ પ્રયાગમાં વાસ કર્યો હતો. પ્રયાગમાં તેમનો શિવસહાય નામના એક પંડિત સાથે શાસ્ત્રાર્થ થયો. આ પંડિતજીએ વાલ્મીકિ રામાયણની ટીકા લખી હતી. કોઈએ એ ટીકા સ્વામીજીને આપી. સ્વામીજીએ એ વાંચી અને આ ટીકાકાર સાથે મેળાપ કરાવવા કહ્યું. જ્યારે પંડિતજી આવ્યા એટલે સ્વામીજીએ તેમની આ ટીકામાં રહેલી અર્થઘટનની તથા ભાષાકીય ત્રુટિઓ બતાવી. આથી પંડિતજી સ્વામીજી સાથે શાસ્ત્રાર્થ કરવા લાગ્યા, પરંતુ થોડી જ વારમાં તેઓ પરાસ્ત થઈ ગયા અને ઊઠીને ગંગાના કિનારે કિનારે રામનગર તરફ ચાલવા લાગ્યા. સ્વામીજીને પણ શું મોજ આવી કે તેઓ પણ પંડિતજીની પાછળ પાછળ ચાલવા માંડ્યા અને છેક રામનગર સુધી પહોંચી ગયા. કાશીનરેશના જે મકાનમાં પેલા પંડિતજી ભરાઈ પેઠા હતા તેની બહાર ઊભા રહ્યા અને જે કોઈ એ મકાનમાં આવતાં-જતાં એ લોકોને સ્વામીજી કહેતા કે અંદર છુપાઈને બેઠેલા પંડિત શિવસહાયને કહો કે બહાર આવે. લોકોએ રાજાને સ્વામીજીના આગમનની સૂચના આપી. આમ જૂઠનો પીછો કરતાં કરતાં અને તેને તેના ઘર સુધી પહોંચાડવા માટે સ્વામીજી રામનગર પહોંચી ગયા ! આ વાતનો ઉલ્લેખ દેવેન્દ્રનાથ મુખોપાધ્યાય દ્વારા સંગૃહીત જીવનચરિતમાં પણ પાન ૧૬૮ પર કરવામાં આવ્યો છે.

સ્વામીજીને થતું હતું કે, જ્યાં સુધી હું પૌરાણિક મતના સર્વોચ્ચ વ્યાખ્યાકાર તથા વ્યવસ્થાપક એવા કાશીના વિદ્વત્ સમુદાયને મારા વિચારો અને કાર્યોથી પ્રભાવિત નહિ કરું ત્યાં સુધી સામાન્ય જનતા કદાચ મારા ઉપદેશને પૂરી ગંભીરતાથી નહિ લે. આમ પણ પ્રાચીન કાળથી ધર્માચાર્યોમાં એવી પરિપાટી રહી છે કે તેઓ પોતાના સિદ્ધાંતોને દેશવ્યાપી કરવાના ઉદ્દેશ્યથી શાસ્ત્રાર્થોના માધ્યમથી દિગ્વિજય કરવા તૈયાર થાય છે, જેમાં પ્રતિદ્વંદ્વીઓને પરાસ્ત કરીને પોતાના વિચારોની ધૂમ મચાવે છે. શંકરાચાર્ય, રામાનુજાચાર્ય અને વલ્લભ જેવા વેદાંત અને ભક્તિ માર્ગના આચાર્યોની વિજય-યાત્રાઓ ઇતિહાસમાં અંકિત છે. સ્વામી દયાનંદનું પણ કાશીની વિજય-યાત્રા પાછળ કંઈક આવું જ લક્ષ્ય પ્રતિબિંબિત થાય છે. કાશીનું મહત્ત્વ હિંદુઓની ધાર્મિક રાજધાની સમાન હતું. પૂરા દેશમાં હિંદુઓને કોઈ નિશ્ચિત માર્ગ પર ચલાવવા માટે કાશીથી જ વ્યવસ્થાઓ આપવામાં આવતી. આથી સ્વામીજીએ વિચાર કર્યો કે મૂર્તિપૂજાના ઉન્મૂલન માટે કાશીનો ગઢ જીતવો જરૂરી છે. તેઓ સમજતા હતા કે જ્યારે કાશીમાં શાસ્ત્રાર્થના માધ્યમથી મૂર્તિપૂજાને વેદવિરુદ્ધ સિદ્ધ કરવામાં આવશે ત્યારે તેનો પ્રભાવ દેશભરમાં પડશે.

સ્વામીજીના કાશી આગમનની પૃષ્ઠભૂમિનું વર્ણન કરતાં લાલા લજપતરાયે લખ્યું છે :

> Orthodox leaders appealed to Kashi, the Rome of Hinduism. They were confident that there the invader would meet adversaries worthy of his steel and be laid low. Dayananda, too, well knew that unless he reduced Kashi to submission and won a decisive battle there, all the victories so far achieved would be futile. So, before the sixth year of his public career was at an end, he reached Kashi, and under the shade of a tree, began to preach and express his views on religion, philosophy, and grammar. Soon afterwards a public discussion was announced. It was attended by thousands. Ranged on one side were 300 leading Hindu scholars and theologians of Banaras; on the other, Dayananda, with but a few laymen to make a show of support. The meeting was presided over by no less a personage than the Maharaja of Banaras. At the close of the discussion both sides claimed victoty; but what really did happen may be gleaned from the following account which was published in a Christian Missionary Journal, evidently written by a European missionary.[૧]

---

૧. લજપતરાય, એ હિસ્ટરી ઑફ ધી આર્યસમાજ (અથવા 'ધી આર્યસમાજ'), પાન ૨૭-૨૮.

પૌરાણિક પંડિતો અને નેતાઓએ હિંદુ ધર્મનું રોમ એવી કાશીમાં જઈને ફરિયાદ કરી. તેમને એવો વિશ્વાસ હતો કે અહીં દયાનંદને તેમના પ્રબળ વિરોધીઓનો સામનો કરવો પડશે અને તેમને શાસ્ત્રાર્થમાં નીચું જોવાનો વારો આવશે. જ્યારે બીજી બાજુ સ્વામીજી પણ ખૂબ જ સારી રીતે જાણતા હતા કે, જ્યાં સુધી હું કાશી પર વિજય પ્રાપ્ત નહિ કરું અને આ યુદ્ધને નિર્ણાયક રીતે નહિ જીતું ત્યાં સુધી મેં આજ સુધી જે વિજય મેળવ્યા છે એ અધૂરા અને વ્યર્થ જ રહેશે. આથી તેઓ પોતાના સાર્વજનિક જીવનનું છઠ્ઠું વર્ષ પૂરું થાય તે પહેલાં જ કાશી જઈ પહોંચ્યા અને એક ઝાડની નીચે પોતાનો ડેરો જમાવી ધર્મ, દર્શન અને સંસ્કૃત વ્યાકરણના સંબંધમાં પોતાના વિચારો પ્રગટ કરવા લાગ્યા. થોડા જ દિવસો બાદ એક સાર્વજનિક શાસ્ત્રાર્થની ઘોષણા કરવામાં આવી. હજારો લોકો આ શાસ્ત્રાર્થ જોવા એકઠા થયા. એક તરફ કાશીના ૩૦૦ પ્રમુખ પંડિતો અને ધર્મશાસ્ત્રીઓ હતા અને બીજી તરફ પોતાના બે-ચાર સહાયકો સાથે સ્વામી દયાનંદ હતા. કાશીનરેશ જેવા પ્રભાવી માણસ આ શાસ્ત્રાર્થ સભાના અધ્યક્ષ હતા. શાસ્ત્રાર્થના અંતે બંને પક્ષોએ પોતપોતાના વિજયનો દાવો કર્યો, પરંતુ ખ્રિસ્તીઓના એક પત્રમાં પ્રકાશિત થયેલ એક યુરોપિયન મિશનરીએ લખેલા આ શાસ્ત્રાર્થના વૃત્તાંત પરથી આપણને આ શાસ્ત્રાર્થની વાસ્તવિકતા જાણવા મળે છે.[૨]

લાલા લજપતરાયે આગળ લખ્યું છે :

From this date may be counted the effective beginning of Dayananda's mission for a reformed Hindu Church, free from cant, from superstition, and from popular error.[3]

શાસ્ત્રાર્થની આ તવારીખને હિંદુ ધર્મની સુધારણાના હેતુથી કરવામાં આવતા પ્રભાવી પ્રયત્નોના શુભારંભનો દિવસ સમજવો જોઈએ. સ્વામીજીએ આ ધર્મને જાતિપ્રથા, અંધવિશ્વાસ અને જનસાધારણની ત્રુટિઓથી સર્વથા મુક્ત કરવાની કલ્પના કરી હતી.

સ્વામી દયાનંદ કાનપુરથી ચાલીને ગંગાના તટ પર ભ્રમણ કરતાં કરતાં આસો વદ એકમ ૧૯૧૬ વિ. મંગળવાર (૨૧ સપ્ટેંબર ૧૮૬૯)ના રોજ રામનગર પહોંચ્યા. અહીં તેમણે એક વૃક્ષ નીચે આસન જમાવ્યું. રામનગર ગંગાપારનું નગર છે. તેની અને કાશી વચ્ચે ગંગા વહે છે. કાશીનરેશની રાજધાની રામનગરમાં હતી. રામનગર નગર હતું, પણ આજેય એ એક મોટા ગામ જેવું જ છે. રામનગરમાં પ્રવેશતાં જ રાજાનું રાજભવન

---

૨. આ વૃત્તાંત આ જ પુસ્તકના પાંચમા પ્રકરણમાં આપવામાં આવ્યું છે.

૩. લજપતરાય, એ હિસ્ટરી ઑફ ધી આર્યસમાજ (અથવા 'ધી આર્યસમાજ'), પાન ૩૮.

છે. અહીં કાશીના બ્રાહ્મણ નરેશોના પ્રાચીન મહેલો છે. અહીંની રામલીલા પ્રસિદ્ધ છે. સ્વામીજી અહીં પહોંચ્યા એ દિવસોમાં અહીં રામલીલા ચાલતી હતી.

કાશીનરેશ મહારાજા ઈશ્વરીપ્રસાદ નારાયણસિંહ પાર્થિવ પૂજા કરતા. તેઓ પોતાના હાથે માટીનું લિંગ બનાવતા. એવું કહેવાય છે કે એ જોઈને સ્વામીજીએ તેમને કહ્યું કે, આપ આ કુંભારની રમત શું કરી રહ્યા છો ? પરંતુ પંડિત ઘાસીરામે આ અંગે ટિપ્પણી આપતાં લખ્યું છે :

> પરંતુ આ ઘટનાની સત્યતા વિશે સંદેહ છે. મારું માનવું છે કે રામનગરમાં સ્વામીજી અને મહારાજા ઈશ્વરીપ્રસાદ નારાયણસિંહનો મેળાપ નહોતો થયો. ત્યારે બળદેવપ્રસાદ શુક્લ સ્વામીજીની સાથે રહેતા હતા. તેમણે કહ્યું હતું કે એક દિવસ મહારાજાએ સ્વામીજીને બોલાવવા એક ચોબાને મોકલ્યો. પરંતુ સ્વામીજીએ કહેવડાવ્યું કે મહારાજાની ઇચ્છા હોય તો તેઓ સ્વયં મારી પાસે પધારી શકે છે; હું તો તેમની પાસે નહિ જાઉં. મહારાજાએ સ્વામીજીને કેટલીય વાર આમંત્રિત કર્યા, પણ સ્વામીજી ન જ ગયા. છેવટે ચોબાએ મહારાજાને જઈને કહ્યું કે, આપ બંને મસ્ત છો. આપ રાજા છો તો તેઓ સાધુ છે ! લાગે છે કે આપનો અને તેમનો મેળાપ નહિ થાય.[૪]

સાધુ જવાહરદાસે પંડિત લેખરામને જણાવ્યું હતું કે, હું જ્યારે રામનગરમાં સ્વામીજીને ૧૫ ઑક્ટોબર ૧૮૬૯ના રોજ પહેલીવાર મળ્યો ત્યારે સ્વામીજી વૈષ્ણવ મતનું ખંડન કરતા હતા. સ્વામીજીની વિદ્વત્તાનો મહિમા સાંભળીને મહારાજને મળવાની બહુ જ અભિલાષા હતી, પરંતુ તેમના કેટલાક ખુશામતખોર લોકોએ મહારાજને બહેકાવ્યા. એ લોકોને આશંકા હતી કે ક્યાંય રાજા સ્વામીજીના ઉપદેશથી પ્રભાવિત ન થઈ જાય. આમ, આ સ્વાર્થી પંડિતોએ રાજાને મળવા ન દીધા.[૫]

રાજાનો એક ભાઈ વૈરાગી હતો. તેની અનુમતિથી જ અહીં રામલીલાનું આયોજન થતું હતું. તે બહુ જ પક્ષપાતી અને મતાંધ હતો. તે સ્વામીજીનો ઘોર વિરોધી હતો. તેણે પંડિતોને કહ્યું કે યેનકેનપ્રકારેણ મૂર્તિપૂજાની પુષ્ટિ કરો. પરંતુ સિંહનો સામનો કરવો એ કંઈ બાળકોનો ખેલ થોડો હતો. જે કોઈ સામે આવતા તેઓ નિરુત્તર થઈને પાછા ફરતા. સ્વામીજી તાર્કિક દલીલો અને શાસ્ત્રપ્રમાણથી મૂર્તિપૂજાને વેદવિરુદ્ધ સિદ્ધ કરીને પંડિતોને ચૂપ કરી દેતા હતા.[૬]

---

૪. દેવેન્દ્રનાથ મુખોપાધ્યાય, મહર્ષિ દયાનંદ સરસ્વતી કા જીવનચરિત, પાન ૧૬૮, સંગ્રહકર્તા પંડિત ઘાસીરામની પાદટીપ. નિર્લેપ વિરક્ત સંન્યાસી દયાનંદ કાશીનરેશને મળવા ન ગયા એ અંગે પંડિત ચમૂપતિજીએ લખ્યું છે : *'તિરે રોબ ને રૌંદ રાજોં કો ડાલા, દયાનંદ સ્વામી તિરા બોલ બાલા'* ('દયાનંદ આનંદ સાગર'ની આ પંક્તિ 'મહર્ષિ દયાનંદ સરસ્વતી સંપૂર્ણ જીવનચરિત', ભાગ ૧, પાન ૨૪૨ પરથી ઉદ્‌ધૃત).

૫. લેખરામ (પંડિત), મહર્ષિ દયાનંદ સરસ્વતી કા જીવનચરિત્ર, પાન ૧૪૪.

૬. લક્ષ્મણ આર્યોપદેશક, મહર્ષિ દયાનંદ સરસ્વતી સંપૂર્ણ જીવનચરિત્ર, ભાગ ૧, પાન ૨૪૩.

સ્વામીજીના આગમનના સમાચાર રામનગર અને કાશીમાં વિદ્યુત વેગે ફેલાયા. બધે જ વાતો થવા માંડી કે એક પરમહંસ સંન્યાસી આવ્યા છે જેઓ મૂર્તિપૂજાનું ખંડન કરે છે અને તેને વેદવિરુદ્ધ બતાવે છે. કાશીનરેશ સાધુ-સંન્યાસીઓ પ્રત્યે પૂજ્યભાવ ધરાવતા. આથી જ્યારે તેમને સ્વામીજીના આગમનની ખબર પડી તો તેમણે સ્વામીજીના ભોજનના ખર્ચ પેટે રાજકોષમાંથી દરરોજ આઠ આના આપવાનો આદેશ કર્યો. સાથે એક કિંમતી શાલ પણ મોકલી. જોકે સ્વામીજીએ શાલનો સ્વીકાર ન કર્યો. મહારાજાએ પોતાના રાજપંડિતોને સ્વામીજીના વિચારો જાણવા માટે તેમની પાસે મોકલ્યા. પરંતુ જ્યારે મહારાજાને ખબર પડી કે આ સંન્યાસી તો મૂર્તિપૂજા તથા અન્ય પૌરાણિક માન્યતાઓનું કટુ ખંડન કરે છે ત્યારે તેમને આશ્ચર્ય થયું. તેમને એ વાતની ચિંતા સતાવવા લાગી કે કાશી જેવા ધર્મ અને વિદ્યાના પ્રસિદ્ધ કેન્દ્રમાં આવીને જો કોઈ સંન્યાસી મૂર્તિપૂજા જેવી પુરાણ પ્રતિપાદિત આસ્થાઓને આ રીતે પડકારે તો પછી પ્રચલિત ધર્મ અને પરંપરાઓને બીજે ક્યાં શરણ મળશે ?

કાશીનરેશે પહેલાં તો સામ નીતિનો આશ્રય લીધો. તેમણે આ સંન્યાસીને મૂર્તિપૂજા-ખંડનરૂપી અભિયાન બંધ કરવા માટે મનાવવાનો પ્રયાસ કર્યો. પરંતુ તેમને એ પ્રયાસમાં સફળતા ન મળી. આથી તેમણે દાનની નીતિ ચલાવી અને સ્વામીજીને કહેવડાવ્યું કે, જો તમે મૂર્તિપૂજાનો વિરોધ કરવાનું છોડી દેશો તો આપને રાજકોષમાંથી દર મહિને એક સો રૂપિયાની વૃત્તિ મળ્યા કરશે. કાશીનરેશને ભ્રમ હતો કે અનેક ધનલોલુપ સાધુઓ અને પંડિતોની જેમ આ સાધુ પણ અર્થના પ્રલોભનમાં આવી જશે અને મૂર્તિપૂજાનું ખંડન કરવાનું છોડી દેશે. પરંતુ આ સાધુ તો તમામ પ્રકારનાં પ્રલોભનોનો ત્યાગ કરીને સ્વેચ્છાપૂર્વક વિરક્ત અવસ્થા સ્વીકારી ચૂક્યો હતો. તેમણે પોતાના ધન અને વૈભવપૂર્ણ ઘરનો ત્યાગ કરીને સ્વેચ્છાએ વૈરાગ્ય પથ અંગીકાર કર્યો હતો અને વિત્તૈષણાને ઠોકર મારીને સત્યના અનુસંધાનને જ મહત્ત્વ આપ્યું હતું. તેઓ રાજાએ આપેલા આ તુચ્છ પ્રલોભનમાં કદી ફસાય ? સ્વામીજીએ સ્પષ્ટ ઉત્તર આપ્યો : 'આપ મને પોતાનું સંપૂર્ણ રાજ્ય પણ ભેટ કરી દો તોપણ હું મૂર્તિપૂજાની પોકળતા અને ઈશ્વરની ઉપાસનામાં તેનાથી થતી હાનિઓનું પ્રતિપાદન કરવાનું ક્યારેય નહિ છોડું.' સ્વામીજીની આ સ્પષ્ટ વાત અને નિર્લોભ વૃત્તિથી રાજાની અપ્રસન્નતાનો પાર ન રહ્યો. તેમની પાસે હવે એક જ માર્ગ રહ્યો હતો કે તેઓ પોતાની કાશીનગરીના પંડિતોને સ્વામીજી સાથે શાસ્ત્રાર્થ કરવા માટે તૈયાર કરે. તેમણે વિચાર કર્યો કે આ સંન્યાસીને શાસ્ત્રાર્થમાં પરાસ્ત કરીને જ મૂર્તિપૂજાના ગઢ સમાન કાશીની મર્યાદા અને પૌરાણિક પરંપરાનો બચાવ થઈ શકશે. તેમ છતાં ત્યારે કાશીનરેશ એવું ઈચ્છતા હતા કે કાશીના ઉદ્દંડ ધર્મધ્વજીઓની મંડળી આ સંન્યાસીને કોઈ રીતે અપમાનિત કે લાંછિત ન કરે. આથી એક દિવસ જ્યારે પચાસ-સાઠ વૈરાગીઓએ ભેગા થઈને સ્વામીજીને અપશબ્દો કહ્યા તો કાશીનરેશે એ વૈરાગીઓના આ વ્યવહારની તીવ્ર ભર્ત્સના કરતાં સ્પષ્ટ શબ્દોમાં કહ્યું કે, રામનગરમાં સ્વામીજી આપણા અતિથિ છે. કોઈ પણ વ્યક્તિ તેમની સાથે શાસ્ત્રાર્થ કે શાસ્ત્રચર્ચા તો કરી શકે છે, પરંતુ તેમનું અપમાન કરવું બિલકુલ

અનુચિત છે. પરંતુ શોકની વાત છે કે બાદમાં કાશી શાસ્ત્રાર્થની સમાપ્તિ પર આ જ કાશીનરેશ સ્વામીજીને લાંછિત અને અપમાનિત કરનારાઓના સંરક્ષક અને પ્રોત્સાહક બની રહ્યા !

એક દિવસ કાશીથી અવિનાશીલાલ મેહરોત્રા, મુંશી હરવંશલાલ અને ઉદાસીન સંપ્રદાયના આચાર્ય પંડિત જ્યોતિસ્વરૂપ ઉદાસી સ્વામીજીનાં દર્શન કરવાં રામનગર આવ્યા.[૭] સ્વામીજી એક વૃક્ષ નીચે બેઠા હતા અને પંડિતમંડળી સમક્ષ મૂર્તિપૂજાની આલોચના કરી રહ્યા હતા. આ વાર્તાલાપ બે કલાક જેવો ચાલ્યો. સ્વામીજીએ અનેક પ્રમાણો અને દલીલો આપીને મૂર્તિપૂજાને મિથ્યા સિદ્ધ કરી. સ્વામીજીએ પોતાનું વક્તવ્ય પૂરું કર્યું એટલે અવિનાશીલાલે પંડિત જ્યોતિસ્વરૂપને આલોચ્ય વિષય પર પોતાનું મંતવ્ય આપવા કહ્યું. પરંતુ પંડિતજીએ તો સ્વામીજીએ વ્યક્ત કરેલા વિચારોને અનુમોદન જ આપ્યું. આમ તો હિંદુઓના અનેક સંપ્રદાયોના આચાર્યો તથા સંતપરંપરાનું અનુસરણ કરતા સાધુ-સંન્યાસીઓ મૂર્તિપૂજાના વિરોધમાં ક્યારેક મૌન ભાવથી તો ક્યારેક મુખર થઈને પોતાનો મત પ્રગટ કરતા આવ્યા છે. પરંતુ તેઓ સ્પષ્ટ અને નિર્ભીક ભાવે તેનું ખંડન કરવાની અને તેને વેદ વગેરે શાસ્ત્રવિરુદ્ધ કહેવાની હિંમત કરી શક્યા નહોતા. આથી જ્યારે સ્વામી દયાનંદે અત્યંત દૃઢ સ્વરમાં કહ્યું કે, અર્વાચીન કાળમાં લખાયેલાં પુરાણો સિવાય બીજાં કોઈ પણ પુરાતન વૈદિક શાસ્ત્રોમાં મૂર્તિપૂજાનું વિધાન જોવા મળતું નથી, ત્યારે મોટા ભાગના પરંપરાપ્રિય લોકોએ તો સ્વામીજીની આ વાતને અત્યંત દુસ્સાહસપૂર્ણ કહી, પરંતુ સ્વામીજીની આ સ્પષ્ટ ઘોષણાથી જે લોકો કોઈ કારણવશ આજ સુધી જડ પદાર્થોની પૂજાનો સ્પષ્ટ વિરોધ કરવામાં સંકોચ અનુભવ કરતા હતા તેવા વિદ્વાનો અને ધર્માચાર્યોને હવે કંઈક બળ મળ્યું. આથી આવા લોકો હવે સ્વામીજીના વિચારોનું અંગત રૂપે સમર્થન કરવા લાગ્યા. પંડિત જ્યોતિસ્વરૂપ પણ આ જ શ્રેણીમાં આવતા હતા. તેઓ ઉદાસીન સંપ્રદાયના આચાર્ય હતા. રામલીલાના દિવસોમાં ૧૦થી ૧૫ ઓક્ટોબર દરમિયાન પરમહંસ સાધુ જવાહરદાસ પણ સ્વામીજીને મળતા રહ્યા. જવાહરદાસ પણ ઉદાસીન સંપ્રદાયના આચાર્ય

---

૭. પંડિત યુધિષ્ઠિર મીમાંસકે દેવેન્દ્રનાથ મુખોપાધ્યાય દ્વારા સંગૃહીત 'મહર્ષિ દયાનંદ સરસ્વતી કા જીવનચરિત'માં પાન ૧૬૯ પર ટિપ્પણી કરી છે : "અવિનાશીલાલે સ્વામીજી કૃત પંચમહાયજ્ઞવિધિનાં બે સંક્ષિપ્ત સંસ્કરણ પ્રકાશિત કર્યાં હતાં. દ્રષ્ટવ્ય : ઋષિ દયાનંદ સરસ્વતી કે ગ્રંથોં કા ઇતિહાસ, પાન ૬૪. હરવંશલાલે સ્વામીજીની આજ્ઞાથી યોગદર્શનનું વ્યાસભાષ્ય છપાવ્યું હતું. દ્રષ્ટવ્ય : ઋષિ દયાનંદ સરસ્વતી કે ગ્રંથોં કા ઇતિહાસ, પાન ૪૦૮. સત્યાર્થપ્રકાશનું પ્રથમ સંસ્કરણ પણ તેમના જ સ્ટાર પ્રેસમાં છપાયું હતું. અવિનાશીલાલ, હરવંશલાલ અને જ્યોતિસ્વરૂપ ત્રણેય કાશીનિવાસી હતા." 'ઋષિ દયાનંદ સરસ્વતી કે ગ્રંથોં કા ઇતિહાસ'ના પાન ૬૪ પર ટિપ્પણી આપતાં પંડિત યુધિષ્ઠિર મીમાંસકે લખ્યું છે : "આ અવીનાશીલાલનો ઉલ્લેખ ઋષિ દયાનંદના જેઠ સુદ ૬, સંવત્ ૧૯૩૭ - ૧૪ જૂન ૧૮૮૦ના પત્રમાં પણ છે. ત્યાં તેને આર્યસમાજનો સદસ્ય લખ્યો છે. દ્રષ્ટવ્ય : પત્ર ઔર વિજ્ઞાપન, ભાગ ૧, પાન ૩૩૫, પંક્તિ ૧૮-૧૯. આ વ્યક્તિ પ્રચ્છન્ન પૌરાણિક હોય એ સંભવ છે."

હતા. સુપ્રસિદ્ધ વૈદિક વિદ્વાન તથા દર્શનોના ભાષ્યકાર સ્વામી હરિપ્રસાદ વૈદિક મુનિ જવાહરદાસના જ શિષ્ય હતા.[૮]

એક દિવસ નિરંજનાનંદ નામના એક વિદ્વાન સંન્યાસી બળદેવપ્રસાદ સાથે ગોઘાટ પર બેઠા હતા. એવામાં કાશીનરેશ પણ ત્યાં આવી પહોંચ્યા. તેમણે નિરંજનાનંદને પૂછ્યું કે, સ્વામી દયાનંદ કહે છે કે વેદોમાં મૂર્તિપૂજા તથા રામલીલા વગેરેનું વર્ણન નથી. શું તેમનું આમ કહેવું ઠીક છે ? નિરંજનાનંદે સ્પષ્ટ જણાવ્યું કે, મૂર્તિપૂજા, રામલીલા, રાસલીલા વગેરેનું વેદ વગેરે શાસ્ત્રોમાં ક્યાંય વિધાન કરવામાં આવ્યું નથી. આ બધો લોકાચાર તો અમુક સદીઓથી જ પ્રચલિત થયો છે. જોકે પરંપરાથી પ્રાપ્ત થયેલ આ લોકાચારનું પાલન કરવું જોઈએ. નિરંજનાનંદની આ વાત પરથી પણ સ્પષ્ટ થાય છે કે, સ્વામી દયાનંદની વિચારધારાનો પ્રત્યક્ષ અને પરોક્ષ પ્રભાવ લોકો પર પડવા લાગ્યો હતો. આથી હવે અનેક પ્રબુદ્ધ લોકો એવું માનવા લાગ્યા હતા કે, મૂર્તિપૂજાની વૈદિકતા પુરવાર થઈ શકે તેમ નથી; ભલે પછી લોકાચાર કે પરંપરાના નામે તેનો બચાવ કરવામાં આવતો હોય. નિરંજનાનંદના ઉત્તરથી રાજાને આશ્ચર્ય થયું. તેમણે ચોબાને આદેશ આપ્યો કે દરરોજ રાજકોષમાંથી આઠ આના લઈને સ્વામીજીને મનપસંદ ભોજન કરાવ્યા કરવું. રાજા એમ પણ કહેતા હતા કે, જો સ્વામી દયાનંદ મૂર્તિપૂજાના વિરોધી ન હોત તો મેં તેમને ગુરુ માન્યા હોત અને મેં મારા હાથે તેમના પર છત્ર ચઢાવ્યું હોત. રાજાએ સ્વામીજીને રાસલીલામાં સંમિલિત થવાનું નિમંત્રણ પણ મોકલ્યું, પરંતુ સ્વામીજીએ તેનો અસ્વીકાર કર્યો અને કહેવડાવ્યું કે સંન્યાસીઓ તથા ભલા મનુષ્યોનું એ કામ નથી. સ્વામીજીના આ ઉત્તરથી રાજાને માઠું લાગ્યું.[૯]

## કાશીમાં પદાર્પણ

લગભગ એક મહિનો રામનગરમાં રહીને સ્વામી દયાનંદ હવે કાશી જવા તૈયાર થયા. મહારાજાએ કહેવડાવ્યું કે, અમારી નૌકામાં બેસીને જશો અને ત્યાં અમારા ઉદ્યાનમાં ઉતારો રાખશો. પરંતુ સ્વામીજીએ આ બંને વાતોનો અસ્વીકાર કર્યો અને પોતાની રીતે જ કાશી માટે પ્રસ્થાન કર્યું.[૧૦] સ્વામીજી કારતક વદ બીજ અથવા ત્રીજ (૨૨ કે ૨૩ ઓક્ટોબર ૧૮૬૯)ના રોજ કાશી આવ્યા. તેઓ શરૂઆતમાં ગોસાંઈજીના બાગમાં ઊતર્યા, પરંતુ બાદમાં અમેઠીના રાજા માધોસિંહના દુર્ગાકુંડમાં આવેલા ઉદ્યાનમાં ચાલ્યા ગયા. કાશી તો પૌરાણિકોનો સુદૃઢ કિલ્લો છે. કાશીના પંડિતો દ્વારા આપવામાં આવતી ધર્મ-વ્યવસ્થાઓને સંપૂર્ણ દેશમાં પ્રામાણિક માનવામાં આવે છે. આથી જ સ્વામી દયાનંદના

---

૮. ભવાનીલાલ ભારતીય, નવજાગરણ કે પુરોધા મહર્ષિ દયાનંદ સરસ્વતી, ભાગ ૧, પાન ૩૨૧.

૯. લક્ષ્મણ આર્યોપદેશક, મહર્ષિ દયાનંદ સરસ્વતી સંપૂર્ણ જીવનચરિત્ર, ભાગ ૧, પાન ૨૪૩.

૧૦. એજન

મનમાં પૌરાણિકોના આ ગઢમાં જઈને મૂર્તિપૂજા વગેરે વેદવિરુદ્ધ મંતવ્યોનું ખંડન કરવાનો વિચાર બહુ સમયથી હતો. અહીં પહોંચતાં જ તેમણે મોટાં-મોટાં વિજ્ઞાપનો છપાવીને કાશીના દિગ્ગજ પંડિતોને શાસ્ત્રાર્થ માટે લલકાર્યા. સ્વામીજીના આહ્‌વાનથી સમસ્ત કાશીમાં ખળભળાટ મચી ગયો અને સુદૃઢ મનાતો કાશીનો આ ગઢ દોલાયમાન થઈ ગયો. કાશી જેવા સ્થાનમાં સ્વામીજીનું આગમન એક પ્રચંડ ધર્માંદોલનનું કારણ બની ગયું. દરરોજ સેંકડોની સંખ્યામાં લોકો તેમની સાથે વાર્તાલાપ, શાસ્ત્રચર્ચા અને શંકા-સમાધાન કરવા આવવા લાગ્યા. તેમની પાસે આવનારાઓમાં કેટલાક સાચા જિજ્ઞાસુઓ હતા તો કેટલાક માત્ર કૌતૂહલ શાંત કરવા જ આવતા હતા. કોઈ સંન્યાસી અહીં આવીને મૂર્તિપૂજાનું આવું ખંડન કરે એ કાશીનિવાસીઓ માટે એક અપૂર્વ પ્રસંગ હતો.

કાશીના વિદ્વાનોએ પહેલાં તો સ્વામી દયાનંદ પ્રત્યે ઉપેક્ષાનો ભાવ બતાવ્યો. એવું કરીને તેઓ જાણે એમ બતાવવા માંગતા હતા કે, ભગવાન પિનાકપાણિ (શિવ)ના ત્રિશૂળ પર ઊભેલી આ કાશીમાં મૂર્તિપૂજાનો વિરોધ કરનાર વ્યક્તિ પોતાના ઉદ્દેશ્યમાં ક્યારેય સફળ ન થઈ શકે. પરંતુ જ્યારે તેમણે જોયું કે દયાનંદના કારણે કાશીનું વાતાવરણ મૂર્તિપૂજા વિરુદ્ધ બનતું જાય છે, ત્યારે તેમનું ધ્યાન આ આગંતુક સંન્યાસી તરફ ગયું. સ્વામીજીના મૂર્તિપૂજા ખંડનનો પ્રત્યક્ષ પ્રભાવ એ રૂપે પણ દૃષ્ટિગોચર થયો કે જે લોકો દુર્ગામંદિરે દર્શનાર્થ આવતા હતા તેઓ પહેલાં આ દિવ્ય સંન્યાસીના તેજસ્વી ઉપદેશને સાંભળવા રોકાઈ જતા હતા અને જ્યારે તેમની મૂર્તિપૂજા પ્રત્યેની ધારણામાં પરિવર્તન થઈ જતું ત્યારે તેઓ દેવીનાં દર્શન કર્યાં વગર જ ઘરે પાછા ફરતા હતા. આ રીતે શ્રદ્ધાળુ ભક્તોની ઘટતી જતી સંખ્યા મંદિરના પૂજારી માટે ખતરાની ઘંટી હતી. આથી તેમણે સ્વામીજીને નિવેદન કર્યું કે, આપ અહીંથી ક્યાંક બીજે સ્થાને સિધાવો તો સારું.

સાધુ જવાહરદાસ દરરોજ ત્રીજા પહોરમાં સ્વામીજી પાસે આવી ઉપનિષદોના બ્રહ્મજ્ઞાન વિશે વાર્તાલાપ કરતા. તેઓ માયાવાદ અને જીવ-બ્રહ્મના અભેદનું મંડન કરતા અને સ્વામીજી તેમના પક્ષનું ખંડન કરતા. સવારથી લઈ રાતના અગિયાર વાગ્યા સુધી સ્વામીજી જુદા જુદા વેદવિરુદ્ધ મત-સંપ્રદાયોની મિથ્યા માન્યતાઓ અને મૂર્તિપૂજા વગેરેનું ખંડન કરતા. પંડિત જ્યોતિસ્વરૂપ ઉદાસી પણ અદ્વૈતવાદી હતા. તેમની સાથે સ્વામીજીનો નવીન વેદાંત પર ચૌદ દિવસ સુધી નિરંતર વિચારવિમર્શ ચાલ્યો. છેવટે તેમણે સ્વામીજીની બધી જ વાતો સ્વીકારી લીધી. કહેવાય છે કે પંડિત જ્યોતિસ્વરૂપ ઉદાસી એક દિવસ કાશીનરેશની સભામાં જઈ પહોંચ્યા અને રાજસભાના પંડિતોને કહ્યું કે, તમે લોકો સ્વામી દયાનંદની સાથે શાસ્ત્રાર્થ કરતાં પહેલાં મારી સાથે શાસ્ત્રાર્થ કરી લો. પરંતુ પંડિતો અને કાશીનરેશ તેમના પાંડિત્યથી વાકેફ હતા. આથી તેઓ તેમની સાથે શાસ્ત્રાર્થ કરવા તૈયાર ન થયા.

શાસ્ત્રાર્થ માટે સામે આવતાં પહેલાં કાશીની વિદ્વત્ મંડળીએ સ્વામીજીનાં વૈદુષ્ય અને શાસ્ત્રજ્ઞાનનો તાગ મેળવવાનો વિચાર કર્યો. તેઓ સ્વામીજીની પાસે જઈને તેમની સાથે વાર્તાલાપ કરવાનું ટાળતા રહ્યા. પરંતુ તેઓ ક્યારેક છાનામાના પોતાની ઓળખ છુપાવીને પ્રચ્છન્ન રૂપે સ્વામીજીની સભાઓમાં જઈ આવતા અને કોઈ કોઈ વાર પોતાના

વિદ્યાર્થીઓને પણ સ્વામીજીના શાસ્ત્ર વિષયક જ્ઞાનની ઊંડાઈ માપવા માટે મોકલી આપતા. જે વિદ્વાનોએ સ્વામીજીની પાસે ગુપ્ત રૂપે જઈને તેમના શાસ્ત્રજ્ઞાનનો પરિચય પ્રાપ્ત કરવાનો પ્રયત્ન કર્યો તેમાં પંડિત રામ શાસ્ત્રી, પંડિત દામોદર શાસ્ત્રી, પંડિત બાલશાસ્ત્રી વગેરેનાં નામ નોંધપાત્ર છે. કદાચ પંડિત રાજારામ શાસ્ત્રી પણ ગુપ્ત રૂપે સ્વામીજી પાસે જઈ આવ્યા હતા.

દિવસે દિવસે કાશીનરેશનો આગ્રહ વધી રહ્યો હતો કે વહેલામાં વહેલી તકે સ્વામી દયાનંદને શાસ્ત્રાર્થ સમરમાં પરાજિત કરીને કાશીની લાજ બચાવવી. આથી તેમણે પંડિતોને બોલાવ્યા અને શાસ્ત્રાર્થની તૈયારી કરવાનો આદેશ કર્યો. પરંતુ કાશીના પંડિતોને શાસ્ત્રાર્થમાં સ્વામી દયાનંદ સમક્ષ આવવામાં સંકોચ થતો હતો. કારણ કે તેમને સ્વામીજીની અગાધ વિદ્વત્તા, તલસ્પર્શી શાસ્ત્ર જ્ઞાન, અપૂર્વ વાગ્મિતા, અદ્‌ભુત તર્ક કૌશલ અને અસાધારણ શાસ્ત્રાર્થ પટુતાનો પરિચય મળી ગયો હતો. વધુમાં તેઓ એ પણ જાણતા હતા કે, દયાનંદનો આગ્રહ મૂર્તિપૂજાની સિદ્ધિમાં વેદોનાં પ્રમાણ પ્રસ્તુત કરવા પર રહેશે. જ્યારે વસ્તુસ્થિતિ એ હતી કે કાશીના આ પંડિતોની વેદોમાં કશી ગતિ ન હતી અને ન તો તેઓ મૂર્તિપૂજાની સિદ્ધિમાં કોઈ વૈદિક પ્રમાણ પ્રસ્તુત કરી શકવાને સમર્થ હતા.

એવું કહેવામાં આવે છે કે કાશીનરેશે પંડિત સખારામ ભટ્ટને પ્રસ્તાવ કર્યો કે તેઓ દયાનંદ સાથેના શાસ્ત્રાર્થમાં પૌરાણિક પક્ષના મુખ્ય પ્રવક્તાની ભૂમિકા બજાવે. પરંતુ ભટ્ટજીએ આ પ્રસ્તાવનો સ્વીકાર ન કર્યો. કદાચ તેઓ જાણતા હતા કે વૈદિક પ્રમાણોના અભાવમાં દયાનંદને હરાવી નહિ શકાય અને જો પોતાની નીતિ અને પ્રકૃતિ અનુસાર કાશીના પંડિતો શાસ્ત્રાર્થનો મુખ્ય વિષય છોડીને દયાનંદને વ્યાકરણના પ્રશ્નોમાં લપેટવા જશે તોપણ તેમને સફળતા નહિ મળે; કારણ કે વૈયાકરણ મૂર્ધન્ય દંડી સ્વામી વિરજાનંદના શિષ્ય દયાનંદને શબ્દશાસ્ત્ર હસ્તામલકવત્ પ્રાપ્ત હતું. આથી ભટ્ટજી શાસ્ત્રાર્થમાં પૌરાણિક દળના મુખ્ય પ્રવક્તા બનવાની વાત તો દૂર રહી, શાસ્ત્રાર્થમાં હાજરી નોંધાવવા માટે પણ રાજી ન થયા.

કાશીનરેશનું શાસ્ત્રાર્થ વિષયક મંતવ્ય પંડિતો માટે આદેશ રૂપ હતું. આથી તેઓ ભારે મૂંઝાયા. પહેલાં તો શાસ્ત્રાર્થ કરવો ન પડે એ માટે તેમણે અનેક જાતનાં બહાનાં કાઢ્યાં. તેમણે કહ્યું કે દયાનંદ તો ખ્રિસ્તી છે, ગોરી સરકારનો ગુપ્તચર છે, દયાનંદ તો ખાલી વ્યાકરણ જાણે છે અને બીજાં શાસ્ત્રોમાં તેની ગતિ નથી, વગેરે. પરંતુ આવાં બહાનાં કરીને પણ શાસ્ત્રાર્થથી છુટકારો મેળવવો તેમના માટે મુશ્કેલ થઈ ગયો. કાશીનરેશે પંડિતોને સ્પષ્ટ કહ્યું કે, હું તો શાસ્ત્રજ્ઞ નથી. પરંતુ તમે લોકો તો પ્રજાના લાખો રૂપિયા મૂર્તિપૂજા પર ખર્ચ કરાવો છો. તમારા લોકોની જીવિકા પણ મૂર્તિપૂજાના સહારે જ ચાલે છે. તમને જે લાખો રૂપિયાની દક્ષિણા મળે છે એ પણ મૂર્તિપૂજાને કારણે જ છે. આથી શાસ્ત્રાર્થમાં આ સનાતન કે પરંપરાથી ચાલી આવતી મૂર્તિપૂજાનો શાસ્ત્રવચનોના આધારે બચાવ કરવો એ તમારી ફરજ બની રહે છે. બીજી તરફ સ્વામી દયાનંદ કાશીમાં ખુલ્લંખુલ્લા મૂર્તિપૂજાનું ખંડન કરી રહ્યા છે. તેમની ઉપેક્ષા શી રીતે થઈ શકે ? માટે તમારે લોકોએ

શાસ્ત્રાર્થ તો કરવો જ રહ્યો. આમ રાજાનો સ્પષ્ટ નિર્દેશ હોવાથી ન ઇચ્છતા હોવા છતાંય આખરે પંડિતોએ શાસ્ત્રાર્થ કરવાનું સ્વીકાર્યું. પરંતુ તેમણે રાજાને કહ્યું કે, અમે બીજા ગ્રંથો તો વાંચ્યા છે, પરંતુ અમે વેદોનો અભ્યાસ નથી કર્યો. આથી અમારે વેદો શોધવા પડશે અને જોવા પડશે. માટે શાસ્ત્રાર્થની બરાબર તૈયારીઓ કરવા માટે અમને પૂરતો સમય આપવામાં આવે. રાજાએ પોતાના પંડિતોનો આ પ્રસ્તાવ માન્ય રાખ્યો અને પંદર દિવસનો સમય આપ્યો. એટલું જ નહિ, તેમણે પંડિતોનાં ઘરે દીવા-બત્તીની વ્યવસ્થા પણ કરી આપી કે જેથી તેઓ રાત્રિના પણ શાસ્ત્રપ્રમાણો શોધી શકે. હવે આ પંડિતગણ શાસ્ત્રોના આલોચનમાં તત્પર થયો. તેઓ પૈકી કેટલાક તો સાચે જ શાસ્ત્રોનું અવલોકન કરી જરૂરી પ્રમાણોની શોધ કરવામાં પ્રવૃત્ત થયા, જ્યારે કેટલાક પંડિતો એવા પણ હતા કે જેમણે દયાનંદના વિરોધમાં કાશીમાં આંદોલન જેવી સ્થિતિ ઉત્પન્ન કરી મૂકી. તેમનો પ્રયાસ એવો હતો કે દયાનંદને પ્રચ્છન્ન ખ્રિસ્તી અને અંગ્રેજી રાજ્યનો ગુપ્તચર કહીને બદનામ કરવામાં આવે. સ્વામી સચ્ચિદાનંદે લખ્યું છે :

અફવાઓ ગમે તેટલી જૂઠી હોય તોપણ તેની અસર તો થતી જ હોય છે.[૧૧]

આ જ પંડિતોથી પ્રેરિત થઈને કાશીના કુખ્યાત ગુંડાઓએ નક્કી કર્યું કે પરંપરાગત અને લોકો દ્વારા અનુમોદિત મૂર્તિપૂજાને પડકારીને કાશી જેવી પવિત્ર નગરીમાં અકારણ આંદોલન ચલાવનાર આ સંન્યાસીનું અપમાન કરી તેને બધી રીતે લાંછિત કરવામાં કોઈ કમી ન રહેવી જોઈએ. આથી એક દિવસ બનારસી ગુંડાઓની એક ટોળકીએ સ્વામીજીને ખતમ કરવાનું ષડ્યંત્ર રચ્યું. પરંતુ સાધુ જવાહરદાસને આ વાતની ગંધ આવી ગઈ. તેમણે સ્વામીજીને ચેતવ્યા. સ્વામીજીએ કહ્યું કે, આપ બિલકુલ ગભરાશો નહિ. મારા જીવનમાં આવી ઘટનાઓ અનેક વાર ઘટી ચૂકી છે. દસ-પંદર ગુંડાઓ માટે તો હું એકલો જ પૂરતો છું.

આ દરમિયાન સ્વામીજીનો ધર્મોપદેશ અને ધર્મચર્ચાનો કાર્યક્રમ તો પૂર્વવત્ ચાલી જ રહ્યો હતો. એક દિવસ સ્વામીજીએ પંડિત રાજારામ શાસ્ત્રીની પાસે એક પ્રશ્ન લખી મોકલ્યો. બળદેવપ્રસાદ આ પ્રશ્ન લઈને રાજારામ શાસ્ત્રી પાસે ગયા. આ પ્રશ્ન આ મુજબ હતો :

येनोच्चारितेन सास्नालांगूलककुदखुरविषाणिनां सम्प्रत्ययो भवति सः शब्दः, अथवा प्रतीतपदार्थको लोके ध्वनिः शब्दः, अथवा श्रोत्रोपलब्धिबुद्धिर्निर्ग्राह्य आकाशदेशः स शब्दः अस्योदाहरणपूर्वकं समाधानं कुर्यात् ?[१२]

પંડિત રાજારામે આ પ્રશ્નનો યોગ્ય ઉત્તર તો ન જ આપ્યો, પરંતુ એક વિચિત્ર વાત કહી. તેમણે કહ્યું કે, મારી અને દયાનંદની વચ્ચે એક છરી રાખવામાં આવે. જો હું તેમના આ પ્રશ્નનું યથાયોગ્ય સમાધાન કરી દઉં તો તેમનું નાક કાપી લેવામાં આવશે.

---

૧૧. સચ્ચિદાનંદ, મહર્ષિ દયાનંદ સરસ્વતી, પાન ૮૫.

૧૨. દ્રષ્ટવ્ય : મહાભાષ્ય : ૧.૧.૧.

બળદેવપ્રસાદે પાછા આવીને સ્વામીજીને આ ઉત્તર કહી સંભળાવ્યો. સ્વામીજીએ આવો અશિષ્ટ ઉત્તર સાંભળીને પંડિત રાજારામને કહેવડાવ્યું કે, એક જ છરી શા માટે ? બે છરીઓ રાખજો. તમને શાસ્ત્રચર્ચાને બદલે શસ્ત્રચર્ચા જ પસંદ હોય તો એ પણ થઈ જાય ! કહેવા ખાતર તો પંડિત રાજારામે કહી દીધું, પરંતુ તેઓ સ્વામીજીની સામે આવવાનું સાહસ કરી શકયા નહિ. માત્ર એટલું જ કહીને રહી ગયા કે, જલદી શી છે ? સ્વામીજી કાશીમાં આવી જ ગયા છે તો જોઈ લઈશું. હકીકતમાં તેમને ચિંતા સતાવવા માંડી હતી કે આવામાં ક્યાંય સાચે જ દયાનંદ સાથે શાસ્ત્રાર્થ કરવાનો વારો ન આવે. આથી તેમણે સ્વામીજીની યોગ્યતા અને વિદ્વત્તા જાણવા પોતાના શિષ્ય પંડિત શાલિગ્રામ શાસ્ત્રીને સ્વામીજી પાસે મોકલ્યા. પંડિત શાલિગ્રામ વિદ્યાર્થી સ્વામીજીને મળ્યા અને તેમણે પોતાના ગુરુ પાસે જઈએ પ્રતિક્રિયા આપતાં કહ્યું કે, દયાનંદ છે તો ભારે વિદ્વાન, પરંતુ નાસ્તિક છે !

એક દિવસ કાશીનરેશની સભાના મુખ્ય પંડિત તારાચરણ પણ સ્વામીજીના સામર્થ્યની પરીક્ષા લેવા વેશપલટો કરીને પહોંચ્યા. તેમણે એવો નિષ્કર્ષ કાઢ્યો કે, દયાનંદ બહુ મોટા વિદ્વાન તો નથી, પરંતુ છે ભારે સાહસિક અને પોતાના પ્રતિપક્ષીનો તત્કાળ ઉપહાસ કરી દે છે. આવું સાંભળીને બધા પંડિતો સ્વામીજી પ્રત્યે ઉદાસીન થઈ ગયા.

પંડિત બાલશાસ્ત્રી વગેરે પંડિતોએ પણ પોતાના છાત્રોને સ્વામીજી પાસે મોકલીને પ્રામાણ્ય-અપ્રામાણ્ય ગ્રંથોની યાદી મંગાવી. જે લોકો આ હેતુસર સ્વામીજીને મળવા ગયા તેમાં પંડિત શાલિગ્રામ શાસ્ત્રી, પંડિત ઢુંઢિરાજ શાસ્ત્રી ધર્માધિકારી, પંડિત દામોદર શાસ્ત્રી અને પંડિત રામકૃષ્ણ શાસ્ત્રી (અપર નામ તાત્યા) - આ ચારનાં નામ ઉલ્લેખનીય છે. આ લોકો સ્વામીજીને મળ્યા અને પ્રામાણિક ગ્રંથોની યાદી માંગી. મુંશી હરવંશલાલ ત્યાં હાજર હતા. તેમણે સ્વામીજીને સંકેત કર્યો કે, આ પંડિત લોકો નથી, પરંતુ તેમના છાત્રો છે. આથી આ લોકોને અત્યારે કશુંય કહેવું યોગ્ય નથી. જ્યારે તેમના ગુરુ પંડિતો આવશે ત્યારે આ બાબતે નિર્ણય કરવો ઠીક રહેશે. પરંતુ પંડિત રાજારામ વગેરેએ કાશીનરેશને કહ્યું કે, જ્યાં સુધી ગ્રંથોનો નિર્ણય ન થાય ત્યાં સુધી અમે શાસ્ત્રાર્થ કરીશું નહિ. બે-ત્રણ દિવસ પછી જ્યારે કાશીનરેશે અનુરોધ કર્યો અને પોલીસ કોટવાળ રઘુનાથપ્રસાદે મધ્યસ્થતા કરી ત્યારે સ્વામીજીએ પોતાને માન્ય એવા પ્રામાણિક ગ્રંથોની એક યાદી પોતાના હસ્તાક્ષર સહિત લખી આપી. આ યાદીમાં સ્વામીજીએ કુલ એકવીસ શાસ્ત્રોનો પ્રમાણ કોટિમાં સ્વીકાર કર્યો હતો. આ ગ્રંથોમાં ચાર વેદ સંહિતાઓ, ચાર ઉપવેદ, વેદોનાં છ અંગ, છ ઉપાંગ અને ક્ષેપક શ્લોકોને બાદ કરીને મનુસ્મૃતિનો સમાવેશ કરવામાં આવ્યો હતો. ફરી પ્રશ્ન કરવામાં આવ્યો કે આ જ ગ્રંથોને શા માટે પ્રમાણ માનવામાં આવે ? સ્વામીજીએ ઉત્તર આપ્યો કે, જો શાસ્ત્રાર્થમાં કોઈ આ પ્રશ્ન કરશે તો હું તેનો ઉત્તર આપીશ. એ પણ પૂછવામાં આવ્યું કે, મનુસ્મૃતિમાં કેટલા શ્લોકો ક્ષેપક છે ? તેનો ઉત્તર પણ અત્યારે આપવો ઉચિત ન સમજીને સ્વામીજીએ મુલતવી રાખ્યો.

છેવટે શાસ્ત્રાર્થનો દિવસ મુકરર કરવા અંગે વિચાર કરવામાં આવ્યો. ત્યારે બનારસ નગર પર બ્રિટિશ શાસન હતું અને રિયાસતનું શાસન મહારાજાને આધીન હતું. કાશીના ભેલૂપુર થાણાના પોલીસ કોટવાલ (પોલીસ ઇન્સ્પેક્ટર) પંડિત રઘુનાથપ્રસાદનો વિચાર એવો હતો કે શાસ્ત્રાર્થ રવિવારે યોજાય. અંગ્રેજ કલેક્ટરે પણ કહેવડાવ્યું હતું કે શાસ્ત્રાર્થ રવિવારે રાખવામાં આવે કે જેથી તેઓ બીજા ઉચ્ચ સરકારી અધિકારીઓ સહિત શાસ્ત્રાર્થમાં હાજર રહી શકે. પરંતુ મહારાજાના મનમાં દુરભિસંધિનો ભાવ હતો. તેમણે વિચાર્યું કે જો શાસ્ત્રાર્થમાં જિલ્લાધીશ પોતે હાજર રહેશે તો તેમની સામે કશી ગરબડ કે શોર મચાવી શકાશે નહિ. આથી તેમણે અંગ્રેજ અધિકારીઓનો પ્રસ્તાવ અસ્વીકાર કર્યો અને ૧૬ નવેમ્બર ૧૮૬૯ (કારતક સુદ બારસ, સંવત ૧૯૨૬) અને મંગળવારનો દિવસ શાસ્ત્રાર્થ માટે નક્કી કર્યો. કાશીના પંડિતો અને તેમના હાથમાં ખેલનારા કાશીનરેશના ગુપ્ત ષડ્યંત્રનું આ એક પ્રબળ પ્રમાણ પૂરું પાડે છે. તેમના મનમાં પહેલેથી જ ખોટ હતી. જો આ શાસ્ત્રાર્થ રવિવારે થયો હોત તો તેમાં કલેક્ટર વગેરે અધિકારીઓ હાજર રહી શક્યા હોત અને તેમની હાજરીમાં કાશીનાં અસામાજિક તત્ત્વોને હુલ્લડ કરવાની ખુલ્લી છૂટ ન જ મળી હોત. આખી કાશીમાં તુમુલ આંદોલન શરૂ થઈ ગયું. આબાલવૃદ્ધ, પંડિત અને મૂર્ખ બધા જ કાશીવાસીઓ અત્યંત ઉત્સુકતા અને ઉત્કંઠાથી શાસ્ત્રાર્થના દિવસની પ્રતીક્ષા કરવા લાગ્યા.

શાસ્ત્રાર્થનો દિવસ નક્કી થયો એટલે કોટવાળે સ્વામીજીને કહ્યું કે, આપશ્રીએ કાશીનરેશ પાસે જઈને શાસ્ત્રાર્થ કરવો જોઈએ. પરંતુ સ્વામીજીએ કહ્યું કે, મારો નિયમ છે કે હું કોઈની પાસે જતો નથી અને જે કોઈ મારી પાસે આવે છે તે જ્યાં સુધી ઇચ્છે ત્યાં સુધી ચર્ચા-વિચારણા કે શાસ્ત્રાર્થ કરી શકે છે. આ સાંભળીને કોટવાળે કહ્યું કે, જો આપને કોઈ જાતનો ભય લાગતો હોય તો કલેક્ટરની પાસે જઈને તેમની હાજરીમાં શાસ્ત્રાર્થ કરવાનું વિચારી શકાય. અમે ત્યાં મંડપ વગેરેની વ્યવસ્થા કરી દેશું. સ્વામીજીને કોટવાળની સદ્ભાવના સ્પર્શી ગઈ. તેમણે વિનોદ કરતાં કહ્યું કે, આમ તો હું ક્યાંય કોઈની પાસે જતો નથી, પરંતુ તમે કોટવાળ છો, મને આગ્રહપૂર્વક બાંધીને ક્યાંય લઈ જાવ તો પછી હું શું કરી શકવાનો ? છેવટે આનંદબાગમાં જ શાસ્ત્રાર્થ કરવાનો નિશ્ચય થયો. કાશીનો આ આનંદબાગ એક ઐતિહાસિક સ્થાન છે. તેનું નિર્માણ પૂનાના અંતિમ પેશવા અમૃતરાવે કરાવ્યું હતું. તેને કાશીનો તાજમહેલ કહેવામાં આવતો. ૧૮૫૭ના વિપ્લવ સમયે આનંદબાગની હરાજી કરવામાં આવી ત્યારે અમેઠીના રાજા માધવસિંહે તેને ખરીદી લીધો હતો. આ જ આનંદબાગ હવે સ્વામી દયાનંદ અને કાશીના પંડિતો વચ્ચેના ઐતિહાસિક શાસ્ત્રાર્થની સાક્ષી બનવા જઈ રહ્યો હતો. અમેઠીનરેશ માધવસિંહના પૌત્ર રાજકુમાર રણંજયસિંહે આ શાસ્ત્રાર્થની સ્મૃતિમાં આ સ્થાને એક શિલાલેખ સ્થાપિત કર્યો છે. આ શિલાલેખમાં ચાર સંસ્કૃત શ્લોકોની નીચે આ મુજબ લખવામાં આવ્યું છે :

> આર્યસમાજના પ્રવર્તક મહર્ષિ દયાનંદ સરસ્વતી સાથે કાશીના પ્રમુખ વિદ્વાન શ્રી બાલશાસ્ત્રી, સ્વામી વિશુદ્ધાનંદ સરસ્વતી, શ્રી તારાચરણ તર્કરત્ન,

શ્રી અંબિકાદત્ત વ્યાસ, શ્રી દામોદર શાસ્ત્રી, શ્રી તાત્યા શાસ્ત્રી [પંડિત રામકૃષ્ણ શાસ્ત્રી], શ્રી શિવસહાય રામ અને શ્રી માધવાચાર્ય વગેરે સાથે આનંદબાગમાં કારતક સુદ બારસ વિક્રમ સંવત ૧૯૨૬ના રોજ જે અપૂર્વ શાસ્ત્રાર્થ થયો હતો તેની સ્મૃતિમાં અમેઠીનરેશ રાજર્ષિ મહારાજા ભગવાન બખ્શસિંહના સુપુત્ર રાજા રણંજયસિંહે કાશી શાસ્ત્રાર્થ વેદીનું નિર્માણ કરાવ્યું છે તથા તપોમૂર્તિ મહાત્મા આનંદ સ્વામી સરસ્વતીએ ચૈત્ર સુદ અગિયારસ વિક્રમ સંવત ૨૦૨૪ના રોજ આ સ્મૃતિપટલ (શિલાલેખ)નું ઉદ્‌ઘાટન કર્યું છે.

સ્વામી દયાનંદને સત્ય પર અડગ વિશ્વાસ હતો. તેઓ પોતાના વિદ્યાબળ અને આત્મવિશ્વાસના આધારે ખૂબ જ શાંતિ, સંતોષ અને ઉત્સાહથી શાસ્ત્રાર્થના દિવસની પ્રતીક્ષા કરી રહ્યા હતા. પરંતુ તેમને એ વાતની પણ આશંકા હતી કે ક્યાંય કોઈ ઉપદ્રવ ન થઈ જાય. તેમને થતું હતું કે જો સંસ્કૃત ન જાણનારા સાધારણ લોકોની સાથે મળીને પંડિતો હોહા મચાવશે તો સત્યનો પ્રકાશ કરવામાં વિઘ્ન આવી શકે છે.

સ્વામીજીએ વિચાર કર્યો કે અહીં કેટલાક વિદ્વાનો એવા પણ છે કે જેઓ દિલથી મારા પક્ષમાં છે, ભલે તેઓ છડેચોક પોતાનો મત પ્રગટ કરતા ન હોય. જો આ વિદ્વાનોના હૃદયમાં સત્ય પ્રત્યેનો થોડો પ્રેમ અને જોશ ઉત્પન્ન કરવામાં આવે તો કદાચ તેઓ શાસ્ત્રાર્થમાં થોડું સાહસ બતાવી શકે. અને જો આવું થાય તો શાસ્ત્રાર્થમાં પ્રતિપક્ષી પંડિતો કંઈ ધાંધલ-ધમાલ કરે તો તેમને પણ નિયંત્રિત કરી શકાય. આથી સ્વામીજીએ આવા કેટલાક વિદ્વાનોને પ્રેરિત કરતાં કહ્યું કે, સત્ય ધર્મની રક્ષા માટે આ અમૂલ્ય અવસર છે. સાચા વિદ્વાનોએ આ પ્રસંગે હિંમતથી કામ લેવું જોઈએ. પંડિત જ્યોતિસ્વરૂપ ઉદાસી આવા જ ઉચ્ચ કોટિના વિદ્વાન હતા. આથી સ્વામીજીએ તેમને પણ સમજાવ્યા કે, આપ બ્રહ્મવિદ્યા અને વેદશાસ્ત્રો પર ચિંતન-મનન કરો છો, સત્ય જાણો છો. ભલે આપ મૂર્તિપૂજાનું ખંડન ન કરી શકતા હો તો ન કરશો, પરંતુ શાસ્ત્રાર્થમાં હું જ્યારે યથાર્થ યુક્તિઓ - દલીલોનું નિરૂપણ કરું ત્યારે જો કોઈ પંડિત અનાવશ્યક વિવાદ કરે તો આપ તેને રોકવાનો પ્રયાસ તો જરૂર કરી શકો છો. પંડિત જ્યોતિસ્વરૂપે આશ્વાસન આપતાં કહ્યું કે, હું આપની માફક મૂર્તિપૂજાનું ખુલ્લી રીતે ખંડન તો નહિ કરી શકું, પરંતુ યથાસંભવ મદદ કરવાની જરૂર કોશિશ કરીશ.[૧૩]

સ્વામીજીને પોતાનો પક્ષ સત્ય અને સબળ હોવાનો પૂરો વિશ્વાસ હતો. એક દિવસ સાધુ જવાહરદાસે તેમને કહ્યું કે, કાશીના આ પંડિતો ભારે વિદ્વાન છે, ષડ્‌દર્શનોમાં પારંગત છે. આપ એ બધાની સાથે શી રીતે શાસ્ત્રાર્થ કરી શકશો ? આપ કોઈ એકાદને જીતી લેશો, પણ એ બધાને શી રીતે પરાસ્ત કરી શકશો ? સ્વામીજીએ કહ્યું કે, કાશીના આ પંડિતોની વેદોમાં બિલકુલ ગતિ નથી. તેઓ કાકભાષા એટલે કે નવ્ય ન્યાય અને શુષ્ક વ્યાકરણમાં તો કુશળ છે, પરંતુ તેમનું વેદાર્થ જ્ઞાન શૂન્યવત્ છે. આથી તેઓ વૈદિક

૧૩. લક્ષ્મણ આર્યોપદેશક, મહર્ષિ દયાનંદ સરસ્વતી સંપૂર્ણ જીવનચરિત્ર, ભાગ ૧, પાન ૨૪૮.

પ્રમાણોની મદદથી મૂર્તિપૂજાને કદાપિ સિદ્ધ કરી શકવાના નથી. કાશીના વિદ્વાનોમાં પંડિત બાલશાસ્ત્રી, પંડિત સખારામ ભટ્ટ અને પંડિત ગણેશ શ્રોત્રિય - આ બે-ત્રણ જ એવા છે કે જેમની વેદોમાં કંઈક ગતિ છે. આથી મને એવું લાગે છે કે આ પૈકી એક બાલશાસ્ત્રી જ એવા છે કે જે મારી સાથે થોડી વાર ચર્ચા કરી શકશે. બીજા પંડિતોમાં કોઈ ખાસ યોગ્યતા જણાતી નથી. ફરુખાબાદમાં પંડિત શ્રીગોપાલ અહીંથી જ વ્યવસ્થાપત્ર લઈ આવ્યા હતા. એ વ્યવસ્થાપત્રને જોઈને જ હું કાશીના પંડિતોની યોગ્યતા સમજી ગયો હતો. સ્વામીજીની ઇચ્છા હતી કે નાનાં નાનાં નગરોનાં પંડિતો પર વિજય પ્રાપ્ત કરીને દેશને મૂર્તિપૂજા મુક્ત કરવાનું કઠિન છે. જો કાશીમાં વિજય મળે તો એ દિગ્વિજય ગણાય અને એ વિજય મૂર્તિપૂજારૂપી અંધકારને દૂર કરવામાં સહાયક બની રહેશે. કંઈક આવા જ વિચારથી સ્વામીજી કાશી પધાર્યા હતા.

અંતે જેની પ્રતીક્ષા હતી એ શાસ્ત્રાર્થનો દિવસ આવી પહોંચ્યો. છેલ્લી રાતે મોડે સુધી જાગરણ કરીને કાશીના પંડિતો શાસ્ત્રોનું અવલોકન અને વિચાર કરતા રહ્યા. સવાર પડતાં જ લોકોનો સમૂહ વિદ્વાનોનું આ દંગલ જોવા આનંદબાગમાં ભેગો થવા માંડ્યો. આ શાસ્ત્રાર્થમાં હાજર રહેલા દર્શકોની સંખ્યા લગભગ પચાસ-સાઠ હજાર જેટલી બતાવવામાં આવી છે. કાશીમાં આટલો મોટો જનસમૂહ પહેલાં ક્યારેય એકત્ર થયો નહોતો.[૧૪] લાલા લજપતરાયે લખ્યું છે :

> એટલું નિશ્ચિત છે કે આ પહેલાં ક્યારેય કોઈ ધાર્મિક ચર્ચામાં આટલી મોટી વિશાળ સંખ્યામાં લોકો ઉપસ્થિત રહ્યા નહોતા.[૧૫]

સ્વામી સચ્ચિદાનંદે લખ્યું છે :

> કહેવાય છે કે ૫૦થી ૬૦ હજાર માણસોની મેદની ભેગી થઈ હતી. પંડિતો, લોકો અને રાજા હિંદુ ધર્મ ઉપર દયાનંદનું આક્રમણ માનતા હતા તેથી સૌ કોઈ ધર્મરક્ષા માટે ભેગા થયા હતા. શ્રદ્ધાને વૈચારિક ભૂમિકા નથી હોતી. કદાચ હોય છે તો સ્વપક્ષીય રાગાત્મક ભૂમિકા હોય છે. આવા માહોલમાં સત્યને શોધવું કે સ્વીકારવું શક્ય નથી હોતું.[૧૬]

---

૧૪. આ શાસ્ત્રાર્થમાં કેટલા લોકો ભેગા થયા હતા એ સંખ્યાને લઈને પ્રત્યક્ષદ્રષ્ટાઓના જુદા જુદા મત છે. પંડિત શાલિગ્રામ અને પંડિત કેશવ શાસ્ત્રી અનુસાર લગભગ પચાસ હજાર લોકો એકઠા થયા હતા, જ્યારે બનારસના ઓનનરી મૅજિસ્ટ્રેટ લાલા માધોદાસ (પ્રસિદ્ધ દાર્શનિક ડૉ. ભગવાનદાસના પિતા અને પ્રસિદ્ધ રાજનીતિજ્ઞ બાબુ શ્રીપ્રકાશના દાદા) તથા કાનપુરના વકીલ પંડિત હૃદયનારાયણ કૌલ અનુસાર લગભગ વીસ-પચ્ચીસ હજાર લોકો હતા. (દ્રષ્ટવ્ય : ડૉ. ભવાનીલાલ ભારતીયની સંપાદકીય ટિપ્પણી, પંડિત લેખરામ રચિત મહર્ષિ દયાનંદ સરસ્વતી કા જીવનચરિત્ર, પાન ૯૭૦)

૧૫. લજપતરાય, યુગપ્રવર્તક સ્વામી દયાનંદ, પાન ૧૦૬.

૧૬. સચ્ચિદાનંદ, મહર્ષિ દયાનંદ સરસ્વતી, પાન ૮૫.

આ ભીડમાં ૩૦૦-૪૦૦ જેટલા મૂર્ધન્ય પંડિતો પણ હતા કે જેમણે મૂર્તિપૂજાની વૈદિકતા સાબિત કરવા માટે પૂરી તૈયારીઓ કરી હતી. પંડિત રાજારામ શાસ્ત્રી આ પંડિતોની સેનામાં સંમિલિત નહોતા થયા. તેઓ પોતાના પ્રિય શિષ્ય પંડિત બાલશાસ્ત્રીને સર્વોપરી માનતા હતા અને જો બાલશાસ્ત્રી સંતુષ્ટ થઈ જાય તો પોતે પણ સંતુષ્ટ થઈ જશે એવું માનતા હતા. એક પંડિત સખારામ (કે જેમને પંડિત રાજારામ સાથે વિરોધ હતો તેઓ) પણ નહોતા આવ્યા. આ બે પંડિતોને બાદ કરતા કાશીના લગભગ તમામ પ્રસિદ્ધ પંડિતો સ્વામી દયાનંદનો વિરોધ કરવા અહીં આવી પહોંચ્યા હતા. માત્ર પંડિતો જ થોડા આવ્યા હતા ? અહીં તો અનેક બનારસી ગુંડાઓ પણ મૂર્તિપૂજાના સમર્થનમાં તક મળ્યે પોતાની શૂરતાના ચમત્કાર બતાવવા આવી પહોંચ્યા હતા. હકીકતમાં અહીંની લગભગ પૂરી જનસંખ્યાનો સીધો કે આડકતરો નિર્વાહ મૂર્તિપૂજા પર નિર્ભર હતો. આથી મૂર્તિપૂજાનો બચાવ કરવો અને તેના વિરોધી દયાનંદને ગમે તે રીતે પછાડવા એ અહીંના પંડિતો તેમ જ જનતા બંનેનો સામાન્ય હેતુ હતો.

ફરુખાબાદ નિવાસી પંડિત બલદેવપ્રસાદ શુક્લ સ્વામીજીના ભક્ત હતા. તેઓ સ્વામીજીને મળવા કાશી આવ્યા હતા. તેમણે સ્વામીજીને કહ્યું : મહારાજ, આ કાશી નગરી તો ગુંડાઓનું ઘર છે. જો ફરુખાબાદ હોત તો ત્યાં આપના દસ-વીસ ભક્તો અને અનુયાયીઓ પણ નીકળી આવત. પરંતુ અહીં તો શત્રુ-શિબિરમાં રહીને જ આપે રણકૌશલ બતાવવું રહ્યું. પોતાના હિતેચ્છુની આ વાત સાંભળીને દૃઢ આસ્તિક દયાનંદે કહ્યું :

> યોગીજનોનો નિશ્ચિત સિદ્ધાંત છે કે સત્યનો સૂરજ ઘોર અવિદ્યા-અંધકાર પર એકલો જ વિજયી થતો હોય છે. જે ઈશ્વરની આજ્ઞા અનુકૂળ પક્ષપાત રહિત થઈને સત્યનો ઉપદેશ કરે છે, તે કોઈથી ભયભીત થતો નથી. સત્પુરુષો ભયભીત થઈને સત્યને ક્યારેય છુપાવતા નથી. ભલે પ્રાણ જતા હોય તો જાય, પરંતુ ઈશ્વરની આજ્ઞાનું પાલન તો કરવું જ રહ્યું. માટે ડર શી વાતનો છે ? એક ઈશ્વર છે, એક હું છું અને એક ધર્મ છે; બીજું કોણ છે ? જોઈ લઈશ આ પંડિતોને. જાઓ, તમે કોઈ વાળંદને બોલાવી લાવો. [૧૭]

આવા અવિચળ ઈશ્વર-વિશ્વાસના એકમાત્ર બળ પર સ્વામી દયાનંદે મૂર્તિપૂજાના આ દૃઢ કિલ્લાને એકલા હાથે જ ભેદવાનો નિશ્ચય કર્યો.

બનારસ હિંદુ વિશ્વવિદ્યાલયમાં અનેક વર્ષો સુધી સંસ્કૃતના પ્રોફેસર રહી ચૂકેલા પંડિત બલદેવ ઉપાધ્યાયે કેટલાંક વર્ષો પહેલાં 'કાશી કી પાંડિત્ય પરંપરા' નામનું એક મોટું પુસ્તક લખ્યું હતું. આ પુસ્તકમાં છેલ્લાં એક હજાર વર્ષમાં કાશીમાં થઈ થયેલા સંસ્કૃતના વિદ્વાન પંડિતોનો વિસ્તૃત પરિચય આપવામાં આવ્યો છે. આ પંડિતોના કૃતિત્વને

---

૧૭. ભવાનીલાલ ભારતીય, નવજાગરણ કે પુરોધા દયાનંદ સરસ્વતી, ભાગ ૧, પાન ૩૦૧-૩૦૨; અને દેવેન્દ્રનાથ મુખોપાધ્યાય સંગૃહીત મહર્ષિ દયાનંદ સરસ્વતી કા જીવનચરિત, પાન ૧૭૩.

જોતાં લાગે છે કે, આ પંડિતો સાહિત્ય, કાવ્ય, ન્યાય, મીમાંસા, વેદાંત, જ્યોતિષ વગેરેમાં તો ખૂબ જ વ્યુત્પન્ન (વિદ્વાન) રહ્યા છે, પરંતુ આ પંડિતોમાં વેદોના અધ્યેતા તથા વેદોના પારગામી વિદ્વાનો તો નગણ્ય જ છે. સ્વામી દયાનંદના કાશીમાં આગમન સમયે પણ કાશીમાં પંડિત બાલશાસ્ત્રી અને પંડિત ગણેશ શ્રોત્રિય આ બે જ વિદ્વાનો એવા હતા કે જેમનો વેદોમાં થોડોક પ્રવેશ હતો.[૧૮]

શાસ્ત્રાર્થના દિવસે સવારે સ્વામીજીએ હજામત કરાવી સ્નાન કર્યું અને શરીર પર માટીનું સુંદર લેપન કર્યું. પછી એક શિલા પર પદ્માસન લગાવીને બહુ વાર સુધી પરમેશ્વરનું ધ્યાન કર્યું. પછી ભોજન કર્યું. સ્વામીજીએ બલદેવપ્રસાદને કહ્યું કે, કોઈની સાથે વિતંડા કે વિવાદ ન કરશો, ક્રોધ ન કરશો. આ રીતે તૈયાર થઈ સ્વામીજી શાસ્ત્રાર્થ સ્થળે આવી પહોંચ્યા. આમ તો બપોર પછી જ કાશીમાં વિચિત્ર દૃશ્ય દેખાવા માંડ્યું હતું. કાશીનરેશે આજ્ઞા કરી કે બધા જ પંડિતો આજે ત્રીજા પહોરમાં શાસ્ત્રાર્થ સ્થાને પહોંચી જાય. શાસ્ત્રાર્થ સ્થળે અપાર જનસમૂહ ભેગો થઈ ગયો. તેમાં જેમ પંડિતો હતા તેમ મૂરખાઓ પણ હતા, સજ્જનો હતા તેમ દુર્જનો પણ હતા, જિજ્ઞાસુઓ હતા તેમ તમાશો જોનારા પણ હતા. ટૂંકમાં આ વિશાળ ભીડમાં તમામ પ્રકારના લોકો ભેગા થયા હતા. ભેલૂપુર થાણાના કોટવાળ પંડિત રઘુનાથપ્રસાદ મૂર્તિપૂજક હતા, પરંતુ તેઓ પોતાનું કર્તવ્ય બહુ જ સારી રીતે સમજતા હતા.[૧૯] શાસ્ત્રાર્થ ન્યાયપૂર્વક થાય અને શાંતિ જળવાય રહે એ માટે તેમણે એવી વ્યવસ્થા કરી કે, સ્વામીજીનું આસન એક ખડકી પાસે રાખવામાં આવ્યું હતું અને સ્વામીજીના આસનની સામે શાસ્ત્રાર્થ કરનાર પંડિતને બેસાડવાની વ્યવસ્થા કરી હતી. આ ઉપરાંત એક ત્રીજું આસન કાશીનરેશ માટે ગોઠવવામાં આવ્યું હતું. બાકીના બધા પંડિતો તથા પ્રતિષ્ઠિત લોકોને બેસવાની વ્યવસ્થા બાજુમાં કરી હતી. તેમણે સ્વામીજીને વરંડામાં એવી જગ્યાએ બેસાડ્યા હતા કે જો કોઈ ઉપદ્રવ થાય તોપણ તરત જ કમાડ બંધ કરીને સ્વામીજીનો બચાવ કરી શકાય. કોટવાળની સાથે અનેક સિપાઈઓ પણ અહીં ફરજ પર હાજર હતા.

કાશીનરેશે આતંકનું વાતાવરણ ખડું કરી સ્વામીજીને પ્રભાવિત કરવા પંડિતોને શાસ્ત્રાર્થ સ્થળે લઈ આવવા માટે ખુલ્લી પાલખીઓની વ્યવસ્થા કરી હતી. આથી કાશીના પંડિતો એ પાલખીઓમાં બેસી, ચામર ઢોળાવતાં અને જયઘોષો કરતાં કરતાં પોતાના શિષ્યો સહિત ભારે આડંબરપૂર્વક અહીં આવી પહોંચ્યા. પરંતુ વીતરાગ દયાનંદે એ તરફ કંઈ જ ધ્યાન ન આપ્યું. થોડી જ વારમાં કાશીનરેશ પણ આવી પહોંચ્યા. પંડિતોએ ઊભા થઈને પોતાના આશ્રયદાતા અને આ શાસ્ત્રાર્થના પ્રેરક કાશીનરેશને આશીર્વાદ આપ્યા અને મંગળવાચન

---

૧૮. ભવાનીલાલ ભારતીય, નવજાગરણ કે પુરોધા મહર્ષિ દયાનંદ સરસ્વતી, ભાગ ૧, પાન ૩૨૪.

૧૯. જીવનચરિત્રોમાં રઘુનાથપ્રસાદ જે થાણાના કોટવાળ હતા તેનું નામ ક્યાંક 'ભોજૂપુર' તો ક્યાંક 'ભોજપુર' જોવા મળે છે. આ બંને નામ સાચાં લાગતાં નથી. કાશી જિલ્લાનું 'ભેલૂપુર' નામનું થાણું હોઈ શકે છે. સાચું નામ અન્વેષણીય છે.

કર્યું. હવે આ બધા પંડિતો કોટવાળે ગોઠવેલી આસન વ્યવસ્થાનો નિરાદર કરીને સ્વામીજીને ઘેરીને બેસી ગયા. કાશીનરેશે પણ કોટવાળે નક્કી કરેલી વ્યવસ્થાની અવગણના કરી. આમ કાશીનરેશ તથા પંડિતો પહેલેથી જ નહોતા ઇચ્છતા કે આ શાસ્ત્રાર્થ નિરુપદ્રવ પૂરો થાય. તેઓ ધાંધલ અને ગરબડ કરવાનું મન બનાવીને જ આવ્યા હતા.

આ એક અત્યંત વિચિત્ર, અભૂતપૂર્વ અને અસાધારણ પ્રસંગ હતો કે કોઈ સંન્યાસી કાશીમાં આવીને મૂર્તિપૂજા સામે આ રીતે બંડ પોકારે અને પંડિતોને શાસ્ત્રાર્થમાં લલકારે. કાશી એટલે વિશ્વનાથપુરી અને તેમાં મૂર્તિપૂજા વિરુદ્ધ આવું તુમુલ આંદોલન ! એક તરફ કાશી વિશ્વનાથ, તેમના કાલ ભૈરવ વગેરે રક્ષક, ૩૩ કરોડ દેવતાઓની વિશાળ ફોજ અને આ કલ્પિત દેવતાઓ ઉપરાંત કાશીના હજારો જીવિત દેવતાઓ - બ્રાહ્મણો એકાકી દયાનંદનો શસ્ત્ર અને શાસ્ત્ર બંનેથી મુકાબલો કરવા તત્પર ! સાથે કાશીનરેશ પણ પોતાનાં સમસ્ત સાધનો અને શક્તિથી પ્રચલિત પરંપરાને બચાવવા માટે પ્રયત્નશીલ ! જો શાસ્ત્રાર્થમાં કાશીના પંડિતો હારી જાય તો તેમને મળતી લાખોની આજીવિકા અને જાગીરો જપ્ત થવાની આશંકા હતી. આથી પંડિતોમાં દયાનંદને માત કરવાનો અથાહ જોશ નજરે પડતો હતો. કાશીની આ વિશાળ પલટન સામે એકલવીર કૌપીનધારી અકિંચન સંન્યાસી દયાનંદ છે. તેમની પાસે સાધનાની અતુલ સંપદા છે, અપૂર્વ વેદવિદ્યા છે, અને અટલ ઈશ્વર વિશ્વાસ છે. સ્વામી સચ્ચિદાનંદે લખ્યું છે :

> આ અભિમન્યુ ચક્રાવો જ હતો. એક તરફ મોટી કૌરવી સેના અને બીજી તરફ એકમાત્ર અભિમન્યું.[૨૦]

આમ તો કાશીમાં સ્વામીજીના પક્ષનું ખુલ્લું સમર્થન કરે તેવો એક પણ પંડિત કે વિદ્વાન ન હતો. છતાંય કેટલાક પરમહંસ સાધુઓ તેમના વિચારો પ્રત્યે સહાનુભૂતિ જરૂર ધરાવતા હતા અને તેમણે સ્વામીજીના ઉદ્દેશ્યો સાથે પોતાની સહમતી વ્યક્ત કરી હતી. તે સાધુઓ પણ શાસ્ત્રાર્થ સ્થળે આવી પહોંચ્યા.[૨૧] આ સાધુઓમાં સ્વામીજીના પરિચિત

---

૨૦. સચ્ચિદાનંદ, મહર્ષિ દયાનંદ સરસ્વતી, પાન ૮૬.

૨૧. સ્વામી સત્યાનંદ રચિત 'શ્રીમદ્દયાનંદપ્રકાશ'માં પંડિત જવાહરદાસનો નામોલ્લેખ પણ સ્વામી દયાનંદના સહાયક તરીકે કરવામાં આવ્યો છે અને લખ્યું છે કે પંડિત જ્યોતિસ્વરૂપની જેમ તેમને પણ કાશીના પંડિતો સ્વામી દયાનંદ પાસે આવવા દેતા નહોતા (પાન ૧૪૯). લાલા લજપતરાયે લખ્યું છે કે, કાશીનરેશે સ્વામીજીના બે સહાયકો (પંડિત જવાહરદાસ તથા પંડિત જ્યોતિસ્વરૂપ)ને સ્વામીજી પાસે બેઠા હતા ત્યાંથી ઊભા કરીને કાશીના પંડિતોની પાછળ દૂર બેસાડ્યા. (યુગપ્રવર્તક સ્વામી દયાનંદ, પાન ૧૦૬) ડૉ. ભવાનીલાલ ભારતીય કહે છે : "મૂર્તિપૂજાનો પક્ષ લેનારાઓને તો શાસ્ત્રાર્થ સ્થળે આસાનીથી પ્રવેશ મળતો હતો, પરંતુ સ્વામીજીના સહાયક બનવાની ઈચ્છા ધરાવતા ઉદાસીન સંપ્રદાયના પંડિત જ્યોતિસ્વરૂપ અને પંડિત જવાહરદાસને પ્રવેશ આપવાની ના પાડવામાં આવી. જ્યારે રઘુનાથપ્રસાદ કોટવાળે આ મુદ્દે નારાજગી બતાવી ત્યારે સ્વામી દયાનંદના સિદ્ધાંતો પ્રત્યે અત્યંત અનુરાગ ધરાવતા આ બે વિદ્વાનોને પ્રવેશ મળી શક્યો. (શ્રદ્ધેય સ્વામી દયાનંદ સરસ્વતી સંક્ષિપ્ત જીવન કથા, પાન ૭૦)

સાધુ જ્યોતિસ્વરૂપ ઉદાસીન પણ હતા. તેઓ એક પ્રતિષ્ઠિત અને ધુરંધર વિદ્વાન હતા. બધા પંડિતો તેમની વિદ્યાનો સ્વીકાર કરતા. આ સાધુ કાશીના પંડિતોની નસે નસથી વાકેફ હતા. તેઓ જાણતા હતા કે કાશીનો ક્યો પંડિત કેટલાં પાણીમાં છે. પરંતુ આ સાધુઓ જ્યારે ઉદ્યાનમાં પ્રવેશ કરી રહ્યા હતા ત્યારે પંડિતો તથા તેમના ચેલાઓએ તેમને રોક્યા અને તેમની સાથે માથાકૂટ કરી. એક ભક્તે કાપલી લખીને થાણેદાર (ડેપ્યુટી ઈન્સ્પેક્ટર) હોરીલાલ મારફત એ સ્વામી દયાનંદ સુધી પહોંચાડી. તેમાં જણાવ્યું હતું કે, આ લોકો અમને અંદર આવવા દેતા નથી. સ્વામીજીએ આ બાબતે રઘુનાથપ્રસાદ કોટવાળનું ધ્યાન દોર્યું. અંતે થાણેદાર હોરીલાલ તથા કોટવાળના પ્રયત્નોથી આ પરમહંસ મંડળીને અંદર પ્રવેશ મળ્યો. સ્વામીજીએ તેમને સત્કારપૂર્વક પોતાની પાસે બેસાડ્યા. કાશીના પંડિતોએ અહીં પણ ચાલાકી કરી. તેઓએ સ્વામીજી અને તેમની પ્રત્યે સહાનુભૂતિ રાખનારા આ સાધુઓની વચ્ચે એટલા બધા લોકોને બેસાડી દીધા કે પ્રસંગ આવ્યે આ સાધુઓ શાસ્ત્રાર્થમાં સ્વામીજીની કોઈ પણ રીતે મદદ ન કરી શકે. તેમ છતાંય પંડિત જ્યોતિસ્વરૂપ તો સ્વામીજીની પાસે જ બેસી રહ્યા. પંડિતોએ જોયું કે સ્વામી દયાનંદના સમર્થક પંડિત જ્યોતિસ્વરૂપ વગેરે સંન્યાસીઓ પણ તેમની બાજુમાં બેઠા છે. આથી તેમણે કાશીનરેશને કહ્યું કે, પ્રથમ તો એકલા દયાનંદ જ અમારી પર ભારે પડી રહ્યા છે, અને એવામાં જો તેમને પંડિત જ્યોતિસ્વરૂપ જેવા વિદ્વાનનો સહયોગ મળશે તો તેઓ સર્વથા અપરાજેય થઈ જશે. કૂટનીતિજ્ઞ કાશીનરેશ તરત જ મર્મ સમજી ગયા. તેમણે પંડિત જ્યોતિસ્વરૂપ તથા જવાહરદાસને કહ્યું કે, આ સ્થાન અમારા પંડિતો માટે નિયત છે, તમે લોકો પાછળ જઈને બેસો. આમ કહીને કાશીનરેશે પંડિત જ્યોતિસ્વરૂપનો હાથ પકડીને તેમને સ્વામીજી પાસેથી ઊભા કરીને દૂર બેસાડ્યા. સ્વામીજીને આ ન ગમ્યું. પોતાના સહાયકોને આ રીતે અપમાનિત થતા જોઈ તેમણે ઘોર વિરોધ કર્યો અને આ ધીંગામસ્તી અને બદમાશી પર ઘૃણા પ્રગટ કરી. પરંતુ એ બધા તો એક જેવા જ હતા. આથી તેનું કશું ફળ ન આવ્યું. પંડિત રઘુનાથપ્રસાદ કોટવાળ નિષ્પક્ષ હતા. તેમનાથી પણ આ અન્યાય સહન ન થયો. આથી તેમણે પ્રતિવાદ કર્યો અને રાજાને સ્પષ્ટ કહ્યું કે, રાજન્, આ તો મહા અનર્થ થઈ રહ્યો છે. પંડિતો પણ સ્વામીજીને ઘેરીને બેસી ગયા છે. મારી વ્યવસ્થામાં આ રીતે જે હસ્તક્ષેપ થઈ રહ્યો છે એ યોગ્ય નથી. આમ કરવું પ્રશાસનીય આજ્ઞા વિરુદ્ધ છે. પરંતુ મારે આપને શું કહેવું ? કાશીનરેશે તેમની આ વાત સાંભળી ન સાંભળી કરી દીધી.

આપણે જોઈ ગયા છીએ કે પંડિત સખારામ ભટ્ટે તો શાસ્ત્રાર્થમાં સંમિલિત થવાની ના જ પાડી દીધી હતી. પંડિત બાલશાસ્ત્રી શાસ્ત્રાર્થમાં જરૂર આવ્યા હતા, પરંતુ તેમને પણ એવું કહીને લાવવામાં આવ્યા હતા કે, પંડિત સખારામ ભટ્ટ પણ આવી રહ્યા છે, માટે તમારે પણ આવવું જોઈએ. જોકે વાસ્તવિકતા એ હતી કે પંડિત સખારામ ભટ્ટ તો અહીં આવવાના જ નહોતા.

પંડિત લેખરામ રચિત જીવનચરિત્રમાં પાન ૧૪૯-૧૫૦ પર કાશી શાસ્ત્રાર્થમાં ઉપસ્થિત પંડિતો તથા પ્રતિષ્ઠિત પુરુષોની એક યાદી સ્થાન ક્રમાંક સહિત આપવામાં આવી છે અને લખ્યું છે કે, સ્વામીજીની જમણી તથા ડાબી બાજુ એક એક સ્થાન ખાલી હતું. આ લોકોની પંક્તિ અંદરની તરફ અંડાકાર આકૃતિમાં હતી.

**જમણી બાજુ ૩૧ સજ્જનો બેઠા હતા :**

સ્વામી દયાનંદ સરસ્વતી

**૧. ખાલી સ્થાન**

૨. સ્વામી વિશુદ્ધાનંદ સરસ્વતી

૩. દાક્ષિણાત્ય પંડિત બાલશાસ્ત્રી

૪. પંડિત શિવસહાય શાસ્ત્રી

૫. પંડિત માધવાચાર્ય

૬. પંડિત વામનાચાર્ય

૭. પંડિત દેવદત્ત શર્મા

૮. પંડિત જયનારાયણ તર્કવાચસ્પતિ

૯. પંડિત ચંદ્રસિંહ (ચંદ્રદત્ત) ત્રિપાઠી

૧૦. પંડિત રાધેમોહન તર્કવાગીશ

૧૧. પંડિત દુર્ગાદત્ત

૧૨. પંડિત બસ્તીરામ દ્વિવેદી (દુબે)

૧૩. પંડિત કાશીપ્રસાદ શિરોમણિ

૧૪. પંડિત હરિકૃષ્ણ વ્યાસ

૧૫. પંડિત અંબિકાદત્ત વ્યાસ

૧૬. પંડિત ઘનશ્યામ

૧૭. પંડિત ઠાકુરદાસ (દત્ત)

૧૮. પંડિત હરદત્ત (હરિદત્ત) દુબે

૧૯. પંડિત ભૈરવદત્ત બુવા

૨૦. પંડિત શ્રીધર શુક્લ

૨૧. પંડિત વિશ્વનાથ મૈથિલ

૨૨. પંડિત નવીનનારાયણ તર્કાલંકાર

૨૩. પંડિત મદનમોહન શિરોમણિ

૨૪. પંડિત કૈલાશચંદ્ર શિરોમણિ

૨૫. પંડિત શિવકૃષ્ણ (માયાકૃષ્ણ) વેદાંતી

૨૬. પંડિત ગણેશ પ્રસાદ શ્રોત્રિય

૨૭. પંડિત ધનીરામ

૨૮. પંડિત નારાયણ શાસ્ત્રી

૨૯. પંડિત દેવધર

૩૦. પંડિત નરસિંહ શાસ્ત્રી

૩૧. પરમહંસ જવાહરદાસ ઉદાસી

**ડાબી બાજુ ૧૨ સજ્જન બેઠા હતા :**

[સ્વામી દયાનંદ સરસ્વતી]

૧. ખાલી સ્થાન

૨. મહારાજા કાશીનરેશ

૩. મહારાજા સાહેબના ભાઈ

૪. રાજકુમાર વીરેશ્વરનારાયણસિંહ શર્મા

૫. બાબુ ફતહનારાયણસિંહ શર્મા

૬. ઐશ્વર્યનારાયણસિંહ શર્મા

૭. તેજસિંહ વર્મા, મૈનપુરીના રઈસ

૮. રાવ કૃષ્ણદેવશરણ સિંહ

૯. ચૌધરી ગુરુદત્તસિંહ શર્મા

૧૦. હજારી યદુનંદન નગલ

૧૧. બાબુ હરિશ્ચંદ્ર ગુપ્ત ('ભારતેન્દુ')

૧૨. બાબુ ગોકુલચંદ્ર ('ભારતેન્દુ'ના નાના ભાઈ)

શાસ્ત્રાર્થ સ્થાને બે પાદરીઓ પણ હાજર હતા. સ્વામીજીનાં અન્ય જીવનચરિત્રોમાં આ શાસ્ત્રાર્થમાં હાજર રહેલા ઉપરોક્ત ૩૦ પંડિતો ઉપરાંત અન્ય ૧૦ પંડિતોનાં નામ આ મુજબ આપવામાં આવ્યાં છે :

૧. પંડિત તારાચરણ તર્કરત્ન

૨. સ્વામી નિરંજનાનંદ

૩. પંડિત રામશાસ્ત્રી

૪. પંડિત શાલિગ્રામ

૫. પંડિત ઢુંઢિરાજ શાસ્ત્રી

૬. પંડિત રામ(સ્વામી)મિશ્ર શાસ્ત્રી

૭. પંડિત ભારદ્વાજ શાસ્ત્રી

૮. પંડિત રામકૃષ્ણ શાસ્ત્રી (તાત્યા શાસ્ત્રી)

૯. પંડિત દામોદર શાસ્ત્રી

૧૦. બાબુ પ્રમદાદાસ મિત્ર

આમ આ શાસ્ત્રાર્થમાં આ ૪૦ પંડિતો સંમિલિત થયા હતા. ડૉ. ભવાનીલાલ ભારતીયે પણ 'નવજાગરણ કે પુરોધા મહર્ષિ દયાનંદ સરસ્વતી'માં આ જ ૪૦ પંડિતોની યાદી આપી છે.[૨૨] બાબુ દેવેન્દ્રનાથ મુખોપાધ્યાય સંગૃહીત જીવનચરિતમાં લખ્યું છે કે, કાશીના ૨૭ પ્રસિદ્ધ પંડિતોએ શાસ્ત્રાર્થમાં સહયોગ આપ્યો હતો.[૨૩] પંડિત લેખરામ રચિત જીવનચરિત્રમાં આપવામાં આવેલ પંડિતોની યાદીમાં કુલ ૩૦ પંડિતોનાં નામ છે, જેમાં કોઈ કારણસર રાજસભાના મુખ્ય પંડિત તારાચરણ તર્કરત્નના નામનો સમાવેશ જોવા મળતો નથી.[૨૪]

ઉપર જણાવેલ ચાલીસ પંડિતો ઉપરાંત કાશીનરેશ સહિત બીજી અગિયાર પ્રતિષ્ઠિત વ્યક્તિઓ પણ આ શાસ્ત્રાર્થમાં હાજર હતી, જેમનાં નામ ઉપર આપવામાં આવ્યાં છે. ઉપરોક્ત એકાવન વ્યક્તિઓ ઉપરાંત મૂર્તિપૂજા વગેરે અવૈદિક મંતવ્યોના નિર્ભીક ખંડનકર્તા સ્વામી દયાનંદ સરસ્વતી અને રઘુનાથપ્રસાદ કોટવાળ વરંડામાં બેઠા હતા. વરંડાની બહાર લગભગ ત્રણ સો લોકો બેઠા હતા અને બહાર મેદાનમાં લગભગ સાઠ હજાર જનતા આ અભૂતપૂર્વ શાસ્ત્રાર્થ જોવા ઉમટી પડી હતી.

શાસ્ત્રાર્થ આરંભ થતાં પહેલાં સ્વામી દયાનંદે કાશીનરેશને કહ્યું કે, સરસ્વતી ભંડારમાંથી વેદાદિ ગ્રંથો અહીં લઈ આવવા જોઈએ અને ઓછામાં ઓછા પંદર દિવસ સુધી અહીં

---

૨૨. નવજાગરણ કે પુરોધા મહર્ષિ દયાનંદ સરસ્વતી, ભાગ ૧, પાન ૩૦૪. ડૉ. ભવાનીલાલ ભારતીયે તેમના આ જ ગ્રંથમાં પંડિતોની યાદી પર ટિપ્પણી આપતાં લખ્યું છે : "પંડિત બલદેવ ઉપાધ્યાયના 'કાશી કી પાંડિત્ય પરંપરા' (પ્રકાશક : વિશ્વવિદ્યાલય પ્રકાશન ચૌક, વારાણસી) પુસ્તકમાં આ વિદ્વાનોની વિસ્તૃત જાણકારી આપવામાં આવી છે. આ યાદીમાં ઉલ્લિખિત પંડિત અંબિકાદત્ત વ્યાસ વિખ્યાત વિદ્વાન અને 'શિવરાજ વિજય'ના લેખક પંડિત અંબિકાદત્ત વ્યાસ નથી, કારણ કે આ શાસ્ત્રાર્થ થયો ત્યારે તેમની ઉંમર માત્ર અગિયાર વર્ષની હતી. આથી આ યાદીમાં જેમનું નામ છે તે જરૂર કોઈ બીજા અંબિકાદત્ત હતા." (ભાગ ૧, પાન ૩૨૫).

૨૩. દેવેન્દ્રનાથ મુખોપાધ્યાય, મહર્ષિ દયાનંદ સરસ્વતી કા જીવનચરિત, પાન ૧૭૪.

૨૪. પંડિતોની આ સૂચીમાં પંડિત જ્યોતિસ્વરૂપનું નામ કદાચ એટલા માટે નથી કે તેઓ સ્વામીજીનાં મંતવ્યો પ્રત્યે સહાનુભૂતિ ધરાવતા હતા અને અહીં તેમના ટેકેદાર રૂપે આવ્યા હતા.

સભા કરીને બધા જ વિષયોનો યથાયોગ્ય નિર્ણય કરી લેવો જોઈએ. પરંતુ કાશીનરેશનો ભાઈ સ્વામીજીનો ઘોર વિરોધી હતો. તેણે ઉદ્ધતાઈપૂર્વક કહ્યું કે, અહીં ગ્રંથોની કોઈ જરૂર નથી અને શાસ્ત્રાર્થ તો આ જ રીતે ગ્રંથો વગર જ થશે. કાશીનરેશે પણ તેની આ વાતમાં ટાપશી પૂરતાં કહ્યું કે, અમારા પંડિતોને વેદાદિ સર્વ શાસ્ત્ર કંઠસ્થ છે ![૨૫]

## 'કાશી શાસ્ત્રાર્થ' પુસ્તકનો ઈતિહાસ

આર્યસમાજની પ્રકાશન સંસ્થાઓ દ્વારા જે 'કાશી શાસ્ત્રાર્થ' પુસ્તકનું પ્રકાશન કરવામાં આવે છે, તેનું પ્રથમ સંસ્કરણ શાસ્ત્રાર્થ થયાના બીજા જ મહિને એટલે કે ડિસેમ્બર ૧૮૬૯માં કાશીથી પ્રકાશિત થયું હતું. આ પ્રથમ સંસ્કરણ 'અથ શાસ્ત્રાર્થ ઔર સદ્‌ધર્મવિચાર' શીર્ષકથી પ્રકાશિત થયું હતું. આ પ્રથમ સંસ્કરણનો ઈતિહાસ ટૂંકમાં જાણવો રસપ્રદ રહેશે.

આગળ જોયું તેમ કારતક સુદ બારસ મંગળવાર વિક્રમ સંવત ૧૯૨૬ (૧૬ નવેમ્બર ૧૮૬૯)ના રોજ કાશીનરેશની અધ્યક્ષતામાં પંડિતોની અપાર સેના એકલા મહારથી સ્વામી દયાનંદ સાથે શાસ્ત્રાર્થ કરવા આનંદબાગમાં એકઠી થઈ હતી. આ શાસ્ત્રાર્થમાં કાશીનરેશના આશ્રિત તથા કાશીના બીજા અનેક પંડિતોએ ભાગ લીધો, જેમાં સ્વામી વિશુદ્ધાનંદ, પંડિત બાલશાસ્ત્રી, પંડિત તારાચરણ તર્કરત્ન વગેરે પ્રમુખ હતા. કાશીમાં મૂર્તિપૂજા વિષય પર આયોજિત આ શાસ્ત્રાર્થ કદાચ છેલ્લાં સેંકડો-હજારો વર્ષની સર્વાધિક મહત્ત્વપૂર્ણ ઐતિહાસિક, ધાર્મિક અને ક્રાંતિકારી ઘટના હતી; કારણ કે બ્રાહ્મણ કુળમાં ઉત્પન્ન થયેલ એક સંન્યાસી પૌરાણિક ધર્મના ગઢ સમાન કાશીનગરીમાં જઈને મૂર્તિપૂજા વિરુદ્ધ શાસ્ત્રાર્થ કરે એ અભૂતપૂર્વ અને અકલ્પનીય હતું.

શાસ્ત્રાર્થનો મુખ્ય વિષય 'મૂર્તિપૂજા વેદવિહિત છે કે નથી ?' એ હતો. પરંતુ કાશીના પંડિતો આ મુદ્દે શાસ્ત્રાર્થમાં વિજય મેળવવો અસંભવ જાણીને મૂળ વિષય છોડીને અન્ય અન્ય વિષયોમાં શાસ્ત્રાર્થ કરવા લાગ્યા. આ સંપૂર્ણ શાસ્ત્રાર્થ સંસ્કૃત ભાષામાં થયો હતો.

'અથ શાસ્ત્રાર્થ ઔર સદ્‌ધર્મવિચાર' નામનું એક પુસ્તક શાસ્ત્રાર્થ થયાના બીજા જ મહિને ૧૮૬૯ના ડિસેમ્બરમાં કાશીથી પ્રકાશિત થયું હતું. આ પુસ્તકમાં આ પ્રસિદ્ધ શાસ્ત્રાર્થનું યથાર્થ વર્ણન સંસ્કૃતમાં કરવામાં આવ્યું હતું અને તેમાં સંસ્કૃતનો હિંદી અનુવાદ પણ આપવામાં આવ્યો હતો. આ પુસ્તકના અવલોકન પરથી સ્પષ્ટ વિદિત થાય છે કે, કાશીના પ્રસિદ્ધ પંડિતો વેદ-વિદ્યાથી સર્વથા રહિત હતા.

કાશીનિવાસી બાબુ અવિનાશીલાલ મેહરોત્રાએ સ્વામીજીના જીવનચરિત્રકાર પંડિત લેખરામને જણાવ્યું હતું કે, સ્વામીજીએ સમસ્ત શાસ્ત્રાર્થ લખાવ્યો હતો અને

૨૫. લક્ષ્મણ આર્યોપદેશક, મહર્ષિ દયાનંદ સરસ્વતી સંપૂર્ણ જીવનચરિત્ર, ભાગ ૧, પાન ૨૫૧.

અમે લોકોએ તેને છપાવ્યો હતો. શાસ્ત્રાર્થ બાદ સ્વામીજી એક-બે મહિના સુધી કાશીમાં રોકાયા હતા. જ્યારે શાસ્ત્રાર્થનું પુસ્તક છપાઈ ગયું પછી તેઓ પશ્ચિમની તરફ જતા રહ્યા.[૨૬]

આ વિશે ડૉ. ભવાનીલાલ ભારતીયે લખ્યું છે :

> જનસાધારણ સમક્ષ પોતાનો દૃષ્ટિકોણ પ્રસ્તુત કરવાના ઉદ્દેશ્યથી સ્વામીજીએ 'કાશી શાસ્ત્રાર્થ'ના નામે આ શાસ્ત્ર-વિચારનું વિવરણ હિંદી તથા સંસ્કૃતમાં પ્રકાશિત કરાવ્યું. 'સદ્ધર્મવિચાર' નામનું એક પુસ્તક ૧૮૬૯માં છપાયું હતું. વર્તમાન 'કાશી શાસ્ત્રાર્થ' એ જ પુસ્તકનું પરિવર્ધિત રૂપ છે.[૨૭]
>
> વિ.સં. ૧૯૨૬ (સન ૧૮૬૯)માં કાશીના લાઈટ પ્રેસમાં મુદ્રિત થયેલ કાશી શાસ્ત્રાર્થનું પુસ્તક સ્વામી દયાનંદ દ્વારા લખવામાં આવ્યું હતું અને એ તેમણે પોતાની સ્મૃતિના આધારે લખ્યું હતું.[૨૮]

'અથ શાસ્ત્રાર્થ ઔર સદ્ધર્મવિચાર' (ટૂંકમાં 'કાશી શાસ્ત્રાર્થ')ના લેખક અંગે પંડિત યુધિષ્ઠિર મીમાંસકનું મંતવ્ય છે :

> આ 'કાશી શાસ્ત્રાર્થ' ગ્રંથના મુખપૃષ્ઠ પર કે આદિ-અંતમાં ક્યાંય તેના લેખક તરીકે સ્વામી દયાનંદના નામનો ઉલ્લેખ જોવા મળતો નથી. તેમ છતાં આ ગ્રંથના સંસ્કૃત ભાગની સ્વામીજીના બીજા ગ્રંથોની સંસ્કૃત સાથે તુલના કરવાથી સ્પષ્ટ વિદિત થાય છે કે, આ ગ્રંથનો સંસ્કૃત ભાગ અવશ્ય જ સ્વામીજી મહારાજ દ્વારા જ લખાયેલ છે. निस्सार्य, निस्सृतम्, कोलाहाल વગેરે અન્યત્ર ન વપરાતાં અનેક અસાધારણ પદ આ વાતનાં સુદૃઢ પ્રમાણ છે.[૨૯]

ડૉ. જ્વલંતકુમાર શાસ્ત્રીના મત અનુસાર પણ શાસ્ત્રાર્થનો મૂળ સંસ્કૃત ભાગ સ્વામીજી દ્વારા રચિત છે. તેમણે લખ્યું છે :

> સંસ્કૃતમાં શાસ્ત્રાર્થનું વિવરણ સ્વામીજીએ લખાવ્યું છે.[૩૦]

---

૨૬. લેખરામ (પંડિત), મહર્ષિ દયાનંદ સરસ્વતી કા જીવનચરિત્ર, પાન ૧૪૩.

૨૭. ભવાનીલાલ ભારતીય, ઋષિ દયાનંદ - સિદ્ધાંત ઔર જીવનદર્શન, પાન ૩૮૧.

૨૮. ભવાનીલાલ ભારતીય (સંપાદક), ઋષિ દયાનંદ સરસ્વતી કે શાસ્ત્રાર્થ ઔર પ્રવચન, પાન ૨૧૩.

૨૯. યુધિષ્ઠિર મીમાંસક, ઋષિ દયાનંદ સરસ્વતી કે ગ્રંથો કા ઈતિહાસ, પાન ૩૨.

૩૦. જ્વલંતકુમાર શાસ્ત્રી, (સંપાદક), કાશી મેં મહર્ષિ દયાનંદ, સંપાદકીય, પાન V અને ઋષિ દયાનંદ ઔર આર્યસમાજ, ભાગ ૧, પાન ૪૧૩.

એ જ પાન પર ડૉ. જ્વલંતકુમાર શાસ્ત્રીએ લખ્યું છે :

> બીજા ભાગમાં 'સદ્ધર્મવિચાર' હતો, જેમાં સ્વામીજીએ એક દિવસ આપેલો ઉપદેશ પ્રશ્નોત્તર રૂપે ફક્ત ભાષા (હિંદી)માં છાપવામાં આવ્યો હતો.[૩૧]

પરંતુ ડૉ. જ્વલંતકુમાર શાસ્ત્રીની આ વાત સાચી નથી; કારણ કે અગાઉ જણાવ્યું તેમ ૧૮૬૯માં પ્રકાશિત થયેલ આ પુસ્તકમાં શાસ્ત્રાર્થનું વિવરણ તથા 'સદ્ધર્મવિચાર' આ બંને ભાગ સંસ્કૃતની સાથે સાથે તેના હિંદી અનુવાદ સહિત એક જ પુસ્તકમાં પ્રકાશિત થયા હતા.

પંડિત સત્યવ્રત સામશ્રમીએ 'ઐતેરેયાલોચન' નામના ગ્રંથના પાન ૧૨૭ પર લખ્યું છે : परमहो काश्यामानन्दोद्यानविचारे यत्र वयमास्य मध्यस्थाः विशेषतो मादिप्रतिवादिवचसामनुलेखनेऽहमेक एवोभयपक्षतो नियुक्तः । આ વાક્ય પરથી એવું પ્રતીત થાય છે કે આ શાસ્ત્રાર્થમાં પક્ષ-પ્રતિપક્ષ બંને તરફથી પંડિત સત્યવ્રત સામશ્રમીને લેખક તરીકે નિયુક્ત કરવામાં આવ્યા હતા. જોકે ડૉ. જ્વલંતકુમાર શાસ્ત્રીનો આ અંગે ભિન્ન મત છે, જેનો આગળ વિચાર કરવામાં આવશે. પંડિત સત્યવ્રત સામશ્રમીએ આ શાસ્ત્રાર્થનું વિવરણ પોતાની 'પ્રત્નકમ્રનંદિની' (The Hindu Commentator - 'ધ હિંદુ કૉમેન્ટેટર') નામની પત્રિકાના ડિસેમ્બર ૧૮૬૯ના અંકમાં સંસ્કૃતમાં પ્રકાશિત કર્યું હતું. આ વિવરણ 'કાશી શાસ્ત્રાર્થ' સાથે કાફી સમાનતા ધરાવે છે. 'કાશી શાસ્ત્રાર્થ' નામે પ્રકાશિત પુસ્તિકા અને 'પ્રત્નકમ્રનંદિની'માં પ્રકાશિત થયેલ શાસ્ત્રાર્થ વિવરણમાં થોડોક ભેદ પણ જોવા મળે છે, પરંતુ બંનેમાં ખાસ મૌલિક ભેદ જોવા મળતો નથી. હા, કેટલાક પ્રશ્નોત્તર આગળ-પાછળ જરૂર છપાયા છે અને પંડિત સત્યવ્રતના વિવરણમાં ક્યાંક ક્યાંક તેમનો કાશીનરેશ તથા પંડિતો પ્રત્યેનો પક્ષપાત પણ ઝલકે છે.

## 'કાશી શાસ્ત્રાર્થ'નું ૧૮૬૯માં પ્રકાશિત પહેલું સંસ્કરણ

કાશીનો આ પ્રસિદ્ધ શાસ્ત્રાર્થ થયાના થોડા જ દિવસ બાદ મુંશી હરવંશલાલની સંમતિથી પંડિત ગોપીનાથ પાઠકે 'બનારસ લાઇટ યંત્રાલય'માં તેનું વિવરણ 'અથ શાસ્ત્રાર્થ ઔર સદ્ધર્મવિચાર' નામના પુસ્તક રૂપે પ્રકાશિત કર્યું હતું. એ પુસ્તકના અંતમાં સ્વામી દયાનંદે પ્રશ્નોત્તરના માધ્યમથી જે સત્યોપદેશ કર્યો હતો તેનો પણ સમાવેશ શાસ્ત્રાર્થના વિવરણની સાથે સાથે એ જ પુસ્તકમાં પાછળના ભાગમાં કરવામાં આવ્યો હતો. પંડિત લેખરામ કૃત સ્વામીજીના જીવનચરિત્રના હિંદી સંસ્કરણ (સન ૨૦૦૭)ના પાન ૭૩૬ અનુસાર 'અથ શાસ્ત્રાર્થ ઔર સદ્ધર્મવિચાર' નામનું આ પુસ્તક ડિસેમ્બર ૧૮૬૯માં એટલે કે શાસ્ત્રાર્થના લગભગ એક મહિના પછી જ છપાઈ ગયું હતું. આ

૩૧. એજન.

પુસ્તકમાં શાસ્ત્રાર્થ વિષયક વિવરણ સંસ્કૃત અને ભાષા (હિંદી)માં ૨૪ પાનાંમાં છપાયું હતું અને 'સદ્‌ધર્મવિચાર'નો સમાવેશ પણ આ જ પુસ્તકનાં પાન ૧થી ૪૮ સુધીમાં કરવામાં આવ્યો હતો. આ પુસ્તકનું આ પહેલું સંસ્કરણ છેલ્લા કેટલાક દાયકાઓથી લઈને સન ૧૯૮૭ સુધી અપ્રાપ્ય હતું.

## ૧૮૬૯માં પ્રકાશિત પ્રથમ સંસ્કરણની ૧૯૮૭માં પ્રાપ્તિ

પંડિત યુધિષ્ઠિર મીમાંસકને આ 'અથ શાસ્ત્રાર્થ ઔર સદ્‌ધર્મવિચાર' પુસ્તકનું પહેલું સંસ્કરણ શી રીતે પ્રાપ્ત થયું તે વિશે જણાવતાં તેમણે સ્વયં લખ્યું છે :

> વેદવાણી પત્રિકાના મે ૧૯૮૭ના અંકમાં ડૉ. વ્રજમોહન જાવલિયા (અધ્યક્ષ : પોથીખાના જયપુર)નો 'સત્ય ધર્મ વિચાર કે ધર્મ વિચાર નહીં; સદ્ધર્મ વિચાર' શીર્ષક હેઠળ એક લેખ પ્રકાશિત થયો. આ લેખમાં 'સદ્ધર્મ વિચાર'ના મુખપૃષ્ઠની પ્રતિલિપિ પણ આપવામાં આવી હતી. આ લેખના આધારે મેં માર્ચ ૧૯૮૭માં ડૉ. જાવલિયાને એક પત્ર લખીને પૂછ્યું કે, શું આ ગ્રંથ આપની પાસે ઉપલબ્ધ છે ? તેમણે ઉત્તર આપ્યો કે, આ ગ્રંથ જયપુરના પોથીખાનામાં છે. હું ૩૧ માર્ચ ૧૯૮૭ના રોજ જયપુર પહોંચ્યો અને બીજી એપ્રિલના રોજ ડૉ. જાવલિયાને મળ્યો. તેમણે મને એ પુસ્તક બતાવ્યું. મેં તેમને આ પુસ્તકની ફોટોસ્ટેટ કોપી (ઝેરોક્ષ) આપવા પ્રાર્થના કરી. પરંતુ રાજકીય નિયમોને લીધે વિલંબ થવાથી જ્યારે હું ત્રીજી સપ્ટેંબરે ફરી જયપુર ગયો ત્યારે તેમણે મને આ પુસ્તકની ફોટોસ્ટેટ કોપી આપી. આ પુસ્તકમાં બે ભાગ છે : તેની શરૂઆતનાં ૧થી ૨૪ સુધીનાં પાનામાં 'કાશી શાસ્ત્રાર્થ' છપાયો છે અને પાછળના ભાગમાં ૧થી ૪૮ સુધીનાં પાનાંમાં 'સદ્‌ધર્મવિચાર' છપાયો છે. પુસ્તકના અંતે ત્રણ પાનનું એક 'શુદ્ધિપત્ર' છપાયું છે. પંડિત લેખરામજીએ સ્વામી દયાનંદના જીવનચરિત્રના પાન ૧૫૬ (૧૫૫-૧૫૬ સંસ્કરણ સન ૨૦૦૭) પર 'સદ્‌ધર્મવિચાર'નો નિર્દેશ 'સત્યધર્મવિચાર'ના નામથી કર્યો છે. આ જ જીવનચરિત્રમાં પાન ૨૬૦-૨૬૨ (૨૪૭-૨૪૮ સંસ્કરણ સન ૨૦૦૭) પર સ્વામી પૂર્ણાનંદ દ્વારા પ્રકાશિત એક 'વિજ્ઞાપન' છપાયું છે. આ 'વિજ્ઞાપન'માં ૨૪મા પ્રશ્નના ઉત્તરમાં પણ 'સત્યધર્મવિચાર' નામનો જ ઉલ્લેખ થયેલ જોવા મળે છે. પરંતુ મૂળ પુસ્તકનું શીર્ષક 'સદ્‌ધર્મવિચાર' હોવાથી 'સત્યધર્મવિચાર' નામ અશુદ્ધ છે, એ સ્પષ્ટ થાય છે. '(અથ) કાશી શાસ્ત્રાર્થ અને સદ્‌ધર્મવિચાર' પુસ્તકના મુખપૃષ્ઠ પર સંવત ૧૯૨૬ અને સન ૧૮૬૯નો નિર્દેશ હોવાથી એ સ્પષ્ટ છે કે આ પુસ્તક કાશી શાસ્ત્રાર્થ થયાના એક મહિનામાં છપાઈ ગયું હતું.[૩૨]

---

૩૨. 'અથ શાસ્ત્રાર્થ અને સદ્‌ધર્મવિચાર'ના સન ૧૯૮૭માં પ્રકાશિત સંસ્કરણના આરંભમાં પ્રકાશિત પંડિત યુધિષ્ઠિરનો લેખ, પાન ૧-૨.

પંડિત યુધિષ્ઠિર દ્વારા પ્રકાશિત આ પુસ્તકના સન ૧૯૮૭ના સંસ્કરણમાં તેના સં. ૧૯૨૬ (સન ૧૮૬૯)માં પ્રકાશિત પહેલા સંસ્કરણના ટાઈટલની પ્રતિકૃતિ નીચે મુજબ છાપવામાં આવી છે :

**अथ शास्त्रार्थ**

**और**

**सद्धर्मविचार**

**श्री दयानन्द सरस्वती स्वामी के प्रति**

**मित्र औ बन्धुवर्ग की प्रसन्नता के**

**हेतु मुन्शी हरवंशलाल की**

**सम्मति से गोपीनाथ पाठक ने**

**बनारस लाइट यंत्रालय में**

**मुद्रित किया संवत्**

**१९२६**

**- : ० : -**

**BENARES :**

**PRINTED AT THE BENARES LIGHT PRESS**

**1869.**

'કાશી શાસ્ત્રાર્થ'માં પ્રથમ સંસ્કૃત પાઠ છપાયેલ છે અને પછી તેનો ભાષા-અર્થ એટલે કે હિંદી ભાષાંતર છપાયું છે. વૈદિક યંત્રાલય દ્વારા બાદમાં મુદ્રિત કરવામાં આવેલ 'કાશી શાસ્ત્રાર્થ'માં જ્યાં-જ્યાં 'બ્રાહ્મણ-ગ્રંથ' માટે 'વેદ' શબ્દ પ્રયુક્ત થયો છે, ત્યાં-ત્યાં સંસ્કૃત અને હિંદીમાં જે ટિપ્પણીઓ આપવામાં આવી છે, એ વૈદિક યંત્રાલયના કોઈ પંડિત દ્વારા લખવામાં આવી છે. વૈદિક યંત્રાલયમાં છપાયેલ 'કાશી શાસ્ત્રાર્થ'માં જે ભાષા-અર્થ (હિંદી ભાષાંતર) છપાયેલ છે, તે આ જ સંવત ૧૯૨૬માં છપાયેલ કાશી શાસ્ત્રાર્થના ભાષા-અર્થ (હિંદી ભાષાંતર)ને પ્રાયઃ અનુરૂપ છે.

પંડિત યુધિષ્ઠિર મીમાંસકે લખ્યું છે :

> ઋષિ દયાનંદના વિચારોમાં સંવત ૧૯૨૧થી ૧૯૩૪ (સન ૧૮૬૩થી ૧૮૭૮) સુધી નિરંતર વિકાસ થતો રહ્યો છે. એટલા જ માટે સંવત ૧૯૨૪ના હરિદ્વારના કુંભમેળામાં વિતરણ કરવા માટે જે 'ભાગવત ખંડન' છપાવ્યું હતું, તેમાં પ્રસિદ્ધ ભાગવત પુરાણના બદલે દેવી ભાગવતને પ્રામાણિક માનવામાં આવ્યું છે. આ જ રીતે કાશી શાસ્ત્રાર્થમાં બ્રાહ્મણ-ગ્રંથોને 'વેદ' તરીકે સ્વીકાર કરવામાં આવ્યા છે અને 'સદ્ધર્મવિચાર'માં પણ એવા જ એક-બે ઉલ્લેખ જોવા મળે છે. બ્રાહ્મણ-

ગ્રંથોને 'વેદ'ની સંજ્ઞા અંતર્ગત માનવાની આ વાતને ઋષિ દયાનંદે ઉત્તર કાળમાં વેદ-વિરુદ્ધ હોવાથી અમાન્ય ઘોષિત કરી છે. ઋગ્વેદાદિભાષ્યભૂમિકા ગ્રંથના લેખન તથા પ્રકાશનના સમય સુધીમાં તેમણે 'મુક્તિમાંથી પુનરાવૃત્તિ' મંતવ્યને છોડીને બાકીનાં તમામ મંતવ્યો નિશ્ચિત કરી લીધાં હતાં. મુક્તિમાંથી પુનરાવૃત્તિ એ વિષય અંગે તેમણે ફરુખાબાદમાં ૨૦ એપ્રિલ ૧૮૮૦ના રોજ જે વ્યાખ્યાન આપ્યું હતું તેમાં તેમણે પહેલી વાર આ મંતવ્યની ઉદ્‌ઘોષણા કરી હતી. (દ્રષ્ટવ્ય : ફરુખાબાદ આર્યસમાજ કા ઈતિહાસ, પાન ૧૩૪) આથી સંવત ૧૯૨૬ (૧૮૬૯)માં છપાયેલ '(અથ) કાશી શાસ્ત્રાર્થ ઔર સદ્ધર્મ વિચાર'ને સ્વામી દયાનંદની કૃતિ માનીને પ્રકાશિત કરી રહ્યા છીએ. આ પુસ્તકમાં જે-જે લેખ સ્વામીજીનાં અંતિમ નિશ્ચિત મંતવ્યોથી વિરુદ્ધ છે, તેને અપ્રમાણ માનવાં જોઈએ. આ પુસ્તકની મદદથી સંવત ૧૯૨૩ (સન ૧૮૬૬)માં પ્રકાશિત 'ભાગવત ખંડન' તથા કાનપુરમાં સંવત ૧૯૨૬ના અંતમાં પ્રકાશિત 'વિજ્ઞાપન' (આ ગુજરાતી પુસ્તકના પાન ૮૪ પર આ વિજ્ઞાપન આપવામાં આવ્યું છે.) પરથી સ્વામી દયાનંદના વિચારોમાં જે ક્રમશઃ વિકાસ થયો હતો, તે જાણી શકાય છે.[૩૩]

'શાસ્ત્રાર્થ અને સદ્‌ધર્મવિચાર' પુસ્તકના પહેલા સંસ્કરણની સમાલોચના કલકત્તાથી નીકળતી 'તત્ત્વબોધિની' નામની પત્રિકાના જેઠ સંવત ૧૭૯૨ (શાલિવાહન) - વિક્રમ સંવત ૧૯૨૭ના અંક સંખ્યા ૩૨૧ના પાન ૩૬ પર 'નઈ પુસ્તક સમાલોચના' સ્તંભ અંતર્ગત નીચે મુજબ પ્રકાશિત થઈ હતી -

**શાસ્ત્રાર્થ અને સત્ય [સદ્] ધર્મ વિચાર :** દયાનંદ સરસ્વતી નામના એક દિગંબર સંન્યાસીનો કાશીના પંડિતો સાથે વિચાર થયો હતો. સ્વામીજીએ એક દિવસ પ્રશ્નોત્તર સહિત જે ઉપદેશ આપ્યો હતો એ જ ઉપદેશ મુંશી હરવંશલાલની સંમતિથી ગોપીનાથ પાઠકે 'બનારસ લાઈટ યંત્રાલય'માં પુસ્તકાકારે મુદ્રિત કર્યો છે. આ સંસ્કૃત ભાષામાં રચિત છે અને તે હિંદી ભાષાના અનુવાદ સહિત પ્રકાશિત થયો છે.

**શાસ્ત્રાર્થના પુસ્તક (પ્રથમ ભાગ)નો વિચાર :** આ ભાગમાં કાશીમાં જે પ્રકારે વિચાર (શાસ્ત્રાર્થ) થયો હતો એ જ પ્રકારે વિસ્તારપૂર્વક લખવામાં આવ્યું છે. સ્વામી દયાનંદ સરસ્વતીએ કહ્યું કે, વેદોમાં પથ્થર વગેરેમાંથી નિર્મિત મૂર્તિઓનું પૂજન, શૈવ-શાક્ત વગેરે અનેક સંપ્રદાયો, રુદ્રાક્ષની માળા વગેરે તથા રેખા-તિલક વગેરેને ધારણ કરવાનું વિધાન બિલકુલ જોવા મળતું નથી. જે વેદવિરુદ્ધ

૩૩. 'શાસ્ત્રાર્થ અને સદ્‌ધર્મવિચાર'ના સન ૧૯૮૭માં પ્રકાશિત સંસ્કરણના આરંભમાં પ્રકાશિત પંડિત યુધિષ્ઠિર મીમાંસકનો લેખ, પાન ૩-૪.

આચરણ છે અને જેની વેદોમાં વિધિ જોવા મળતી નથી તેનું અનુષ્ઠાન કરવું એ મહાપાપનું કારણ છે. વર્તમાન કાશીનરેશના પ્રયત્નથી વિવિધ પ્રદેશોના પંડિતોએ સ્વામીજીના ઉક્ત મતનું ખંડન કરવા માટે પરસ્પર વિચાર કર્યો. પરંતુ આ પુસ્તક વાંચવાથી વિદિત થાય છે કે, કોઈ પણ પંડિત વેદોમાંથી મૂર્તિપૂજા જેવી વ્યવસ્થાઓનું પ્રવર્તન સિદ્ધ કરીને સ્વામીજીને પરાસ્ત કરી શક્યો નહિ. આથી સિદ્ધ થાય છે કે સ્વામીજી વેદજ્ઞ મહાપંડિત છે. જોકે આ પુસ્તકમાં એક સ્થાને એક વિતંડા (ખોટો તર્ક) નજરે પડે છે. એમાં કોઈ સંદેહ નથી કે વેદોના સમયમાં એક પ્રકારનાં પુરાણો પ્રચલિત હતાં અને વેદો ભણવાથી એ વિદિત થાય છે કે સર્વ પુરાણો વેદ અંતર્ગત છે. પરંતુ સ્વામીજીએ પોતાની બુદ્ધિની ચતુરાઈથી પુરાણોનું હોવું જ લુપ્ત કરી દીધું.[૩૪]

**સત્ય [સદ્] ધર્મ વિચાર નામનો બીજો ભાગ :** આમાં પ્રશ્નોત્તર રૂપે સત્યોપદેશ આપવામાં આવ્યો છે, જેને વાંચવાથી અનેક ઉત્કૃષ્ટ વાતો જાણવા મળે છે. તેમાં સ્વામીજી વિવાહ માટે સ્ત્રીઓની ઓછામાં ઓછી પંદર વર્ષની ઉંમર હોવી જોઈએ એવી વ્યવસ્થા આપે છે. 'કૌમાર્ય અવસ્થામાં રજસ્વલા થવાથી કન્યાનાં માતાપિતા પાપી થાય છે' - એવા લોકોના જે સંસ્કાર છે, તેનું સ્વામીજીએ ખંડન કર્યું છે. (આ પણ તેમની ઉત્તમ વાત છે). પરંતુ તેઓ ભ્રમવશ દેવર દ્વારા ક્ષેત્રજ સંતાનોત્પત્તિ ('નિયોગ') કરવાની બહુ જ બૂરી વ્યવસ્થા પ્રદાન કરે છે. કોઈ શાસ્ત્ર સંપૂર્ણ પ્રમાણભૂત છે અને કોઈ શાસ્ત્ર સંપૂર્ણ અપ્રમાણ છે - તેમનો આ જે સંસ્કાર છે, કદાચ તેને લીધે જ તેમનાથી આ ભૂલ થઈ ગઈ હોવી જોઈએ.[૩૫]

---

૩૪. પ્રા. રાજેન્દ્ર 'જિજ્ઞાસુ'એ આ અંગે પોતાની સંપાદકીય ટિપ્પણીમાં લખ્યું છે : "સદીઓના પૌરાણિક સંસ્કારોને વશીભૂત થયેલા આ સમીક્ષકે અહીં લખી માર્યું કે, વેદોના સમયમાં એક પ્રકારનાં પુરાણો પ્રચલિત હતાં. પરંતુ કાશી શાસ્ત્રાર્થનાં ૧૪૨ (હવે ૧૫૧) વર્ષ પછી પણ વૈદિક સાહિત્ય તથા સંસ્કૃત સાહિત્યના મોટા મોટા વિદ્વાનો તથા સાહિત્યનો ઇતિહાસ લખનારાઓમાંથી કોઈએ એવા વેદકાલીન કોઈ 'પુરાણ'નું નામ-ઠેકાણું બતાવ્યું નથી. વૈદિક સાહિત્યમાં 'પુરાણ' શબ્દ જોઈને અઢાર પુરાણ કે તેનાં જેવાં કોઈ પુરાણની કલ્પના કરવી એ તો જેમ હરિયાણાના એક તથાકથિત 'જગદ્‌ગુરુ'એ 'કુરાનમાં કબીર સાહેબના નામનો ઉલ્લેખ છે' એવું કહી દીધેલું, તેના જેવું જ છે. જ્યારે હકીકતમાં કુરાનની આયતમાં 'અજાબ કબીર' આવે છે, જેનો અર્થ દારુણ દુઃખ થાય છે. આથી વેદોમાં પુરાણોની ખોજ કરવાની વાત તો 'અંધે કો અંધેરે મેં દૂર કી સૂઝી' જેવી છે." (લક્ષ્મણ આર્યોપદેશક, મહર્ષિ દયાનંદ સરસ્વતી સંપૂર્ણ જીવનચરિત્ર, ભાગ ૧, પાન ૨૯૧)

૩૫. સ્વામીજીએ સત્યાર્થપ્રકાશ તથા ઋગ્વેદાદિભાષ્યભૂમિકામાં એક આપદ્ધર્મ રૂપે નિયોગ વ્યવસ્થાનું પ્રમાણ પુરસ્સર પ્રતિપાદન કર્યું છે.

## કાશી-શાસ્ત્રાર્થ પર સ્વામી દયાનંદની ટિપ્પણી

કાશી શાસ્ત્રાર્થનાં લગભગ છ વર્ષ બાદ સ્વામી દયાનંદ પૂના ગયા હતા. ત્યાં તેમનાં અનેક વ્યાખ્યાનો યોજાયાં. અન્ય સ્થાનોની જેમ પૂનામાં પણ તેમના કેટલાક વિરોધીઓએ એવો પ્રવાદ ફેલાવ્યો કે, સ્વામીજી બ્રાહ્મણ નથી પરંતુ કદાચ ખ્રિસ્તી છે. જો તેઓ બ્રાહ્મણ હોત તો તેમણે મૂર્તિપૂજા, અવતારવાદ, મૃતક શ્રાદ્ધ વગેરે જેવી પરંપરાગત આસ્થાઓ વિરુદ્ધ આવું અભિયાન ન ચલાવ્યું હોત. એટલા માટે કેટલાક લોકોએ સ્વામીજીને આગ્રહ કર્યો કે, તેઓ (સ્વામીજી) પોતાના પૂર્વાશ્રમ વગેરેના સંબંધમાં કંઈક બતાવે અને જે લોકો તેમને પહેલેથી જ પરિચિત હોય તેવા કેટલાક લોકોના પત્ર વગેરે મંગાવીને બતાવે. આવી હાલતમાં સ્વામીજીને સ્વ-જીવન વિશે કેટલીક વાતો સાર્વજનિક કરવાનું જરૂરી લાગ્યું અને તેમણે પૂનામાં ૪ ઓગસ્ટ ૧૮૭૫ના રોજ પોતાના જીવન પર એક વ્યાખ્યાન કર્યું. આ વ્યાખ્યાનમાં તેમણે પોતાના જન્મથી લઈને તત્કાલીન અવસ્થા સુધીનાં જીવન તથા કાર્યોનો ટૂંક પરિચય આપ્યો. આ વ્યાખ્યાનમાં તેમણે કાશીના પંડિતો સાથે થયેલા મૂર્તિપૂજા વિષયક શાસ્ત્રાર્થનો, આ શાસ્ત્રાર્થ વિષયક પ્રકાશિત થયેલ પુસ્તકનો તથા પોતાની કાશી યાત્રાઓનો ઉલ્લેખ કરતાં કહ્યું :

> હું પ્રયાગથી રામનગર ગયો. ત્યાં રાજાની ઈચ્છાનુસાર કાશીના પંડિતો સાથે શાસ્ત્રાર્થ થયો. આ શાસ્ત્રાર્થમાં 'વેદોમાં મૂર્તિપૂજા છે કે નથી ?' - એ વિષયનો સમાવેશ હતો. મેં એ સિદ્ધ કરીને બતાવી દીધું કે, વેદોમાં 'પ્રતિમા' શબ્દ તો છે, પરંતુ તેના અર્થ તોલ-માપ વગેરે છે. આ શાસ્ત્રાર્થ અલગથી છપાઈને પ્રકાશિત થયો છે. સજ્જનોએ તેનું અવલોકન કરવું જોઈએ. આમાં 'ઈતિહાસ' શબ્દથી બ્રાહ્મણ-ગ્રંથો જ સમજવા જોઈએ એ વિશે પણ શાસ્ત્રાર્થ થયો હતો. ગયા વર્ષે ભાદરવામાં હું કાશી હતો. અત્યાર સુધીમાં હું ચાર વાર કાશી જઈ ચૂક્યો છું. જ્યારે જ્યારે કાશી જાઉં છું ત્યારે ત્યારે વિજ્ઞાપન આપું છું કે, જો કોઈને વેદમાંથી મૂર્તિપૂજાનું પ્રમાણ મળ્યું હોય તો એ લઈને મારી પાસે આવે. પરંતુ આજ સુધી કોઈ એક પણ પ્રમાણ શોધી શક્યું નથી.[૩૬]

સ્વામી દયાનંદના જીવનકાળમાં જ આ શાસ્ત્રાર્થનું કુલ છ વાર પ્રકાશન થયું હતું :

૧. માગસર સં.૧૯૨૬ - ડિસેમ્બર ૧૮૬૯ : મુંશી હરવંશલાલના કાશીના લાઈટ પ્રેસથી (સંસ્કૃત તથા હિંદીમાં). આ સંસ્કરણ મુંશી હરવંશલાલની સંમતિથી પંડિત ગોપીનાથ પાઠકે પ્રકાશિત કર્યું હતું.

---

૩૬. દયાનંદ સરસ્વતી, ઉપદેશ મંજરી (અથવા પૂના પ્રવચન), ૧૫મું પ્રવચન.

૨. સંવત ૧૯૨૭માં : કાશીના સ્ટાર પ્રેસથી. પંડિત યુધિષ્ઠિર મીમાંસકે લખ્યું છે :

> જાન્યુઆરી ૧૮૮૦ (સંવત ૧૯૩૬)ના 'આર્યદર્પણ'ના પાન ૧૦ પરથી જ્ઞાત થાય છે કે કાશી શાસ્ત્રાર્થનું એક સંસ્કરણ મુંશી હરવંશલાલના 'સ્ટાર પ્રેસ' કાશીથી સં.૧૯૨૭માં પ્રકાશિત થયું હતું.[૩૭]

૩. સંવત ૧૯૩૬ (જાન્યુઆરી ૧૮૮૦)માં શાહજહાંપુરથી નીકળતા 'આર્યદર્પણ' માસિકમાં હિંદી તથા ઉર્દૂ અનુવાદ સહિત. ઉર્દૂ અનુવાદ વૈદિક યંત્રાલયના તત્કાલીન પ્રબંધકર્તા મુંશી બખ્તાવરસિંહે કર્યો હતો. આ વિશે ડૉ. ભવાનીલાલ ભારતીયે લખ્યું છે :

> જાન્યુઆરી ૧૮૮૦ના આર્યદર્પણ'ના આ અંકમાં સ્વામીજીના કાશી આગમન તથા ૧૮૬૯માં થયેલ મૂર્તિપૂજા વિષયક પ્રસિદ્ધ શાસ્ત્રાર્થનું વિવરણ છપાયું છે. આ વિવરણ પરથી જ્ઞાત થાય છે કે ભારતેન્દુ હરિશ્ચંદ્રના 'કવિવચનસુધા' પત્રમાં સ્વામીજીના વિરોધમાં કેટલાક લેખો પ્રકાશિત થયા હતા, જેનો ઉત્તર કાશીથી પ્રકાશિત થતા કોઈ 'આર્યમિત્ર' નામના પત્રમાં છપાયો હતો. શાસ્ત્રાર્થની સમાપ્તિ પર કાશીના પંડિતોએ આ વાદમાં સ્વામીજીને પરાજિત ઘોષિત કર્યા અને 'દયાનંદ પરાભૂતિઃ' નામનું એક પુસ્તક કાશીનરેશના યંત્રાલયથી મુદ્રિત કર્યું. પરંતુ શાસ્ત્રાર્થનું સત્ય વિવરણ પહેલી વાર 'અથ શાસ્ત્રાર્થ ઔર સદ્ધર્મવિચાર' શીર્ષક ધરાવતા પુસ્તકમાં સંવત ૧૯૨૬ - સન ૧૮૬૯માં પ્રકાશિત થયું. કાશી શાસ્ત્રાર્થનો હિંદી તથા ઉર્દૂ અનુવાદ 'આર્યદર્પણ'ના આ જ અંકમાં છપાયો. સંભવતઃ શાસ્ત્રાર્થના મૂળ સંસ્કૃત વિવરણ (જે નિશ્ચિત રૂપે સ્વામી દયાનંદ દ્વારા લિખિત હતું)નો હિંદી તથા ઉર્દૂ અનુવાદ મુંશી બખ્તાવરસિંહે કર્યો હતો.[૩૮]

૪. 'આર્યદર્પણ'માં પ્રકાશિત ઉપરોક્ત સામગ્રી બાદમાં 'કાશી શાસ્ત્રાર્થ ભાષા યા ઉર્દૂ' નામના એક પુસ્તક રૂપે પણ પ્રકાશિત થઈ હતી. અષાઢ સંવત ૧૯૩૭માં મુદ્રિત યજુર્વેદ ભાષ્યના ૧૫મા અંકના અંતમાં આપવામાં આવેલ વૈદિક યંત્રાલયથી પ્રાપ્ત થતાં પુસ્તકોની સૂચીમાં આ સંસ્કરણનો સંકેત જોવા મળે છે.[૩૯]

૫. સંવત ૧૯૩૭માં મુંશી બખ્તાવરસિંહના પ્રબંધથી વૈદિક યંત્રાલયથી પ્રકાશિત. વૈદિક યંત્રાલય દ્વારા પ્રકાશિત કાશી શાસ્ત્રાર્થનું આ પહેલું સંસ્કરણ હતું.

---

૩૭. યુધિષ્ઠિર મીમાંસક, ઋષિ દયાનંદ સરસ્વતી કે ગ્રંથોં કા ઇતિહાસ, પાન ૨૫૧.

૩૮. ભવાનીલાલ ભારતીય, સ્વામી દયાનંદ સરસ્વતી : સમસામયિક પત્રોં મેં, પાન ૯-૧૦.

૩૯. યુધિષ્ઠિર મીમાંસક, ઋષિ દયાનંદ સરસ્વતી કે ગ્રંથોં કા ઇતિહાસ, પાન ૨૫૪.

આ પુસ્તકમાં શાસ્ત્રાર્થનું વિવરણ સંસ્કૃત તથા હિંદી બંને ભાષાઓમાં પ્રકાશિત થયું હતું, જેનો આધાર 'આર્યદર્પણ'માં પ્રકાશિત વિવરણ હતું. આમ આ સંવત ૧૯૩૭માં પ્રકાશિત કાશી શાસ્ત્રાર્થને પુસ્તક રૂપે ચોથું સંસ્કરણ સમજવું જોઈએ.

૬. સંવત ૧૯૩૯માં વૈદિક યંત્રાલયથી પુનઃ પ્રકાશિત. આ સંસ્કરણમાં ભૂલથી 'દ્વિતીય સંસ્કરણ' છપાઈ ગયું હતું. હકીકતમાં 'આર્યદર્પણ'માં થયેલ પ્રકાશનને બાદ કરતાં પુસ્તક રૂપે આને પાંચમું સંસ્કરણ કહી શકાય.

## કાશી શાસ્ત્રાર્થ પુસ્તકની 'ભૂમિકા'[૪૦]

સંવત ૧૯૨૬ કારતક સુદ બારસ અને મંગળવાર (૧૬ નવેમ્બર ૧૮૬૯)ના રોજ સ્વામી દયાનંદ સરસ્વતીજીનો કાશીના સ્વામી વિશુદ્ધાનંદ સરસ્વતી તથા બાલશાસ્ત્રી વગેરે પંડિતો સાથે એક શાસ્ત્રાર્થ થયો હતો. આ શાસ્ત્રાર્થનું તાત્પર્ય સહજતાથી જાણી શકાય એ માટે આ પુસ્તક પ્રકાશિત કરવામાં આવ્યું છે.

આ સંવાદમાં સ્વામી દયાનંદજીનો પક્ષ પથ્થર વગેરેની મૂર્તિઓની પૂજાનું ખંડન કરવાનો હતો અને કાશીના પંડિતોનો પક્ષ મૂર્તિપૂજાનું મંડન કરવાનો હતો. કાશીના પંડિતોએ વેદોનાં પ્રમાણ આપીને મૂર્તિપૂજાનું મંડન કરવું જોઈતું હતું, પરંતુ તેઓ એવું બિલકુલ ન કરી શક્યા; કારણ કે જો મૂર્તિપૂજા વગેરેના મંડનમાં કોઈ વૈદિક પ્રમાણ મોજૂદ હોત તો તેઓએ તે જરૂર રજૂ કર્યું હોત, પરંતુ તેઓએ એમ ન કર્યું. તેઓ પોતાના પક્ષને વૈદિક પ્રમાણોથી સિદ્ધ કર્યા વગર વેદોને છોડીને 'મનુસ્મૃતિ વગેરે ગ્રંથો વેદાનુકૂળ છે કે નહિ ?' - આ પ્રકારના પ્રકરણાંતરમાં એટલે કે જુદા જ પ્રકરણમાં ઊતરી પડ્યા. શાસ્ત્રાર્થમાં પોતાની પૂર્વ પ્રતિજ્ઞા છોડીને પ્રકરણાંતરમાં - અન્ય પ્રકરણમાં ચાલ્યા જવું એ તો પરાજયનું સ્થાન છે. આવું કર્યા પછી પણ પંડિતો જે-જે અન્ય ગ્રંથોમાંથી જે-જે 'પુરાણ' વગેરે શબ્દોથી બ્રહ્મવૈવર્ત્ત વગેરે ગ્રંથો સિદ્ધ કરવા માંડ્યા હતા તે પણ તેઓ સિદ્ધ ન કરી શક્યા. ત્યાર બાદ તેઓ 'પ્રતિમા' શબ્દથી મૂતિપૂજા સિદ્ધ કરવાનો પ્રયાસ કરવા લાગ્યા, પરંતુ તે પણ ન કરી શક્યા. ત્યાર પછી 'પુરાણ' શબ્દ વિશેષ્ય-વાચક છે કે વિશેષણ-વાચક ? - તેની પર શાસ્ત્રાર્થ ચાલ્યો. આમાં

---

૪૦. પંડિત યુધિષ્ઠિર મીમાંસકે લખ્યું છે : ''કાશી શાસ્ત્રાર્થનાં જે સંસ્કરણો વૈદિક યંત્રાલયમાં છપાયાં છે, તેમાં 'આર્યદર્પણ'વાળો ભાષાનુવાદ જ છપાયો છે. 'આર્યદર્પણ'ના આ જ અંકમાં પાન ૨૧થી ૨૪ સુધી 'એડિટોરિયલ નોટ્સ' શીર્ષક હેઠળ એક નોટ છાપવામાં આવી છે. આ જ નોટ બહુ જ અલ્પ ફેરફાર સાથે હાલમાં 'મેનેજર (પ્રબંધકર્તા) વૈદિક યંત્રાલય'ના નામે 'ભૂમિકા' રૂપે છપાયેલ જોવા મળે છે. જોકે સંવત ૧૯૩૭ તથા ૧૯૩૯નાં સંસ્કરણોની ભૂમિકાના અંતમાં 'મેનેજર (પ્રબંધકર્તા) વૈદિક યંત્રાલય'નું નામ છાપવામાં આવ્યું નથી.'' - ઋષિ દયાનંદ સરસ્વતી કે ગ્રંથોં કા ઇતિહાસ, પાન ૨૫૨.

સ્વામીજીનો પક્ષ 'પુરાણ' શબ્દ વિશેષણ-વાચક છે એ સિદ્ધ કરવાનો હતો, જ્યારે કાશીના પંડિતોનો પક્ષ તેને વિશેષ્ય-વાચક સિદ્ધ કરવાનો હતો. કાશીના પંડિતો પોતાનો આ પક્ષ સિદ્ધ કરવા અહીં-તહીંનાં અનેક વચન બોલ્યા, પરંતુ સ્વામીજીએ સર્વત્ર એ 'પુરાણ' શબ્દને વિશેષણ-વાચક સિદ્ધ કરી બતાવ્યો અને કાશીના પંડિતો તેને વિશેષ્ય-વાચક સિદ્ધ ન કરી શક્યા. માટે આપ જુઓ કે શાસ્ત્રાર્થની આ વાતો પરથી શું-શું જાણી શકાય છે.

આમાં એ પણ જોવા જેવી વાત છે કે જ્યારે માધવાચાર્યે બે પાનાં કાઢીને સૌની સામે ફેંકતાં કહ્યું કે, આમાં 'પુરાણ' શબ્દ કોનું વિશેષણ છે, ત્યારે સ્વામીજીએ તેને વિશેષણ-વાચક સિદ્ધ કરી દીધો, પરંતુ કાશીના પંડિતોથી કંઈ જ સિદ્ધ થઈ શક્યું નહિ. હા, આ પંડિતોએ એક બહુ જ શોચનીય વાત જરૂર કરી કે જે કોઈ પણ સભ્ય વ્યક્તિ દ્વારા કરવા યોગ્ય ન હતી. એ પૈકી કેટલાક પંડિતો સભામાં કાશીરાજ મહારાજ અને કાશીના અન્ય વિદ્વાનોની હાજરીમાં સ્વામીજી પ્રત્યે અસભ્યતા પ્રગટ કરતાં વચનો બોલ્યા. સ્વામીજીના કહેવા છતાંય કાશીરાજ વગેરે ચૂપ બેસી રહ્યા અને તેમણે બૂરાં વચન કહેનારાઓને રોક્યા નહિ. સ્વામીજી શાસ્ત્રાર્થમાં ઉપસ્થિત કરવામાં આવેલ એ બે પાનાં માત્ર પાંચ જ ક્ષણમાં વાંચીને પ્રત્યુત્તર આપવા જઈ રહ્યા હતા. શું તેમની આ વાત વિદ્વાનોને અનુકૂળ ન હતી ? અને આ શાસ્ત્રાર્થની સૌથી ખરાબ વાત એ હતી કે આખી સભા વચ્ચે છોકરાં પાડે તેમ તાલીઓ પાડવામાં આવી અને આવો અત્યંત અસભ્યતાપૂર્ણ વ્યવહાર કરનારાઓને રોકનારું ત્યાં કોઈ જ ન હતું. આ ઉપરાંત, શું એકદમ ઊભા જઈને ચૂપચાપ શાસ્ત્રાર્થ સ્થાનની બહાર નીકળી જવું અને સભામાં તથા અન્ય ઠેકાણે ખોટા હલ્લાગુલ્લા મચાવવા એ ધાર્મિક અને વિદ્વાન લોકોના આચરણની વિરુદ્ધ ન હતું ?

આ તો જે થયું તે થયું, પરંતુ કાશીના પંડિતોએ એક બીજું પણ બહુ ખોટું કામ કર્યું, જે સભાના વ્યવહારથી અત્યંત વિરુદ્ધ હતું. તેઓએ સ્વામીજીની જૂઠી નિંદા અને બદનામી કરવા-કરાવવા માટે એક પુસ્તક કાશીરાજના છાપખાનામાં છપાવીને પ્રકાશિત કર્યું. પરંતુ પંડિતોએ આટલી જૂઠી ચેષ્ટાઓ કરી હોવા છતાંય સ્વામીજી એ લોકોનાં કર્મો પર ધ્યાન ન દઈ અથવા તેની ઉપેક્ષા કરીને તેઓને પ્રીતિપૂર્વક વેદોક્ત ઉપદેશ આજ સુધી બરાબર કરતા જ આવ્યા છે. આ શાસ્ત્રાર્થ સંવત ૧૯૨૬માં થયો હતો. ત્યારથી લઈને વર્તમાન સંવત ૧૯૩૭ સુધીમાં સ્વામીજી છ વાર કાશી આવ્યા છે.[૪૧] તેઓ દરેક વખતે કાશીમાં વિજ્ઞાપનો લગાવે છે કે, જો આપ લોકોને પથ્થર વગેરેની મૂર્તિઓની પૂજા સિદ્ધ કરનારું કોઈ વૈદિક પ્રમાણ કે કોઈ યુક્તિ હાથ લાગી હોય તો

૪૧. આ ભૂમિકા સંવત ૧૯૩૭ - સન ૧૮૮૦માં લખવામાં આવી હતી.

સભ્યતાપૂર્વક સભા આયોજિત કરીને મારી સાથે તે બાબતે ફરી વિચાર-વિનિમય અથવા શાસ્ત્રાર્થ કરો; પરંતુ કાશીના પંડિતો કંઈ જ કરતા નથી. આ પણ કેટલી નિશ્ચય કરવા જેવી વાત છે ! જો કાશીના આ પંડિતોને પોતાનો પક્ષ સિદ્ધ કરવામાં કામ લાગે એવું કોઈ દૃઢ પ્રમાણ કે યુક્તિ મળી હોત અથવા વેદશાસ્ત્રનું કોઈ પ્રમાણ ક્યાંકથી હાથ લાગ્યું હોત, તો શું તેઓ સ્વામીજીની સમક્ષ આવીને પોતાનો પક્ષ સિદ્ધ કરવામાં પ્રવૃત્ત થયા ન હોત ?

આથી એ જ નિશ્ચિત સિદ્ધાંત જાણવો જોઈએ કે આ વિશે સ્વામીજીની જે વાત છે એ જ ઠીક છે. સ્વામીજીની આ વાત સંવત ૧૯૩૬ (૧૮૭૯)ના વિજ્ઞાપન[૪૨] પરથી પણ સત્ય ઠરે છે કે જેમાં તેમણે સભા (શાસ્ત્રાર્થ) કરવાના ખૂબ જ ઉત્તમ નિયમો છપાવીને પ્રસિદ્ધ કર્યા હતા.

સ્વામીજીના એ વિજ્ઞાપન પર પંડિત તારાચરણ ભટ્ટાચાર્યે એક અનર્થયુક્ત વિજ્ઞાપન છપાવીને પ્રસિદ્ધ કર્યું હતું. એ વિજ્ઞાપનના ઉત્તરમાં પંડિત ભીમસેન શર્માએ સ્વામીજીનો અભિપ્રાય ધરાવતું એક બીજું વિજ્ઞાપન છપાવીને પ્રસિદ્ધ કર્યું હતું, જેમાં સ્વામી વિશુદ્ધાનંદ સરસ્વતીજી અને બાલશાસ્ત્રીજીની સાથે સ્વામીજીનો શાસ્ત્રાર્થ યોજવાની સૂચના પણ લખવામાં આવી હતી; પરંતુ એ બંનેમાંથી એકેય પંડિત શાસ્ત્રાર્થ કરવા તૈયાર ન થયા. શું હજુ પણ કોઈને એ વાતમાં શંકા થઈ શકે છે કે સ્વામીજી જે કંઈ કહે છે તે સત્ય છે કે નહિ ? પરંતુ નિશ્ચયપૂર્વક જાણવું જોઈએ કે સ્વામીજીની બધી જ વાતો વેદ અને યુક્તિને અનુકૂળ હોવાથી સર્વથા - બધી રીતે સત્ય જ છે.

સ્વામીજીએ આ શાસ્ત્રાર્થમાં જ્યાં-જ્યાં છાંદોગ્ય ઉપનિષદ્ વગેરેને 'વેદ'ના નામથી કહેલ છે, ત્યાં-ત્યાં તેમણે એવું કાશીના પંડિતોના મત અનુસાર કહેલ છે એમ સમજવું જોઈએ. એ સ્વામીજીનો પોતાનો મત નથી.[૪૩] સ્વામીજી મંત્ર સંહિતાઓને જ 'વેદ' માને છે; કારણ કે આ જે મંત્ર સંહિતાઓ છે, તે ઈશ્વરોક્ત

---

૪૨. આ વિજ્ઞાપન આ જ પુસ્તકના સાતમા પ્રકરણમાં પાન ૩૧૦ પર આપવામાં આવ્યું છે. સ્વામીજીએ પંડિત તારાચરણ શર્મા ભટ્ટાચાર્યના અસભ્યતાપૂર્ણ વિજ્ઞાપનના ઉત્તરમાં એક બીજું વિજ્ઞાપન ૨૭ ડિસેમ્બર ૧૮૭૯ના રોજ લખી કાશીમાં પ્રકાશિત કરાવ્યું હતું, જે 'ઋષિ દયાનંદ સરસ્વતી કે પત્ર ઔર વિજ્ઞાપન', ભાગ ૧, પાન ૩૧૩-૩૧૫ (પૂર્ણ સંખ્યા ૨૬૦) પર; તથા પંડિત લેખરામ રચિત 'મહર્ષિ દયાનંદ સરસ્વતી કા જીવનચરિત્ર' (હિંદી અનુવાદ), પાન ૧૭૯-૧૮૦ પર આપવામાં આવ્યું છે.

૪૩. સ્વામીજીના વેદ અને બ્રાહ્મણ-ગ્રંથ વિષયક તત્કાલીન મંતવ્ય વિશે આ જ પ્રકરણના અંતમાં પાન ૧૫૭ પર ''કાશી શાસ્ત્રાર્થમાં સ્વામી દયાનંદ દ્વારા પ્રયુક્ત 'વેદ' શબ્દ પર વિચાર'' શીર્ષક હેઠળ તથા બીજા પ્રકરણમાં પાન ૮૯ પર ''ગ્રંથસૂચી પર ડૉ. જે.ટી.એફ.જોર્ડન્સની ટિપ્પણી'' શીર્ષક અંતર્ગત વિવેચના કરવામાં આવી છે.

હોવાથી નિર્ભ્રાન્ત સત્યાર્થયુક્ત છે; અને જે બ્રાહ્મણ-ગ્રંથો છે એ જીવોક્ત છે એટલે કે ઋષિમુનિઓ વગેરે વિદ્વાનો દ્વારા કહેવામાં કે રચવામાં આવેલ છે. આ બ્રાહ્મણ-ગ્રંથો પણ પ્રમાણ તો ખરા જ, પરંતુ તેમાં જે કંઈ વેદોને અનુકૂળ હોય એ જ પ્રમાણ છે; અને તેમાં જો કંઈ વેદવિરુદ્ધ અર્થ ધરાવતું હોય તો એ અપ્રમાણ પણ થઈ શકે છે. જ્યારે મંત્ર સંહિતાઓ તો કોઈની પણ વિરુદ્ધ અર્થ ધરાવતી હોવા છતાંય ક્યારેય અપ્રમાણ થઈ શકતી નથી; કારણ કે એ તો સ્વતઃ પ્રમાણ છે.

**સંવત ૧૯૩૭, સન ૧૮૮૦** **પ્રબંધકર્તા - વૈદિક યંત્રાલય**

**કાશી**

## अथ काशी शास्त्रार्थः

**धर्माधर्मयोर्मध्ये शास्त्रार्थविचारो विदितो भवतु ।**

**एको दिगम्बरस्सत्यशास्त्रार्थविद् दयानन्दसरस्वती स्वामी गंङ्गातटे विरहति । स ऋग्वेदादिसत्यशास्त्रेभ्यो निश्चयं कृत्वैवं वदति – ''वेदेषु पाषाणादिमूर्त्तिपूजनविधानं शैवशाक्तगाणपतवैष्णवादिसम्प्रदाया रुद्राक्षत्रिपुण्ड्रादिधारणं च नास्त्येव, तस्मादेतत् सर्वं मिथ्यैवास्ति, नाचरणीयं कदाचित् । कुतः ? एतत् वेदविरुद्धाप्रसिद्धाचरणे महत् पापं भवतीतीयं वेदादिषु मर्यादा लिखितास्ति ।''**

**एवं हरिद्वारमारभ्य गंङ्गातटे अन्यत्रापि यत्र कुत्रचिद् दयानन्दसरस्वती स्वामी खण्डनं कुर्वन् सन् काशीमागत्य दुर्गाकुण्डसमीप आनन्दारामे यदा स्थितिं कृतवान् तदा काशीनगरे महान् कोलाहलो जातः । बहुभिः पण्डितैर्वेदादि पुस्तकानां मध्ये विचारः कृतः, परन्तु क्वापि पाषणादिमूर्त्तिपूजनादि विधानं न लब्धम् ।**

**प्रायेण बहूनां पाषाणपूजनादिष्वाग्रहो महान् अस्ति, अतः काशीराजमहाराजेन बहून् पण्डितान् आहूय पृष्टं किं कर्त्तव्यमिति ? तदा सर्वैर्जनैर्निश्चयः कृतः – येन केन प्रकारेण दयानन्दस्वामिना सह शास्त्रार्थं कृत्वा बहुकालात् प्रवृत्तस्याचारस्य स्थापनं यथा भवेत् तथा कर्त्तव्यमेवेति ।**

**पुनः कार्त्तिकशुक्लद्वादश्यामेकोनविंशतिशतषड्विंशतितमे संवत्सरे (१९२६) मंङ्गलवासरे महाराजः काशीनरेशो बहुभिः पण्डितैः सह शास्त्रार्थकरणार्थमानन्दारामं यत्र दयानन्दस्वामिना निवासः कृतः, तत्रागतः ।**

**तदा दयानन्दस्वामिना महाराजं प्रत्युक्तम् – वेदानां पुस्तकान्यानीतानि न वा ?**

**तदा महाराजेनोक्तम् – वेदाः पण्डितानां कण्ठस्थाः सन्ति किं प्रयोजनं पुस्तकानामिति ?**

**तदा दयानन्दस्वामिनोक्तम् – पुस्तकैर्विना पूर्वापरप्रकरणस्य यथावद् विचारस्तु न भवति । अस्तु तावत् पुस्तकानि नानीतानि ।**

તો છેક સુધી મૂર્તિઓની માફક મૂક દર્શક બનીને જ બેઠા રહ્યા.[૯] પાઠકવૃંદ, વિચાર કરો કે ઋષિ દયાનંદનો શાસ્ત્રાર્થ માટે પડકાર એ જ હતો કે, શ્રુતિમાંથી મૂર્તિપૂજાનું પ્રમાણ કાઢી બતાવો. પરંતુ પંડિતોએ ન તો કોઈ વેદનું પ્રમાણ આપ્યું અને ન તો મૂર્તિપૂજા વિશે વિચારવિમર્શ કર્યો. વિષયો બદલતા રહ્યા અને સાથે સાથે કાશીના પંડિતો પણ બદલતા રહ્યા. પૌરાણિક પંડિતોની આ ભીડમાં એકેશ્વરવાદી વેદવેત્તા દયાનંદ બસ એકલો હતો.[૧૦]

પરંતુ શાસ્ત્રાર્થનું જે પરિણામ આવ્યું તેનાથી સ્વામી દયાનંદને સંતોષ ન થયો. તેમને હતું કે કાશીના વિદ્વાનો નિષ્પક્ષ રીતે સત્ય-અસત્યનો વિચાર કરશે અને સત્ય ધર્મના પ્રચાર-પ્રસાર તથા પ્રચલિત પાખંડો, અંધવિશ્વાસો અને કુરીતિઓના ઉન્મૂલન હેતુ કરવામાં આવતાં તેમનાં કાર્યોમાં સહયોગ આપશે. પરંતુ એમ થવું તો દૂર રહ્યું, ઊલટાના કાશીના વિદ્વાનોએ સ્વામીજીને પરંપરાગત ધર્મ અને આસ્થાઓના ઘોર વિરોધી અને શત્રુ ઘોષિત કર્યા અને તેમના સામાજિક બહિષ્કાર જેવી પરિસ્થિતિઓ પેદા કરી દીધી. શાસ્ત્રાર્થના પ્રત્યક્ષદ્રષ્ટા રુડોલ્ફ હાર્નલીએ લખ્યું છે :

> Whereas, before, multitudes flocked to see him, those who came afterwards might be easily counted. The reformer himself was practically excommunicated, and any one who would visit him after his refutation was threatened with the same measure.[૧૧]
>
> શાસ્ત્રાર્થ પહેલાં સ્વામીજીને મળવા વિશાળ સંખ્યામાં લોકો આવતા હતા. પરંતુ હવે શાસ્ત્રાર્થ પછી તેમને મળવા આવનારાઓની સંખ્યામાં ભારે ઘટાડો થયો છે. એવું લાગે છે કે, પંડિત વર્ગે આ સુધારકનો સામાજિક બહિષ્કાર કરી દીધો છે. એટલું જ નહિ, તેમની પાસે જતા લોકોને પણ સામાજિક બહિષ્કારની ધમકીઓ આપવામાં આવે છે.

ડૉ. જે.ટી.એફ. જોર્ડન્સે સ્વામી દયાનંદના જીવનચરિત્રમાં લખ્યું છે :

> The available reports of the proceedings, one by the Swami himself and the other by a Bengali pandit, show that Dayananda kept the attacks of his opponents at bay with great self-assurance and competence. He had a constant struggle to bring the pandits back to the precise topic, 'that idol worship

---

૯. લક્ષ્મણ આર્યોપદેશક, મહર્ષિ દયાનંદ સરસ્વતી સંપૂર્ણ જીવનચરિત્ર, ભાગ ૧, પાન ૨૫૯, પાદટીપ ૧.

૧૦. એજન, ભાગ ૧, પાન ૨૫૬, પાદટીપ ૧.

૧૧. 'ધ ક્રિશ્ચિયન ઈન્ટેલિજન્સર' (The Christian Intelligencer) નામની પત્રિકાનો માર્ચ ૧૮૭૦નો અંક.

is or is not taught in the scriptures', and no pandit managed to produce conclusive proof for their side. Then the end came quite suddenly. One pandit read a text to the Swami, who did not recognize the passage and asked to inspect the manuscript. He was handed the leaflet and started to examine it in silence. As he was doing so, the pandits rose in unison and declared Dayananda defeated. The crowd then started to pelt the Swami, and the police had to intervene to protect him. There is no doubt that this sudden closure of the debate and the proclamation of Dayananda as the loser was a mischievous act on the part of the pandits, who could not afford to come out the losers in that citadel of orthodoxy. No doubt the Swami recalled how his *guru* Virjananda had suffered a similar unjust humiliation in Mathura. The injustice committed emphasized in fact the importance the pandits attached to the Swami's challenge.[૧૨]

આ શાસ્ત્રાર્થનાં ઉપલબ્ધ વિવરણો કે જેમાં એક તો સ્વયં સ્વામીજીએ તૈયાર કરી આપ્યું હતું તે અને બીજું જે એક બંગાળી વિદ્વાન (પંડિત સત્યવ્રત) દ્વારા લખવામાં આવ્યું હતું, એ પરથી સ્પષ્ટ થાય છે કે, સ્વામીજી પ્રતિપક્ષી પંડિતોનાં પેલાં તમામ આક્રમણો - કે જે વળતો હુમલો કરવા પ્રેરે તેવાં હતાં - તેનો પોતાનાં આત્મવિશ્વાસ અને અધિકાર સંપન્નતાથી જોરદાર પ્રતિભાવ બરાબર આપતા રહ્યા. તેઓ આ પંડિતોને શાસ્ત્રાર્થના મૂળ વિષય 'મૂર્તિપૂજા વેદમૂલક છે કે નહિ ?' પર પાછા લાવવા સતત સંઘર્ષ કરતા રહ્યા. પરંતુ પંડિતો પોતાના પક્ષના સમર્થનમાં એક પણ નિર્ણાયક કે અંતિમ શાસ્ત્ર પ્રમાણ પ્રસ્તુત કરી શક્યા નહિ અને અચાનક જ શાસ્ત્રાર્થ સમેટી લેવામાં આવ્યો. એક પંડિતે કોઈ હસ્તલેખનાં પાનાં લઈ તેનો પાઠ સંભળાવ્યો. સ્વામીજી એ ક્યા ગ્રંથનાં પાનાં છે અને તેમાં ક્યું પ્રકરણ વર્ણિત છે એ જાણવા ચૂપચાપ વાંચી રહ્યા હતા એટલામાં તો પંડિતો એકી સાથે ઊભા થઈ 'દયાનંદ હારી ગયા' એવી ઘોષણા કરતાં ચાલી નીકળ્યા. લોકોનાં ટાળાં સ્વામીજી પર પથ્થર વરસાવવા લાગ્યા. પરંતુ પોલીસે તરત જ કાર્યવાહી કરીને સ્વામીજીને ઉગારી લીધા. આમ કશી જ સૂચના વગર આકસ્મિક રીતે શાસ્ત્રાર્થ સમેટી લઈને સ્વામીજીના પરાજયની ઘોષણા કરવી એ કાશીના આ પંડિતોનું ખૂબ જ ઉપદ્રવકારી કદમ હતું એમાં કોઈ શંકા નથી. હકીકતમાં આ પંડિતોને પોતાના આ પૌરાણિક ગઢમાં દયાનંદના

૧૨. જોર્ડન્સ જે.ટી.એફ., દયાનંદ સરસ્વતી હિઝ લાઇફ ઍન્ડ આઇડિયાઝ, પાન ૯૮.

હાથે પરાજિત થવું કોઈ રીતે પોષાય તેમ ન હતું. આ ક્ષણે સ્વામીજીને પોતાના ગુરુ સ્વામી વિરજાનંદજીને પણ મથુરામાં પંડિતો તરફથી કરવામાં આવેલ આવાં જ માનહાનિ અને અન્યાયનો સામનો કરવો પડ્યો હતો, એ પ્રસંગ જરૂર યાદ આવી ગયો હશે. કાશીના પંડિતોએ કરેલો આ અન્યાય એ વાતની સાક્ષી આપે છે કે તેઓએ દયાનંદની ચેલેન્જને કેટલું મહત્ત્વ આપ્યું હતું.

## 'કથં કાશી વિદુષ્મતી ?'

ડૉ. જોર્ડન્સે અહીં સ્વામી વિરજાનંદના જે પ્રસંગનું સ્વામી દયાનંદને સ્મરણ થઈ આવવાનું લખ્યું છે, તે પ્રસંગ આ મુજબ હતો :

મથુરામાં એક ઘટના ઘટી. સંવત ૧૯૧૬માં વૈષ્ણવ સંપ્રદાયના આચાર્ય રંગાચાર્યના ગુરુ પંડિત કૃષ્ણ શાસ્ત્રી સાથે સ્વામી વિરજાનંદજીનો વ્યાકરણના એક સૂક્ષ્મ વિષયને લઈને વિવાદ થયો. 'અજાદ્યુક્તિઃ' શબ્દમાં ક્યો સમાસ છે, એ આ વિવાદનો વિષય હતો. શાસ્ત્રીજી આમાં સપ્તમી તત્પુરુષ સમાસ માનતા હતા, જ્યારે વિરજાનંદજી અનુસાર અહીં ષષ્ઠી તત્પુરુષ સમાસ હોવો જોઈએ. થોડી જ વારમાં આ વિવાદને કારણે શાસ્ત્રાર્થની સંભાવના ઊભી થઈ ગઈ. આથી પંડિત કૃષ્ણ શાસ્ત્રીને પરાજયનો ડર સતાવવા લાગ્યો. તેઓ સ્વયં તો વિરજાનંદજીની સાથે શાસ્ત્રાર્થ કરવા તૈયાર ન થયા, પરંતુ તેમણે સેઠ રાધાકૃષ્ણ નામના પોતાના એક ધનાઢ્ય શિષ્યના ધનના જોરે પ્રપંચ રચ્યો. આ સેઠજીએ દંડીજીને કહેવડાવ્યું કે બસો રૂપિયા શાસ્ત્રીજી આપશે અને બસો રૂપિયા તમે આપો. તેમાં સો રૂપિયા હું ઊમેરીશ. આ પાંચસો રૂપિયા શાસ્ત્રાર્થમાં જે વિજયી થશે તેમને પુરસ્કાર રૂપે આપવામાં આવશે. સેઠજીએ કદાચ એવું વિચાર્યું હતું કે આ ગરીબ સંન્યાસી બસો રૂપિયા ક્યાંથી કાઢશે અને આ રીતે આ શાસ્ત્રાર્થનું સંકટ ટળી જશે. પરંતુ દંડીજીએ તો બસો રૂપિયા તરત મોકલી આપ્યા. આથી હવે શાસ્ત્રાર્થ તો કરવો અનિવાર્ય થઈ પડ્યો. ગતશ્રમ નારાયણના મંદિરમાં શાસ્ત્રાર્થ થશે એવું નક્કી થયું. દંડીજીએ પોતાના શિષ્યોને શાસ્ત્રાર્થ સ્થળે મોકલ્યા અને કહ્યું કે જ્યારે કૃષ્ણ શાસ્ત્રી ત્યાં આવે એટલે મને જાણ કરજો કે જેથી હું પણ તરત ત્યાં પહોંચી જઈશ. પરંતુ શાસ્ત્રીજીને તો ક્યાં આવવું હતું ? એ ન આવ્યા. સેઠ રાધાકૃષ્ણે બંને પક્ષના શિષ્યો વચ્ચે જ નામમાત્રનો શાસ્ત્રાર્થ કરાવી દીધો અને તેમણે 'મારા ગુરુ શાસ્ત્રીજીનો પક્ષ વિજયી રહ્યો અને વિરજાનંદજી હારી ગયા' - એવું મથુરામાં જાહેર કરી દીધું ! પાંચસો રૂપિયા કોઈ પણ પક્ષને પુરસ્કાર રૂપે ન આપી માથુર ચતુર્વેદી બ્રાહ્મણોમાં વહેંચી દીધા. આ વાત સાંભળીને દંડીજીને આશ્ચર્ય થયું અને વેદના પણ થઈ. સેઠ રાધાકૃષ્ણને આટલેથી જ સંતોષ ન થયો. પરંતુ તેમણે કાશીના કેટલાક ધનલોલુપ પંડિતોને લાંચ આપીને પોતાના ગુરુના સમર્થનમાં એક વ્યવસ્થા મંગાવી અને તેને જનતામાં પ્રચારિત કરી. ધનના બળ પર વિદ્યા અને જ્ઞાનના ક્ષેત્રમાં મચાવવામાં આવેલ આ ફરેબને જોઈને પ્રજ્ઞાચક્ષુ વિરજાનંદજીનું મન અતિ વિક્ષુબ્ધ થઈ ગયું. તેમણે સ્વપ્નમાં પણ નહોતું વિચાર્યું કે કાશીના ધુરંધર પંડિતોને ધનની લાલચ આપીને ખરીદી

શકાય છે. આથી આ સાથે જ વિદ્યાની નગરી કાશી અને તેના ગૌરવ સ્વરૂપ પંડિત સમુદાય પ્રત્યે તેમની શ્રદ્ધા સમાપ્ત થઈ ગઈ. તેમના મુખમાંથી અનાયાસ ઉદ્‌ગાર નીકળ્યો : 'કથં કાશી વિદુષ્મતી ?' અર્થાત્ કાશી વિદ્વાનોની નગરી કેવી રીતે ?[૧૩]

છેવટે વિરજાનંદજીએ કાશીના પ્રમુખ પંડિતોને પૂછ્યું કે, તમે લોકોએ 'અજાદ્યુક્તિઃ'માં સપ્તમી તત્પુરુષ સમાસનું સમર્થન શાના આધારે કર્યું ? પ્રજ્ઞાચક્ષુ સંન્યાસીએ ષષ્ઠી તત્પુરુષ સમાસના સમર્થનમાં હેતુ પ્રસ્તુત કરીને તેઓને શાસ્ત્રાર્થ માટે લલકાર્યા. પરંતુ કાશીના પંડિતો વિરજાનંદજીના વ્યાકરણ જ્ઞાનથી પરિચિત હતા. આથી તેમણે કહ્યું કે, પક્ષ તો દંડીજીનો જ ઠીક છે, પણ અમે તો વ્યવસ્થા પર હસ્તાક્ષર કરી ચૂક્યા છીએ. વ્યવસ્થા તો દંડીજીના પક્ષમાં પણ આપી શકાય છે, પરંતુ એ માટે પ્રત્યેક પંડિત માટે સો રૂપિયાની દક્ષિણાની જોગવાઈ કરવી પડશે. મંજૂર હોય તો બોલો ! આ ઉત્તર સાંભળીને દંડીજી બહુ જ દુઃખી થયા. તેમણે જોયું કે અહીં કાશીમાં તો ખુલ્લંખુલ્લા વિદ્યા વેચાઈ રહી છે અને વિદ્યાનો આ વેપલો કરનારા પણ કોઈ સામાન્ય માણસો નથી, પરંતુ એ બ્રાહ્મણો છે કે જેમના પરિવારોમાં પેઢી દર પેઢી શાસ્ત્રાધ્યયન, ચિંતન અને રક્ષણનું કાર્ય જ થતું રહ્યું હતું. સાચું કહ્યું છે કે પતનની પણ કોઈ સીમા નથી.[૧૪]

શ્રી રામકૃષ્ણ પરમહંસે કાશીથી પાછા આવેલ એક પંડિત સાથે વાર્તાલાપ કરતી વખતે સ્વામી દયાનંદને યાદ કર્યા હતા. આ વાર્તાલાપ દરમિયાન કાશી શાસ્ત્રાર્થનો પણ ઉલ્લેખ થયેલો. આ વાર્તાલાપ નીચે મુજબ થયો હતો :

> **Sri Ramkrishna :** You were in Kashi for a long time.Tell me what you saw there. Tell me something about Dayananda.
>
> **The Pandit :** I did meet Dayananda. You also met him.
>
> **Sri Ramkrishna :** I went to meet him in a garden on the other side of the Ganges. Keshab Sen was supposed to come that day and he was very eager to meet Keshab - like a chatak bird anxious for a drop of rainwater. He is a great scholar. He made fun of the Bengali language, calling it 'Gauranga Bhasha' (the language of Gaur). He believes in gods but Keshab didn't. Dayananda said : 'God has created so many things, can He not create gods as well ?' But he believed in the formless God too. When Captain repeated the name

---

૧૩. વિરજાનંદજીએ આ પ્રસંગે કાશીના પંડિતો પર કટાક્ષ કરતું એક શ્લોકાષ્ટક રચ્યું હતું, જેનો પદાંત 'કથં કાશી વિદુષ્મતી ?' હતો. સ્વામી દયાનંદને આ શ્લોકાષ્ટક કંઠસ્થ હતું. (નવજાગરણ કે પુરોધા મહર્ષિ દયાનંદ સરસ્વતી, ભાગ ૧, પાન ૧૬૦, અને પાન ૧૭૨, પાદટીપ ૧૦).

૧૪. રામપ્રકાશ, ગુરુ વિરજાનંદ દંડી, પાન ૫૩.

of Rama, Dayananda said : 'You could just as well have repeated sandesh, sandesh.'

**The Pandit :** Religious scholars had long discussions with Dayananda in Kashi. At the end, all of them stood against him. The discussion rose to such a pitch that he had to flee to save himself. All of them shouted with one voice : 'Despise what Dayananda said !'[૧૫]

**શ્રી રામકૃષ્ણ :** તમે કાશીમાં લાંબો સમય રહ્યા છો. કહો, તમે ત્યાં શું જોયું. મને દયાનંદ વિશે કંઈક કહો.

**પંડિત :** હું દયાનંદને મળ્યો હતો. તમે પણ તેમને મળ્યા છો.

**શ્રી રામકૃષ્ણ :** હા, હું તેમને ગંગાપાર આવેલા એક ઉદ્યાનમાં મળ્યો હતો. (આ મુલાકાત ૧૮૭૨-૭૩માં સ્વામી દયાનંદના કલકત્તા પ્રવાસ સમયે થઈ હતી.) એ દિવસે કેશવચંદ્ર સેન તેમને મળવા આવવાના હતા અને સ્વામીજી તેમને મળવા માટે જેમ ચેતક પક્ષી વરસાદના બુંદ માટે આતુર હોય તેવા આતુર હતા. દયાનંદ મહાન વિદ્વાન છે. તેમણે બંગાળી ભાષાને 'ગૌરાંગ ભાષા' - ગૌરની ભાષા (ગોર અર્થાત્ પંડા-પુરોહિતની ભાષા) કહીને મજાક ઉડાવી હતી. તેઓ દેવતાઓ (દિવ્ય ગુણ ધરાવતા પદાર્થો)ની સત્તામાં માનતા હતા, જ્યારે કેશવચંદ્ર દેવતાઓમાં વિશ્વાસ ધરાવતા નહોતા. દયાનંદે કહ્યું : 'ઈશ્વરે અનેક પદાર્થો રચ્યા છે, શું તે દેવતાઓની રચના ન કરી શકે ?' પરંતુ દયાનંદ નિરાકાર ઈશ્વરમાં માનતા હતા. જ્યારે કેપ્ટને 'રામ-રામ'નું ઉચ્ચારણ કર્યું ત્યારે દયાનંદે કહ્યું કે, તમે 'સંદેશ-સંદેશ'નું ઉચ્ચારણ પણ કરી શક્યા હોત !

**પંડિત :** કાશીમાં પંડિતોએ દયાનંદ સાથે લાંબો શાસ્ત્રાર્થ ચલાવ્યો. અંતે એ બધા જ પંડિતો દયાનંદના વિરોધમાં ઊભા થઈ ગયા. શાસ્ત્રાર્થ એ હદે પહોંચી ગયો કે દયાનંદને આત્મરક્ષા માટે શાસ્ત્રાર્થ મૂકીને ભાગવું પડ્યું. બધા જ પંડિતો એકી સ્વરે બૂમો પાડવા લાગ્યા કે, 'દયાનંદ જે કહે છે એ તિરસ્કરણીય છે'.

પંડિત ચમૂપતિએ 'ગ્લીમ્પ્સસ ઑફ દયાનંદ'માં લખ્યું છે :

That his adversaries indulged in such rowdyism was proof incontrovertible of the *rishi's* moral victory. His logic was answered with brickbats. In the field of *shastras* the collective learning of Kashi had not been his match.[૧૬]

---

૧૫. મહેન્દ્રનાથ, ધ ગૉસ્પલ ઑફ શ્રી રામકૃષ્ણ, પાન ૫૩૪.

૧૬. ચમૂપતિ, ગ્લીમ્પ્સસ ઑફ દયાનંદ, પાન ૫૪.

સ્વામી દયાનંદના વિરોધીઓએ મચાવેલી આ ધાંધલ-ધમાલ તેમના (સ્વામીજીના) નૈતિક વિજયનો નિર્વિવાદ પુરાવો હતો. સ્વામીજીના તર્કોનો ઉત્તર ઈંટ અને પથ્થરથી આપવામાં આવ્યો. શાસ્ત્રાર્થ સમરમાં કાશીની સામૂહિક વિદ્વત્તા દયાનંદની વિદ્વત્તાનો મુકાબલો ન કરી શકી.

પંડિત ચમૂપતિની પ્રસિદ્ધ પંક્તિઓ છે :

*દલીલોં પે કાશી કો જિસને ઉછાલા, દયાનંદ સ્વામી તેરા બોલ બાલા.*

*વહ ટૂટા જો થા વેદવિદ્યા પે તાલા, દયાનંદ સ્વામી તેરા બોલ બાલા.*[૧૭]

ડૉ. તુલસીરામે 'કાશી શાસ્ત્રાર્થ'નો સુંદર અંગ્રેજી અનુવાદ કર્યો છે. તેમાં તેમણે લખ્યું છે :

The debate was an exercise in futility and incivility. It was futile because the Pandits were closed in intellectual narrowness, fettered in dried tradition, confirmed in prejudice and bound in vested interest and they were not likely to open out. Instead, they were there to guard their citadel against every possible wind of freshness. Incivility is the manners of the crowd but an anathema to the cultured. So it is used to ward off the possibilities of change. The Pandits used it persistently. But Swamiji was all patience and hope. All the time he was trying to save the debate and lead it to a conclusion. But all his civility, courtesy and eanestness failed to work upon their mind.[૧૮]

એક દૃષ્ટિએ જોતાં આ શાસ્ત્રાર્થ નિરર્થકતા અને ઉદ્ધતાઈનો તમાશો બનીને રહી ગયો. એ નિરર્થક એટલે રહ્યો કે કાશીના પંડિતો પોતાની બૌદ્ધિક સંકીર્ણતા અને શુષ્ક પરંપરામાં કેદ હતા. તેઓ ઘોર પક્ષપાતી અને સ્વાર્થી હતા. આથી તેઓ મોકળા મને સંવાદ કરવા માટે તૈયાર જ ન હતા. તેઓ પોતાના કિલ્લાને તાજગી ભરેલી હવાનો સ્પર્શ ન થઈ જાય તેની ભારે તકેદારી રાખતા હતા. કોઈએ કહ્યું છે કે ઉદ્ધતાઈ ટોળાની શૈલી છે અને સુસંસ્કારી વ્યક્તિ માટે એ અભિશાપ છે. આથી પરિવર્તનની શક્યતાઓને ખાળવા માટે પંડિતોએ ઉદ્ધતાઈનો પ્રયોગ કર્યો. તેઓ શાસ્ત્રાર્થમાં છેક સુધી ઉદ્ધતાઈ જ કરતા રહ્યા. પરંતુ સ્વામીજીએ પૂરી ધીરજથી કામ લીધું અને તેઓ છેક સુધી આશાવાદી બની રહ્યા. તેઓ

---

૧૭. દ્રષ્ટવ્ય : 'દયાનંદ આનંદ સાગર' (પ્રા. રાજેન્દ્ર 'જિજ્ઞાસુ' રચિત રક્તરંજિત હૈ કહાની, પાન ૧૭ પરથી ઉદ્‌ધૃત).

૧૮. તુલસીરામ, સ્વામી દયાનંદ સરસ્વતીસ્ કાશી ડિબેટ ઑન આઇડલ વર્શિપ (કાશી શાસ્ત્રાર્થનો અંગ્રેજી અનુવાદ), ઇન્ટ્રોડક્શન, પાન xiii-xvii.

શાસ્ત્રાર્થને નિર્ણાયક અને સાર્થક કરવાની સતત કોશિશ કરતા રહ્યા. પરંતુ તેમનો સઘળો શિષ્ટાચાર, સૌજન્ય અને ગંભીરતાપૂર્વકની આતુરતા પેલા પંડિતોનું મન બદલવામાં નિષ્ફળ રહ્યાં.

આ રીતે આ મહાન શાસ્ત્રાર્થ કે જેના માટે કાશીએ પોતાનું સંપૂર્ણ વિદ્યા-ધન અને વૈભવ-બળ કામે લગાડ્યું હતું, જેના માટે કાશીના દિગ્ગજ પંડિતોએ રાતોની રાત જાગીને ભારે તૈયારીઓ કરી હતી અને જેનાથી એવી આશા બંધાઈ હતી કે મૂર્તિપૂજા વિશે કોઈ અંતિમ નિર્ણય લેવામાં આવશે, તેઓની આ ઉચ્છૃંખલતાની સાથે જ પૂરો થયો અને મૂળ વિવાદાસ્પદ પ્રશ્ન પર વિધિવત્ કોઈ જ અંતિમ નિર્ણય ન લઈ શકાયો. આ શાસ્ત્રાર્થમાં સ્વામીજીની સાથે અનેક વાર અસભ્ય અને અન્યાયપૂર્ણ વ્યવહાર કરવામાં આવ્યો. તેમની સાથે હુલ્લડબાજીથી કામ લેવામાં આવ્યું. જો કોઈ સામાન્ય વ્યક્તિએ આવો વ્યવહાર કર્યો હોત તો એ પણ નિંદનીય ગણાત. પરંતુ અહીં તો આવો દુર્વ્યવહાર કાશીના રાજસિંહાસન પર બેઠેલી વ્યક્તિ દ્વારા તથા પૂરા દેશના વિદ્વાનોનું નાક ગણાતા કાશીના પંડિતો દ્વારા કરવામાં આવ્યો હતો. આથી એ કેટલો ગર્હિત અને ગ્લાનિ ઉત્પન્ન કરનારો દુર્વ્યવહાર હતો એ સમજી શકાય છે.[૧૯]

સ્વામી વિદ્યાનંદ સરસ્વતીએ 'દયાનંદ - આર્કિટેક્ટ ઑફ મૉડર્ન ઇન્ડિયા' નામના અંગ્રેજી પુસ્તકમાં લખ્યું છે :

> Had the Maharaja acted impartially, history would have assigned him a a place beside Raja Janaka. But he missed the golden opportunity.[૨૦]
>
> જો આ પ્રસંગે કાશીનરેશ પક્ષપાતરહિત થઈને વર્ત્યા હોત તો ઇતિહાસે તેમને રાજા જનકની બાજુનું સ્થાન આપ્યું હોત. પરંતુ તેઓ આ સોનેરી તક ચૂકી ગયા.

શાસ્ત્રાર્થ સમાપ્ત થયો. કાશીની પંડિતમંડળીએ પોતાનાં ન્યાય, વિવેક અને સત્યને બિલકુલ તિલાંજલિ આપીને આખા નગરમાં સ્વામી દયાનંદના પરાજયની જૂઠી ઘોષણા કરી દીધી. સ્વામીજીને તો જય-પરાજયની કોઈ જ ચિંતા ન હતી, કારણ કે તેઓ દ્વંદ્વાતીત સ્થિતપ્રજ્ઞ પરમહંસની અવસ્થાને પ્રાપ્ત કરી ચૂક્યા હતા. પરંતુ તેમને જો કોઈ ક્ષોભ કે દુઃખ હતું તો તે એ વાતનું હતું કે આ પંડિતોએ તેમની સાથે ન્યાયપૂર્વક શાસ્ત્રાર્થ ન કર્યો. જો તેમણે ન્યાયપૂર્વક શાસ્ત્રાર્થ કર્યો હોત તો આ શાસ્ત્રવિચારથી સંસારને જરૂર કોઈ અર્થપૂર્ણ પરિણામ પ્રાપ્ત થઈ શક્યું હોત.

પૌરાણિક સમુદાયે દયાનંદની તથાકથિત પરાજયનો ખૂબ જ ઢંઢેરો પીટ્યો. તેમણે 'દયાનંદ પરાભૂતિઃ' અને 'દુર્જનમુખમર્દન' નામનાં બે પુસ્તકો ક્રમશઃ સંસ્કૃત તથા હિંદીમાં

---

૧૯. દેવેન્દ્રનાથ મુખોપાધ્યાય, મહર્ષિ દયાનંદ સરસ્વતી કા જીવનચરિત, પાન ૧૭૭

૨૦. વિદ્યાનંદ સરસ્વતી, દયાનંદ - આર્કિટેક્ટ ઑફ મોડર્ન ઇન્ડિયા, પાન ૭૭.

લખીને પ્રકાશિત કર્યાં. પહેલું પુસ્તક કાશીરાજના યંત્રાલયમાં પ્રકાશિત થયું હતું. બીજું પુસ્તક ઓગણીસ પાનાંનું હતું અને તેમાં પુરાણોનાં વાક્યો ટાંકવામાં આવ્યાં હતાં, પરંતુ મૂર્તિપૂજાની સિદ્ધિમાં એક પણ વેદમંત્ર આપવામાં આવ્યો ન હતો. આ બંને પુસ્તકોમાં સ્વામીજીના પરાજયની ડિંડિમ ઘોષણા કરવામાં આવી હતી. આ ઉપરાંત, સ્વામીજીનો પરાજય પ્રગટ કરતું પંડિત બાલશાસ્ત્રી વગેરે પંડિતોના હસ્તાક્ષરો ધરાવતું એક વિજ્ઞાપન છપાવીને નગરમાં ઠેર ઠેર લગાડવામાં આવ્યું અને લોકોમાં વિતરીત કરવામાં આવ્યું. કાશીના પંડિતોએ દેશના પ્રસિદ્ધ નગરોમાં વિજ્ઞાપનની નકલો મોકલી. આ વિજ્ઞાપનમાં લખ્યું હતું કે આ દયાનંદ નામનો સંન્યાસી વિશ્વનાથ, સર્વ દેવી-દેવતાઓ, પુરાણો તથા અવતારોની નિંદા કરે છે.[૨૧] સ્વામીજીએ પણ આ વિજ્ઞાપનના જવાબરૂપે પોતાનું એક વિજ્ઞાપન છપાવ્યું અને પંડિતોએ લગાવેલ વિજ્ઞાપનની બાજુમાં જ દરેક સ્થાને લગાવડાવ્યું. આ વિજ્ઞાપનમાં સ્વામીજીએ જણાવ્યું હતું કે, હું પરાજિત થયો નથી અને હું હજુ પણ શાસ્ત્રાર્થ કરવા તત્પર છું.[૨૨] પંડિતોએ આવી તમામ ઓછી હરકતો કરી, પરંતુ વિચારશીલ લોકો હકીકત જાણી ગયા હતા કે કાશીની આ પંડિતમંડળી સ્વામીજીની સામે મૂર્તિપૂજાની વૈદિકતા સિદ્ધ કરવામાં બિલકુલ અસફળ રહી છે.

## કાશી શાસ્ત્રાર્થ વિષયક તત્કાલીન સમાચારપત્રો, પત્ર-પત્રિકાઓ, પ્રત્યક્ષ-દ્રષ્ટાઓ વગેરેના અભિપ્રાયો

ડૉ. જે.ટી.એફ. જૉર્ડન્સે કાશી શાસ્ત્રાર્થ વિશે લખ્યું છે :

> The shastrarth was most important, in that it put the Swami on a more than local stage; the challange of the Banaras pandits had in itself made him into a figure of all-Hindu importance.[૨૩]
>
> કાશી શાસ્ત્રાર્થ એ દૃષ્ટિએ ખૂબ જ મહત્ત્વપૂર્ણ રહ્યો કે તેણે સ્વામીજીને સ્થાનિક તખતા પરથી ઉઠાવીને વ્યાપક મંચ પર પ્રતિષ્ઠિત કર્યા. કાશીના પંડિતોને શાસ્ત્રાર્થમાં પડકારવાથી સ્વામીજી અખિલ હિંદુસમાજ માટે એક મહત્ત્વશીલ અને નામાંકિત વ્યક્તિ બની ગયા.

લાલા લજપતરાય કાશી શાસ્ત્રાર્થના પ્રભાવ વિશે લખે છે :

> For a long time a heated controversy raged in the press, both Indian and Anglo-Indian, about the disputation. The matter

---

૨૧. લક્ષ્મણ આર્યોપદેશક, મહર્ષિ દયાનંદ સરસ્વતી સંપૂર્ણ જીવનચરિત્ર, ભાગ ૧, પાન ૨૮૪.

૨૨. દેવેન્દ્રનાથ મુખોપાધ્યાય, મહર્ષિ દયાનંદ સરસ્વતી કા જીવનચરિત, પાન ૧૭૮.

૨૩. જોર્ડન્સ જે.ટી.એફ., દયાનંદ સરસ્વતી હિઝ લાઇફ ઍન્ડ આઇડિયાઝ, પાન ૨૮૭.

> was so important and of such great interest from a public point of view that even the *Pioneer*, the leading semi-official Anglo-Indian paper of Allahabad, threw open its columns to corresppondance on the subject. The event was the central topic throughout India, and aroused enormous interest.[૨૪]

> કાશીના શાસ્ત્રાર્થને લઈને ભારતીય તથા એંગ્લો ઇન્ડિયન પત્રોમાં લાંબા સમય સુધી ગરમાગરમ ચર્ચાઓ ચાલતી રહી. આ વિષય જનતામાં એટલો બધો ચર્ચિત અને રસપ્રદ રહ્યો કે પ્રયાગના 'પાયોનિયર' નામના અર્ધ સરકારી એંગ્લો ઇન્ડિયન પત્રે તો આ મુદ્દે ચર્ચા કરવા માટે એક ખાસ કટાર ફાળવી હતી. આમ, સમગ્ર દેશમાં આ શાસ્ત્રાર્થ ચર્ચાનો કેન્દ્રીય વિષય બની રહ્યો અને જનતાએ તેમાં અસાધારણ રસ દાખવ્યો.

લાલા લજપતરાયની આ વાત પર ટિપ્પણી કરતાં પ્રિ. શ્રીરામ શર્માએ લખ્યું છે :

> A number of tracts were published by parisans and non-partisans giving their versions of what had actually happened and of the merits of the matters in dispute. Partisans and non-partisans were all agreed that Dayanand was a great scholar and that his knowledge of Sanskrit was unique. Swami Dayanand himself published a tract on the subject which covers 16 pages in his collected works.[૨૫]

> શાસ્ત્રાર્થને લઈને પક્ષ-વિપક્ષ દ્વારા અનેક નાની પુસ્તિકાઓ પ્રકાશિત કરવામાં આવી, જેમાં આ શાસ્ત્રાર્થનું પોતપોતાના દૃષ્ટિકોણથી વિવરણ તથા શાસ્ત્રાર્થ કરનારાઓની યોગ્યતાનું વિશ્લેષણ કરવામાં આવ્યું હતું. પરંતુ પૂર્વાગ્રહ રાખનારા તથા પક્ષપાતથી મુક્ત બંને પ્રકારનાં લોકો એ વાત પર એકમત હતા કે સ્વામી દયાનંદ મહાન વિદ્વાન છે અને તેમનું સંસ્કૃતનું જ્ઞાન અદ્વિતીય છે. સ્વામી દયાનંદે પણ આ શાસ્ત્રાર્થનું વિવરણ આપતી એક પુસ્તિકા પ્રકાશિત કરી હતી, જેનો તેમની ગ્રંથમાળાનાં ૧૬ પાનમાં સમાવેશ થયેલ જોવા મળે છે.

તત્કાલીન અનેક પત્ર-પત્રિકાઓમાં આ શાસ્ત્રાર્થનું વિવરણ પ્રકાશિત થયું હતું. આ પત્રોની ટિપ્પણીઓ જોતાં વિદિત થાય છે કે નિષ્પક્ષ પત્રકારોએ વસ્તુસ્થિતિનો તથ્યપૂર્ણ ઉલ્લેખ કરીને સ્પષ્ટ લખ્યું હતું કે, શાસ્ત્રાર્થમાં સ્વામી દયાનંદનું જ પલ્લું ભારે રહ્યું હતું. અહીં આવાં કેટલાંક પત્ર-પત્રિકાઓની સંમતિઓ તથા અનેક મહત્ત્વપૂર્ણ વ્યક્તિઓનાં મંતવ્યોનો ઉલ્લેખ કરવામાં આવે છે :

---

૨૪. લાજપતરાય, ધી આર્યસમાજ અથવા એ હિસ્ટરી ઑફ ધી આર્યસમાજ, પાન ૩૮.

૨૫. એજન, પાન ૩૮.

૧. શાસ્ત્રાર્થના થોડા દિવસ બાદ અલ્લાહાબાદથી પ્રકાશિત થતા 'ધ પાયોનિયર' નામના એક અંગ્રેજી દૈનિકના ૨૨ નવેમ્બર ૧૮૬૯ના અંકમાં સ્વામીજીના વિરોધીઓએ સમાચાર પ્રકાશિત કરાવ્યા કે, પંડિત માધવાચાર્ય અને પંડિત વામનાચાર્યે દયાનંદને બરાબર દબાવ્યા અને તેમને પોતાની હાર કબૂલ કરવી પડી. આ બિલકુલ ખોટી વાત હતી; કારણ કે બે જ દિવસ પહેલાં એટલે કે ૨૦ નવેમ્બર ૧૮૬૯ના રોજ કાશીથી એ. કે. એમ. નામના જે સજ્જને આ જ દૈનિકના સંપાદકના નામે પત્ર લખીને શાસ્ત્રાર્થનું જે સત્ય વિવરણ છપાવ્યું હતું તેમાં તેણે કાશીના પંડિતોએ શાસ્ત્રાર્થમાં કરેલી ધાંધલનું સ્પષ્ટ વર્ણન કર્યું હતું તથા કાશીનરેશની હાજરીમાં સંન્યાસી દયાનંદ સાથે કરવામાં આવેલ અશોભનીય દુર્વ્યવહારની આલોચના પણ કરી હતી. કાશી શાસ્ત્રાર્થના લગભગ અગિયાર વર્ષ બાદ ૮ જાન્યુઆરી ૧૮૮૦ના રોજ ફરીથી આ જ 'ધ પાયોનિયર' દૈનિકમાં એકપક્ષીય વિવરણ પ્રકાશિત થયું હતું. આ વિવરણના અંતમાં લખ્યું હતું કે - "The Swami hung down his head, and the Pandits clapped their hands in triumph." અર્થાત્ "સ્વામીજી પ્રતિપક્ષી પંડિતોના પ્રશ્નોના ઉત્તર આપી શક્યા નહિ અને પરાજયની વેદનાથી તેમનું માથું ઝૂકી ગયું અને કાશીના પંડિતો પોતાના વિજયનો હર્ષ મનાવવા લાગ્યા." આટલું જ નહિ, આ વિવરણના અંતમાં એમ પણ લખ્યું હતું કે - "The Swami remained at Benares for some days, but he had lost his prestige." અર્થાત્ "શાસ્ત્રાર્થ બાદ સ્વામીજી બનારસમાં કેટલાક દિવસ રોકાયા હતા, પરંતુ તેમની પ્રતિષ્ઠા ખતમ થઈ ગઈ હતી." લેખકે પોતાના આ વર્ણનને 'unvarnished account' અર્થાત્ 'વાર્નિશના ઓપ વિનાનું' બતાવ્યું છે, પરંતુ શાસ્ત્રાર્થના આવા એકાંગી અને મિથ્યા વિવરણનો પ્રતિવાદ આ જ દૈનિકના ૧૫ જાન્યુઆરી ૧૮૮૦ના અંકમાં એક વ્યક્તિએ પ્રકાશિત કરાવ્યો. તેમાં શાસ્ત્રાર્થનું શબ્દશઃ વર્ણન ન આપીને લેખકે એ વાત પર ભાર મૂક્યો હતો કે, સ્વામીજીના પ્રતિપક્ષી પંડિતો મૂર્તિપૂજાના સમર્થનમાં એક પણ પ્રમાણ રજૂ કરી શક્યા ન હતા. પરિણામ સ્વરૂપે આ શાસ્ત્રીય વિવાદ એક તમાશો બનીને રહી ગયો હતો; કારણ કે મૂર્તિપૂજાના મૂળ પ્રશ્નથી હટીને કાશીના પંડિતો વ્યાકરણ, ન્યાય અને ધર્મશાસ્ત્ર વગેરે અપ્રાસંગિક વિષયોની ચર્ચા કરતા રહ્યા. આ તથ્યોને ધ્યાનમાં લઈને એવું શી રીતે કહી શકાય કે શાસ્ત્રાર્થમાં સ્વામીજી હારી ગયા હતા ?[૨૬]

૨. ડૉ. રુડોલ્ફ હાર્નલી નામના ખ્રિસ્તી પાદરીએ એ.એફ.આર.એચ.ના નામે 'ધ ક્રિશ્ચિયન ઈન્ટેલિજન્સર' (The Christian Intelligencer) નામના પત્રના માર્ચ ૧૮૭૦ના અંકમાં કાશી શાસ્ત્રાર્થનું વિસ્તૃત વિવરણ આપ્યું હતું અને અંતમાં લખ્યું હતું કે,

---

૨૬. 'ધ પાયોનિયર'માં પ્રકાશિત પૂરા સમાચાર માટે દ્રષ્ટવ્ય આ જ પુસ્તકનું પાંચમું પ્રકરણ.

પ્રતિપક્ષી વિદ્વાનો સ્વામી દયાનંદના ઉત્તરની પ્રતીક્ષા કર્યા વગર જ તેમનું અપમાન કરીને શાસ્ત્રાર્થ સ્થળેથી ઊઠીને ચાલ્યા ગયા હતા. શાસ્ત્રાર્થમાં પંડિતોએ (બે પાનાં પ્રસ્તુત કરીને) ઉઠાવેલ પ્રશ્નનો ઉત્તર બાદમાં સ્વામીજીએ પ્રકાશિત કરાવી દીધો હતો.[૨૭]

૩. કલકત્તાથી પ્રકાશિત થતાં 'ધ હિંદુ પેટ્રિઅટ' (The Hindoo Patriot) પત્રના ૧૭ જાન્યુઆરી ૧૮૭૦ના અંકમાં શાસ્ત્રાર્થના એક પ્રત્યક્ષદ્રષ્ટાએ એક વિસ્તૃત લેખ પ્રકાશિત કરીને સ્પષ્ટ કર્યું હતું કે, જ્યારે કાશીના વિદ્વાનોને થયું કે નિયમિત અને ન્યાયપૂર્વક કરવામાં આવતા વાદથી આ સંન્યાસીને પરાસ્ત કરવા અસંભવ છે, ત્યારે તેઓ પોતાના ઉદ્દેશ્યની પૂર્તિ માટે ધૂર્તતા અને ચાલાકી પર ઊતરી આવ્યા અને 'દયાનંદ પરાજિત થઈ ગયા' એમ બોલતાં બોલતાં સભામાંથી ઊઠીને ચાલ્યા ગયા.[૨૮]

૪. અંગ્રેજી પત્રો ઉપરાંત ભારતીય ભાષાઓનાં પત્રોની સંમતિઓ પણ દ્રષ્ટવ્ય છે. શાસ્ત્રાર્થ સમાપ્ત થયા પછી સ્વામી દયાનંદે તેનું વિવરણ 'શાસ્ત્રાર્થ ઔર સદ્‌ધર્મવિચાર' નામના લઘુગ્રંથમાં પ્રકાશિત કરાવી દીધું હતું. આ પુસ્તકની સમાલોચના બ્રહ્મસમાજના પ્રધાનાચાર્ય દેવેન્દ્રનાથ ટાગોર દ્વારા પ્રવર્તિત તથા અક્ષયકુમાર દત્ત દ્વારા સંપાદિત 'તત્ત્વબોધિની' માસિક પત્રિકાના જેઠ ૧૭૯૨ શકાબ્દના અંકમાં પ્રકાશિત થઈ હતી. તેમાં લખ્યું હતું : "કોઈ પણ પંડિત વેદોમાંથી મૂર્તિપૂજા જેવી વ્યવસ્થાઓનું પ્રવર્તન સિદ્ધ કરીને સ્વામીજીને પરાસ્ત કરી શક્યો નહિ." (સંખ્યા ૩૨૧, પાન ૩૬) ફરી આ જ પત્રિકાના આસો ૧૭૯૨ શકાબ્દના અંકમાં સંપાદકે લખ્યું હતું : "એ સમયે દયાનંદ સરસ્વતી નામના વેદજ્ઞ સંન્યાસીએ કાશી વગેરે સ્થાને જઈને ઉચ્ચ સ્વરમાં કહ્યું કે, વેદોમાં મૂર્તિપૂજાનું વિધાન નથી. આ જ વિષયમાં કાશીરાજની સભામાં કાશી નિવાસી અને અન્ય સ્થાનોના નિવાસી અગણિત પંડિતો સાથે તેમનો શાસ્ત્રાર્થ થયો હતો, પરંતુ કોઈ પણ પંડિત મૂર્તિપૂજાના સમર્થનમાં વેદોનું પ્રમાણ પ્રસ્તુત કરી શક્યો નહિ." ('તત્ત્વબોધિની' પત્રિકા, સંખ્યા ૩૨૫, પાન ૯૫.)[૨૯]

૫. 'રોહલખંડ સમાચાર'ના નવેમ્બર ૧૮૬૯ના અંકમાં લખ્યું હતું : "સ્વામી દયાનંદ સરસ્વતી મૂર્તિપૂજાનો નિષેધ કરે છે. તેમનો કાનપુરના પંડિતો સાથે શાસ્ત્રાર્થ થયો

---

૨૭. ડૉ. હાર્નલીનો પૂરો અહેવાલ આ જ પુસ્તકના પાંચમા પ્રકરણમાં આપવામાં આવ્યો છે.

૨૮. 'ધ હિંદુ પેટ્રિઅટ' (The Hindoo Patriot)માં પ્રકાશિત સમાચાર માટે દ્રષ્ટવ્ય આ જ પુસ્તકનું પાંચમું પ્રકરણ.

૨૯. ભવાનીલાલ ભારતીય, સ્વામી દયાનંદ સરસ્વતી : સમસામયિક પત્રોં મેં, પાન ૩૯-૪૦; અને પંડિત લેખરામ રચિત મહર્ષિ દયાનંદ સરસ્વતી કા જીવનચરિત્ર, પાન ૧૫૫-૧૫૬ પર ઉદ્‌ધૃત.

હતો. તેમણે કાશીના પંડિતોને પણ શાસ્ત્રાર્થમાં જીતી લીધા, પરંતુ કાશીના પંડિતોએ ખોટી રીતે પોતાનો વિજય ઘોષિત કર્યો."[૩૦]

૬. મેરઠથી પ્રકાશિત થતાં 'સહીફ-એ-આલમ' નામના ઉર્દૂ પત્રના ૨ ડિસેમ્બર ૧૮૬૯ના અંકમાં છેલ્લે પાને લખ્યું હતું કે, જ્યારે કાશીના પંડિતોને તેમના પ્રશ્નોના સ્વામીજી તરફથી ઠીક ઠીક ઉત્તર મળી ગયા ત્યારે તેઓ ઉપદ્રવ પર ઊતરી આવ્યા. આ પત્રમાં એ વાત પર દુઃખ પ્રગટ કરવામાં આવ્યું હતું કે, કાશીવાળાઓએ શાસ્ત્રાર્થ દરમિયાન તાલીઓ પાડીને સભામાં અવ્યવસ્થા ફેલાવી અને કોલાહલ મચાવ્યો. આથી અહીં સાર્વજનિક ઉપદ્રવની પરિસ્થિતિ ઊભી થઈ ગઈ. કોઈ કશુંય સાંભળવા તૈયાર ન હતું. કાશીવાસીઓ પોતાના વિજયની ઘોષણા કરતાં કરતાં પોતાનાં ઘરે પાછા ફર્યા. સાધારણ જનતાની આ દશા હતી, પરંતુ જિજ્ઞાસુઓને શાસ્ત્રાર્થમાં કોઈ નિર્ણય ન થઈ શક્યો એ વાતનું દુઃખ હતું.[૩૧]

૭. મુગલસરાય નિવાસી કોઈ વ્યક્તિએ 'શાસ્ત્રાર્થ ઔર સદ્ધર્મવિચાર' પુસ્તક પંજાબના બ્રહ્મસમાજના નેતા નવીનચંદ્ર રાયને અવલોકનાર્થ મોકલ્યું હતું. તેણે એ સાથે મોકલેલ પત્રમાં લખ્યું હતું કે, "કાશીના સમસ્ત પંડિતો દયાનંદજી સમક્ષ બુદ્ધિપૂર્વકની યુક્તિઓ દ્વારા વેદમાંથી મૂર્તિપૂજાને ઉચિત ઠેરવતું એક પણ પ્રમાણ રજૂ કરી શક્યા નહિ."[૩૨] જ્ઞાનપ્રદાયિની પત્રિકાના ૫ એપ્રિલ ૧૮૭૦ના અંકમાં આ પુસ્તકની સમીક્ષામાં નવીનચંદ્ર રાયે કાશી શાસ્ત્રાર્થ પર પોતાની સંમતિ આપતાં લખ્યું હતું : "કાશીના પંડિતો અને સંન્યાસી દયાનંદ સરસ્વતી વચ્ચે જે શાસ્ત્રાર્થ થયો તેમાં નિરર્થક વાતો પર બહુ જ વિવાદ થયો. પરંતુ એમાં કોઈ સંદેહ નથી કે પંડિતો મૂર્તિપૂજાને વેદોનાં પ્રમાણોથી સિદ્ધ કરી શક્યા નહિ."[૩૩]

૮. બંગાળના પ્રસિદ્ધ વિદ્વાન પંડિત સત્યવ્રત સામશ્રમી શાસ્ત્રાર્થના પ્રત્યક્ષદ્રષ્ટા હતા અને તેમણે શાસ્ત્રાર્થની મુખ્ય મુખ્ય વાતોને લિપિબદ્ધ કરવાનો પ્રયાસ કર્યો હતો. તેમણે તૈયાર કરેલું આ શાસ્ત્રાર્થ વિવરણ તેમના જ દ્વારા સંપાદિત 'પ્રત્નકમ્રનંદિની' (અંગ્રેજી નામ 'ધ હિંદું કોમેન્ટેટર' - 'The Hindu Commentator') નામની

---

૩૦. ભવાનીલાલ ભારતીય, નવજાગરણ કે પુરોધા મહર્ષિ દયાનંદ સરસ્વતી, ભાગ ૧, પાન ૩૧૨, ૩૨૩ (પાદટીપ ૩૪).

૩૧. લેખરામ (પંડિત), મહર્ષિ દયાનંદ સરસ્વતી કા જીવનચરિત્ર, પાન ૧૫૬.

૩૨. આ પૂરો પત્ર આ જ પ્રકરણમાં પાન ૧૯૩-૪ પર આપવામાં આવ્યો છે.

૩૩. લાહોરની 'જ્ઞાનપ્રદાયિની' પત્રિકા (સંખ્યા ૪, ખંડ ૫, પાન ૬૦, ચૈત્ર ૧૯૨૭ વિ., ૫ એપ્રિલ ૧૮૭૦). પંડિત લેખરામ રચિત 'મહર્ષિ દયાનંદ સરસ્વતી કા જીવનચરિત્ર'ના પાન ૧૫૬-૧૫૭ પરથી ઉદ્ધૃત.

સંસ્કૃત પત્રિકાના ડિસેમ્બર ૧૮૬૯ના અંકમાં પ્રકાશિત થયું હતું.[૩૪] આ વિવરણ પરથી પણ એ જ વિદિત થાય છે કે, શાસ્ત્રાર્થમાં સ્વામી દયાનંદનો પક્ષ મજબૂત રહ્યો અને કાશીના પંડિતો ભેગા મળીને પણ આ એકાકી સંન્યાસીને પરાજિત કરી શક્યા નહિ.

૯. જે લોકોને પત્ર-પત્રિકાઓમાં પ્રકાશિત થયેલ શાસ્ત્રાર્થ વિષયક અભિપ્રાયો વાંચીને પૂરો સંતોષ ન થયો તેમણે વ્યક્તિગત રૂપે શાસ્ત્રાર્થનું વાસ્તવિક પરિણામ જાણવાનો પ્રયત્ન કર્યો. સ્વામીજીના જીવનકાળમાં પ્રકાશિત તેમના પ્રથમ જીવનચરિત્ર 'દયાનંદ દિગ્વિજયાર્ક'ના લેખક પંડિત ગોપાલ રાવ હરિએ આ વિશે લખ્યું છે : "એ દિવસોની વાત છે. મને માગસર મહિનામાં આગ્રા જિલ્લાના એતમાદપુર પરગણાના જૌન્હરી મુકામે એક કૂવા પર બેઠેલા બે વિદ્વાન સંન્યાસીઓ મળ્યા. તેઓ કાશીથી આવ્યા હતા અને મથુરા જઈ રહ્યા હતા. મને કાશી શાસ્ત્રાર્થના પ્રથમ વાર સમાચાર અહીં આ સંન્યાસીઓના મોઢેથી જ મળ્યા હતા. આ સંન્યાસીઓએ સ્પષ્ટ શબ્દોમાં કાશીના પંડિતોની હાર થઈ હોવાની વાત કરી અને તેમની બુદ્ધિ અને ચાલચલણ પર અત્યંત શોક વ્યક્ત કર્યો. બાદમાં ફરુખાબાદમાં મને મહારાષ્ટ્રના આત્માનંદજી નામના એક પરમહંસ મળ્યા. તેઓ પોતે શાસ્ત્રાર્થ સમયે સ્વામી દયાનંદની નજીકમાં બેઠા હતા. તેમણે જેવું શાસ્ત્રાર્થના પુસ્તકમાં વર્ણન છે, બિલકુલ તેવું જ કહ્યું અને સ્વામીજીની જીત થઈ હોવાનું કહ્યું. તેઓ કાશીવાળાઓની શરારતો પર વારંવાર ધિક્કારનો ભાવ પ્રગટ કરતા રહ્યા. ત્યાર બાદ મને પ્રસિદ્ધ સાહુકાર લાલા પન્નીલાલજી મળ્યા. તેમણે પણ એવું જ કહ્યું. તેઓ પોતે આ વાતની હકીકત જાણવા માટે ફરુખાબાદથી કાશી ગયા હતા. બાદમાં જ્યારે મારે કાશી જવાનું થયું ત્યારે પણ મને મળનારા અનેક લોકોએ તથા સગાસંબંધીઓએ સ્વામીજીની ખૂબ જ પ્રશંસા કરી અને શાસ્ત્રાર્થમાં તેમની જીત અને પંડિતોની હાર થઈ હોવાની વાત પણ કહી."[૩૫]

૧૦. સ્વામીજીના જીવનચરિતકાર દેવેન્દ્રનાથ મુખોપાધ્યાયને બૅરિસ્ટર ચંદ્રશેખર સેને બતાવ્યું હતું કે, કાશી શાસ્ત્રાર્થમાં સ્વામીજી પરાજિત થયા નહોતા. આ સેન મહાશય પણ શાસ્ત્રાર્થ સમયે કાશીમાં જ હતા. શાસ્ત્રાર્થના બીજા દિવસે તેઓ સ્વામીજીને મળ્યા ત્યારે સ્વામીજીએ તેમને કહ્યું હતું કે, "હું પરાજિત થયો નથી, પરંતુ પંડિતોએ કોલાહલ મચાવ્યો કે, હું પરાજિત થઈ ગયો છું." ચંદ્રશેખર સેને એ પણ જણાવ્યું હતું કે, શાસ્ત્રાર્થ બાદ સ્વામીજીને મારવાની કોશિશ પણ કરવામાં આવી હતી, પરંતુ પોલીસને કારણે વિરોધીઓ સફળ ન રહ્યા.[૩૬] જો સ્વામીજી સાચે જ પરાજિત થયા હોત તો તેમનું મનોબળ એટલું તૂટી ગયું હોત કે તેમણે બીજી વાર કાશી

---

૩૪. દ્રષ્ટવ્ય : ઋષિ દયાનંદ સરસ્વતી કે શાસ્ત્રાર્થ ઔર પ્રવચન, બીજું પરિશિષ્ટ, પાન ૨૧૧-૨૩૮.

૩૫. ગોપાલ શાસ્ત્રી શર્મા, દયાનંદ દિગ્વિજયાર્ક, પાન ૧૯.

૩૬. દેવેન્દ્રનાથ મુખોપાધ્યાય, દયાનંદ ચરિત, પાન ૧૨૬, પાદટીપ.

આવવાનું સાહસ જ ન કર્યું હોત. પરંતુ આપણે જોઈએ છીએ કે આ શાસ્ત્રાર્થ પછી પણ સ્વામીજી પાંચ વાર કાશી આવ્યા છે. તેમણે આ નગરમાં આવીને માત્ર પોતાના ધર્માંદોલનનું તત્પરતાપૂર્વક સંચાલન જ નથી કર્યું, પરંતુ તેમણે દરેક વખતે કાશીના વિદ્વાનોને મૂર્તિપૂજાને વેદોક્ત સિદ્ધ કરવા માટે પડકાર પણ ફેંકતા રહ્યા છે. પરંતુ નવાઈની વાત એ છે કે પોતાના વિજયની મિથ્યા ઘોષણા કરનારા કાશીના આ પંડિતોમાં એક પણ એવો માઈનો લાલ ન હતો કે જે સ્વામીજીના પડકારનો સ્વીકાર કરીને મૂર્તિપૂજાને વેદ પ્રતિપાદિત સિદ્ધ કરવા માટે આગળ આવ્યો હોય.[૩૭]

૧૧. કાશી શાસ્ત્રાર્થમાં કોનો પક્ષ પ્રબળ રહ્યો તેનો અનુભવ કેટલાક તટસ્થ દર્શકો તથા નિષ્પક્ષ પત્ર-પત્રિકાઓએ પણ કર્યો છે. પંડિત ચંદ્રધર શર્મા ગુલેરી એક પ્રસિદ્ધ વિદ્વાન હતા. શાસ્ત્રાર્થનાં વર્ષો બાદ તેમણે જે લખ્યું છે તે વ્યંગ-વિનોદનો પૂટ ધરાવતું હોવા છતાંય યથાર્થ છે. તેમણે લખ્યું છે : "જ્યારે સરકારે સંસ્કૃત વિદ્યાના પ્રચાર માટે (કાશીમાં) ક્વીન્સ કોલેજ ખોલી ત્યારે પાદરીઓએ શોર મચાવ્યો હતો કે, ખ્રિસ્તી સરકાર 'હીધન' (અધર્મી) હિંદુઓના ધર્મનો પ્રચાર ન કરે. ન્યાય શાસ્ત્ર વગેરેના પાઠની વ્યવસ્થા હોવા છતાંય વેદ અને મીમાંસાની પીઠ (વિભાગ) સ્થાપિત ન થઈ શકી. આ તો કાશીનું અને ભારતવર્ષની ગવર્નમેંટનું પણ અભાગ્ય કહેવાય ! નહિ તો વેદોના પણ કોઈ બાલશાસ્ત્રી કે બાપૂદેવ બહાર પડ્યા હોત અને જે શોધખોળો જર્મનીમાં થઈ એ કાશીમાં થઈ હોત; અને ન એ પ્રસંગ પણ ન આવ્યો હોત કે જ્યારે એક વેદપાઠી ગુજરાતી સંન્યાસી (દયાનંદ) કાશીના પંડિતોને 'ખસૂચી' (શૂન્ય) બનાવીને છોડી જાત કે જેનું વર્ણન આગળ કરવામાં આવશે... એ જ દિવસોમાં સ્વામી દયાનંદ કાશીમાં ધૂમકેતુની જેમ આવી પહોંચ્યા. તેમના આગમનથી અક્ષોભ્ય સમંદરની સપાટી તળિયા સુધી હલી ગઈ. લોકો વિસ્મયથી આંખો ફાડીને જોતાં રહી ગયા કે સ્વામી જ્યાં-જ્યાં મંત્રપાઠી (વેદ કંઠસ્થ કરનારા) વૈદિકોને મળે છે ત્યાં-ત્યાં તેમને પોતાના મહાભાષ્યવ્યાપી વ્યાકરણ આધારિત અર્થજ્ઞાનથી મૌન કરી દે છે અને જ્યાં-જ્યાં તેમને નવ્ય વૈયાકરણો મળે છે ત્યાં-ત્યાં તેઓ 'ઘટોઘટઃ'નાં છોતરાં ખાંડવાનું બાજુએ મૂકીને તેમને સીધા વ્યાકરણના વ્યૂહ કે ભુલભુલામણીમાં ગોથાં ખવડાવે છે. જેમણે નવ્ય નિર્દયતાની સાથે 'કલ્મ સંજ્ઞા'માં ફસાવી દીધા અને જેમને આખો શતપથ બ્રાહ્મણ કંઠસ્થ હતો તેમને એક શબ્દનો અર્થ પૂછીને ચુપ કરી દીધા."[૩૮]

૧૨. ગોસ્વામી નારાયણ શાસ્ત્રી નામના એક સમકાલીન પંડિતે સ્વામી દયાનંદના વિષયમાં સંમતિ આપતાં કહ્યું : "હું તો સમજતો હતો કે સ્વામી વિશુદ્ધાનંદ સરસ્વતીને

---

૩૭. ભવાનીલાલ ભારતીય, નવજાગરણ કે પુરોધા મહર્ષિ દયાનંદ સરસ્વતી, ભાગ ૧, પાન ૩૧૪.

૩૮. માસિક પત્રિકા મર્યાદા, ભાગ ૩, પાન ૧૫૨, ૧૫૯, વર્ષ ૧૯૧૧ અથવા 'ગુલેરી રચનાવલી', સંપાદક : ડૉ. મનોહરલાલ, પાન ૩૧૬-૩૧૭.

જ મીમાંસા શાસ્ત્રમાં અદ્વિતીયતા પ્રાપ્ત છે. પરંતુ આજે જ્યારે બાલ બ્રહ્મચારી સ્વામી દયાનંદજીની મીમાંસામાં પ્રગલ્ભતા જ્ઞાત થઈ તો હવે તેમની શાસ્ત્રજ્ઞતા પર મારો વિચાર અટલ થઈ ગયો.''[૩૯]

૧૩. જામનગરના સારસ્વત બ્રાહ્મણ શ્રીમંત પંડિત કેશવ શાસ્ત્રી પણ કાશી શાસ્ત્રાર્થ સમયે હાજર હતા. તેમણે પણ કહ્યું હતું કે, પંડિતો બધી વાતોમાં નિરુત્તર થઈ ગયા હતા અને અંતમાં તેમણે ઉપસ્થિત કરેલાં પાનાંનો ઉત્તર આપવાનો સમય સ્વામીજીને ન આપીને તેમણે ખોટો શોર મચાવ્યો હતો.[૪૦]

૧૪. પંડિત શાલીગ્રામ પંડિત રાજારામના શિષ્ય હતા. આગળ જતાં તેઓ અજમેરની ગવર્નમેંટ કૉલેજના હેડ પંડિત રહેલા. તેઓ સં. ૧૯૨૬ (સન ૧૮૬૯)માં પ્રકાશિત 'કાશી શાસ્ત્રાર્થ'માં વર્ણિત વિવરણની પુષ્ટિ કરતા હતા અને કહેતા હતા કે, સ્વામીજી ઉત્તર આપવા જતા હતા એટલામાં વિશુદ્ધાનંદે જાણીજોઈને શોર કરાવ્યો અને તાલી પાડી. પંડિત શાલીગ્રામનો મત હતો કે આટલાં બધાં વિરોધ અને વિઘ્નો વચ્ચે ફક્ત સ્વામી દયાનંદની જ હિંમત હતી કે તેઓ આટલી સફળતા પ્રાપ્ત કરી શક્યા.[૪૧]

૧૫. મુલતાનના ગોસ્વામી ઘનશ્યામદાસ પ્રસિદ્ધ સંસ્કૃતજ્ઞ અને ધર્મશાસ્ત્રોના વિદ્વાન હતા. તેમણે કાશી જઈને પંડિત બાલશાસ્ત્રીને મળ્યા અને પૂછ્યું કે, શાસ્ત્રાર્થમાં તમારો વિજય થયો હતો કે સ્વામી દયાનંદનો ? ત્યારે પંડિત બાલશાસ્ત્રીએ કહ્યું કે, અમે તો રહ્યા ગૃહસ્થ અને દયાનંદજી તો યતિ, સંન્યાસી અને અમારા પૂજ્ય છે. તેમની સાથે અમે શો શાસ્ત્રાર્થ કરવાના હતા ?[૪૨]

૧૬. શાસ્ત્રાર્થ થઈ ગયો પછી સ્વામી કૈલાશપર્વતનું કાશીમાં આગમન થયું. તેમણે શાસ્ત્રાર્થ વિશે બધી વાતો જાણીને કહ્યું કે, કાશીના પંડિતોએ બહુ જ ધૂર્તતા કરી છે. એ લોકોએ સ્વામીજીનો વિદ્યાબળથી સામનો કરવો જોઈતો હતો. શાસ્ત્રાર્થમાં આવી ધૂર્તત્તા કરવાથી પંડિતોનો અપયશ થશે અને દયાનંદજીના યશવૃદ્ધિ થશે.[૪૩]

૧૭. માયારામ પરમહંસ ઉદાસી નામના એક સાધુએ કહ્યું કે, જ્યારે સ્વામીજીનો કાશીમાં શાસ્ત્રાર્થ થયો ત્યારે હું કલકત્તા હતો. પરંતુ મેં એક સાધુના મોઢે સાંભળ્યું હતું કે, કાશીમાં દયાનંદની સાથે વિશુદ્ધાનંદ વગેરેએ સભ્યતાપૂર્વક શાસ્ત્રાર્થ ન કર્યો અને ધૂર્તત્તા કરી. આ બહુ જ ખોટું થયું.[૪૪]

---

૩૯. બ્રહ્મચારી રામાનંદની વિ.સં. ૧૯૩૭ની જૂની નોટના આધારે. ડૉ. ભવાનીલાલ ભારતીય રચિત 'આર્યસમાજના શાસ્ત્રાર્થ મહારથી', પાન ૯૧ પરથી ઉદ્ધૃત.

૪૦. લક્ષ્મણ આર્યોપદેશક, મહર્ષિ દયાનંદ સરસ્વતી સંપૂર્ણ જીવનચરિત્ર, ભાગ ૧, પાન ૨૮૨.

૪૧. એજન, પાન ૨૮૨.

૪૨. દેવેન્દ્રનાથ મુખોપાધ્યાય, મહર્ષિ દયાનંદ સરસ્વતી કા જીવનચરિત, પાન ૧૮૬.

૪૩. એજન, પાન ૧૮૬.

૪૪. લેખરામ (પંડિત), મહર્ષિ દયાનંદ સરસ્વતી કા જીવનચરિત્ર, પાન ૧૫૮.

૧૮. કાશી શાસ્ત્રાર્થના બીજા વર્ષે ૩૦ ઑગસ્ટ ૧૮૭૦ના રોજ વાજપેયી રઘુવર દયાલનું 'સત્ય ધર્મ નિર્ણય' નામનું ૨૧ પાનાંનું એક લઘુ પુસ્તક દિવાકર પ્રેસથી પ્રકાશિત થયું. આ પુસ્તક કાશીના પંડિતોની સંમતિથી પ્રકાશિત થયું હતું. આ પુસ્તકમાં પાન ૨-૩ પર લખ્યું છે : "આજકાલ ગૃહસ્થ બ્રાહ્મણોને વિદ્યાધ્યયન માટે બિલકુલ સમય નથી. આ લોકોમાં જે કોઈ ભણે છે તે પણ બહુધા વ્યાકરણ, ન્યાય, જ્યોતિષ, પુરાણ, ધર્મશાસ્ત્રમાંથી કોઈ એક જ શાસ્ત્ર ભણે છે. અને વેદ તો ફક્ત એટલા જ જાણે છે કે જેટલા સંધ્યાવંદનમાં ઉપયોગી હોય. ભાગ્યે જ કોઈ પુણ્યશાળી હોય છે કે જે વેદસહિત બીજાં બધાં શાસ્ત્રો પણ જાણે છે. સંન્યાસીઓમાં કેટલાક એવા વિદ્વાન છે કે જેઓ વેદોના ઉપનિષદ્ ભાગને સારી રીતે જાણે છે, પરંતુ તેઓ કર્મકાંડ ભાગ (તેમની દૃષ્ટિએ ઋક્ વગેરે મંત્રસંહિતાઓ એટલે માત્ર કર્મકાંડ !)નું અવલોકન પણ કરતા નથી. કારણ કે તેમને તેનું કોઈ પ્રયોજન નથી. જ્યારે સ્વામી દયાનંદ તો પ્રતિવાદી રૂપે તરત જ કહી દે છે કે, આ વેદમાં નથી અથવા તો આ વેદવિરુદ્ધ છે, માટે અપ્રમાણ છે. આમ સ્વામી દયાનંદનો વેદ, મનુસ્મૃતિ વગેરે ધર્મગ્રંથો પર બહુ જ અધિકાર છે."[૪૫] આમ, વિરોધી પંડિતો પણ સ્વામીજીની અસાધારણ વિદ્વત્તાની સાક્ષી આપી રહ્યા છે.[૪૬]

૧૯. કાળાંતરે સ્વામી વિશુદ્ધાનંદ જેવા દિગ્ગજ પ્રતિપક્ષીએ પણ સ્વામી દયાનંદની સચ્ચાઈનો સ્વીકાર કર્યો હતો. રુડકી કોલેજના અધ્યાપક પંડિત ઉમરાવસિંહે લખ્યું છે : "કુમાયૂંમાં કમ્પાઉંડર બાબુ પૃથ્વીસિંહ સાહેબ મારા કૃપાળુ મિત્ર હતા. તેઓ અમને સોગંદપૂર્વક કહેતા કે, એક વાર મૂર્તિપૂજકોના આશ્રય સમાન કાશીનિવાસી સ્વામી વિશુદ્ધાનંદ સાથે વાતચીત કરવાની તક મળી. આ વાતચીતમાં તેમણે એ વાતનો સ્વીકાર કરતાં કહ્યું હતું કે, હકીકતમાં સ્વામી દયાનંદની વેદ-વ્યાખ્યા તેનાં મહત્ત્વ અને શુદ્ધિના દૃષ્ટિકોણથી વિશ્વસનીય છે, પરંતુ ભાઈ ! હું સર્વસાધારણ સમક્ષ આ વાત શી રીતે પ્રગટ કરી શકું ? જો હું એમ કરું તો મારું આ સઘળું માન-સંમાન ધૂળ થઈ જાય અને નશા-પાણી (વિદ્યા-મદ)માં જે ફરક પડે એ તો જુદો."[૪૭]

---

૪૫. લક્ષ્મણ આર્યોપદેશક, મહર્ષિ દયાનંદ સરસ્વતી સંપૂર્ણ જીવનચરિત્ર, ભાગ ૧, પાન ૨૮૧.

૪૬. આ 'સત્ય ધર્મ નિર્ણય' પુસ્તકના પાન ત્રણ અને ચાર પર પંડિત બાલશાસ્ત્રીને શાસ્ત્રાર્થના કાતિબ એટલે કે લિપિબદ્ધકર્તા - લહિયા લખ્યા છે. (મહર્ષિ દયાનંદ સરસ્વતી સંપૂર્ણ જીવનચરિત્ર, ભાગ ૧, પાન ૨૮૧).

૪૭. આર્યસમાચાર (મેરઠ, આસો માસ, સં.૧૯૩૮, ખંડ ૪, સંખ્યા ૬)માં પ્રકાશિત અને પંડિત લેખરામ રચિત જીવનચરિત્રમાં પાન ૧૮૯ તથા ડૉ. ભવાનીલાલ ભારતીય કૃત 'સ્વામી દયાનંદ સરસ્વતી : સમસામયિક પત્રોં મેં'ના પાન ૧૦૧ પર ઉદ્ધૃત. પંડિત ઘાસીરામે પોતાની પાદટીપમાં લખ્યું છે : "બાબુ પૃથ્વીસિંહ પેન્શન લઈને મેરઠમાં જ રહેતા હતા. તેમણે પોતે મને અનેક વાર કહ્યું હતું કે, મને આ વાત વિશુદ્ધાનંદે નહિ, પરંતુ પરમાનંદગિરિ નામના એક સંન્યાસીએ કહી હતી." (દ્રષ્ટવ્ય : દેવેન્દ્રનાથ સંગૃહીત જીવનચરિત, પાન ૫૨૩)

૨૦. રુડકી કૉલેજના અધ્યાપક પંડિત ઉમરાવસિંહે લખ્યું છે : “મારે અહીં જે સજ્જનોને મળવાનું થયું તેમની પાસેથી એ જ સાંભળ્યું કે, કાશીના સ્વામી વિશુદ્ધાનંદ અને પંડિત બાલશાસ્ત્રી વગેરે બધા જ પંડિતો એકાંતમાં કહે છે કે, સ્વામી દયાનંદ જે કંઈ કહે છે એ બધું સત્ય છે, પરંતુ શું કરીએ ? જો અમે પણ એવું જ કહેવા જઈએ તો અનેક લોકો અમને છોડીને ચાલ્યા જશે અને અમારી સાથે વેર રાખશે. એવામાં અમારી આજીવિકાનું શું થશે ?[૪૮]

૨૧. શાહજહાંપુરથી પ્રકાશિત થતાં ‘આર્યદર્પણ’ માસિકના સંપાદક મુંશી બખ્તાવરસિંહે લખ્યું છે : “એક દિવસ એક સજ્જન મળ્યા. દેશની દુરાવસ્થા વિશે ચર્ચા ચાલી. તેમણે કાશીના એક પંડિત વિશે વાત કરી કે જેમને હમણાં એક હજાર રૂપિયાનું એક ગામ દાન પેટે મળ્યું છે. તેમણે કહ્યું કે, જ્યારે મેં એ પંડિતજીને સ્વામી દયાનંદ વિશે પૂછ્યું તો તેમણે કહ્યું કે, સ્વામીજી જે કંઈ કહે છે તે સત્ય છે, પરંતુ અમે શું કરીએ ? ‘આ જુઓ’ એમ કહીને તેમણે પોતાનું પેટ બતાવવાં કહ્યું કે, ‘હમણાં જ મને એક જાયદાદ મળી છે, મોજ કરીએ છીએ. જો અમે પણ સ્વામીજીની જેમ સત્ય કહેવા લાગીએ તો કોઈ અમને ફૂટી કોડી પણ ન ધરે. અને પછી આમ ઘરે બેઠા બેઠા અમારું ગુજરાન પણ કેમ કરીને ચાલશે ? ભાઈ, અમને અમારું આ પેટ સાચું બોલવા નથી દેતું.”[૪૯]

૨૨. કાશીનિવાસી પંડિત કાશીનારાયણ વજીરે જણાવ્યું હતું કે, સંસ્કૃતના પ્રખ્યાત વિદ્વાન સ્વામી રામનિરંજનને કોઈએ સૂચના આપી કે, દયાનંદ નામના એક મહાત્મા આવ્યા છે અને તેઓ મૂર્તિપૂજાનું ખંડન કરે છે. રામનિરંજને આગળપાછળ જોયું કે બીજું કોઈ સાંભળતું તો નથી ને, અને પછી ધીમા અવાજે કહ્યું કે, વાત તો એ સાચી કહે છે, પરંતુ લાગે છે કે એ હજુ અલ્પવયસ્ક અને અનુભવશૂન્ય છે.[૫૦]

૨૩. સ્વામીજી ૧૬ ડિસેમ્બર ૧૮૭૨ના રોજ દેશની તત્કાલીન રાજધાની કલકત્તા પહોંચ્યા ત્યારે અંગ્રેજીના પ્રસિદ્ધ સમાચારપત્ર ‘ઇન્ડિયન મીરર’ના ૩૦ ડિસેમ્બર ૧૮૭૨ના અંકમાં સ્વામીજીના આગમન વિશેના સમાચાર પ્રકાશિત થયા હતા, જેમાં લખ્યું હતું : “The redoubtable Hindu iconoclast, Pandit Dayananda Saraswati, who recently discomfited the learned Pandits at Benares in an open theological encounter, and has otherwise made himself famous throughout Northern India, has come down to Calcutta, and is now staying in the suburban garden-house of Rajah Jotindra Mohan Tagore at Nynan. He has issued notices

---

૪૮. લેખરામ (પંડિત), મહર્ષિ દયાનંદ સરસ્વતી કા જીવનચરિત્ર, પાન ૧૮૯.

૪૯. ‘આર્યદર્પણ’ માસિક (ફેબ્રુઆરી ૧૮૮૦, પાન ૪૭-૪૮). પંડિત લેખરામ રચિત જીવનચરિત્રના પાન ૧૮૯ પરથી ઉદ્ધૃત.

૫૦. લેખરામ (પંડિત), મહર્ષિ દયાનંદ સરસ્વતી કા જીવનચરિત્ર, પાન ૫૬૭.

in Sanskrit, Hindi, Bengali and English inviting inquirers and others to come and discuss the theological subjects with him."[૫૧] અર્થાત્ "એક મહાન મૂર્તિભંજક (વાસ્તવમાં મૂર્તિપૂજાના ખંડનકર્તા) હિંદુ પંડિત દયાનંદ સરસ્વતી કે જેમણે હમણાં થોડા સમય પહેલાં જ કાશીના સર્વશ્રેષ્ઠ પંડિતોને એક સાર્વજનિક શાસ્ત્રાર્થમાં પરાજિત કર્યા હતા અને જેમણે પોતાનાં અન્ય કાર્યોથી ઉત્તર ભારતમાં ભારે પ્રસિદ્ધિ મેળવી છે, તેઓ કલકત્તા આવ્યા છે અને નગરની બહાર નિનયાન વિસ્તારમાં આવેલ રાજા જ્યોતીન્દ્રમોહન ટાગોરના ઉદ્યાનમાં ઊતર્યા છે. તેમણે સંસ્કૃત, હિંદી, બંગાળી તથા અંગ્રેજીમાં વિજ્ઞાપનો પ્રકાશિત કરીને લોકોને પોતાની શંકાઓ ઉપસ્થિત કરવા તથા ધાર્મિક વિષયો પર ચર્ચા-વિચારણા કરવા આમંત્રિત કર્યા છે."

૨૪. પ્રો. મેક્સમૂલરે 'બાયોગ્રાફિકલ એસેઝ' નામના પુસ્તકમાં લખ્યું છે : "He [Swami Dayananda Saraswati] was a scholar, to begin with, deeply read in the theological literature of his country. Up to a certain point he was a reformer, and was in consequence exposed to much obloquy and persecution during his life, so much so that it is hinted in the papers that his death was due to poison administered by his enemies. He was opposed to many of the abuses that had crept in, as he well knew, during the later periods of the religious growth of India, and of which, as is known now, no trace can be found in the ancient sacred books of the Brahmans, the Vedas. He was opposed to idol worship, he repudiated caste, and advocated female education and widow marriage, at least under certain conditions. In his public disputations with the most learned Pandits at Benares and elsewhere, he was generally supposed to have been victorious, though often the aid of the police had to be called in to protect him from the blows of his conquered foes. He took his stand on the Vedas. Whatever was not to be found in the Vedas he declared to be false or useless; whatever was found in the Vedas was to him beyond the reach of controversy. Like all the ancient theologians of India, he looked upon the Vedas as divine revelation. That idea seems to have taken such complete possession of his mind that no argument could ever touch it."[૫૨]

---

૫૧. દેવેન્દ્રનાથ મુખોપાધ્યાય રચિત દયાનંદ ચરિત, પાન ૧૩૪; અને પંડિત લેખરામ રચિત મહર્ષિ દયાનંદ સરસ્વતી કા જીવનચરિત્ર, પાન ૨૧૫-૨૧૬.

૫૨. મેક્સમૂલર, બાયોગ્રાફિકલ એસેઝ, પાન ૧૬૭-૧૬૮.

અર્થાત્ "સ્વામી દયાનંદ મૂલતઃ એક એવા વિદ્વાન હતા કે જેમણે પોતાના દેશના ધાર્મિક સાહિત્યનું ગહન અધ્યયન કર્યું હતું. તેઓ સુધારક પણ હતા. એટલા માટે તેમને પોતાના જીવનમાં બદનામી સહન કરવી પડી અને ઉત્પીડિત થવું પડ્યું. એટલે સુધી કે જેવું સમાચારપત્રો પરથી જાણવા મળે છે કે તેમના વિરોધીઓએ તેમને ઝેર આપીને મારી નાખેલા. ભારતમાં ધાર્મિક ક્ષેત્રમાં પાછળથી જે અનેક પ્રકારની બુરાઈઓ પ્રવેશ કરી ચૂકી હતી તેનો સ્વામી દયાનંદે વિરોધ કર્યો, કારણ કે તેઓ જાણતા હતા કે આ ધાર્મિક વિકૃતિઓ મધ્યકાળની ઉપજ છે અને પ્રાચીન વેદો તથા બ્રાહ્મણ ગ્રંથોમાં તેનો કોઈ ઉલ્લેખ જોવા મળતો નથી. તેમણે મૂર્તિપૂજાનું ખંડન કર્યું, જન્મ આધારિત જાતિપ્રથાને અનુચિત ઠેરવી, સ્ત્રી શિક્ષાનું સમર્થન કર્યું અને એક વિશેષ સ્થિતિમાં વિધવાવિવાહનું પણ સમર્થન કર્યું. કાશી તથા અન્યત્ર જ્યાં જ્યાં તેમણે પૌરાણિક પંડિતો સાથે શાસ્ત્રાર્થો કર્યા ત્યાં ત્યાં તેમનો સામાન્ય રીતે વિજય જ થયો. તેમ છતાં પરાજિત થયેલ વિરોધીઓથી તેમને કોઈ હાનિ ન પહોંચે એ માટે કોઈ કોઈ વાર પોલીસની મદદ પણ લેવી પડતી. તેમનાં મંતવ્યોનો આધાર વેદ છે. વેદોમાં જેનો ઉલ્લેખ નથી તે મિથ્યા તથા વ્યર્થ છે. જે વેદોમાં વર્ણિત છે એ જ તેમની દૃષ્ટિએ નિર્વિવાદ રૂપે ગ્રાહ્ય છે, સ્વીકાર કરવા યોગ્ય છે. ભારતના તમામ પુરાતન ધર્માચાર્યોની જેમ દયાનંદ પણ વેદોને ઈશ્વરપ્રણીત જ્ઞાન સ્વીકાર કરે છે. એવું લાગે છે કે આ વિચારે તેમના મનમાં એવું દઢતાથી સ્થાન જમાવ્યું હતું કે તેના વિરોધમાં કરવામાં આવતી કોઈ પણ દલીલ તેમને બિલકુલ પ્રભાવિત કરી શકતી નહોતી."

૨૫. આધુનિક ભારતના એક વિખ્યાત ઈતિહાસકાર ડૉ. ઈશ્વરીપ્રસાદે 'સરસ્વતી' માસિકના ૧૯૨૯ના એક અંકમાં પ્રકાશિત પોતાના એક પઠનીય લેખમાં લખ્યું હતું : "હિંદુસમાજમાં સ્વામી દયાનંદજીએ ખળભળાટ મચાવી દીધો. તેમણે અદમ્ય નિર્ભીકતાપૂર્વક સ્વેચ્છાચારી અને નિરંકુશ 'પોપો' (ધર્મધ્વજી પાખંડીઓ)નો સામનો કર્યો અને કાશીના પ્રસિદ્ધ શાસ્ત્રાર્થમાં પોતાની વિદ્વત્તાનો અધિકાર સ્થાપિત કર્યો. જેમ કોઈ શાંત સભામાં બૉમ્બ ધમાકો કરે, તેવી જ અસર સ્વામીજીના વિચારોની દેશભરમાં થઈ."[૫૩]

૨૬. મુંશી જગન્નાથદાસ મુરાદાબાદીએ મૃત્યુ પર્યંત સ્વામી દયાનંદની વિરુદ્ધ વિષવમન કર્યું અને તેમના વિરોધમાં કેટલીક પુસ્તિકાઓ પણ ગદ્ય તથા પદ્યમાં લખી. તે જ્યારે થોડા સમય માટે આર્યસમાજમાં હતો ત્યારે તેણે 'પ્રશ્નોત્તરી' નામની એક પુસ્તિકા લખી હતી, જેમાં કાશી શાસ્ત્રાર્થનું વર્ણન કરતાં લખ્યું હતું :

*અગહન ચારોં દેશ મેં સત કા હુઆ પ્રકાશ,*
*દયાનંદ મહારાજ ને તમ કા કિયા વિનાશ.*

---

૫૩. રાજેન્દ્ર 'જિજ્ઞાસુ', નવયુગ કી આહટ દયાનંદ સરસ્વતી, પાન ૧૫૦-૧૫૧.

*ઉન્નીસ સૌ છબ્બીસ સાલ મેં કાર્ત્તિક બદી થી દ્વાદશી,*
*મૂર્ત્તિ ખંડન પર સભા કાશી મે સ્વામી ને રચી.*
*હારે વિશુદ્ધાનંદ આદિ ન દે સકે ઉસ પર શ્રુતિ,*
*નહીં મૂર્ત્તિ પૂજન વેદ મત, પડ ગઈ યહાં તહાં ધ્વનિ.*
*પોષ પડા આનંદ અતિ હુઆ ધર્મ કા રાજ,*
*ચારોં દિશા મેં હો ગયે સ્થિત આર્ય સમાજ.*
*સ્વામી ફિરેં દિગ ચાર મેં ચહૂં ઓર ધર્મ પ્રચારતે,*
*સમ્મુખ હુઆ કોઈ નહીં રહ પોપ તૂ ઝક મારતે,*
*સત્યમ્ જયતિ નાનૃતમ્ ઈતિ યહ વચન આર્ય પુકારતે.*

આ પંક્તિઓમાં સ્વામી દયાનંદના દ્વેષી જગન્નાથે સ્પષ્ટ શબ્દોમાં લખ્યું છે કે, સ્વામી વિશુદ્ધાનંદ વગેરે કાશીના પંડિતો મૂર્તિપૂજાના સમર્થનમાં શ્રુતિનો એક પણ મંત્ર પ્રમાણરૂપે બતાવી શક્યા નહિ. જ્યારે આ જગન્નાથ સ્વામી દયાનંદને ભાંડતો હતો અને જૂઠી નિંદા કરતો હતો, ત્યારે પણ તેણે પોતાના ઉપરોક્ત કથનનો પ્રતિવાદ નથી કર્યો.[૫૪]

ઉપર્યુક્ત પ્રમાણો પુરવાર કરે છે કે કાશી શાસ્ત્રાર્થમાં સ્વામી દયાનંદનો વિજય થયો હતો અને પંડિતો મૂર્તિપૂજાના સમર્થનમાં એક પણ વેદમંત્રનું પ્રમાણ આપી શક્યા ન હતા અને તેમણે શાસ્ત્રાર્થને અંતે ભારે ગરબડ કરી સ્વામીજી સાથે ઘોર દુર્વ્યવહાર કર્યો.

કાશી-શાસ્ત્રાર્થમાં જે લોકોએ સ્વામી દયાનંદ પ્રત્યે સદાશયતા અને સહાનુભૂતિનો વ્યવહાર કર્યો, તેમાં રઘુનાથપ્રસાદ કોટવાળનું નામ ઉલ્લેખનીય છે. તેમણે સ્વામીજી મહારાજના જનકલ્યાણ હેતુ સમર્પિત અમૂલ્ય શરીરની રક્ષા કરી હતી. તેઓ સ્વામીજીના મહાન વ્યક્તિત્વ પ્રત્યે ભક્તિભાવ ધરાવતા હતા. આવી જ રીતે પંડિત જ્યોતિસ્વરૂપ ઉદાસી, સાધુ જવાહરદાસ ઉદાસી તથા બીજા કેટલાક અજ્ઞાતનામા પરમહંસોનો પણ આર્યસમાજ કૃતજ્ઞ રહેશે કે જેઓ ભલે મૂર્તિપૂજાનું સાક્ષાત્ ખંડન કરવામાં પોતાને અસમર્થ અનુભવતા હતા, પરંતુ સ્વામીજીને પોતાના વર્ણના સંન્યાસી સમજીને તેમના પ્રત્યે અપૂર્વ સહાનુભૂતિનો ભાવ ધરાવતા હતા.

શાસ્ત્રાર્થ પૂરો થઈ ગયા બાદ વિપક્ષી પંડિતો દ્વારા કેટલીક ભ્રાંતિઓ ફેલાવવામાં આવી હતી. આથી સ્વામીજી ઇચ્છતા હતા કે તેમના વિચારોને લઈને જનસામાન્યમાં કોઈ પણ પ્રકારની ભ્રાંતિ ન બની રહેવી જોઈએ. આથી તેમણે વિચારના જે બિંદુ પર શાસ્ત્રાર્થ સમાપ્ત થયો હતો, એ જ 'दशमेऽहनि किञ्चितपुराणमाचक्षीत' - આ વાક્યનો વિસ્તૃત અર્થ છપાવીને જનતામાં વિતરણ કરી દીધો. આ એ જ વાક્ય હતું કે જે પંડિત માધવાચાર્યે શાસ્ત્રાર્થ સભામાં 'વેદ'ના નામે ઉપસ્થિત કર્યું હતું અને જેને વાંચીને વિચાર

૫૪. મહર્ષિ દયાનંદ સરસ્વતી સંપૂર્ણ જીવનચરિત્ર, ભાગ ૧, પાન ૨૮૫, સંપાદકીય પાદટીપ ૧.

કરવામાં સ્વામીજીને પાંચ ક્ષણ પણ નહોતી થઈ એટલામાં કાશીની પંડિતમંડળી શોર મચાવતી અને પોતાના વિજયઘોષણા કરતી શાસ્ત્રાર્થ સ્થળ છોડીને ચાલી ગઈ હતી. આશ્ચર્યની વાત છે કે એક પણ પંડિતે સ્વામીજીના આ સ્પષ્ટીકરણનો પ્રતિવાદ કરવાનું સાહસ ન કર્યું.[૫૫]

ખરું જોતાં સ્વામીજી કાશી શાસ્ત્રાર્થમાં થયેલાં અનીતિ, અનિયમિતતા અને પક્ષપાતથી જરાય વિચલિત થયા નહોતા. તેમના મનમાં પંડિતોએ કરેલા દુર્વ્યવહાર માટે ન તો કોઈ રોષ હતો અને ન તો કોઈ ગ્લાનિ કે દુઃખનો ભાવ હતો. પંડિત ઈશ્વરસિંહ નામના એક નિર્મળા સાધુ એ જ જોવા માટે કે કાશીની ધૂર્ત મંડળી દ્વારા અપમાનિત થયેલ આ પરમહંસ પર આ દુઃખદ ઘટનાની શી પ્રતિક્રિયા થઈ છે, સ્વામીજીની પાસે ગયા. પરંતુ તેમણે જોયું કે સ્વામીજીના નિર્મળ મુખમંડળ પર વિષાદની એક રેખા પણ નથી અને તેઓ પ્રશાંત ભાવે પોતાના આસન પર બિરાજમાન છે. સ્વામીજીની આવી સ્થિતિ જોઈને તેમણે પોતાના ઉદ્‌ગાર વ્યક્ત કરતાં કહ્યું કે, હું આજ સુધી આપને વેદોના અદ્વિતીય વિદ્વાન જ સમજતો હતો. પરંતુ આજે મને નિશ્ચય થઈ ગયો છે કે આપ વીતરાગ અને સ્થિતપ્રજ્ઞ મહાત્મા છો.[૫૬]

કાશીના વિદ્વાનોમાં એ સમયે સાંપ્રદાયિક પૂર્વાગ્રહ, મૂઢતા તથા પ્રતિગામી વિચારોની કેટલી બોલબાલા હતી, એ રામમિશ્ર શાસ્ત્રી જેવા વિદ્વાને સ્વામી દયાનંદ પ્રત્યે કરેલા આચરણથી પ્રગટ થાય છે. આ શાસ્ત્રી સંસ્કૃતના ધુરંધર વિદ્વાન હતા. પરંતુ પોતાનાં સંપૂર્ણ શીલ અને સૌજન્યને તિલાંજલિ આપીને તેમણે સ્વામીજી માટે અપશબ્દોનો પ્રયોગ કરવામાં જરાય સંકોચ ન કર્યો. એક દિવસ આ શાસ્ત્રીજીએ ગર્વપૂર્વક ઘોષણા કરી કે, જો દયાનંદ મારી સાથે શાસ્ત્રાર્થ કરે તો હું તેનું મૂર્તિપૂજા ખંડન છોડાવી દઉં, પરંતુ મુશ્કેલી એ છે કે હું એ નાસ્તિકનું મોઢું જોવા નથી ઇચ્છતો. એ નાસ્તિકનું મોઢું જોવાને પણ હું પાપ સમજું છું. એક દિવસ આ શાસ્ત્રીજી રાતના સમયે સ્વામીજીના ડેરે આવી પહોંચ્યા. રાતના આવવાનું કારણ એ જ હતું કે અંધારામાં સ્વામીજીનું મોઢું ન જોવું પડે ! તેમણે ખૂબ જ ગર્વભેર સ્વામીજીને કહ્યું કે, "હું તારી સાથે દેવવાણી સંસ્કૃતમાં તો વાત કરવામાં પાપ સમજું છું. આથી આપણી વચ્ચે દેશભાષામાં જ સંવાદ થશે. અને હા, સંવાદ કરતાં પહેલાં મારી એક બીજી પણ શરત છે : આપણી વચ્ચે એક છરી મૂકવામાં આવશે અને જે શાસ્ત્રાર્થમાં હારશે તેનું નાક કાપી લેવામાં આવશે." સ્વામીજીએ શાસ્ત્રીજીની આવી અપમાન અને ધૃષ્ટતાપૂર્ણ વાતને વિનોદમાં જ લીધી અને કહ્યું કે, "એક નહિ, બે છરીઓ રાખવી જોઈએ કે જેથી જે હારે તેના નાકની સાથે સાથે તેની જીભ પણ

૫૫. ભવાનીલાલ ભારતીય, નવજાગરણ કે પુરોધા મહર્ષિ દયાનંદ સરસ્વતી, ભાગ ૧, પાન ૩૧૪-૩૧૫.

૫૬. એજન, પાન ૩૧૫.

કાપી નાખવામાં આવે. વાદવિવાદમાં બોલવાનું કામ તો જીભ જ કરે છે, નાક તો બિચારું નિર્દોષ હોય છે." ત્યાર બાદ શાસ્ત્રીજીનો ઉદ્દંડતાપૂર્વક બોલવાનો ક્રમ થોડી વાર ચાલુ રહ્યો, પરંતુ સ્વામીજી તો શિષ્ટાચાર અને સૌજન્યતાથી પ્રત્યુત્તર આપતા રહ્યા. છેવટે શાસ્ત્રીજી નિરુત્તર થઈ ગયા.[૫૭]

કાશીમાં સ્વામીજીના નિવાસના દિવસો હવે પૂરા થવા આવ્યા હતા. ભારતની આ ધાર્મિક રાજધાનીમાં પૌરાણિક સમુદાયને લલકારીને સ્વામીજીએ સાચે જ એક ક્રાંતિકારી કદમ ઉઠાવ્યું હતું. જે નગરમાં ગલીએ ગલીએ અને પ્રત્યેક ચાર રસ્તે દેવમૂર્તિઓ બિરાજમાન હોય, જ્યાંના પ્રત્યેક કંકરને શંકર માનવામાં આવતો હોય, જે નગરનાં મંદિરો અને ધર્મસ્થાનોથી હજારો લોકોની આજીવિકા ચાલતી હોય, તે નગરમાં જઈને રૂઢિઓમાં જકડાયેલા ધર્મ પર પ્રહાર કરવા એ સાચે જ ખૂબ જ સાહસનું કામ હતું.[૫૮]

જે થયું તે, પરંતુ સ્વામી દયાનંદે અનુભવ કર્યો કે, ભારતમાં વેદોનું અધ્યયન લુપ્ત થઈ ગયું છે. ફક્ત ક્રિયાકાંડ પૂરતા જ કેટલાક પંડિતો અને પુરોહિતોએ વેદોના અમુક અંશ કંઠસ્થ કરી રાખ્યા છે. શ્રાવણ મહિનામાં રુદ્રાભિષેક કરતી-કરાવતી વખતે રુદ્ર દેવતા વિષયક મંત્રોનું ઉચ્ચારણ કરવામાં આવે છે, પરંતુ મંત્રોચ્ચારણ કરનાર વ્યક્તિને તથા શિવપિંડી પર જલાભિષેક કરનાર ઉપાસકને એ ખબર નથી કે આ મંત્રોને આ પથ્થર વગેરેમાંથી બનાવવામાં આવેલ શિવલિંગ પર જલ ચઢાવવા સાથે શો સંબધ છે ? આટલી મોટી કાશીનગરીમાં વેદાર્થને જાણનારા વિદ્વાનોનો અભાવ છે. અહીંના પંડિતો વેદાંત, ન્યાય, મીમાંસા, જ્યોતિષ વગેરે શાસ્ત્રોમાં તો પરિશ્રમ કરે છે, પરંતુ વેદોમાં શ્રમ કરનારાનો અહીં અભાવ છે. જ્યાં સુધી લોકો વેદોથી અનભિજ્ઞ - અપરિચિત રહેશે ત્યાં સુધી તેઓ વૈદિક ધર્મના પાલનમાં ક્યાંથી રુચિ બતાવશે ? સ્વામીજીએ એ વાતનો પણ અનુભવ કર્યો કે, દેશનો વિદ્વત્ સમાજ તથા સાધુ-સંન્યાસી વર્ગ પ્રાયઃ લોકહિતના ચિંતનને બદલે પોતાના ક્ષુદ્ર સ્વાર્થોની પૂર્તિમાં જ પ્રવૃત્ત છે. આથી જે પંડિતોના સહયોગ અને સહાયતાથી હું ધર્મ અને સમાજમાં પરિવર્તન લાવવા ઇચ્છું છું, તેમની પાસે આવી આશા રાખવી ઠીક નથી. આ હકીકતને ધ્યાનમાં લઈને સ્વામીજીએ પોતાની કાર્ય પ્રણાલી પર વિચાર કર્યો. જે રીતે કાશીના વિદ્વાનોએ મળીને શાસ્ત્રાર્થ સંગ્રામમાં તેમનો મુકાબલો કર્યો હતો, એ જ રીતે ધર્મના વાસ્તવિક સ્વરૂપને જનસામાન્યમાં પ્રચારિત કરવા માટે તથા ધાર્મિક પાખંડો અને સામાજિક કુરીતિઓના ઉન્મૂલન માટે સંગઠિત પ્રયાસની આવશ્યકતા તેમને જણાવા લાગી. તેમનો એક વિચાર એવો પણ હતો કે, વેદોની વાસ્તવિક શિક્ષાઓના પ્રચાર માટે વેદવિદ્યાલયો સ્થાપિત કરવામાં આવે. 'ધ હિંદુ પૅટ્રિઅટ'માં સ્વામીજીના આ વિચારને વધાવી લેવામાં આવ્યો, જેનું વિવરણ આગળ કરવામાં આવશે.

---

૫૭. એજન, પાન ૩૧૬.

૫૮. એજન, પાન ૩૧૮.

પંડિત ગંગાપ્રસાદ ઉપાધ્યાય 'ફિલોસૉફી ઑફ દયાનંદ' નામના ગ્રંથમાં કાશી શાસ્ત્રાર્થ વિશે લખે છે :

> Tuesday the 16th of November 1869 will go down to posterity as a historic day when the great *Shastratha* took place. It reminds one of the meeting at Worms of Martin Luther and the learned representatives of the Pope of Rome on this very point of idolatory, with, of course, one difference. At Worms Martin Luther was called by warrant to clear his position before the learned judges of Christendom. Here Svami Dayananda had gone on his own accord to face the lion in his den and to bend him to the knees...The fight was very grim. Svami Dayananda stood alone and undaunted, his adversaries were many and strongly aided. It was difficult for the Raja president to curb the irregularities of his pandits, the mob had intentionally come to disturb, and the situation became unmanageable. Svami Dayananda by his sheer courage could come out safe. The whole city resounded with the victory of the *pandits* and utter defeat of the infidel Dayananda. But the sane element which was there could not congratulate the learned pandits of Banaras on hollow trumpettings. Svami Dayananda became bolder and bolder. He visited Banaras seven times, each time throwing out an open challange which was none to accept.[૫૯]

> ૧૬ નવેમ્બર ૧૮૬૯ અને મંગળવારનો દિવસ ભાવિ પેઢીઓ માટે એક ઐતિહાસિક દિવસ બની રહેશે કે જે દિવસે આ શાસ્ત્રાર્થ થયો હતો. કાશીનો આ શાસ્ત્રાર્થ આપણને માર્ટિન લ્યૂથર અને રોમના પોપના વિદ્વાન પ્રતિનિધિઓ વચ્ચે આ જ મૂર્તિપૂજાના વિષય પર વૉર્મ્સમાં આયોજિત થયેલ સભાનું સ્મરણ કરાવે છે. જોકે બંનેમાં એક વાતનો ફરક છે : વૉર્મ્સમાં ખ્રિસ્તી મતના વિદ્વાન નિર્ણાયકો દ્વારા માર્ટિન લ્યૂથરને તેમની સ્થિતિ સ્પષ્ટ કરવા માટે બોલાવવામાં આવ્યા હતા, જ્યારે અહીં સ્વામી દયાનંદ પોતાની ઇચ્છાથી સિંહની ગુફામાં તેનો સામનો કરવા કરવા અને તેને ઘૂંટણિયે પાડવા પહોંચ્યા હતા. ટક્કર અત્યંત ભયાવહ હતી. એકલવીર સ્વામીજી નીડર - ધૈર્યવાન ખડા રહ્યા. તેમના વિરોધીઓ અનેક હતા અને તેઓને જોરદાર ટેકો હતો. શાસ્ત્રાર્થના અધ્યક્ષ રાજા પોતાના પંડિતો દ્વારા કરવામાં આવતી અનિયમિતતાઓને રોકવામાં અસમર્થ હતા.

૫૯. ગંગાપ્રસાદ ઉપાધ્યાય, ફિલોસૉફી ઑફ દયાનંદ, ફકરો ૧૮, પાન ૩૨.

શાસ્ત્રાર્થમાં વિઘ્ન કરવાના હેતુથી જ ટોળું આવ્યું હતું અને થોડી જ વારમાં પરિસ્થિતિ અનિયંત્રિત થઈ ગઈ. સ્વામીજી પોતાની પૂરી હિંમતથી હેમખેમ બચી નીકળ્યા. આખી કાશીનગરી 'નાસ્તિક' દયાનંદની હાર અને પંડિતોના જયના નાદથી ગૂંજી ઊઠી. પરંતુ શાસ્ત્રાર્થમાં હાજર રહેલ કેટલાક બુદ્ધિમાનો કાશીના પંડિતો દ્વારા જોરશોરથી કરવામાં આવતા આ પોકળ વિજયઘોષને અભિનંદન પાઠવવાના પક્ષમાં ન હતા. આ શાસ્ત્રાર્થ બાદ સ્વામીજી વધુ ને વધુ નિર્ભય - અડગ થતા ગયા. તેઓ કુલ સાત વાર કાશી આવ્યા અને દરેક વખતે શાસ્ત્રાર્થનો ખુલ્લો પડકાર ફેંકતા, પરંતુ કોઈ તેમનો આ પડકાર ઝીલવા તૈયાર ન હતું.

આ પ્રસંગે 'ધી લાઈફ ઑફ રામકૃષ્ણ' પુસ્તકમાંથી રોમે રોલાંના નિમ્નલિખિત શબ્દો ટાંકવાનું મન થાય છે :

The orthodox Brahmins, completely overwhelmed, appealed from him to Benares, their Rome. Dayananda went there fearlessly, and undertook in November, 1869, a Homeric contest. Before millions of assailants, all eager to bring him to his knees, he argued for hours together alone aganist three hundred pandits - the whole front line and the reserve of Hindu orthodoxy. He proved that the Vedanta as practised was diametrically opposed to the primitive Vedas. He claimed that he was going back to the true Word, the pure Law of two thousand years earlier. They had not the patience to hear him out. He was hooted down and excommunicated. A void was created round him, but the echo of such a combat in the style of the Mahabharata spread throughout the country, so that his name become famous over the whole of India.[૬૦]

સર્વથા નિરુપાય અને દિગ્મૂઢ થઈ ગયેલા રૂઢિચૂસ્ત સનાતનમતવાદી બ્રાહ્મણોને સ્વામી દયાનંદને તેમના રોમ સમાન કાશી જવાની વિનંતી કરી. સ્વામીજી કોઈ પણ પ્રકારના ભય વિના કાશી પહોંચ્યા અને ત્યાં તેમણે નવેમ્બર ૧૮૬૯માં જેની તુલના હોમરના કાવ્યમાં વર્ણિત સંગ્રામની સાથે થઈ શકે એવો 'હોમરીય' - મહાન શાસ્ત્રાર્થ કર્યો. ત્યાં લાખો [વાસ્તવમાં હજારો] આક્રાન્તાઓ ભેગા થયા હતા કે જેઓ દયાનંદને ઘૂંટણિયે પાડવા આતુર હતા, તેમની સામે એકલવીર દયાનંદે હિંદુ રૂઢિચૂસ્તતાની પૂરી અગ્રિમ મોરચાની તથા અનામત સેનાના ત્રણસો ચુનંદા પંડિતો સાથે કલાકો સુધી વાદવિવાદ કર્યો. તેમણે એ સિદ્ધ કરી

૬૦. રોમે રોલાં, ધ લાઈફ ઑફ રામકૃષ્ણ, પાન ૧૩૩.

બતાવ્યું કે, આજકાલ જે વેદાંતનું આચરણ થઈ રહ્યું છે તે મૂળ વેદોથી તદ્દન વિરુદ્ધ છે. તેમણે ભારપૂર્વક જણાવ્યું કે, હું હજારો વર્ષ પુરાતન એવી વિશુદ્ધ સત્યનો પ્રકાશ કરતી વેદવાણીનો પ્રચાર-પ્રસાર કરવા મૂળ તરફ પાછો જઈ રહ્યો છું. પરંતુ એ પંડિતોની પાસે દયાનંદને સાંભળવાની ધીરજ ન હતી. આથી દયાનંદને ધુત્કારવામાં આવ્યા, તેમનો હુરિયો બોલાવવામાં આવ્યો અને તેમના માટે અભદ્ર શબ્દો બોલવામાં આવ્યા. તેમની ચોતરફ શૂન્યવકાશ ઊભો કરી દેવાની કોશિશ કરવામાં આવી. પરંતુ મહાભારતની શૈલીના આ શાસ્ત્રાર્થ સંગ્રામનો પડઘો સમસ્ત ભારતવર્ષમાં ગૂંજી ઉઠ્યો અને દયાનંદનું નામ આખા ભારતવર્ષમાં પ્રસિદ્ધ થઈ ગયું.

સાધુ ટી.એલ. વાસવાણીએ 'ટૉર્ચ બેઅરર' નામનું સ્વામી દયાનંદનું એક સુંદર જીવનચરિત્ર અંગ્રેજીમાં લખ્યું છે. તેમાં તેમણે આ શાસ્ત્રાર્થ વિશે લખ્યું છે :

Persecution makes Dayanand all the more eager to spread his message. Dayanand is dauntless. At Benares he is abused and stoned at. He is not depressed. He goes to Benares seven times, - in 1856; then in 1869; next in 1870; again in 1872, and again in 1874; then in 1876 and once more in 1879. And every time he is there he throws an open challenge: "Is there idolatory in the Vedas ?" He knows there are tremendous odds against him, but he understands that one with God is in the majority...Rishi Dayanand was fearless, for he felt that God was with him, and God could not fail. Rishi Dayanand was fearless; he placed Truth above popularity and even what some call peace. The path of Heroes is not the path of popularity. And the "peace" that turns Truth out of doors is a soft, devitalising peace. For Truth is Shakti - Strength. And only the strong will save the Race.[૬૧]

જુલમ અને સતામણીએ સ્વામી દયાનંદને પોતાનો સંદેશ ફેલાવવા માટે અધિક તત્પર કરી મૂક્યા. દયાનંદ બેધડક છે, નિડર છે. કાશીમાં તેમને અપશબ્દો કહેવામાં આવ્યા, તેમનું અપમાન કરવામાં આવ્યું અને તેમના પર ઈંટ-પથ્થર ફેંકવામાં આવ્યા. પરંતુ તેઓ ઉદાસ ન થયા, તેમનો ઉત્સાહભંગ ન થયો. તેઓ પોતાના જીવનમાં સાત વાર કાશી ગયા : ૧૮૫૬માં, ૧૮૬૯માં, ૧૮૭૦માં, ૧૮૭૨માં, ૧૮૭૪માં, ૧૮૭૬માં અને છેલ્લે ૧૮૭૯માં. અને દરેક વખતે તેઓ ખુલ્લો પડકાર ફેંકતા કે, 'વેદોમાં મૂર્તિપૂજા હોય તો સિદ્ધ

---

૬૧. વાસવાણી ટી. એલ. (સાધુ), ટૉર્ચ બેઅરર (પથ-પ્રદર્શક), પાન ૫૬.

કરી બતાવો.' તેઓ જાણતા હતા કે મારી સામે પ્રચંડ મુશ્કેલીઓ ખડી છે. પરંતુ તેઓ એ પણ જાણતા હતા કે જેની સાથે ઈશ્વર છે તે બહુમતીમાં છે...ઋષિ દયાનંદ અભય હતા, કારણ કે તેઓ અનુભવ કરતા હતા કે, ઈશ્વર મારી સાથે છે અને ઈશ્વર કદી પણ અસફળ ન રહે. તેમણે સત્યને લોકપ્રિયતા અને પ્રસિદ્ધિ કરતાં ઉચ્ચ સ્થાન આપ્યું હતું અને જેને કેટલાક લોકો 'શાંતિ' કહે છે એના કરતાં પણ ઉચ્ચ. મહાપુરુષો - વીર પુરુષોનો માર્ગ લોકપ્રિયતાનો માર્ગ નથી હોતો. અને જે 'શાંતિ' સત્યને બહારનો રસ્તો બતાવે છે, એ શાંતિ પણ ઢીલીપોચી અને જીવનશક્તિને ક્ષીણ કરનારી હોય છે. સત્ય જ વાસ્તવિક શક્તિ છે, જે બળવાન જાતિને જીવન આપે છે અને તેની રક્ષા કરે છે.

પંડિત સત્યવ્રત સામશ્રમી દ્વારા સંકલિત શાસ્ત્રાર્થ વિવરણમાં લખ્યું છે :

મહારાજા કાશીનરેશને આ શાસ્ત્રાર્થ આદિથી અંત સુધી જોઈ-સાંભળીને કંઈ સંતોષ થયો નહિ. ત્યારે મહારાજા એમ કહેવા લાગ્યા કે, હું અહીં આવ્યો એ બહુ જ સારું થયું. દયાનંદ છે તો ધૃષ્ટ અને મૂર્ખ, છતાંય કોઈ એક પંડિત તેને કોઈ પણ રીતે હરાવી શકે તેમ નથી. દયાનંદ કર્ણ સમાન છે, જેને છ પહેલવાનોએ ભેગા મળીને પાડ્યો હતો. જ્યારે તેનામાં બળ ન રહ્યું ત્યારે તે પડ્યો. અને સાંભળો, દયાનંદને ફક્ત હરાવી દેવાથી જ આ વિચાર સમાપ્ત થઈ ગયો નથી. બધા પંડિતો સાથે બેસીને વિચાર કરો. ખંડન-મંડન અને મંડન-ખંડનના બીજા ગ્રંથો બનાવીને પ્રકાશિત કરો.[૬૨]

આ અંગે સ્વામી દયાનંદના જીવનચરિત્રકાર પંડિત લેખરામે પ્રતિભાવ આપતાં લખ્યું છે :

આમાં કોઈ સંદેહ નથી કે આવા શાસ્ત્રાર્થમાં કે જ્યાં આટલી બધી અવિદ્યા અને પક્ષપાતનું આધિક્ય હોય ત્યાં કોઈને પણ સંતોષ ન થઈ શકે. દયાનંદને ગાળો ભાંડવાથી કોઈ તેમને જીતી શકતું નથી. અને કાશીનરેશની એ વાત કે દયાનંદ એવા મહાન વિદ્વાન છે કે જેમ મહાભારતના યુદ્ધમાં કર્ણ મહાન યોદ્ધો હતો અને તેને કેટલાક યોદ્ધાઓએ ભેગા થઈને પાડ્યો હતો - એક વાસ્તવિકતા પ્રગટ કરે છે. જ્યાં સુધી દયાનંદની યુક્તિઓનું કોઈ ખંડન ન કરે અને તેમના પ્રશ્નનો ઉત્તર ન આપે ત્યાં સુધી 'દયાનંદ હારી ગયો' એવું કહેવા માત્રથી દયાનંદ હારી જતા નથી. દયાનંદની યુક્તિ એ છે કે ચારે વેદોની મૂળ સંહિતાઓમાં મૂર્તિપૂજા નથી. આથી તેને સનાતન ધર્મનું અંગ માની શકાય નહિ. અને જ્યારે વેદોમાં તેનો નિષેધ છે, તો પછી મૂર્તિપૂજા વેદવિરુદ્ધ હોવાથી મહાપાપ સિદ્ધ થાય છે. પરંતુ લાલચ બહુ બૂરી બલા છે. કાશીના કેટલાક

૬૨. ઋષિ દયાનંદ સરસ્વતી કે શાસ્ત્રાર્થ ઔર પ્રવચન, પાન ૨૩૮.

> પંડિતો કાશીનરેશે આપેલી લાલચને વશ થઈને શાસ્ત્રાર્થ કરવા તૈયાર થઈ ગયા હતા. એ કરતાં તો શાસ્ત્રાર્થ ન કર્યો હોત તો સારું હતું અને મૌન સેવ્યું હોત તોપણ તેમનું માન તો અકબંધ રહેત. પુસ્તકનું નામ રાખ્યું છે 'દુર્જનમતમર્દન' અને ૧૯ પાનાંના આ પુસ્તકમાં પુરાણોનાં વાક્યોની ભરમાર છે. આ આખા પુસ્તકમાં એક પણ વેદમંત્ર નથી. જોકે આ પુસ્તકમાં મૂળ શાસ્ત્રાર્થ સિવાયનાં પણ બીજાં અનેક વાક્યો ભર્યાં છે, પરંતુ તેમાં એક પણ વેદ-પ્રમાણ ક્યાંય જોવા મળતું નથી. આ પુસ્તકને વાંચવાથી પંડિતોની અયોગ્યતા, વેદ અને શાસ્ત્રોની અનભિજ્ઞતા તથા અસત્યનો પરાજય સ્પષ્ટ પ્રગટ થઈ જાય છે અને આ જ રીતે રાજાસાહેબનું માટીના માધો કે મહાદેવ હોવું પણ પુરવાર થઈ જાય છે.[૬૩]

કાશીના પૌરાણિક પંડિતો શાસ્ત્રાર્થ બાદ એટલા બધા વ્યથિત અને વ્યાકુળ થઈ ગયા હતા કે તેમણે શાસ્ત્રાર્થ બાદ તરત જ સ્વામીજીના વિરોધમાં 'દયાનંદ પરાભૂતિઃ' નામનું એક બીજું પુસ્તક પણ પ્રકાશિત કર્યું હતું. આ સંસ્કૃત પુસ્તક કાશીનરેશના મુદ્રણાલયમાં મુદ્રિત થયું હતું. આ પુસ્તકમાં પણ સ્વામીજીના પરાજયની પક્ષપાતપૂર્વક ખોટી અને કલ્પિત વાતો લખીને લોકોને દિગ્ભ્રમિત કરવાનો પ્રયાસ કરવામાં આવ્યો હતો.

સ્વામીજીના જીવનચરિત્રકાર પંડિત લેખરામે લખ્યું છે :

> (સ્વામીજીના 'કલ્મ' સંજ્ઞા વિષયક પ્રશ્નનો) બાલશાસ્ત્રી કે બીજા પંડિતો કશો ઉત્તર આપી શક્યા નહિ. કાશીના પંડિતોએ સંવત ૧૯૨૬ (સન ૧૮૬૯)માં કાશીનરેશના પ્રેસમાં શાસ્ત્રાર્થ વિષયક પુસ્તક તો છપાવ્યું અને એમાં સ્વામીજીને સેંકડો ગાળો તો દીધી, પરંતુ તેમાં તેમણે આ 'કલ્મ' સંજ્ઞા વિષયક પ્રશ્નનો કોઈ જ ઉત્તર આપ્યો નહિ. અને ન તો મૂર્તિપૂજાનું સમર્થન કરતું એક પણ વૈદિક પ્રમાણ કે યુક્તિ આપી.[૬૪]

પંડિત સત્યવ્રત સામશ્રમી રચિત શાસ્ત્રાર્થ વિવરણમાં લખ્યું છે કે, શાસ્ત્રાર્થ દરમિયાન એકવાર સ્વામી વિશુદ્ધાનંદ સ્વામી દયાનંદને 'અરે બાબા, તૂ અભી કુછ પઢા નહીં, કુછ દિન પઢ' આવું કહે છે. આ શાસ્ત્રાર્થ તો સંસ્કૃતમાં ચાલતો હતો. પરંતુ વિશુદ્ધાનંદ સંસ્કૃત છોડીને હિંદીમાં કૂદી પડ્યા. આ બતાવે છે કે પંડિતો મૂર્તિપૂજાનું તો કોઈ પ્રમાણ આપી શક્યા નહિ અને આવી આવી ધૂર્તતા કરીને પોતાની શરમ છુપાવતા રહ્યા. સ્વામી દયાનંદના કલ્મ સંજ્ઞા વિષયક પ્રશ્નનો વિશુદ્ધાનંદને કોઈ ઉત્તર સૂઝ્યો નહિ, કારણ કે તેઓ વ્યાકરણમાં બિલકુલ કોરા હતા. જુઓ, આ કેટલો મોટો પરાજય અને લજ્જિત થવાની વાત છે. જે કાશીના મુખ્ય શિરોમણિ પંડિત છે અને સમસ્ત હિંદુ જેમને વિશ્વનાથના

---

૬૩. લેખરામ (પંડિત), મહર્ષિ દયાનંદ સરસ્વતી કા જીવનચરિત્ર, પાન ૧૬૧.

૬૪. એજન, પાન ૧૬૧

અવતાર માને છે તેમનાથી આ પ્રશ્નનો કોઈ ઉત્તર ન વળ્યો ! 'અમે સર્વ શાસ્ત્રો ભણી લીધાં છે' - એવી ઘોષણા કરવાનો ઘમંડ ક્યાં ગયો ?[૬૫]

મુગલસરાયના એક સજ્જને સ્વામી દયાનંદનાં દર્શન કર્યાં હતાં. તેમણે 'અથ શાસ્ત્રાર્થ ઔર સદ્ધર્મવિચાર'નું પુસ્તક લાહોરથી પ્રકાશિત થતી જ્ઞાનપ્રદાયિની પત્રિકાના સંપાદક અને પંજાબ બ્રહ્મોસમાજના નેતા બાબુ નવીનચંદ્ર રાયને નીચેના પત્ર સાથે સમીક્ષા અર્થે મોકલ્યું. આ પત્ર જ્ઞાનપ્રદાયિની પત્રિકાના સંખ્યા ૪, ખંડ ૫, એપ્રિલ ૧૮૭૦ (ચૈત્ર સં. ૧૯૨૭)ના અંકમાં પાન ૫૭-૬૦ પર પ્રકાશિત થયો હતો. આ પત્ર દ્વારા આપણને કાશી શાસ્ત્રાર્થની હકીકતની સાથે સાથે સ્વામીજીનાં તત્કાલીન ચિંતન તથા કાર્યોનો પણ પરિચય પ્રાપ્ત થાય છે :

> શ્રીમાન પ્રબંધકર્તા - જ્ઞાનપ્રદાયિની પત્રિકા,
>
> આપ વેદ તથા પ્રાચીન ઉપનિષદોનાં અવતરણ બહુધા આપતાં રહો છો. આથી સત્યધર્મ (અથ શાસ્ત્રાર્થ ઔર સદ્ધર્મવિચાર') નામનું એક નાનું પુસ્તક આપની સેવામાં મોકલી રહ્યો છું. આ પુસ્તનું અવલોકન કરવાથી આપને જ્ઞાત થશે કે કાશીમાં દયાનંદ સરસ્વતી નામના એક સંન્યાસી પધાર્યા છે અને તેઓ ત્યાંના પંડિતો સાથે શાસ્ત્રાર્થમાં સંલગ્ન છે. આ સંન્યાસી વેદોના જ્ઞાતા છે. તેઓ ફક્ત વેદ અને મનુસ્મૃતિને નિર્ભ્રાંત માને છે.[૬૬] તેઓ પુરાણ વગેરે ગ્રંથોને નવીન અને કૃત્રિમ સમજીને કહે છે કે, આ ગ્રંથોમાં જે ધર્મનું વર્ણન છે તે ગ્રહણ કરવા યોગ્ય નથી. આ મહાપુરુષનાં દર્શન કરીને અમને બહુ જ આનંદ થયો. કાશીરાજની સભામાં પંડિતોએ તેમને ખૂબ જ તંગ કર્યા, જેના પરિણામે શાસ્ત્રાર્થ સ્થગિત થઈ ગયો. પરંતુ સ્વામીજીએ એક વિજ્ઞાપન પ્રકાશિત કર્યું છે, જેમાં જણાવ્યું છે કે વેદોમાં મૂર્તિપૂજાની આજ્ઞા નથી. ઈશ્વરની કલ્પિત મૂર્તિઓ બનાવવી એ મોટું પાપ છે અને એમ કરવાથી ઈશ્વરની નિંદા થાય છે. આ બાબતમાં જો કોઈને શંકા હોય તો તેઓ સ્વામીજીની પાસે જઈને પોતાની વાત સિદ્ધ કરી શકે છે, પરંતુ આજ પર્યંત કોઈ તેમના પ્રશ્નનો ઉત્તર આપી શક્યું નથી. સાધારણ દૃષ્ટિએ જોતાં તેમના ધાર્મિક વિચારો થોડા બ્રાહ્મધર્મ (બ્રહ્મોસમાજ)ને મળતા આવે છે. સ્વામીજીએ સંસારનો ત્યાગ કરીને દૃઢ નિશ્ચય કર્યો છે કે, જો કોઈ રાજા અથવા ધનવાન વ્યક્તિ વેદોના શિક્ષણ માટે એક પાઠશાળા સ્થાપિત કરે તો તેના માધ્યમથી તેઓ સનાતન વેદોના અર્થ પ્રગટ કરવા

---

૬૫. એજન, પાન ૧૬૦.

૬૬. સ્વામીજી માત્ર વેદોને જ સ્વતઃ પ્રમાણ અને નિર્ભ્રાંત માનતા હતા. તેઓ મનુસ્મૃતિને પરતઃ પ્રમાણ આર્ષ ગ્રંથ માનતા હતા અને તેમાં જોવા મળતા વેદવિરુદ્ધ ક્ષેપક શ્લોકોને અપ્રમાણ માનતા હતા.

તૈયાર છે. એમ કરવાથી હિંદુ પ્રજામાંથી મૂર્તિપૂજા દૂર થઈ શકશે. આ સંન્યાસી વિશેષ રૂપે આવા જ અભિપ્રાયથી સમસ્ત નગરોમાં ભ્રમણ કરી રહ્યા છે કે જેથી દેશના સર્વ મનુષ્યો એક જ ઈશ્વરના ઉપાસક બને. તેમનું વિસ્તૃત વૃત્તાંત કેટલાંક અન્ય સમાચારપત્રોમાં પ્રગટ થઈ ચૂક્યું છે, આથી આ પત્રમાં વધારે લખવું યોગ્ય નથી. સંપાદક મહોદય, હું પહેલાં એવું જ સમજતો હતો કે વેદોમાં અનેક દેવી-દેવતાઓની પૂજા લખી છે. પરંતુ સ્વામી દયાનંદજીએ કરેલ ઈન્દ્ર વગેરે શબ્દોના અર્થ સાંભળીને મને જ્ઞાન થયું છે કે આ બધા શબ્દો તો એક પરમેશ્વરનાં જ નામ છે, ઈન્દ્ર નામના કોઈ અલગ દેવતા નથી. પરંતુ કાશીમાં જે લોકો વેદ ભણે છે તેઓ આ શબ્દોના વિપરીત અર્થ કરે છે. કાશીના સમસ્ત પંડિતો દયાનંદજી સમક્ષ બુદ્ધિપૂર્વકની યુક્તિઓ દ્વારા વેદમાંથી મૂર્તિપૂજાને ઉચિત ઠેરવતું એક પણ પ્રમાણ રજૂ કરી શક્યા નથી. એટલું જ નહિ, તેઓ દયાનંદજીની સાથે સંસ્કૃત સંભાષણ કરવામાં પણ પોતાને અધિક યોગ્ય સિદ્ધ કરી શક્યા નથી. દયાનંદજી સંસ્કૃત સિવાય અહીંની બીજી કોઈ ભાષા બોલી શકતા નથી, પરંતુ તેઓ એટલું સરળ સંસ્કૃત બોલે છે કે તેમની બધી જ વાતો આપણે સુગમતાથી સમજી શકીએ છીએ. દયાનંદજી દંડીઓ (નવીન વેદાંતીઓ) વિરુદ્ધ પણ એક પુસ્તક લખી રહ્યા છે.[૬૭] કાશીના બધા જ દંડીઓનું કથન છે : પૂર્ણોહમ્, સચ્ચિદાનંદોહમ્ અર્થાત્ હું પૂર્ણ છું, હું સચ્ચિદાનંદ છું. દયાનંદજી તેમની આ મૂર્ખતાનું ખંડન કરીને એ સિદ્ધ કરે છે કે, મહાત્મા શંકરાચાર્યજી કે જેમના આ દંડી લોકો અનુયાયી કહેવાય છે, તેમનો આવો મત કદાપિ ન હતો. શંકરાચાર્યજીએ ઈશ્વરની એકતા અથવા એકેશ્વરવાદ સિદ્ધ કર્યો છે અને તેમના કથનનો એવો અર્થ ન લેવો જોઈએ કે સમસ્ત સંસાર અસત્ય - મિથ્યા છે અને બ્રહ્મ સિવાય બીજી કોઈ જ વસ્તુની સત્તા નથી. આજકાલ જે લોકો વેદ જાણનારા કહેવાય છે, તેઓ આથી વિપરીત અર્થ કરે છે. આ સંન્યાસી દયાનંદજીની વાતો સાંભળીને અમને એવું લાગે છે કે બ્રાહ્મધર્મ જ પ્રાચીન ઋષિઓનો ધર્મ હતો અને ફક્ત વેદ જ તેમના ધર્મગ્રંથ હતા. એવું લાગે છે કે રાજા રામમોહન રાય વેદોના વાસ્તવિક અર્થથી પરિચિત હતા, એટલા જ માટે તેઓ વેદ અને વેદાંતને ભ્રાંતિરહિત સમજતા હતા.[૬૮]

પંડિત સત્યવ્રત સામશ્રમી રચિત શાસ્ત્રાર્થ વિવરણમાં લખ્યું છે કે, શાસ્ત્રાર્થ દરમિયાન એક પ્રસંગે સ્વામી વિશુદ્ધાનંદ અસ્પષ્ટ બોલે છે કે, 'વેદોના મંત્રો જ દેવતા છે'. જ્યારે સ્વામી વિશુદ્ધાનંદે મંત્રોને જ દેવતા કહ્યા ત્યારે કાશીનરેશને થયું કે પ્રતિમાનું ખંડન તો

---

૬૭. સ્વામીજીએ અહીં અદ્વૈતમતખંડન નામનું એક પુસ્તક લખ્યું હતું, જે અનુપલબ્ધ છે.

૬૮. લેખરામ (પંડિત), મહર્ષિ દયાનંદ સરસ્વતી કા જીવનચરિત્ર, પાન ૧૫૭-૧૫૮.

આપણી જ તરફથી થઈ ગયું ! આથી તેમને આશ્ચર્ય થયું. તેમનાં ભવાં ચઢી ગયાં. આ વિશે ડૉ. ભવાનીલાલ ભારતીયે પોતાની ટિપ્પણીમાં લખ્યું છે :

> 'વેદોના મંત્રો જ દેવતા છે' - એમ કહીને જાણે વિશુદ્ધાનંદે પોતાનો જ મત ખંડિત કરી નાખ્યો. સ્વર્ગાદિ લોકોમાં ઇન્દ્રાદિ દેવોની મનુષ્યવત્ સત્તા તથા તેમના લૌકિક ઐશ્વર્ય સમાન રાજ્ય વગેરેની કલ્પના કરનાર પૌરાણિકો જો વેદમંત્રોને જ દેવતા માનવા લાગશે, તો પછી તેમના પૌરાણિક દેવગાથાવાદ (mythology - માઇથૉલજી)ની તો પૂર્ણાહુતિ જ થઈ જશે. વિશુદ્ધાનંદજી મીમાંસાના મતને માનતા હતા, આથી તેમણે મન્ત્રમયી દેવતાનો સિદ્ધાંત રાખ્યો. પરંતુ તેમનું આ કથન સાંભળતાંવેંત જ કાશીનરેશનાં ભવાં ચઢી ગયાં; કારણ કે દેવતાઓને મંત્રરૂપ માનીને જાણે વિશુદ્ધાનંદજીએ પૌરાણિક માન્યતાઓ પર કુઠારાઘાત જ કર્યો હતો.[૬૯]

બાદમાં જ્યારે સ્વામી દયાનંદ પૂછે છે કે, જો વેદોના મંત્રો જ દેવતા હોય તો ઉપાસના શી રીતે થશે - કોની થશે ? આ પ્રશ્નના ઉત્તરમાં જ્યારે વિશુદ્ધાનંદે શાલિગ્રામની મૂર્તિમાં ઉપાસના બતાવી ત્યારે પણ કાશીનરેશને ખૂબ જ નવાઈ લાગી. સ્વામી દયાનંદે પૂછ્યું કે, શાલિગ્રામની મૂર્તિમાં ઉપાસના કરવાની વાત વેદમાં ક્યાં લખી છે ? તેના ઉત્તરમાં વિશુદ્ધાનંદે કહ્યું કે, એકલા સામવેદની જ હજાર શાખાઓ છે. શું તમે બધી શાખાઓ જોઈ છે ? જીવનચરિત્રકાર પંડિત લેખરામે લખ્યું છે :

> અહીં દયાનંદનો પ્રશ્ન શું હતો અને વિશુદ્ધાનંદ તેનો ઉત્તર શું આપે છે, એ જોવા જેવું છે. વિશુદ્ધાનંદ પ્રકરણ છોડીને ક્યાંથી ક્યાં નીકળી ગયા ! આવી રીતે પ્રકરણાંતરમાં જઈને મૂર્તિપૂજાનું ખંડનમંડન તો દૂર રહ્યું, શું વેદ ઈશ્વરી જ્ઞાન છે - એ વિષય પર ચર્ચા કરવા લાગ્યા. ત્યારે સ્વામીજીએ એક-બે પ્રશ્નોના ઉત્તર આપીને તેમને ટોક્યા કે, આ શાસ્ત્રાર્થનો વિષય નથી, તમે પ્રતિજ્ઞા વિરુદ્ધ અને વિષય વિરુદ્ધ જઈ રહ્યા છો. છતાંય વિશુદ્ધાનંદે વેદોના વિષયમાં પૂછ્યું કે, વેદ અને ઈશ્વરનો શો સંબંધ છે ? સ્વામીજીએ ઉત્તર આપ્યો કે, કાર્ય-કારણનો સંબંધ છે. વિશુદ્ધાનંદે કહ્યું કે, આ સંબંધથી વેદ (વિદ્યમાન) રહી શકતા નથી. દયાનંદે ઉત્તર આપ્યો કે, જો ઈશ્વરમાં કશુંય વિદ્યમાન રહી શકતું ન હોય, તો કહો કે આકાશ સાથે કોઈ વસ્તુનો સંબંધ શી રીતે થઈ શકશે ? આકાશ ક્યા સંબંધથી શામાં સ્થિત છે ? ત્યારે વિશુદ્ધાનંદે ઉત્તરમાં કહ્યું કે, આકાશ જ ઈશ્વર છે ! ધન્ય છે ! વાચક અહીં વિચાર કરે.[૭૦]
>
> કાશીના પંડિતોનું વેદો વિશેનું આટલું અજ્ઞાન જોઈને શોક થાય છે. અને પછી 'પ્રતિમા' શબ્દની વેદોમાં વિદ્યમાનતા સાંભળતાં જ તેઓનું બાળકોની જેમ

---

૬૯. ઋષિ દયાનંદ સરસ્વતી કે શાસ્ત્રાર્થ ઔર પ્રવચન, પાન ૨૨૪, પાદટીપ ૧.

૭૦. લેખરામ (પંડિત), મહર્ષિ દયાનંદ સરસ્વતી કા જીવનચરિત્ર, પાન ૧૫૯, પાદટીપ ૨.

પ્રસન્ન થઈ જવું અને તેને પોતાનો વિજય બતાવવા પ્રયત્ન કરવો કે જેથી સાધારણ અશિક્ષિતોને કહી શકાય કે, જુઓ વેદમાં 'પ્રતિમા' શબ્દ મળી આવ્યો, આથી મૂર્તિપૂજા સિદ્ધ થઈ ગઈ ! - સાચે જ ખેદજનક છે.[૭૧]

મુંબઈના જયકૃષ્ણ જીવનદાસ વ્યાસ અને ધરમસી ખીમજી તથા કલકત્તાના બૅરિસ્ટર ચંદ્રશેખર સેન કાશી શાસ્ત્રાર્થ સમયે સ્વામીજીને કાશીમાં મળ્યા હતા. આ લોકોને સ્વામીજીની અદ્ભુત તાર્કિકતા તથા વૈદુષ્યનો પરિચય થઈ ગયો હતો. બૅરિસ્ટર ચંદ્રશેખર સેન બ્રહ્મોસમાજી હતા. તેઓ ઇચ્છતા હતા કે સ્વામીજીના પ્રગતિશીલ વિચારોનો લાભ કલકત્તાની જનતાને પણ મળવો જોઈએ. આથી તેમણે સ્વામીજીને કલકત્તા આમંત્રિત કર્યા અને સ્વામીજી ૧૬ ડિસેમ્બર ૧૮૭૨ના રોજ કલકત્તા પહોંચ્યા અને ત્યાં લગભગ સાડા ત્રણ મહિના ધર્મપ્રચાર કર્યો. આ જ રીતે મુંબઈના જયકૃષ્ણ જીવનદાસ વ્યાસ શાંકર વેદાંતી હતા. પરંતુ તેઓ ઇચ્છતા હતા કે સ્વામીજી મુંબઈ આવીને વલ્લભ સંપ્રદાયનું ખંડન કરે. જ્યારે ધરમસી ખીમજી પોતે વલ્લભ મતાનુયાયી હતા, પરંતુ તેઓ પોતાના જ સંપ્રદાયના કેટલાક આચાર્યોની દુરાચારપૂર્ણ પ્રવૃત્તિઓથી અસંતુષ્ટ હતા અને ઇચ્છતા હતા કે સ્વામી દયાનંદ જેવો વિદ્યા અને તર્કબળમાં નિપુણ સંન્યાસી વૈષ્ણવ આચાર્યોનાં પાખંડો તથા દુરાચારો વિરુદ્ધ આંદોલન ચલાવે. તેમના આમંત્રણને માન આપી સ્વામીજી ઑક્ટોબર ૧૮૭૪માં મુંબઈ આવ્યા અને પોતાનાં ક્રાંતિકારી જલદ ભાષણોથી પૂરા નગરમાં ખળભળાટ મચાવ્યો.[૭૨] સ્વામીજીના મુંબઈ આગમનના એક મહિના પહેલાં જ કાશી શાસ્ત્રાર્થનો સાર રાય સેવકલાલ કૃષ્ણદાસે ગુજરાતીમાં અનુવાદ કરીને 'આર્યમિત્ર' નામના ગુજરાતી પત્રમાં પ્રકાશિત કરાવ્યો હતો.[૭૩] આગળ જતાં ૧૦ એપ્રિલ ૧૮૭૫ (ચૈત્ર સુદી પંચમી, સંવત ૧૯૩૨) અને શનિવારે મુંબઈમાં આર્યસમાજની સ્થાપના કરવામાં આવી.

કાશી શાસ્ત્રાર્થના સમાચારથી પ્રભાવિત થયેલા નેપાળના પંડિત માધવરાજ જોશી સ્વામીજીના દૃઢ અનુયાયી બની ગયા. તેઓ સ્વામીજીને મળવા કાશી આવ્યા. તેમણે સ્વામીજીની કાશીની અંતિમ યાત્રા દરમિયાન સ્વામીજીની સાથે શંકા-સમાધાન કર્યું અને તેમનાં પ્રવચનો પણ સાંભળ્યાં. તેમણે અને તેમના કુટુંબે નેપાળમાં વૈદિક ધર્મ અને આર્યસમાજના પ્રચાર માટે નેપાળની તત્કાલીન રાણાશાહી તરફથી આપવામાં આવેલી ઘોર યાતનાઓ સહન કરી. એટલે સુધી કે તેમના દીકરા પંડિત શુક્રરાજ શાસ્ત્રીને ફાંસીએ ચઢાવવામાં આવ્યા. આમ, કાશી શાસ્ત્રાર્થ નેપાળમાં પણ ક્રાંતિનું નિમિત્ત બન્યો.

---

૭૧. એજન, પાન ૫૬૩, પાદટીપ ૨.

૭૨. સ્વામીજીના મુંબઈ આગમનના દિવસ અંગે જુદાં જુદાં જીવનચરિત્રોમાં ૧૮૭૪ના ઑક્ટોબરની ૨૦, ૨૨, ૨૪ અને ૨૬મી તારીખ એમ ચારેક વિકલ્પો જોવા મળે છે. આથી વાસ્તવિક તારીખ અન્વેષણીય છે.

૭૩. લેખરામ (પંડિત), મહર્ષિ દયાનંદ સરસ્વતી કા જીવનચરિત્ર, પાન ૨૪૫.

શાસ્ત્રાર્થ બાદ સ્વામીજી કાશીમાં એકાદ મહિના જેવું રોકાયા. પછી મિરજાપુર થઈને પ્રયાગ પહોંચ્યા. ત્યાં કુંભના મેળામાં ધર્મચક્રનું પ્રવર્તન કરીને સ્વામીજી ફરી મિરજાપુર થઈને ૧૮૭૦ના એપ્રિલમાં ત્રીજીવાર કાશી આવ્યા. લગભગ બે મહિના કાશીમાં રહીને તેઓ સોરોં, કાસગંજ, અનૂપશહેર, રામઘાટ, છલેસર વગેરે સ્થાનોમાં ધર્મોપદેશ કર્યો. આ ભ્રમણ દરમિયાન તેમનો કાર્યક્રમ તો એ જ રહ્યો, જેમાં પંડિતો સાથે શાસ્ત્રાર્થ, સર્વસાધારણને ધર્મોપદેશ તથા વિધર્મી પાદરીઓ તથા મૌલવીઓ વગેરે સાથે વિચારવિમર્શનું પ્રાધાન્ય રહેતું. સ્વામીજી ૧ માર્ચ ૧૮૭૨ના રોજ ચોથીવાર કાશી આવ્યા. આ વખતે તેઓ દોઢેક મહિના જેવું કાશીમાં રોકાયા. પછી મુગલસરાય, ડુમરાંવ, આરા, પટના, મુંગેર, ભાગલપુર થઈને ૧૬ ડિસેમ્બર ૧૮૭૨ના રોજ કલકત્તા પહોંચ્યા. 'આર્યસમાજના ઈતિહાસ'માં લખ્યું છે :

> સ્વામીજીના કલકત્તા પહોંચવાની સાથે જ તેમના પ્રચાર કાર્યના એ યુગનો અંત થયો કે જેનો આરંભ તેમણે હરિદ્વારમાં 'પાખંડખંડિની' પતાકાની સ્થાપના સાથે કર્યો હતો.[૭૪]

કલકત્તામાં સ્વામીજીનો નિવાસ લગભગ સાડા ત્રણ મહિના જેવો રહ્યો. કલકત્તાથી પાછા ફરતી વખતે હુગલી, બર્દવાન, ભાગલપુર, પટના, છપરા, આરા, ડુમરાંવ, મિરજાપુર, પ્રયાગ, કાનપુર, લખનૌ, ફરુખાબાદ, કાસગંજ, અલીગઢ, હાજરસ, મથુરા, વૃંદાવન, મુરસાન વગેરે અનેક નગરોમાં ધર્મોપદેશ કર્યો અને ૧૮૭૪ના મે મહિનામાં પાંચમી વાર કાશી પધાર્યા. સ્વામીજીની વિદ્વત્તા અને સત્યપ્રિયતાનો સિક્કો હવે કાશીના પંડિતો પણ માનવા લાગ્યા હતા. આ દશામાં કાશીનરેશની મનોવૃત્તિમાં પરિવર્તન આવવું પણ સ્વાભાવિક હતું. ૧૮૬૯ના શાસ્ત્રાર્થ સમયે કાશીનરેશ મૂર્તિપૂજા પ્રત્યેના આગ્રહ અને અનુરાગને કારણે સ્વામીજીના વિરોધી થઈ ગયા હતા. પરંતુ સમય જતાં તેમને શાસ્ત્રાર્થ સમયે સ્વામીજી પ્રત્યે સ્વયંથી થઈ ગયેલ અનુચિત કૃત્યનું ભાન થયું. આથી તેમની મનોવૃત્તિ હવે પરિવર્તિત થઈ ચૂકી હતી. તેમણે સ્વામીજી પ્રત્યે જે અન્યાય કર્યો હતો તેને લઈને હવે તેમના મનમાં પશ્ચાત્તાપ જાગ્યો હતો. આથી સ્વામીજી પાંચમી વાર કાશી પધાર્યા ત્યારે કાશીનરેશે પ્રાયશ્ચિત રૂપે સ્વામીજીને પોતાના રામનગરના રાજમહેલમાં સત્કારપૂર્વક આમંત્રિત કર્યા અને શાસ્ત્રાર્થ સમયે સ્વયંથી જે અનુચિત વ્યવહાર થઈ ગયો હતો તે બદલ ક્ષમા યાચના પણ કરી. પરંતુ ત્યાં સુધીમાં તો સ્વામીજી એક પ્રસિદ્ધ ધર્મસુધારક અને સમાજ સંશોધકના રૂપમાં ખ્યાતિ પ્રાપ્ત કરી ચૂક્યા હતા. સ્વામી સચ્ચિદાનંદે લખ્યું છે :

> આ તેમની (કાશીનરેશની) મહત્તા જ કહેવાય. ઘણી વાર સારો માણસ પણ પ્રવાહમાં તણાઈ જતો હોય છે. ધાર્મિક લાગણીઓ અને અફવાઓ પ્રચંડ પ્રવાહ ઉત્પન્ન કરતાં હોય છે. સત્યને સમજાતાં પણ સમય લાગતો હોય છે.[૭૫]

---

૭૪. સત્યકેતુ વિદ્યાલંકાર, આર્યસમાજ કા ઇતિહાસ, ભાગ ૧, પાન ૨૧૫-૨૧૬.

૭૫. સચ્ચિદાનંદ, મહર્ષિ દયાનંદ સરસ્વતી, પાન ૮૭.

સ્વામીની ૨૭ મે ૧૮૭૬ના રોજ છઠ્ઠીવાર કાશી આવ્યા અને લગભગ અઢી મહિના જેવું રોકાયા. સ્વામીજીનું કાશીમાં સાતમી વાર અને છેલ્લી વાર આગમન ૨૦ નવેમ્બર ૧૮૭૯ના રોજ થયું. આ વખતે તેમનો કાશીવાસ લગભગ સાડા પાંચ મહિના જેવો રહ્યો.

## કાશી શાસ્ત્રાર્થના એક પ્રત્યક્ષદ્રષ્ટા દ્વારા લિખિત વૃત્તાંતમાં પ્રગટ થતું સ્વામી દયાનંદનું વ્યક્તિત્વ[૭૬]

સુપ્રસિદ્ધ કાશી શાસ્ત્રાર્થના ઉભય પક્ષ સંમત લેખક પંડિત સત્યવ્રતજી સામશ્રમીએ શાસ્ત્રાર્થનું 'ચક્ષુર્વૈ સત્યમ્' - આંખે દેખ્યા હાલનું અનુલેખન કર્યું હતું.[૭૭] શાસ્ત્રાર્થની સાથે સાથે તેમણે બંને પક્ષના વિદ્વાનોના તે સમયના હાવભાવોનું પણ અંકન કર્યું છે, જેને વાંચીને એવું લાગે છે કે જાણે આપણી સામે જ આ શાસ્ત્રાર્થ થઈ રહ્યો છે. આ શાસ્ત્રાર્થ વિવરણ વાંચવાથી મહર્ષિ દયાનંદજીની ચલચિત્ર જેવી એક એક સજીવ ગતિશીલ ક્રાંતિકારી મૂર્તિ માનસિક જગતના કલ્પના લોકમાં સહજતાથી વિચરણ કરવા લાગે છે. વિષ્ણુ સ્વામી ચિપળૂણકરે મરાઠી સાહિત્યમાં પુણ્યશ્લોક સ્વામી દયાનંદની વક્તૃત્વ કળાની ગતિશીલ ક્ષણોનું ચિત્રણ કર્યું છે, જેમાં તેમના હાવભાવોની બાહ્ય સ્થિતિને વધારે મહત્ત્વ આપ્યું છે. પરંતુ સામશ્રમીજીએ કાશી શાસ્ત્રાર્થનું અંકન કરવામાં મહર્ષિના હાવભાવોની આંતર તથા બાહ્ય સ્થિતિઓનું એવું ચિત્રણ કર્યું છે કે જેનાથી તેમનું પુનરુત્થાન માટે આઘુપાછું થતું અને ખળભળાટ કરતું સંપૂર્ણ વ્યક્તિત્વ જ આપણી આંખો સમક્ષ ખડું થઈ જાય છે. જોકે ડૉ. ભવાનીલાલ ભારતીયે એકાદ સ્થાને મહર્ષિ દયાનંદ વગેરે શાસ્ત્રાર્થ મહારથી વક્તાઓના આ 'સ્વરૂપ નિર્દેશક વચનો'ના વિષયમાં સંદેહ વ્યક્ત કર્યો છે.[૭૮] છતાંય આ વચનો પરથી જેમ મહર્ષિની વીજળીના લાંબા કે વાંકાચૂંકા લિસોટા જેવી ક્રિયાશીલતા

---

૭૬. આ પ્રકરણ પ્રા. ડૉ. કુશલદેવ શાસ્ત્રી રચિત 'મહર્ષિ દયાનંદ : કાલ ઔર કૃતિત્વ' પુસ્તકમાંથી અનૂદિત તથા સંકલિત છે (પાન ૮૬-૯૭).

૭૭. પંડિત સત્યવ્રત ઉભય પક્ષ દ્વારા સંમત લેખક હતા એ બાબતે ડૉ. જ્વલંતકુમાર શાસ્ત્રીનો મત ભિન્ન છે, જેની વિવેચના આ જ પુસ્તકના છઠ્ઠા પ્રકરણમાં કરવામાં આવી છે.

૭૮. ડૉ. ભવાનીલાલ ભારતીયે લખ્યું છે : "હા, પંડિત મથુરાપ્રસાદ દીક્ષિત દ્વારા પ્રકાશિત શાસ્ત્રાર્થમાં મને એક-બે સ્થાને કૌંસમાં આપવામાં આવેલાં વક્તાના સ્વરૂપ-નિર્દેશક વચનો વિશે સંદેહ છે કે આ વચનો આ જ રૂપે પંડિત સત્યવ્રત સામશ્રમી દ્વારા લિખિત છે કે પછી કંઈક પરિવર્તન કરીને લખવામાં આવ્યાં છે." (ઋષિ દયાનંદ સરસ્વતી કે શાસ્ત્રાર્થ ઔર પ્રવચન, પાન ૨૧૨). ધ્યાતવ્ય છે કે પંડિત મથુરાપ્રસાદ દીક્ષિતે સન ૧૯૧૬માં 'સ્વામી દયાનંદજી કા સચ્ચા કાશી શાસ્ત્રાર્થ' પ્રકાશિત કર્યો હતો, જે પંડિત સત્યવ્રત સામશ્રમીએ 'પ્રત્નકમ્રનંદિની' પત્રિકાના ડિસેમ્બર ૧૮૬૯ના અંકમાં પ્રકાશિત કરેલ વિવરણ પર આધારિત હતો. તેની બીજી આવૃત્તિ ૧૯૬૯માં (કાશી-શાસ્ત્રાર્થ શતાબ્દીના અવસર પર) પુનઃ પ્રકાશિત થઈ હતી.

અને અત્યંત ત્વરિતતાનો પરિચય મળે છે, તેમ તેમના દ્વારા સત્ય સનાતન વેદોક્ત ધર્મની રક્ષા માટેની આકુળતા-વ્યાકુળતા અને બેચેનીનો પણ બોધ થાય છે. આ બેચેની અને તરફડાટનો આભાસ સામાન્ય વાચકોને પણ મળે એટલા માટે મહર્ષિના સ્વરૂપ નિર્દેશક પ્રમુખ હાવભાવ સત્યવ્રત સામશ્રમી લિખિત કાશી શાસ્ત્રાર્થના આધારે 'અથથી ઇતિ' સુધી અહીં પ્રસ્તુત કરવામાં આવે છે :

> દયાનંદ નામના એક સાધુ સદ્ધર્મની સ્થાપના અને પાખંડ ધર્મના વિનાશના સંકલ્પ સાથે અચાનક કાશીનરેશ શ્રીમાન ઈશ્વરીપ્રસાદ નારાયણસિંહની સભામાં આવી પહોંચ્યા અને કહેવા લાગ્યા કે, 'મૂર્તિપૂજા અશાસ્ત્રીય હોવાને કારણે અવેદ્ય છે', એવો મારો મત છે. આ સુનિશ્ચિત કરવા હું શાસ્ત્રાર્થ માટે ઉપસ્થિત થયો છું.' ... બાદમાં (૧૬ નવેમ્બર ૧૮૬૯ના રોજ) નિર્ધારિત સમયે કાશીનરેશ તેમના દ્વારા આમંત્રિત વિવિધ શાસ્ત્ર-વિશારદ શતાધિક પંડિતો, ધનિક વર્ગ, મંત્રીઓ તથા પોતાના પુત્ર યુવરાજ પ્રભુનારાયણસિંહ શર્માની સાથે કાશીમાં દુર્ગાકુંડ નજીક આવેલા આનંદબાગમાં પહોંચ્યા, જ્યાં સ્વામી દયાનંદનો નિવાસ હતો.

શાસ્ત્રાર્થના આરંભમાં જ મહર્ષિ નિર્દેશ આપતાં કહે છે કે, - 'एक एव वदेत् नान्यः' – એક જ વ્યક્તિ બોલે, બીજી વ્યક્તિ [વચ્ચે] ન બોલે. સ્વામી દયાનંદજી જ્યારે એમ કહે છે કે, 'सर्वे वेदा नहि मे कंठस्थाः' – મને બધા વેદો કંઠસ્થ નથી, ત્યારે બધા વિપક્ષી સભ્યો હસે છે અને સ્વામી વિશુદ્ધાનંદ હાવી થઈને ગર્જના કરતાં કહે છે કે, તો પછી તમે આવો બકવાસ શા માટે કરો છો ? આ સાંભળીને દયાનંદ આવેશ, જોશ અને ક્રોધમાં આવીને વિશુદ્ધાનંદ સમક્ષ બેસીને પ્રત્યુત્તર આપે છે કે, 'तवास्ते किं सर्वम् उपस्थितम् ?' - શું તમને સર્વ શાસ્ત્રો કંઠસ્થ છે ? પછી દયાનંદ તેમને ધર્મનાં લક્ષણ વિશે પ્રશ્ન કરે છે : 'धर्मस्य किं लक्षणम् ? वद !' અને જ્યારે વિશુદ્ધાનંદ ધર્મનું એક જ લક્ષણ કહે છે, ત્યારે દયાનંદ હસે છે અને તેઓ ધર્મનાં દસ લક્ષણો કહી સંભળાવે છે. જ્યારે તારાચરણ કહે છે કે, ધર્મનાં આ લક્ષણો તો અનુમાપક (જ્ઞાપક) હેતુ છે, લક્ષણો નથી; ત્યારે દયાનંદ તારાચરણની સંમુખ બેસીને કહે છે કે, 'किं अनर्थं गर्जसे ? अधर्मस्य लक्षणं वद !' – શું નિરર્થક બોલો છો ? તમે અધર્મનાં લક્ષણ કહો. તારાચરણ ઉત્તરમાં કહે છે કે, બૂરું અદૃષ્ટ ઉત્પન્ન કરનાર અધર્મ હોય છે. દયાનંદ તારાચરણના આ ઉત્તરનો અસ્વીકાર કરતાં કહે છે કે, 'किं त्वया कोलाहलेन ।' – તમારા આ કોલાહલ (નિરર્થક ભાષણ)નો શો લાભ ?[૭૯]

---

૭૯. અધર્મનાં લક્ષણોમાં શ્રુતિ-સ્મૃતિનું પ્રમાણ ન આપીને તારાચરણે પોતાની સંસ્કૃતમાં લક્ષણ બતાવ્યું. આથી સ્વામીજીએ 'કોલાહલ' શબ્દનો પ્રયોગ કર્યો. જેમ કોલાહલમાં શબ્દ સંભળાય છે, પરંતુ અર્થ-જ્ઞાન થતું ન હોવાથી એ નિરર્થક હોય છે, તે જ રીતે તારાચરણનું આ કથન પણ નિરર્થક છે. આ તેનો ભાવ છે. (ऋषि दयानंद सरस्वती के शास्त्रार्थ और प्रवचन, પાન ૨૨૧, પાદટીપ)

કાશી શાસ્ત્રાર્થનાં કલાકારો દ્વારા દોરેલ કલ્પિત ચિત્રો જોઈને હું પહેલાં એવું સમજતો હતો કે, મહર્ષિ દયાનંદે આ શાસ્ત્રાર્થ કોઈ એક જ સ્થાને આસન લગાવીને કર્યો હશે. પરંતુ સત્યવ્રત સામશ્રમી લિખિત શાસ્ત્રાર્થનું વિવરણ વાંચ્યું ત્યારે મને સમજાયું કે, આ પૂરા શાસ્ત્રાર્થ દરમિયાન મહર્ષિ કોઈ એક જ સ્થાને બેસી રહ્યા નથી, પરંતુ ક્યારેક પ્રતિવાદી સ્વામી વિશુદ્ધાનંદની સામે બેઠા છે, તો ક્યારેક પંડિત તારાચરણની સામે. આ શાસ્ત્રાર્થમાં આપણને મહર્ષિ દયાનંદનાં અનેક ગતિશીલ રૂપ નજરે પડે છે; કારણ કે શ્રી સામશ્રમી દ્વારા અંકિત કાશી શાસ્ત્રાર્થનાં શબ્દચિત્રો જડ મોડલ નથી, પરંતુ ચેતન - જીવંત ચિત્રો છે. આ શબ્દચિત્રો એવી ક્ષણોમાં લેવામાં આવેલ છે કે જ્યારે જેનું ચિત્ર લેવામાં આવી રહ્યું હતું ત્યારે તે વ્યક્તિ પોતાની સ્વાભાવિક મુદ્રામાં હતી અને તેને એ સમયે એટલે કે શાસ્ત્રાર્થ સમયે એ વાતનો બિલકુલ ખ્યાલ નહોતો કે શાસ્ત્રાર્થ ઉપરાંત અમારી મુખમુદ્રાઓ અને ગતિવિધિઓને પણ કોઈ શબ્દચિત્રોમાં અંકિત કરી રહ્યું છે. આથી આ શબ્દચિત્રો ચિત્રશાળામાં લેવામાં આવતાં પેલાં ચિત્રો સમાન નથી કે જ્યારે વ્યક્તિને સામે ઊભી રાખીને તેને ચિત્રિત કરવામાં આવતી હોય, પરંતુ એ ચિત્રો સમાન છે કે જ્યારે ચિત્રણીય વ્યક્તિ સચેતન અને ગતિશીલ હોય, પરંતુ તેને એ વાતની ખબર નથી હોતી કે કલાકાર ફક્ત તેમની ધ્વનિનું અંકન (ઓડિયો રિકોર્ડિંગ) જ નથી કરી રહ્યો, પરંતુ દૃશ્યનું અંકન (વીડિયો રિકોર્ડિંગ) પણ કરી રહ્યો છે.

જ્યારે સ્વામી વિશુદ્ધાનંદે આકાશને 'स एव ईश्वरः' કહ્યું ત્યારે સ્વામી દયાનંદ તેમનો ઉપહાસ કરતાં કહે છે કે, 'स-ए-व ईश्वरः' - એ આકાશ જ ઈશ્વર છે ! આ જોઈ પંડિત તારાચરણથી ન રહેવાયું. તેઓ ઉદ્વિગ્ન થઈ ગયા. તેમણે કહ્યું કે, સ્વામીજી ! આવું મોઢું કરવાનો ('कोऽर्थः ?') - શો અર્થ (લાભ) છે ? આથી સ્વામી દયાનંદ ક્રોધ અને રોષમાં આવીને પંડિત તારાચરણને પૂછે છે, 'कोऽर्थः ? कोऽर्थः ? अर्थसंज्ञा कस्य ?' - શો અર્થ છે ? શો અર્થ છે ? શું કહો છો ? બતાવો, અર્થ સંજ્ઞા કોની છે ?

આ શાસ્ત્રાર્થમાં આપણને સ્વામી દયાનંદ ક્યારેક સ્વામી વિશુદ્ધાનંદ દ્વારા પોતાની પીઠ પર રાખેલ હાથને બળપૂર્વક હટાવતા, તો ક્યારેક લાલ આંખ કરીને ગર્જના કરતાં નજરે પડે છે. ક્યારેક ચાર જણાથી ઘેરાયેલ અને હાથમાં ડંડો લઈને ઉચ્ચ સ્વરે બડબડાહટ કરતાં દેવદત્તને હસી-મજાકમાં લેતાં દૃષ્ટિગોચર થાય છે, તો ક્યારેક ધૃષ્ટ અને ઉદ્દંડ દેવદત્તને ઉર્ધ્વમૂખ થઈને નિર્ભીકતાથી અને ગુસ્સાથી એકીટસે જોતાં નજરે પડે છે. ક્યારેક (વિશુદ્ધાનંદ દ્વારા બતાવવામાં આવતા) પાનાંને બાજુ પર મૂકતાં જોવા મળે છે, તો ક્યારેક છાંદોગ્ય ઉપનિષદના શ્લોકનો સસ્વર પાઠ કરતાં જોવા મળે છે. ક્યારેક પ્રતિપક્ષી બંગાળી વિદ્વાન પંડિત તારાચરણ દ્વારા 'કથય' શબ્દનું 'કથોય' એવું બંગાળી અસાધુ ઉચ્ચારણ કરવા પર તેમનો ઉપહાસ કરતાં કહે છે કે, 'કો થાય, કો થાય, હાઃ હાઃ હાઃ' અને અંતમાં આપણે સ્વામીજીને શતપથ બ્રાહ્મણનાં પાનાં ઊલટપૂલટ કરતાં જોઈએ છીએ. મહર્ષિની આ બધી ગતિવિધિઓ જોતાં એ તો સ્પષ્ટ થાય છે કે, તેઓ ફક્ત પ્રીતિપૂર્વક વ્યવહાર કરનાર જ ન હતા, પરંતુ સમય આવ્યે તેઓ વૈદિક ધર્મના યથાર્થ સ્વરૂપની રક્ષા

માટે યથાયોગ્ય વ્યવહાર કરતા પણ ખચકાટ અનુભવતા ન હતા. એવી પરિસ્થિતિઓમાં કદાચ સ્વામીજીનો મન્યુ પણ ગર્જના કરીને પોકારી ઉઠતો હશે :

**अग्रतश्चतुरो वेदाः, पृष्ठतः सशरं धनुः ।**
**उभाभ्यामपि समर्थोऽस्मि, शापादपि शरादपि ॥**[૮૦]

મહર્ષિ કાશી શાસ્ત્રાર્થના સમય (૧૮૬૯) સુધી ફક્ત કૌપીન જ ધારણ કરતા હતા. આથી કાશી શાસ્ત્રાર્થનાં કાલ્પનિક ચિત્રોમાં બધે જ તેમને દિગંબર (માત્ર કૌપીન પહેરેલા) જ બતાવવામાં આવ્યા છે. ડૉ. જ્વલંતકુમાર શાસ્ત્રીના મતાનુસાર કાશીનરેશ તથા અન્ય વિદ્વાનોની તુલનામાં સ્વામી દયાનંદ તથા સ્વામી વિશુદ્ધાનંદનાં ચિત્રો અધિક પ્રામાણિક લાગે છે.[૮૧] ચિત્રો પરથી એ પણ પ્રતીત થાય છે કે, સ્વામી વિશુદ્ધાનંદ પણ તે સમયે એક ખાસ પ્રકારની માળા અને કૌપીન ધારણ કરનારા સંન્યાસી હતા, કારણ કે કાશી શાસ્ત્રાર્થનાં કલ્પિત ચિત્રોમાં તેઓ પણ આ જ રૂપે જોવા મળે છે.

પ્રો. ભવાનીલાલ ભારતીયના 'મહર્ષિ દયાનંદ કે ભક્ત, પ્રશંસક ઔર સત્સંગી' પુસ્તકમાં સ્વામી વિશુદ્ધાનંદજીનું જે રેખાચિત્ર પ્રકાશિત થયું છે, તે પણ કોઈ અસલી ચિત્ર પર આધારિત લાગે છે. તેમાં પણ તેઓ ફક્ત કૌપીન ધારણ કરેલ છે.[૮૨] કાશી શાસ્ત્રાર્થનાં ચિત્રોની તુલનામાં તેમાં માત્ર એટલો જ ફરક છે કે, કૌપીન અને માળા ઉપરાંત કદાચ વૃદ્ધાવસ્થાને કારણે તેમણે માથા પર એક ખાસ પ્રકારની ટોપી પણ પહેરી છે. સ્વામી વિશુદ્ધાનંદની આ ટોપી 'મહર્ષિ દયાનંદ કે ભક્ત, પ્રશંસક ઔર સત્સંગી'માં પ્રકાશિત કાશીનરેશની ટોપી સાથે ઘણી સમાનતા ધરાવે છે.[૮૩] આથી સંભવ છે કે તે સમયે આ પ્રકારની ખાસ ટોપી પહેરવાનું પ્રચલન રહ્યું હોય.

શાસ્ત્રોમાં લખ્યું છે કે, જ્યાં બ્રાહ્મણત્વ અને ક્ષત્રિયત્વ સાથે સાથે વિચરણ કરે છે, એ દેશને પુણ્યવાન અને સૌભાગ્યશાળી સમજવો. ઓગણીસમી સદીમાં મહર્ષિ દયાનંદના માધ્યમથી આર્યાવર્તને પુણ્યવાન થવાનું આ ગૌરવ પ્રાપ્ત થયું. 'સ્વામી દયાનંદનું શરીર હૃષ્ટ-પૃષ્ટ અને સુદીર્ઘ હતું. તેમના પ્રત્યેક અંગથી બ્રહ્મચર્યનું તેજ પ્રકાશિત થતું હતું. તેમનામાં હરક્યૂલિસ જેવું અતુલનીય શારીરિક બળ હતું... આ જ બળના આધારે તેઓ દુષ્ટોની સાથે પણ શાસ્ત્રાર્થ કરવા ઉદ્યત રહેતા હતા.'[૮૪] સ્વામી શ્રદ્ધાનંદજીએ લખ્યું છે :

---

૮૦. અર્થ : મારી આગળ ચાર વેદ છે અને પાછળ બાણ અને ધનુષ્ય છે. હું શાસ્ત્રાર્થ અને યુદ્ધ બંને માટે તૈયાર છું.

૮૧. 'વેદવાણી'નો જાન્યુઆરી ૧૯૮૭નો અંક, પાન ૪૨-૪૩.

૮૨. આ ચિત્ર આ જ પુસ્તકના છઠ્ઠા પ્રકરણમાં પાન ૨૬૩ પર આપવામાં આવ્યું છે.

૮૩. ભવાનીલાલ ભારતીય, મહર્ષિ દયાનંદ કે ભક્ત, પ્રશંસક ઔર સત્સંગી, પાન ૨૧, ૨૫.

૮૪. હિંદી ગદ્ય સાહિત્ય, લેખક : ડૉ. ચં.સી. સોનવણે વેદાલંકાર, પાન ૩૮.

'કાશીમાં તો એવો પ્રવાદ ફેલાયો હતો કે...જે કોઈ પંડિત સ્વામી દયાનંદની સાથે શાસ્ત્રાર્થ કરવા જાય છે તે તેમના તેજથી દબાઈ જાય છે.'[૮૫] શ્રી હરિઔધ (અયોધ્યાસિંહ ઉપાધ્યાય) અનુસાર 'જે પ્રકારનો શાસ્ત્રાર્થ તેમણે (સ્વામીજીએ) પ્રચલિત કર્યો, એવો શાસ્ત્રાર્થ એ સમય સુધી અજ્ઞાત હતો.'[૮૬] ખંડનાત્મક ભાષણોમાં સ્વામીજીની વક્તૃત્વ શક્તિ ચરમ સીમાએ પહોંચી જતી. 'તેમનાં ભાષણોના સામર્થ્યના કારણે જ પ્રતિપક્ષીઓ તેમનાં ભાષણોમાં વારંવાર વ્યવધાનો નાખવાનો અસફળ પ્રયાસ કરતા હતા.'[૮૭] ભારતેન્દુ યુગના નાટકીય સંવાદોમાં પણ મહર્ષિ દયાનંદના શાસ્ત્રાર્થોનો સ્પષ્ટ પ્રભાવ જોઈ શકાય છે. ડૉ. સ્વામી સત્યપ્રકાશના મત અનુસાર આ જ શાસ્ત્રાર્થ શૈલીમાં લિખિત 'સત્યાર્થપ્રકાશે હિંદીના દાર્શનિક ગ્રંથોની શૈલીને જન્મ આપ્યો.'[૮૮]

આ રીતે પોતાની અદ્‌ભુત શાસ્ત્રાર્થ પ્રણાલીને કારણે જ મહર્ષિ દયાનંદ ઉચ્ચ વૈદિક વિદ્વાન, શંકરાચાર્ય સમાન, પ્રતિપક્ષીઓની બોલતી બંધ કરી દેનારા અનુપમેય તાર્કિક, મહાન યોગ્યતા તથા અસાધારણ બુદ્ધિના જ્યોતિર્ધર મહાપુરુષ રૂપે સુપ્રસિદ્ધ થયા. મહર્ષિ દયાનંદજીની પ્રચંડ તાર્કિકતા અને એકલા હાથે અનેક મોરચે સંઘર્ષશીલ રહેવાની ક્ષમતા પર રાષ્ટ્રકવિ રામધારીસિંહ 'દિનકર'એ સટીક ટિપ્પણી[૮૯] કરતાં લખ્યું છે :

> વેદને છોડીને કોઈ બીજા ધર્મગ્રંથો પ્રમાણ નથી - આ સત્યનો પ્રચાર કરવા માટે સ્વામીજીએ સંપૂર્ણ દેશનો પ્રવાસ કર્યો અને તેઓ જ્યાં જ્યાં ગયા ત્યાં ત્યાં જૂની પરંપરાના પંડિતો અને વિદ્વાનો તેમનાથી પરાજિત થતા રહ્યા. સ્વામીજી સંસ્કૃત ભાષાનું અગાધ જ્ઞાન ધરાવતા હતા. તેઓ ધારાપ્રવાહ સંસ્કૃત બોલતા હતા. સાથે સાથે તેઓ પ્રચંડ તાર્કિક હતા. તેમણે ખ્રિસ્તી અને મુસ્લિમ ધર્મગ્રંથોનું પણ સારી રીતે મંથન કર્યું હતું. એટલા માટે તેમણે એકલાહાથે ત્રણ ત્રણ મોરચે સંઘર્ષ કર્યો. બે મોરચા તો ખ્રિસ્તી અને ઈસ્લામના જ હતા. આ ઉપરાંત એક ત્રીજો મોરચો સનાતનધર્મી હિંદુઓનો હતો, જેમની સાથે ઝૂઝવા માટે સ્વામીજીને અગણિત અપમાન, કુત્સા, કલંક અને કષ્ટ સહન કરવાં પડ્યાં. તેમના પ્રચંડ શત્રુઓ ખ્રિસ્તીઓ અને મુસલમાનો નહિ, પરંતુ સનાતની હિંદુઓ જ નીકળ્યા; અને એવું કહેવાય છે કે આવા હિંદુઓએ રચેલા ષડ્‌યંત્રના કારણે જ તેમનો પ્રાણાંત પણ થયો. દયાનંદે બુદ્ધિવાદની જે મશાલ પ્રગટાવી હતી તેનો કોઈ જવાબ નહોતો. તેઓ જે કંઈ કહેતા હતા તેનો ઉત્તર ન તો મુસલમાનો પાસે

---

૮૫. સ્વામી શ્રદ્ધાનંદ, આત્મકથા - કલ્યાણ માર્ગ કા પથિક, પાન ૧૯.

૮૬. હિંદી ભાષા ઔર સાહિત્ય કા ઈતિહાસ, પાન ૬૫૬.

૮૭. એજન, પાન ૬૫૬.

૮૮. હિંદી ગદ્ય સાહિત્ય, લેખક : ડૉ. ચં.સી. સોનવણે વેદાલંકાર, પાન ૬૯.

૮૯. હિંદી ગદ્યનો વિકાસ, આકાશવાણી પુસ્તકમાલા, પાન ૧૯.

હતો, ન તો ખ્રિસ્તીઓ પાસે હતો અને ન તો પુરાણો પર અવલંબિત હિંદુ પંડિતો અને વિદ્વાનો પાસે હતો... અનેક સમજદાર લોકો મનોમન અનુભવ કરવા લાગ્યા હતા કે, હકીકતમાં પૌરાણિક ધર્મમાં કોઈ સાર નથી.[૯૦]

મહર્ષિ દયાનંદના સંદર્ભમાં એ વાત હંમેશાં સ્મરણ રાખવા યોગ્ય છે કે, તેમની પાખંડો પર કુઠારાઘાત કરનારી તર્ક-ચિંતન પ્રધાન શાસ્ત્રાર્થ શૈલી માનવીય સંવેદનાથી પૂરી ઓતપ્રોત હતી. શ્રી સુરેન્દ્રકુમાર કાદિયાણ અનુસાર :

મહર્ષિ દયાનંદથી એ સહન થઈ શકતું ન હતું કે, 'વિશ્વવારા સંસ્કૃતિનો ઉન્નાયક આર્યાવર્ત વેદવિરુદ્ધ સંપ્રદાયોનું અજાયબઘર - મ્યુઝિયમ બનીને રહી જાય અને પીર-પયગંબરો કે કલ્પિત અવતારોનાં ચરણોમાં નતમસ્તક થઈને ઈશ્વર તથા યોગનો માર્ગ ત્યજી દે....એટલા જ માટે તેમણે આ ભયંકર રોગના ઉપચાર માટે જ તીખી ઔષધિનો પ્રયોગ કર્યો હતો. પરંતુ ખૂજલીના રોગીને ખૂજલાવામાં જેટલી મજા આવે છે, એટલી મજા તેને ઔષધ-સેવનમાં નથી આવતી. પરિણામસ્વરૂપે આવા કૃતઘ્ન પ્રાણીઓમાં ઉપચાર કરનાર પ્રત્યે કૃતજ્ઞતાના ભાવ જાગ્રત થતા નથી અને તેઓ અજ્ઞાનની ખીણોમાં વિચરણ કરતાં કરતાં જ જીવન સમાપ્ત કરી દે છે.[૯૧]

આ રીતે અહીં મહર્ષિ દયાનંદની વેદ પ્રામાણ્યવાદી શાસ્ત્રાર્થ શૈલી, તેમની શાસ્ત્રાર્થ હેતુ વિજ્ઞાપનો દ્વારા પડકાર ફેંકવાની પદ્ધતિ, દહેરાદૂન, રુડકી, મેરઠ, મુંબઈ વગેરે સ્થાને શાસ્ત્રાર્થ પહેલાં મહર્ષિના નિર્દેશનમાં નિર્ધારિત શરતોને આધારે તૈયાર કરવામાં આવેલ શાસ્ત્રાર્થ નિયમાવલીઓ, કાશી શાસ્ત્રાર્થના બંને પક્ષો સંમત વિદ્વાન અનુલેખક દ્વારા શબ્દબદ્ધ કરવામાં આવેલ મહર્ષિના હાવભાવોની સજીવ ભવ્યાત્મક ઝાંખી તથા દિગ્વિજયી શાસ્ત્રાર્થ મહારથી રૂપે મહર્ષિ દયાનંદજીના મહાન વ્યક્તિત્વ તરફ સંકેત કરવાનો વિનમ્ર પ્રયાસ કરવામાં આવ્યો છે. આ પ્રયાસ એ આશા અને વિશ્વાસ સાથે કરવામાં આવ્યો છે કે, મહર્ષિ-સંતાનો વેદ-વિદ્યા-વિલાસી થઈને બ્રાહ્મ બળ અને ક્ષાત્ર બળથી વિભૂષિત થઈ બ્રહ્માથી લઈને દયાનંદ પર્યંતના મહર્ષિઓનું ઋણ ચૂકવાનો ભરસક પ્રયાસ કરશે.[૯૨]

## શાસ્ત્રાર્થ સ્થળે વેદાદિ ગ્રંથોનો શોચનીય અભાવ

કાશી-શાસ્ત્રાર્થના વિવરણ પરથી પ્રતીત થાય છે કે શાસ્ત્રાર્થ સમયે શાસ્ત્રાર્થ સ્થળ પર વેદ વગેરે શાસ્ત્રો ઉપલબ્ધ ન હતાં.

---

૯૦. રામધારીસિંહ 'દિનકર', સંસ્કૃતિ કે ચાર અધ્યાય, પાન ૪૬૬.

૯૧. 'પરોપકારી'ના ફેબ્રુઆરી ૧૯૭૭ના અંકમાં પ્રકાશિત 'દયાનંદ પ્રણીત ખંડન શૈલી કી મહત્તા' લેખ (પાન ૧૬-૧૭).

૯૨. કુશલદેવ શાસ્ત્રી, મહર્ષિ દયાનંદ : કાલ ઔર કૃતિત્વ, પાન ૮૬-૯૭.

શાસ્ત્રાર્થના આરંભમાં જ સ્વામી દયાનંદે કાશીનરેશને આ વિશે પૂછ્યું હતું કે, આપ વેદોનાં પુસ્તકો લઈને આવ્યા છો કે નહિ ? આ પ્રશ્નના ઉત્તરમાં કાશીનરેશે કહ્યું કે, પંડિતોને સંપૂર્ણ વેદ કંઠસ્થ છે; પુસ્તકોનું શું પ્રયોજન છે ? સ્વામીજીએ તરત જ તેનો સરળ અને ઉચિત ઉત્તર આપતાં કહ્યું કે, પુસ્તકો વિના પૂર્વાપરનાં - આગળ-પાછળનાં પ્રકરણોનો ઠીક-ઠીક વિચાર થઈ શકતો નથી. સ્વામીજીને કદાચ એ આશંકા પણ હશે કે શાસ્ત્રાર્થ દરમિયાન પ્રતિપક્ષી પંડિતો વેદવચનના નામે કોઈ ભળતું કે સ્વ-રચિત વાક્ય પ્રમાણના નામે પ્રસ્તુત કરી દે તો તત્કાળ તેને અયોગ્ય સિદ્ધ કરી શકાય અને એ જ રીતે પોતાના દ્વારા પ્રસ્તુત કરવામાં આવતા વેદવચન પર જો પંડિતો શંકા કરે તોપણ તત્કાળ વેદ ગ્રંથો ખોલીને તેની ખરાઈ સિદ્ધ કરી શકાય.

પંડિત સત્યવ્રત સામશ્રમી દ્વારા લિખિત કાશી શાસ્ત્રાર્થના વિવરણ અનુસાર આ શાસ્ત્રાર્થમાં એક તબક્કે સ્વામી વિશુદ્ધાનંદ 'यद्युह वा श्मशानं यच्छूद्रस्तस्माच्छूद्रसमीपे नाध्येतव्यम्' (અર્થાત્ જે શૂદ્ર છે તે સાક્ષાત્ શ્મશાન છે, માટે શૂદ્રની પાસે વેદોનું ઉચ્ચારણ ન કરવું જોઈએ) - આ વાક્ય કહે છે. ત્યારે સ્વામી દયાનંદ પૂછે છે કે, આ વચન સંહિતાનું છે કે બ્રાહ્મણ-ગ્રંથનું ? વિશુદ્ધાનંદ કશો ઉત્તર આપતા નથી. આથી સ્વામી દયાનંદ કાશીનરેશની સંમુખ થઈને કહે છે કે, મેં કાલ રાતે મારી પાસે આવેલ રાજપુરુષના માધ્યમથી આપને સૂચના આપી હતી કે, વિચાર (શાસ્ત્રાર્થ) સમયે પુસ્તકો ઉપલબ્ધ રાખજો. આ સાંભળીને કાશીનરેશ ધીરેથી કહે છે કે, પંડિતોને બધા ગ્રંથો કંઠસ્થ જ છે.[૯૩]

આ શાસ્ત્રાર્થ દરમિયાન આપણે સ્વામીજીને અન્યત્ર પણ '...निरुक्तम् अस्य मन्त्रस्य पश्य ब्राह्मणं चेति' - આ મંત્રનો નિરુક્ત તથા બ્રાહ્મણ-ગ્રંથમાં અર્થ જુઓ, 'पुस्तकमानय' - પુસ્તક લાવો - આવું આવું કહેતાં જોઈએ છીએ.

આ શાસ્ત્રાર્થ દરમિયાન દેવદત્ત નામના એક અશિષ્ટ પંડિતે હાથમાં ડંડો લઈને ઉચ્ચ સ્વરમાં સ્વામીજીનો ઉપહાસ કરીને તેમને ડરાવવાનો પ્રયાસ કરતાં કહ્યું : 'શો બકવાસ કરે છે તું કે વેદોનાં પુસ્તકો અહીં રાખવાં જોઈએ, વેદોનાં પુસ્તકો અહીં રાખવાં જોઈએ ? વેદ કેટલા છે ?...શું તને ખબર નથી કે આ કાશીપુરી છે ?' તે આ સભા વચ્ચે સ્વામીજી સામે આવું આવું બરાડ્યો. છતાંય સ્વામીજીએ તેને પ્રસન્નવદને યોગ્ય ઉત્તર આપ્યો. આથી આપણે કલ્પના કરી શકીએ છીએ કે સ્વામી દયાનંદે કેવા પ્રતિકૂળ વાતાવરણમાં આવા અનેક વિરોધીઓ વચ્ચે બેસીને આ શાસ્ત્રાર્થ કર્યો હતો. છતાંય સ્વામીજી એટલા બધા ઉદાર હતા કે તેમણે પોતાની પ્રત્યે આચરવામાં આવેલ આવા અભદ્ર, અન્યાયપૂર્ણ અને ઉદ્ધંડતાભર્યા દુર્વ્યવહારનો ક્યાંય ઉલ્લેખ સુધ્ધાં કર્યો નથી.

આ શાસ્ત્રાર્થમાં આગળ જતાં સ્વામી વિશુદ્ધાનંદ સ્વામી દયાનંદને વેદાંત દર્શનના रचनानुपपत्तेश्च नानुमानम् (વેદાંતદર્શન : ૨.૨.૧) સૂત્રનું વેદોમાં મૂળ બતાવવાનો આગ્રહ

---

૯૩. ઋષિ દયાનંદ સરસ્વતી કે શાસ્ત્રાર્થ ઔર પ્રવચન, પાન ૨૨૯-૨૩૦.

કર્યો ત્યારે પણ સ્વામી દયાનંદે શાસ્ત્રાર્થને પ્રકારાંતરમાં જવાથી બચાવવા માટે ફરી કહ્યું કે, જો કોઈને કંઠસ્થ ન હોય તો પુસ્તક જોઈને કહી શકાય છે. વિશુદ્ધાનંદે કહ્યું કે, જો તમને કંઠસ્થ ન હોય તો પછી કાશીમાં શાસ્ત્રાર્થ કરવા કેમ ઉદ્યત થયા ? ત્યારે સ્વામી દયાનંદજીએ કહ્યું કે, શું આપને બધું જ કંઠસ્થ છે ? સ્વામી વિશુદ્ધાનંદે ગર્વોક્તિ પૂર્વક કહ્યું કે, હા, મને બધું જ કંઠસ્થ છે. પરંતુ જ્યારે સ્વામી દયાનંદે તેમને ધર્મનું સ્વરૂપ અને લક્ષણ પૂછ્યાં તો તેઓ એ પ્રશ્નના ઉત્તરમાં શ્રુતિ કે સ્મૃતિનું એક પણ પ્રમાણ આપી શકયા નહિ અને તેમણે મૌન સાધવામાં જ ભલાઈ સમજી. આમ તેમના કંઠસ્થ શાસ્ત્રીય જ્ઞાનની હકીકત એકદમ ઉઘાડી પડી ગઈ. કાશીના બીજા પ્રમુખ પંડિત બાલશાસ્ત્રીના પણ કંઈક આવા જ હાલ થયા. સ્વામી દયાનંદે તેમને અધર્મનાં લક્ષણ જણાવવા કહ્યું, પરંતુ તેઓ પણ અધર્મનાં લક્ષણ ન બતાવી શક્યા અને મૌન રહ્યા. આ શાસ્ત્રાર્થમાં આવા બીજા પ્રસંગો પણ આવ્યા કે જ્યારે કાશીના પંડિતો સ્વામીજીની વાતનો કોઈ જ ઉત્તર આપી શક્યા નહિ.

આ શાસ્ત્રાર્થમાં આગળ જતાં કાશીના પંડિતોએ યજુર્વેદના પંદરમા અધ્યાયનો ૫૪મો મંત્ર 'उद्‌बुध्यस्वाग्ने प्रति जागृहि त्वमिष्टापूर्त्ते सꣳसृजेथामयं च' - આ મંત્ર પ્રસ્તુત કર્યો અને આ મંત્રના 'पूर्त्त' શબ્દનો અર્થ પાષાણ વગેરેની મૂર્તિઓનું પૂજન ગ્રહણ કરવાનો દુરાગ્રહ કર્યો. ત્યારે સ્વામી દયાનંદે કહ્યું કે, આ 'पूर्त्त' શબ્દ પૂર્તિનો વાચક છે. તેનાથી વાવ, કૂવો, તળાવ અને આરામ (ધર્મશાળા)નું ગ્રહણ થાય છે; અન્યનું નહિ. આ શબ્દથી પથ્થર વગેરેમાંથી બનાવેલી મૂર્તિનું પૂજન ક્યારેય ગ્રહણ થઈ શકતું નથી. જો શંકા હોય તો આ મંત્રનાં નિરુક્ત અને બ્રાહ્મણ જુઓ.

આગળ જતાં આ શાસ્ત્રાર્થ પુરાણ શબ્દ અને તેના અર્થ પર જઈને થોડી વાર માટે થંભી ગયો. સ્વામી વિશુદ્ધાનંદે પોતાના પક્ષમાં બૃહદારણ્યક ઉપનિષદ્ (૨.૪.૧૦)નું 'एतस्य...व्याख्यानानि' - આ વચન કહ્યું અને કહ્યું કે, આ મંત્રમાં આ બધું જ પઠિત છે; આનું પ્રમાણ છે કે નહિ ? તેમણે સ્વામી દયાનંદને પૂછ્યું કે, અહીં પુરાણ શબ્દ કોનું વિશેષણ છે ? આ પ્રશ્નના ઉત્તરમાં સ્વામીજીએ કહ્યું કે, 'पुस्तकमानय पश्चाद्विचारः कर्त्तव्यः इति' અર્થાત્ પુસ્તક લઈ આવો એટલે આનો વિચાર થાય. પરંતુ અહીં ક્યાં પુસ્તકો રાખવામાં આવ્યાં હતાં? અહીં તો માત્ર ચાલાકી જ હતી ! માધવાચાર્યે 'ब्राह्मणानीतिहासः पुराणानीति' પાઠયુક્ત ગૃહ્યસૂત્રનાં બે પાનાં 'આ વેદનાં પાનાં છે' એમ કહીને પ્રસ્તુત કરી દીધાં. પુરાણ શબ્દ વિષયક આ ઊહાપોહમાં સ્વામી દયાનંદે પુરાણને ઈતિહાસનું વિશેષણ બતાવતાં છાંદોગ્ય ઉપનિષદ્ આધારિત (૭.૧.૪, ૭.૭.૧) 'इतिहासः पुराणः पञ्चमो वेदानां वेदः' ઈત્યાદિ વચન ઉદ્ધૃત કર્યાં, પરંતુ વામનાચાર્ય વગેરે કાશીના પંડિતોએ કહ્યું કે, આવો પાઠ વેદોમાં[૯૪] ક્યાંય છે જ નહિ. ત્યારે સ્વામી દયાનંદે આત્મવિશ્વાસપૂર્વક

૯૪. ઉપનિષદોને પણ આ પંડિતો 'વેદ' જ માનતા-કહેતા હતા.

કહ્યું કે, જો વેદમાં[૯૫] આ પાઠ ન હોય તો મારો પરાજય થાય અને જો હોય તો તમારો પરાજય થાય, આ પ્રતિજ્ઞા લખી આપો. સ્વામીજીની આ વાત સાંભળીને બધા પંડિતો ચૂપ થઈ ગયા. આ વિશે પ્રા. રાજેન્દ્ર 'જિજ્ઞાસુ'એ ટિપ્પણી કરી છે :

> મહર્ષિ દયાનંદને કેટકેટલું કંઠસ્થ હતું ! તેમની અસાધારણ સ્મરણ-શક્તિ વિશે શું કહેવું ! કાશીના પંડિતો શાસ્ત્રાર્થનો મુખ્ય વિષય છોડીને ક્યાં ક્યાં ભટકતા રહ્યા. કાશીના આ ઘાયલ પંડિતોની દુર્દશા જોવા જેવી હતી. એક પછી બીજો ઊભો થતો રહ્યો અને પાછળ હટતો રહ્યો.[૯૬]

સ્વામી દયાનંદના દેવેન્દ્રનાથ મુખોપાધ્યાય દ્વારા સંગૃહીત જીવનચરિતમાં પણ આ વિશે ટિપ્પણી કરતાં લખ્યું છે :

> કેટલાક લોકોનું કહેવું છે કે, શાસ્ત્રાર્થ સમયે માધવાચાર્યે જે પુરાણાં પાનાં પ્રસ્તુત કર્યાં હતાં, તેમાં આવતા 'ब्राह्मणानीतिहासपुराणानि' આ વાક્યના 'પુરાણ' શબ્દને સ્વામીજીએ વિશેષણ બતાવ્યો, એ ઠીક નથી. આક્ષેપકર્તા કહે છે કે, પ્રાચીન સાહિત્યમાં 'પુરાણ' શબ્દ અનેક સ્થાને વિશેષ્યના રૂપમાં વ્યવહૃત થયો છે. સાયણાચાર્યે પોતાની વેદભાષ્ય ભૂમિકામાં લખ્યું છે કે, "વેદના જે અંશોમાં સૃષ્ટિ વગેરેની કથા છે, તેનું નામ 'પુરાણ' છે." પરંતુ આ આક્ષેપ ઠીક નથી. પહેલી વાત તો એ છે કે, જ્યારે સ્વામીજીએ ઉક્ત વાક્યમાં આવતા 'પુરાણ' શબ્દને વિશેષણ બતાવ્યો હતો અને ઉદાહરણમાં છાંદોગ્ય ઉપનિષદનું વાક્ય 'इतिहासः-पुराणः पञ्चमो वेदानां वेदः'[૯૭] કહીને 'પુરાણ' શબ્દને વિશેષણના રૂપમાં વ્યવહૃત થતો દર્શાવ્યો હતો, ત્યારે પંડિતો તેનો કંઈ જ ઉત્તર આપી શક્યા નહોતા. જો આ મુદ્દે સ્વામીજીનો પક્ષ નિર્બળ હોત, તો પંડિતો તેમને ક્યારેય ત્યાંથી ખસવા ન દેત. અને તેમણે સ્વામીજીની નિર્બળતા પ્રગટ કરીને તેમને ખુલ્લા મેદાનમાં પરાજિત કરીને યશ અને કીર્તિ પ્રાપ્ત કરવાનો પ્રયાસ કર્યો હોત અને અન્યાય અને અસદ્ વ્યવહારનું અવલંબન કરીને પોતાના નામને બટ્ટો ન લગાડ્યો હોત. બીજું જો એમ પણ માની લઈએ કે 'પુરાણ' શબ્દ વિશેષ્યના રૂપમાં પ્રયુક્ત થાય છે, તોપણ આજ લગી કોઈએ એ સિદ્ધ નથી કર્યું કે, માધવાચાર્યે જે પાનાં પ્રસ્તુત કર્યાં હતાં તેમાં 'પુરાણ' શબ્દ વિશેષ્ય જ હતો અને વિશેષણ ન હતો. એ પણ નથી બતાવવામાં આવ્યું કે, એ પાનાં મૂળ ક્યા ગ્રંથનાં હતાં અને ઉક્ત વાક્ય તેના ક્યા પ્રકરણમાં આવતું હતું.

---

૯૫. આ પંડિતોના મતાનુસાર કહ્યું છે, કારણ કે સ્વામીજી તો છાંદાગ્ય ઉપનિષદને 'વેદ' માનતા નહોતા. (વૈદિક યંત્રાલયની પાદટીપ)

૯૬. મહર્ષિ દયાનંદ સરસ્વતી સંપૂર્ણ જીવનચરિત્ર, ભાગ ૧, પાન ૨૫૭, પાદટીપ ૧.

૯૭. દ્રષ્ટવ્ય : છાંદોગ્ય ઉપનિષદ્ : ૭.૧.૪, ૭.૭.૧.

> ત્રીજી વાત એ કે જો દુર્જનતોષ ન્યાયથી એ પણ માની લેવામાં આવે કે, માધવાચાર્યે પ્રસ્તુત કરેલાં એ પાનાં વેદનાં જ હતાં અને તેમાં 'પુરાણ' શબ્દ વિશેષ્ય જ હતો, તો એથી એ કેવી રીતે સિદ્ધ થઈ ગયું કે, 'પુરાણ' શબ્દથી અઢાર પુરાણો જ અભિપ્રેત છે ? જો એવું કહેવામાં આવે તો વેદો પણ અઢાર પુરાણો બાદ રચાયેલા સિદ્ધ થશે ! અને આવું તો પૌરાણિકો પણ સ્વીકાર કરતા નથી અને ન તો કરશે. અંતિમ વાત એ કે સાયણાચાર્યે સ્વયં વેદના એ અંશ-વિશેષને જ 'પુરાણ' નામ આપ્યું છે કે જેમાં સૃષ્ટિ વગેરે વિષયોનું વર્ણન જોવા મળે છે. આમાં મૂર્તિપૂજા કઈ રીતે સિદ્ધ થઈ ગઈ ?[૯૮]

ત્યાર બાદ સ્વામી દયાનંદે આ પંડિતોના શાસ્ત્રજ્ઞાનની ચકાસણી કરવા તથા તેમની સર્વ શાસ્ત્રો કંઠસ્થ હોવાની ગર્વોક્તિનું ખોખલાપણું અનુભવ કરાવવા 'કલ્મ' સંજ્ઞા વિષયક વ્યાકરણ સંબંધી એક પ્રશ્ન કર્યો. હવે આ મુદ્દે વિવાદ ચાલ્યો. પંડિત બાલશાસ્ત્રી આગળ આવ્યા, પરંતુ તેઓ સ્વામીજીના આ પ્રશ્નનો સંતોષજનક ઉત્તર આપી શક્યા નહિ.

માધવાચાર્યે ફરીથી વેદોના નામે બીજાં બે પાનાં પ્રસ્તુત કર્યાં. એવું લાગે છે કે આવી રીતે વેદોનું નામ લઈને ભળતા જ ગ્રંથનાં પાનાં આગળ કરવાના કામમાં આ પંડિતને વિશેષ કૌશલ પ્રાપ્ત હતું ! અથવા કાશીની પંડિત મંડળીની કોઈ પૂર્વ નિર્ધારિત યોજના અંતર્ગત તેઓ આવું કરી રહ્યા હતા. માધવાચાર્યે રજૂ કરેલાં આ પાનાંમાં લખ્યું હતું : 'दशमे दिवसे यज्ञान्ते पुराणविद्यावेदः, इत्यस्य श्रवणं यजमानः कुर्य्यादिति' અને તેમણે કહ્યું કે, 'यज्ञसमाप्तौ सत्यां दशमे दिवसे पुराणानां पाठं शृणुयाद्' અર્થાત્ 'યજ્ઞ સમાપ્ત થઈ જાય પછી યજમાન દસમે દિવસે પુરાણોનો પાઠ સાંભળે' આવું લખ્યું છે અને સ્વામીજીને પૂછ્યું કે, અહીં પુરાણ કોનું વિશેષણ છે ? સ્વામીજીએ પંડિતોને કહ્યું કે, તમે વાંચી સંભળાવો કે આમાં શું લખવામાં આવ્યું છે ? પરંતુ એક પણ પંડિત આ પાનાંમાં શું લખેલું હતું એ વાંચી સંભળાવવા તૈયાર થયો નહિ. એટલામાં સ્વામી વિશુદ્ધાનંદે આ પાનાં લઈને સ્વામી દયાનંદને આપી દીધાં અને તેમને વાંચી સંભળાવવાં કહ્યું. પરંતુ સ્વામી દયાનંદે આ પાનાં સ્વામી વિશુદ્ધાનંદને પાછાં આપી દીધાં અને કહ્યું કે, તમે જ વાંચી સંભળાવો. સ્વામી વિશુદ્ધાનંદે કહ્યું કે, હું ચશ્માં વગર વાંચી શકતો નથી. ભગવાન જાણે એમની આ વાત સાચી હતી કે ન વાંચવાનું એક બહાનું હતું ! સ્વામી દયાનંદ પંડિતોનું છલ સમજી ન શક્યા. તેમણે આ પાનાં પોતાના હાથમાં લીધાં અને હજુ તો તેને વાંચવા-વિચારવામાં ફક્ત પાંચ જ ક્ષણ થઈ હશે અને જેવા તેઓ પોતાનો ઉત્તર આપવા જઈ રહ્યા હતા એટલામાં તો સ્વામી વિશુદ્ધાનંદે કહ્યું કે, અમને હવે વિલંબ થાય છે. આમ કહીને તેઓ એકદમ ઊભા થઈ ગયા. તેમને જોઈને કાશીનરેશ અને બીજા બધા પંડિતો પણ તરત જ ઊભા થઈ ગયા અને 'દયાનંદ હારી ગયો' એવો ભારે કોલાહલ કરતાં કરતાં ચાલ્યા ગયા. આ પંડિતો પૂરા શાસ્ત્રાર્થ દરમિયાન પથ્થર વગેરેમાંથી બનાવેલી

---

૯૮. દેવેન્દ્રનાથ મુખોપાધ્યાય, મહર્ષિ દયાનંદ સરસ્વતી કા જીવનચરિત, પાન ૧૭૬, પાદટીપ.

મૂર્તિઓની પૂજાને સમર્થન આપતું એક પણ સંગત કે અસંગત પ્રમાણ વેદોમાંથી ઉપસ્થિત કરી શક્યા નહિ. શાસ્ત્રાર્થનો મૂળ મુદ્દો તો આ જ હતો. આમ મૂળ વિષય પર કોઈ પણ જાતના નિર્ણય પર પહોંચ્યા વગર જ આ બધા પંડિતો અને કાશીનરેશ સ્વામી દયાનંદને કાશીનાં આક્રમણકારીઓ અને ઉદ્ધંડ તોફાની તત્ત્વોને હવાલે છોડીને શાસ્ત્રાર્થ સ્થળેથી ઊઠીને પોતાની જીત અને સ્વામીજીની હારનાં સૂત્રો પોકારતાં ચાલ્યા ગયા. સ્વામી દયાનંદ પર આ અસામાજિક તત્ત્વોએ આક્રમણ કર્યું. પથ્થરોની વર્ષા કરી. પરંતુ રઘુનાથપ્રસાદ કોટવાળ અતિ કર્તવ્યપરાયણ હતા. તેમણે સમયસૂચકતા વાપરીને સ્વામીજીના જીવનની રક્ષા કરી. નહિ તો ગમે તે થઈ શકે તેમ હતું. આવા અતિ તણાવપૂર્ણ માહોલમાં આ શાસ્ત્રાર્થ પૂરો થયો.

જો સ્વામીજીના સૂચન અનુસાર આ શાસ્ત્રાર્થમાં વેદ તથા વૈદિક ગ્રંથોની વ્યવસ્થા કરવામાં આવી હોત તો આ શાસ્ત્રાર્થનું સ્વરૂપ જરૂર કંઈક જુદું જ રહ્યું હોત.

## કાશી શાસ્ત્રાર્થમાં સ્વામી દયાનંદ દ્વારા પ્રસ્તુત સામવેદના ષડ્વિંશ બ્રાહ્મણનું પ્રમાણ

કાશી શાસ્ત્રાર્થમાં આરંભમાં વેદ-પ્રામાણ્ય, ધર્મ-અધર્મનાં સ્વરૂપ તથા લક્ષણ, મનુસ્મૃતિ તથા વેદાંત દર્શનના એક સૂત્રની વેદમૂલકતા વગેરે અવાંતર અથવા ગૌણ વિષયોને લઈને બંને પક્ષો વચ્ચે ખાસ્સો પ્રશ્નોત્તર ચાલ્યો. ત્યાર પછી જે વિષય વિચારણા હેઠળ આવ્યો તેમાં સ્વામીજીએ સામવેદના ષડ્વિંશ બ્રાહ્મણનું એક પ્રમાણ આપ્યું. આ પ્રમાણ શાસ્ત્રાર્થના ક્યા તબક્કે આપવામાં આવ્યું હતું એ સમજવા માટે અહીં કાશી-શાસ્ત્રાર્થના જરૂરી અંશ પર પુનઃ નજર કરી લઈએ :

શાસ્ત્રાર્થના એક તબક્કે બાલશાસ્ત્રીએ કહે છે કે, મેં સર્વ ધર્મશાસ્ત્રો વાંચ્યાં છે. આથી સ્વામી દયાનંદ તેમને અર્ધમનાં લક્ષણો પૂછે છે. પરંતુ બાલશાસ્ત્રી કશો ઉત્તર આપી શકતા નથી. આ નાજુક ક્ષણે અનેક પંડિતો હલ્લો કરીને સ્વામીજીને પૂછે છે કે, વેદમાં 'પ્રતિમા' શબ્દ છે કે નથી ? સ્વામીજી કહે છે કે, સામવેદના બ્રાહ્મણના 'देवतायतनानि कम्पन्ते, दैवतप्रतिमा हसन्ति' इत्यादीनि (દેવતાનાં સ્થાન કંપાયમાન થાય છે અને પ્રતિમા હસે છે, વગેરે) - આ વાક્યમાં 'પ્રતિમા' શબ્દ છે. પંડિતો કહે છે કે, જ્યારે વેદોમાં 'પ્રતિમા' શબ્દ છે, તો પછી આપ મૂર્તિપૂજાનું ખંડન કેમ કરો છો ? સ્વામીજી કહે છે કે, ફક્ત 'પ્રતિમા' શબ્દ હોવાથી જ મૂર્તિપૂજા સિદ્ધ થઈ જતી નથી. માટે આ પ્રકરણમાં 'પ્રતિમા' શબ્દનો અર્થ શો છે એ જાણવું જોઈએ. સ્વામીજી કહે છે કે, 'अथातोऽद्भुतशान्तिं व्याख्यास्यामः' (ષડ્વિંશ બ્રાહ્મણ : ૫.૧) અનુસાર અહીં અદ્ભુત શાંતિની વ્યાખ્યા કરવામાં આવી છે. એમ જણાવીને સ્વામીજીએ આ વાક્યનો અભિપ્રાય સમજાવ્યો, જે આ પુસ્તકના ત્રીજા પ્રકરણમાં પાન ૧૫૦ પર વર્ણિત છે.

**વિવેચના :**

(૧) અહીં કાશીના પંડિતોએ સ્વામીજીને વેદમાં 'પ્રતિમા' શબ્દ છે કે નહિ - એ પ્રશ્ન પૂછ્યો હતો, જેના ઉત્તરમાં સ્વામીજીએ સામવેદના ષડ્વિંશ બ્રાહ્મણ (૫.૯)નું પ્રમાણ આપ્યું હતું. સ્વામીજીએ આપેલું આ પ્રમાણ-વાક્ય વસ્તુતઃ વેદસંહિતાઓનું પ્રમાણ ન હતું, પરંતુ તે સમયે સ્વામીજી બ્રાહ્મણ ગ્રંથોને પણ 'વેદ' અંતર્ગત ગણતા હોવાનો સંભવ છે. માત્ર ચાર મંત્રસંહિતાઓની જ સંજ્ઞા 'વેદ' છે, આ મંતવ્ય તો તેમણે બાદમાં નિશ્ચયાત્મક રૂપે નિર્ધારિત કર્યું હોય એવું અનુમાન થઈ શકે છે. ડૉ. ભવાનીલાલ ભારતીયની ટિપ્પણી અનુસાર :

> આ વેદવચન નથી, પરંતુ સામવેદના ષડ્વિંશ બ્રાહ્મણનું વચન છે, અને ત્યાં પણ આ વાક્ય પ્રક્ષિપ્ત છે, કારણ કે એ વેદવિરુદ્ધ છે.[૯૯]

પંડિત યુધિષ્ઠિર મીમાંસકના મતાનુસાર :

> વસ્તુતઃ ષડ્વિંશ બ્રાહ્મણ પંચવિંશ બ્રાહ્મણ અર્થાત્ તાણ્ડ્ય બ્રાહ્મણનું પરિશિષ્ટ છે. આથી આ સંપૂર્ણ બ્રાહ્મણ જ ઉત્તરકાલીન છે.[૧૦૦]

આમ તો વેદોમાં ઋગ્વેદ : ૧૦.૧૩૦.૩, યજુર્વેદ : ૧૪.૧૮, ૧૫.૬૫, ૩૨.૩ તથા અથર્વવેદ : ૮.૯.૬, ૯.૪.૨ વગેરે મંત્રોમાં પણ 'પ્રતિમા' શબ્દ પ્રયુક્ત થયો છે. પરંતુ પંડિતોના આ પ્રશ્નના ઉત્તરમાં સ્વામીજીએ આ પૈકી કોઈ વેદ-પ્રમાણ ન આપી સામવેદના ષડ્વિંશ બ્રાહ્મણનું પ્રમાણ આપ્યું, તેનું રહસ્ય અન્વેષણીય છે. તેમણે પ્રમાણ તરીકે આ વાક્ય પ્રસ્તુત કર્યું એ પરથી એવું અનુમાન સરળતાથી થઈ શકે છે કે એ દિવસોમાં તેઓ આ વાક્યને પ્રમાણ કોટિનું માનતા હતા અને તેને પ્રક્ષિપ્ત માનતા નહોતા. રુડોલ્ફ હાર્નલી (Rudolf Hoernle) નામના એક જર્મન વિદ્વાન કાશી-શાસ્ત્રાર્થના પ્રત્યક્ષ દ્રષ્ટા હતા અને તેઓ સ્વામીજીને મળ્યા પણ હતા. તેમણે 'ધ ક્રિશ્ચિયન ઈન્ટેલિજન્સર' (The Christian Intelligencer)માં લખ્યું હતું :

> તેમણે (અર્થાત્ સ્વામીજીએ) મને એકવાર કહ્યું હતું કે, આ બ્રાહ્મણ-ગ્રંથોમાં પ્રક્ષિપ્ત અંશ છે અને જો આમાં ક્યાંય મૂર્તિપૂજાનો ઉલ્લેખ આવતો હોય તો તેને મિથ્યા જ માનવો જોઈએ.[૧૦૧]

શાસ્ત્રાર્થ દરમિયાન સ્વામીજીએ સામવેદના ષડ્વિંશ બ્રાહ્મણના આ વાક્યની જે વ્યાખ્યા કરી છે, એ કંઈક ગૂઢ અને વિચારણીય છે; પરંતુ એટલું નિશ્ચિત છે કે એ વ્યાખ્યા મૂર્તિપૂજાના પક્ષને સમર્થન કરનારી તો બિલકુલ નથી. આ ઉપરાંત, જો સ્વામીજીએ આ પ્રસંગે વેદોમાં પ્રતિમા શબ્દની વિદ્યમાનતા બતાવવા માટે યજુર્વેદના બત્રીસમા અધ્યાયનો

---

૯૯. ઋષિ દયાનંદ સરસ્વતી કે શાસ્ત્રાર્થ ઔર પ્રવચન, પાન ૩૧, પાદટીપ ૨.

૧૦૦. એજન, પાન ૩૧, પાદટીપ.

૧૦૧. ભવાનીલાલ ભારતીય, સ્વામી દયાનંદ સરસ્વતી પશ્ચિમ કી દૃષ્ટિ મેં, પાન ૮૬.

ત્રીજો મંત્ર न तस्य प्रतिमा अस्ति यस्य नाम महद्यशः । - પ્રસ્તુત કર્યો હોત તો તેનાથી વેદમાં 'પ્રતિમા' શબ્દ છે એ, અને જે મંત્રમાં આ શબ્દ છે એ મંત્રમાં ઈશ્વરની મૂર્તિનો નિષેધ કરવામાં આવ્યો છે એ - આ બંને વાતોની સિદ્ધિ થઈ શકે તેમ હતી. પ્રમાણરૂપે આ મંત્ર પ્રકરણ અનુરૂપ તથા અધિક પ્રભાવી રહી શકે તેમ હતો. કાળાંતરે સ્વામીજીએ પોતાના સત્યાર્થપ્રકાશ વગેરે ગ્રંથોના મૂર્તિપૂજા ખંડન વિષયક પ્રકરણમાં પણ યજુર્વેદનો આ મંત્ર ઉદ્ધૃત કર્યો જ છે. પરંતુ આ પૂરા શાસ્ત્રાર્થમાં યજુર્વેદના આ મંત્રનો પ્રયોગ ક્યાંય કરવામાં આવ્યો નથી, જે ચિન્ત્ય છે. આનું એક સંભવિત કારણ એ હોઈ શકે કે મૂર્તિપૂજા વિષયક વાદવિવાદ દરમિયાન મૂર્તિપૂજાનો પક્ષ લેનારા પંડિતો વેદમાં 'પ્રતિમા' શબ્દ છે અને એ થકી વેદમાં મૂર્તિપૂજાનું પ્રતિપાદન છે, એવું પુરવાર કરવા માટે પ્રાયઃ સામવેદના ષડ્વિંશ બ્રાહ્મણના આ જ પ્રમાણનું અવલંબન લેતા હતા. ઉદારહણ તરીકે : ૧. કાશી-શાસ્ત્રાર્થ અગાઉ સન ૧૮૬૮ના અંતમાં અતરૌલીમાં પંડિત ભૈરવનાથ સારસ્વત સાથે વાર્તાલાપ કરતી વખતે પણ સામવેદ બ્રાહ્મણના આ જ વાક્ય પર વિચારવિમર્શ થયો હતો. સ્વામીજીએ આ જ વાક્યથી મૂર્તિપૂજાનો નિષેધ કર્યો હતો. ૨. કાશી શાસ્ત્રાર્થ પહેલાં મે ૧૮૬૯માં ફરુખાબાદમાં સ્વામીજીનો પંડિત શ્રીગોપાલ સાથે મૂર્તિપૂજા વિષયક શાસ્ત્રાર્થ થયો હતો. પંડિત શ્રીગોપાલ કાશી જઈને મૂર્તિપૂજાના પક્ષમાં ત્યાંના પંડિતોની એક વ્યવસ્થા લઈ આવ્યા હતા. કાશીની આ વ્યવસ્થામાં પણ સામવેદના આ વિંશતી બ્રાહ્મણનું આ જ વાક્ય હતું. ૩. કાશી શાસ્ત્રાર્થના લગભગ બે મહિના અગાઉ કાનપુરમાં એક દિવસ કેટલાક પંડિતો સામવેદના ષડ્વિંશ બ્રાહ્મણનું આ જ વાક્ય લઈને સ્વામીજી પાસે શાસ્ત્રચર્ચા માટે આવ્યા. સ્વામીજીએ પૂછ્યું કે, કોઈ પ્રમાણ લાવ્યા છો ? પંડિતોએ કહ્યું કે, હા. સ્વામીજીએ તરત જ કહ્યું કે, ષડ્વિંશ બ્રાહ્મણનું 'પ્રતિમા હસન્તિ'વાળું પ્રમાણ લાવ્યા હશો. આ સાંભળીને પંડિતો સ્તબ્ધ થઈ ગયા. સ્વામીજીએ કહ્યું કે, આ વાક્ય મૂર્તિપૂજાનું સમર્થક નથી, તેનો અર્થ જુદો જ છે.[૧૦૨]

આમ, એ દિવસોમાં પૌરાણિક પંડિતો મૂર્તિપૂજાના સમર્થનમાં બહુધા સામવેદના બ્રાહ્મણ ગ્રંથનું આ જ વાક્ય પ્રમાણરૂપે રજૂ કરતા હતા. આથી અત્યાર સુધીના પોતાના આવા અનુભવ પરથી સ્વામીજીએ એમ સમજીને કે પ્રથમ આ જ શાસ્ત્રવચનને કારણે ઉત્પન્ન થતી ભ્રાંતિને દૂર કરી દેવી જરૂરી છે, તેમણે પોતાના ઉત્તરમાં વેદોના 'પ્રતિમા' શબ્દ ધરાવતા અન્ય મંત્રો પ્રસ્તુત કરવાને બદલે સામવેદના ષડ્વિંશ બ્રાહ્મણના આ જ વાક્યનો ઉલ્લેખ કરવાનું યોગ્ય માન્યું હોય. જોકે આ અનુમાન માત્ર છે, કારણ કે સ્વામીજીની તત્કાલીન શાસ્ત્રવિદ્યા અને ચિંતનનું ઠીક ઠીક અનુમાન લગાવવું મુશ્કેલ છે.

(૨) કાશી શાસ્ત્રાર્થના લગભગ બાર વર્ષ બાદ ૨૨ જાન્યુઆરી ૧૮૮૧ના રોજ કલકત્તા વિશ્વવિદ્યાલયના સેનેટ હોલમાં સ્વામી દયાનંદના વિરોધમાં દેશભરના લગભગ

---

૧૦૨. મહર્ષિ દયાનંદ સરસ્વતી સંપૂર્ણ જીવનચરિત્ર, ભાગ ૧, પાન ૨૨૪-૨૨૫; દ્રષ્ટવ્ય : પંડિત લેખરામ રચિત જીવનચરિત્ર, પાન ૧૪૨.

ત્રણ સો પૌરાણિક પંડિતોને આમંત્રિત કરીને 'આર્ય સન્માર્ગ સંદર્શિણી સભા'નું આયોજન કરવામાં આવ્યું હતું. આ સભામાં ઉપસ્થિત આ તમામ પંડિતોએ ભેગા મળીને સ્વામીજીના વિચારોના વિરોધમાં પોતાની શાસ્ત્રીય વ્યવસ્થા સુનિશ્ચિત કરી હતી. આ સભા દ્વારા નિર્ધારિત વિષયોમાં સ્વામીજીના મૂર્તિપૂજા વિરોધી મંતવ્યોનો પણ સમાવેશ કરવામાં આવ્યો હતો. એ જાણીને આશ્ચર્ય થાય છે કે આ 'આર્ય સન્માર્ગ સંદર્શિણી સભા'એ પણ મૂર્તિપૂજાના સમર્થનમાં સામવેદના ષડ્વિંશ બ્રાહ્મણનું એ જ વાક્ય પ્રમાણ રૂપે પ્રસ્તુત કર્યું હતું કે જે સ્વામીજીએ કાશી શાસ્ત્રાર્થમાં વેદમાં 'પ્રતિમા' શબ્દ છે કે નહિ ? - એ પ્રશ્નના ઉત્તરમાં પ્રસ્તુત કર્યું હતું ! આ બતાવે છે કે કાશી શાસ્ત્રાર્થનાં બાર વર્ષ બાદ પણ મૂર્તિપૂજા સમર્થક પંડિતો ત્યાંના ત્યાં જ ઊભા હતા. આટલાં વર્ષોમાં તેઓ વેદોમાંથી એક પણ એવું પ્રમાણ શોધી ના શક્યા કે જેમાં મૂર્તિપૂજાનું વિધાન કરવામાં આવ્યું હોય. 'આર્ય સન્માર્ગ સંદર્શિણી સભા'એ મૂર્તિપૂજાના સમર્થનમાં આપેલ પોતાના નિર્ણયમાં લખ્યું હતું :

> અને જો કહો કે શ્રુતિ અને સ્મૃતિમાં તો મૂર્તિપૂજાનો ઉલ્લેખ છે જ નહિ, પછી મૂર્તિપૂજા કેમ કરીને ઉચિત થઈ શકે છે, તો આ વાત ઠીક નથી; કારણ કે સામવેદના બ્રાહ્મણના પાંચમા અનુવાકના દસમા ખંડમાં સ્પષ્ટ લખ્યું છે : स परन्दिवमन्वावर्तते अथ यदास्यायुक्तानि यानानि प्रवर्तन्ते देवतायतनानि कम्पन्ते देवप्रतिमा हसन्ति रूदन्ति गायन्तीत्यादि । આથી દેવતાઓનાં મંદિર અને તેમાં દેવતાઓની મૂર્તિ સિદ્ધ થાય છે. પરંતુ દયાનંદ સરસ્વતીજી આ વચનના વિષયમાં કહે છે કે, અહીં દેવતાઓનાં મંદિર અને દેવતાઓની મૂર્તિનો અભિપ્રાય - સંબંધ બ્રહ્મલોક સાથે છે. સ્વામીજીના આમ કહેવાથી સ્પષ્ટ વિદિત થાય છે કે, તેમણે આ શ્રુતિનો અર્થ લગાડવાના પ્રસંગ પર વિચાર કર્યો નથી. આ શ્રુતિમાં જે 'પરન્દિવ' શબ્દ છે, જો તેનો અર્થ બ્રહ્મલોક કરવામાં આવે તો 'અન્વેતિ' શબ્દ કે જેનો અર્થ જોઈને છે, એ કઈ રીતે ઉપયુક્ત થશે ? કારણ કે જ્યારે બંને શબ્દોના અર્થ મળીને બ્રહ્મલોક જોઈને હવન વગેરે શાંતિ કરવી એવો થયો, તો આવું કઈ રીતે થઈ શકે ? કારણ કે આ લોકમાં રહેનારા આપણે બ્રહ્મલોકને કોઈ રીતે જોઈ ન શકીએ. આથી અમને ખબર નથી કે સ્વામીજી આ શ્રુતિનો અર્થ બ્રહ્મલોકની પ્રતિમા શી રીતે કરે છે ? 'પરન્દિવ' શબ્દનો અર્થ બ્રહ્મલોક કદાપિ થઈ શકતો નથી. આથી ભૂલોકના નિવાસી વૈષ્ણવ વગેરેથી જ તેનો અભિપ્રાય છે અને આ જ અર્થ અહીં ઉપયુક્ત છે. જુઓ, સાયણાચાર્યે પણ પોતાના ભાષ્યમાં આ જ અર્થ લગાવ્યો છે - सः वक्ष्यमाणाद्भुत वामधिकारी परंदिव उत्कृष्टां वैष्णवीं विशं अकीर्णं होमार्थं वर्तते प्रवर्ततदगति ।
>
> આ જ ખંડમાં खननात् दहनात् इत्यादि भूमिशुद्धयतेत्यंत - આ લેખથી પૃથ્વીને ખોદવી વગેરે જોવા મળે છે. સ્વામી દયાનંદજી એમ કહે છે કે, આ જ અનુવાકના સાતમા ખંડમાં 'स पृथिवीम् अन्वावर्तते' એમ લખ્યું છે. આમાં 'પૃથ્વી' શબ્દ

જોવા મળે છે અને આ પહેલાં ક્યાંય 'પૃથ્વી' શબ્દ જોવા મળતો નથી. 'પૃથ્વી' શબ્દનો પ્રયોગ અહીં સમાપ્ત થઈ ગયો. પરંતુ તેમનું આ કથન ઠીક નથી; કારણ કે દસમા ખંડમાં પણ 'ભૂમિ' શબ્દ આવ્યો છે...આથી દેવતાઓની મૂર્તિ અને તેની પૂજા કરવી એ તમામ શ્રુતિઓ અને સ્મૃતિઓ અનુસાર યોગ્ય છે. (બીજા પ્રશ્નનો ઉત્તર)[૧૦૩]

કલકત્તાની 'આર્ય સન્માર્ગ સંદર્શિણી સભા'ના આ પંડિતોના તમામ નિષ્કર્ષોનો સમુચિત અને વિદ્વત્તાપૂર્ણ ઉત્તર આર્યસમાજ તરફથી લાલા સાઈંદાસે 'રસાલા એક આર્ય' નામની ઉર્દૂ પુસ્તિકા દ્વારા આપ્યો હતો. લાલા સાઈંદાસ કૃત આ પુસ્તિકામાં 'આર્ય સન્માર્ગ સંદર્શિણી સભા'ના પંડિતોએ પ્રસ્તુત કરેલ સામવેદના ષડ્વિંશ બ્રાહ્મણના આ પ્રમાણની સમાલોચના કરતાં લખ્યું છે :

स परन्दिवमन्वावर्तते अथ यदास्यायुक्तानि यानानि प्रवर्तन्ते देवतायतनानि कम्पन्ते देवप्रतिमा हसन्ति रूदन्ति गायन्तीत्यादि । – આ વચનથી મૂર્તિપૂજા કદાપિ સિદ્ધ થઈ શકતી નથી અને ન તો આમાં પૂજાની કોઈ વાત છે. અમે જાણતા નથી કે સ્વામી દયાનંદ સરસ્વતીજી આનો શો અર્થ કરે છે, પરંતુ જો આક્ષેપકર્તાના કથન અનુસાર તેઓ (સ્વામીજી) આ વચનને બ્રહ્મલોક સાથે જોડતા હોય તો (જોકે તેમના ગ્રંથો તથા લેખોમાં આવું વાંચવા મળતું નથી), એમ કરીને તેઓ કંઈ પાપ કરતા નથી.[૧૦૪] વચનના પ્રસંગને જોતાં તો એ જ ભાવ નીકળે છે કે તેઓ સત્ય પર છે. જો આપને સ્વામીજીનો અર્થ પસંદ ન હોય તો એ બતાવો કે આપે અને આપના ભાષ્યકારે 'પરન્દિવ' શબ્દનો અર્થ આ ભૂલોકના નિવાસી વૈષ્ણવ વગેરે લખ્યો છે, એ અર્થનો સ્વીકાર શા માટે કરવામાં આવે ? કારણ કે કોશમાં કે વ્યુત્પત્તિ દ્વારા પણ આ શબ્દના આ અર્થ થતા નથી. તો પછી સમજમાં નથી આવતું કે તેને વૈષ્ણવ વગેરે મત સાથે કેમ જોડવામાં આવે છે ? જો આપણી પ્રિય સભા ઇચ્છા અથવા અનિચ્છાએ આ જ અર્થો પર દૃઢ રહેવા માંગતી હોય તો અન્ય મતવાળાઓને અર્થાત્ શિવ, શક્તિ, ગણપતિ, ભૈરવ વગેરેના ઉપાસકોને તથા પેલા સત્ય વક્તા કબીર તથા ઈશોપાસક નાનકના અનુયાયીઓને પણ આ અધિકાર પ્રાપ્ત છે કે તેઓ પણ ઉપર્યુક્ત શબ્દને પોતપોતાના મતની સાથે જોડે; કારણ કે બધા પોતપોતાના મતને ઉત્તમ અને સર્વોપરી સમજે છે. હકીકતમાં 'પરન્દિવ' શબ્દના એ અર્થ અહીં યોગ્ય નથી કે જે આપણી વિદુષી સભા સ્થાપિત કરવા ઇચ્છે છે. હવે રહી વાત એ કે

૧૦૩. લેખરામ (પંડિત), મહર્ષિ દયાનંદ સરસ્વતી કા જીવનચરિત્ર, પાન ૬૨૦-૬૨૧.

૧૦૪. કાશી શાસ્ત્રાર્થમાં સ્વામીજીએ આ મંત્ર વિશે કહ્યું હતું કે, આ મંત્ર મૃત્યુ-લોક વિષયક નથી, પરંતુ બ્રહ્મ-લોક વિષયક છે. દ્રષ્ટવ્ય : આ જ પુસ્તકના ત્રીજા પ્રકરણમાં 'કાશી શાસ્ત્રાર્થ' ઉપશીર્ષક હેઠળ શાસ્ત્રાર્થ વિવરણ, પાન ૧૫૦.

આ વચનમાં દેવતાઓનાં મકાન અને દેવતાઓની મૂર્તિનું વર્ણન છે. આ બાબતે વિદિત થાય કે આ શબ્દોથી દેવતાની મૂર્તિનું પૂજન સિદ્ધ થતું નથી. જો લેખકને પ્રતિમાપૂજનનું ઔચિત્ય સિદ્ધ કરવાનું અભીષ્ટ હોત તો તેમને આ વચનમાં એક-બે વધારાના શબ્દો મૂકીને પોતાનો ઉદ્દેશ્ય સ્પષ્ટ કરવામાં શો વાંધો હતો ? આ પ્રકારના શબ્દો તો એ લોકોનાં પુસ્તકોમાં પણ જોવા મળે છે કે જેઓ મૂર્તિપૂજાને મહાપાપ અને પરમાત્માનો નિરાદર માને છે. જેમ કે, જેબ્રાઈલ ફિરસ્તો અને તેનું મકાન તથા બેરીનું વૃક્ષ વગેરે.[૧૦૫]

આ રીતે 'રસાલા એક આર્ય'માં ષડ્વિંશ બ્રાહ્મણના ઉપર્યુક્ત પ્રમાણથી મૂર્તિપૂજાની સિદ્ધિ થઈ શકતી નથી એ બતાવવામાં આવ્યું છે. સાથે સાથે એ પણ ધ્યાનમાં લેવા જેવું છે કે, 'રસાલા એક આર્ય'ના લેખકે અહીં એમ તો લખ્યું છે કે, અમને ખબર નથી કે સ્વામી દયાનંદ સરસ્વતીજી આનો શો અર્થ કરે છે, પરંતુ સાથે સાથે સ્વામી દયાનંદે કાશી-શાસ્ત્રાર્થમાં આ પ્રમાણની જે વ્યાખ્યા કરી છે તેનું 'રસાલા એક આર્ય'માં પ્રકારાંતરથી સમર્થન પણ કરવામાં આવ્યું છે. ષડ્વિંશ બ્રાહ્મણનું આ પ્રમાણ-વચન પ્રક્ષિપ્ત છે કે નહિ - આ વિશે 'રસાલા એક આર્ય'ના લેખકે કશો ફોડ પાડ્યો નથી.

(૩) ઘણાં વર્ષો પહેલાં આર્યસમાજના એક ઉચ્ચ કોટિના વિદ્વાન પંડિત બુદ્ધદેવ મીરપુરીએ 'મૂર્તિપૂજા-મીમાંસા' નામનો એક પાંડિત્યપૂર્ણ ગ્રંથ લખ્યો હતો. આ ગ્રંથમાં ષડ્વિંશ બ્રાહ્મણના ઉપર્યુક્ત પ્રમાણની પ્રશ્નોત્તર શૈલીમાં નિમ્નલિખિત સમાલોચના કરવામાં આવી છે :

**પ્રશ્ન** : ષડ્વિંશ બ્રાહ્મણમાં લખ્યું છે - यदा देवतायतनानि कम्पन्ते दैवतप्रतिमा हसन्ति रुदन्ति स्फुटन्ति स्विद्यन्ति निमिलंति, ઈત્યાદિ. અર્થ : જ્યારે દેવતાઓનાં સ્થાન ધ્રુજે છે ત્યારે દેવતાઓની પ્રતિમાઓ હસે છે, રુદન કરે છે, નાચે છે, ચમકે છે, પ્રતિમાઓને પરસેવો વળે છે, પ્રતિમાઓ એકદમ આંખો ખોલ-બંધ કરે છે. તે સમયે પ્રાયશ્ચિત થાય છે. આમ બ્રાહ્મણ વચનમાં કેટલું સ્પષ્ટ લખ્યું છે કે, દેવતાઓની મૂર્તિઓ હસે છે, ગાય છે, નાચે છે. જો દેવતાઓની મૂર્તિઓ ન હોત તો તેની પૂજા ન થઈ હોત. આ પાઠની સંગતિ શી રીતે લગાડશો ?

**ઉત્તર** : મૂર્તિપૂજા માટે પૌરાણિકો આ પ્રમાણને અકાટ્ય માને છે. આ પ્રમાણ આપીને સનાતનીઓ બહુ જ ખુશ થઈ જાય છે. પરંતુ આનાથી પણ મૂર્તિપૂજા સિદ્ધ થતી નથી. આ વિશે આ મુજબ યુક્તિઓ છે : (૧) આ પ્રમાણમાં લખ્યું છે કે દેવતાઓની પ્રતિમાઓ હસે છે, નાચે છે, ગાય છે, રડે છે. બસ, જે દિવસે પૌરાણિકો અમને મંદિરમાં સ્થાપિત કરેલી પીતળ, લોખંડ, માટી કે પથ્થર વગેરેની મૂર્તિઓને હસતી, નાચતી, ગાતી, રડતી બતાવી દેશે, તે દિવસે અમે મૂર્તિપૂજાને સત્ય માની લેશું. અમે પૂજારી અને અન્ય મૂર્તિપૂજકોને પૂછીએ છીએ

૧૦૫. રસાલા એક આર્ય, પંડિત લેખરામ રચિત જીવનચરિત્રના પાન ૬૨૪ પરથી ઉદ્ધૃત.

કે, શું તમે લોકોએ ક્યારેય મૂર્તિઓને આવાં કામ કરતી જોઈ છે ? જો ન જોઈ હોય તો આપ લોકોએ પણ આ પ્રમાણ અનુસાર જ્યાં સુધી મૂર્તિઓને આવાં કામ કરતી ન જુઓ ત્યાં સુધી મૂર્તિપૂજા છોડી દેવી જોઈએ. (૨) આ પ્રમાણમાં મૂર્તિઓનું હસવું વગેરે લખ્યું છે, પરંતુ મંદિરોમાં રાખવામાં આવતી મૂર્તિઓમાં આમાંનું એક પણ કાર્ય થતું નજરે પડતું નથી. આથી ખબર પડે છે કે જે મૂર્તિઓ કે દેવતાઓ હસે છે, રડે છે, તે કોઈ બીજા જ છે. (૩) જો પૌરાણિકો જેવું તેમણે રચેલાં મૂર્તિપૂજાનું મંડન કરતાં પુસ્તકોમાં લખવામાં આવે છે તે મુજબ મૂર્તિઓમાં વ્યાપક રહેલા પરમાત્માની પૂજા કરતા હોય, તો તેઓ એ બતાવે કે પરમાત્મા કોના ભયથી રડે છે અથવા ધ્રુજે છે ? આ રડવું, ધ્રુજવું વગેરે પરમાત્મામાં થઈ શકવું સંભવ નથી. ધ્રુજવું, રડવું, ડરવું વગેરે સાંસારિક જીવોમાં હોઈ શકે છે, નહિ કે પરમાત્મામાં. વેદ તો કહે છે : तमेव विद्वान् न बिभाय मृत्योः (અથર્વવેદ : ૧૦.૮.૪૪) અર્થાત્ તે ઈશ્વરને જાણનારો મૃત્યુથી ડરતો નથી. જ્યારે પરમાત્માનો ભક્ત પણ ડરતો નથી તો પરમાત્મા સ્વયં કેવી રીતે ડરી કે ધ્રુજી શકે છે ?[૧૦૬]

આ રીતે પંડિત બુદ્ધદેવ મીરપુરીએ મૂર્તિપૂજાના સમર્થનમાં આપવામાં આવતા ષડ્વિંશ બ્રાહ્મણના ઉપર્યુક્ત વાક્યની અયોગ્યતા સુપેરે સિદ્ધ કરી છે.

(૪) 'ખંડનમંડન ગ્રંથ શ્રેણી'ના પ્રણેતા કાશગંજ નિવાસી ડૉ. શ્રીરામ આર્યે 'મૂર્તિપૂજા-ખંડન' નામના પુસ્તકમાં ષડ્વિંશ બ્રાહ્મણના આ વાક્યની સમીક્ષા કરતાં લખ્યું છે :

આ અંશ પર પૌરાણિક માન્ય વિદ્વાન શ્રી સાયણાચાર્યે લખ્યું છે : अथ पुनर्यस्य पुरुषस्य यदा यानाति अयुक्तानि अयोग्यानि खरमहिषादीनि प्रवर्तन्ते स्वप्नावस्थायां तथा अगोचरे ता एव देवता उच्यन्ते, युज्यन्ते तेष्वपि देवतायतनानि कम्पन्ते इत्यादि। સાયણાચાર્યે આને સ્વપ્નાવસ્થાનું વર્ણન માન્યું છે કે જો કોઈને સ્વપ્નમાં આવા ઉત્પાત દેખાય તો 'ઇદં વિષ્ણુ' વગેરે મંત્રોથી તેના અનિષ્ટની નિવૃત્તિ માટે યજ્ઞ કરવો. સાયણે બતાવ્યું છે કે ખર-મહિષ વગેરે યાન જે ખરાબ થઈ જાય છે, તેમને જ 'દેવતા' કહે છે. આમ અહીં દૈવત પ્રતિમાનો અર્થ ખર (ગધેડું) અને મહિષ (પાડો) થશે. અહીં યાનનો ભાવ સવારીનું સાધન ગ્રહણ થશે. સાયણનું કહેવું છે કે, સ્વપ્નમાં આવા ઉપદ્રવો દેખાય શકે છે. આથી પ્રગટ થાય છે કે, અહીં મૂર્તિઓની હસવા, નાચવા, રોવા વગેરેની દશાનું વર્ણન વાસ્તવિક નથી, પરંતુ સ્વપ્નનાં દેખાતાં આવાં દૃશ્યોથી તાત્પર્ય છે. આથી જ તેમણે પ્રાયશ્ચિતનું વિધાન કર્યું છે. પ્રત્યક્ષમાં પણ પથ્થરની કોઈ મૂર્તિ હસી, રોઈ કે નાચી શકતી નથી. આથી આ પ્રમાણને મૂર્તિપૂજા સાથે કોઈ સંબંધ નથી.[૧૦૭]

---

૧૦૬. બુદ્ધદેવ મીરપુરી, મીરપુરી-સર્વસ્વ, પાન ૨૦૪-૨૦૫.

૧૦૭. શ્રીરામ આર્ય, મૂર્તિપૂજા-ખંડન, પાન ૭૦.

આમ, આર્યસમાજના આ વિદ્વાન લેખકોએ ષડ્વિંશ બ્રાહ્મણના આ વિવેચ્ય સ્થળની યથાર્થ સ્થિતિ, અર્થ અને પ્રામાણિકતા વગેરેને સમજવામાં ઉપયોગી થાય તેવા વિચારો વ્યક્ત કર્યા છે.[૧૦૮]

## પંડિત બલદેવ ઉપાધ્યાયના ગ્રંથમાં
## કાશી શાસ્ત્રાર્થ વિષયક મિથ્યા વર્ણન

કાશી શાસ્ત્રાર્થને દોઢસો વર્ષ વીતી ગયાં હોવા છતાંય કાશીના પંડિતો સ્વામી દયાનંદના મંતવ્યનો સ્વીકાર કરી શક્યા નથી. કાશી શાસ્ત્રાર્થના સંબંધમાં વાસ્તવિકતા છુપાવીને મિથ્યા કપોલકલ્પિત લખવાની પૌરાણિક પંડિતોની પરંપરામાં પદ્મવિભૂષણ પંડિત બલદેવ ઉપાધ્યાયનું સ્થાન પણ મોખરાનું છે. તેમણે 'કાશી કી પંડિત પરંપરા' નામના પુસ્તકના ૧૯૮૩માં પ્રકાશિત પ્રથમ સંસ્કરણમાં કાશી શાસ્ત્રાર્થ વિશે સનાતની દૃષ્ટિકોણ રજૂ કર્યો છે અને સ્વામી દયાનંદ દ્વારા લિખિત પુસ્તકનો - કે જેમાં આ શાસ્ત્રાર્થનું પ્રામાણિક અને નિષ્પક્ષ વિવરણ આપવામાં આવ્યું છે, તેનો - જરાય ઉપયોગ કર્યો નથી. પંડિત બલદેવે તેમના આ પુસ્તકમાં પક્ષપાતપૂર્ણ ટિપ્પણી આપતાં લખ્યું છે :

> શાસ્ત્રાર્થ પૂરો થયો ત્યારે દયાનંદજી ચિંતિત અને અન્યમનસ્ક થઈ ગયા. પરાજયની પીડા તેમના હૃદયને વીંધવા લાગી. એટલામાં સ્વામી વિશુદ્ધાનંદજીએ પોતાના હાથથી સ્વામી દયાનંદની પીઠ થપથપાવતાં બનારસી ભોજપુરીમાં બહુ જ પ્રેમથી કહ્યું : "સ્વામી ! અભી નયા મૂંડ મૂંડૌલે હવ. કુછ દિન કાશી મેં રહિકૈ પંડિતન કે સહવાસ કર કુછ સીખઽઽ તબ વેદ શાસ્ત્ર કે મરમ ક પતા લગી. ધરમ કે મરમ સમઝલ બડા કઠિન કામ હવે. 'ધર્મસ્યતત્ત્વં નિહિતં ગુહાયામ્' - ત જનતે હવઽઽ. ઉદાસ ભઈલે કા અવસર કવન બાટે." વિશુદ્ધાનંદજીની આ પ્રેમાળ વાણી સાંભળી દયાનંદજી મુસ્કરાવા લાગ્યા, પ્રસન્ન થયા અને આ જ પ્રસન્ન વાતાવરણમાં આ ઐતિહાસિક શાસ્ત્રાર્થ પૂરો થયો.[૧૦૯]

ડૉ. જ્વલંતકુમાર શાસ્ત્રીએ પંડિત બલદેવ ઉપાધ્યાયે લખેલી આ વાત પર ટિપ્પણી કરતાં લખ્યું છે :

> પંડિત બલદેવ ઉપાધ્યાયે કાશી શાસ્ત્રાર્થના આ વિવરણના આધાર ગ્રંથ રૂપે પંડિત સત્યવ્રત સામશ્રમી દ્વારા 'પ્રત્નકમ્રનંદિની'માં પ્રકાશિત વિવરણને માન્ય કર્યું છે અને આ વિવરણને પુનઃ પ્રકાશિત કરાવવા બદલ તેમણે સ્વામી

---

૧૦૮. ડૉ. રુડોલ્ફ હાર્નલીના 'ધ ક્રિશ્ચિયન ઇન્ટેલિજન્સર'માં પ્રકાશિત કાશી શાસ્ત્રાર્થ વિષયક રિપોર્ટમાં પણ બ્રાહ્મણ-ગ્રંથોના પ્રક્ષિપ્ત અંશ વિશે વિચાર કરવામાં આવ્યો છે, જે આ જ પુસ્તકના પાન ૨૪૮ પર વર્ણિત છે.

૧૦૯. બલદેવ ઉપાધ્યાય, કાશી કી પંડિત પરંપરા, ભાગ ૨, પાન ૪૨.

કેશવપુરીજીને ધન્યવાદ પાઠવ્યા છે.[110] ઉપાધ્યાયજી દ્વારા પ્રમાણ રૂપે નિર્દિષ્ટ 'સચ્ચા કાશી શાસ્ત્રાર્થ' (પંડિત મથુરાપ્રસાદ દીક્ષિત દ્વારા પ્રકાશિત)નું સ્વામી કેશવપુરી દ્વારા પુનર્મુદ્રિત સંસ્કરણ મારી પાસે છે. તેના પરથી જ પંડિત બલદેવ ઉપાધ્યાયના મિથ્યા લેખનની પોલ ખૂલી જાય છે. પંડિત બલદેવજી ઉપાધ્યાય આટલું બધું મિથ્યા લખીને પણ લજ્જિત ન થયા. જ્યારે સ્વ. પંડિત યુધિષ્ઠિર મીમાંસકે 'વેદવાણી' પત્રિકામાં પોતાના લેખો દ્વારા કાશી શાસ્ત્રાર્થના વાસ્તવિક વિવરણથી તેમને અવગત કરાવ્યા તો ઉપાધ્યાયજીએ 'વેદવાણી'માં લખ્યું કે, 'મને કાશી શાસ્ત્રાર્થ વિષયક આર્યસમાજનું સાહિત્ય ના મળ્યું. હું હવે આપના (મીમાંસકજી) દ્વારા મોકલવામાં આવેલી સામગ્રીનો ઉપયોગ મારા આ પુસ્તકના બીજા સંસ્કરણમાં કરીશ.' જોકે વસ્તુસ્થિતિ અલગ જ હતી. કારણ કે પંડિત બલદેવ ઉપાધ્યાયજી પાસે પંડિત યુધિષ્ઠિર મીમાંસક દ્વારા કાશી શાસ્ત્રાર્થ વિષયક મોકલવામાં આવેલી સામગ્રી પહેલેથી જ વિદ્યમાન હતી. તેમણે આ જ 'કાશી કી પાંડિત્ય પરંપરા' પુસ્તકના બીજા ભાગમાં પાન ૩૭ પર 'વેદવાણી'ના નવેમ્બર ૧૯૭૦ના વિશેષાંકમાં કાશી શાસ્ત્રાર્થમાં ઉપસ્થિત ૪૦ વિદ્વાનોની નામાવલી સાથે પોતાની સહમતિ પ્રગટ કરી હતી અને શાસ્ત્રાર્થમાં ઉપસ્થિત જનતાની સંખ્યા ૬૦ હજાર હોવાને 'અતિશયોક્તિ' લખી હતી. આટલું જ નહિ, ઉપાધ્યાયજીએ પોતાના આ પુસ્તકમાં 'વેદવાણી'ના નવેમ્બર ૧૯૭૦ના અંકનો પાન નંબર ૧૫ સહિત ઉલ્લેખ કર્યો છે. છતાંય 'વેદવાણી'માં સફેદ જૂઠ લખવાથી દૂર ન રહ્યા કે 'મને કાશી શાસ્ત્રાર્થના વિષય પર બીજી સામગ્રી ન મળી. બહુ જ મહેનત કર્યા બાદ લાલા લજપતરાય દ્વારા લિખિત એક ઉર્દૂ પુસ્તક મળ્યું.' સ્વ. મીમાંસકજીએ પોતાના સહજ સાધુ સ્વભાવને કારણે ઉપાધ્યાયજીના આ મિથ્યા લેખને સત્ય માની લીધો. પરંતુ મેં આ અંગે અનુસંધાન કર્યું અને સંપૂર્ણ તથ્યોથી અવગત થયો. પછી મારા મિત્ર પંડિત પ્રશસ્યમિત્ર શાસ્ત્રીની સાથે આજથી લગભગ ૧૩-૧૪ વર્ષ પહેલાં (એટલે કે ૧૯૮૪માં) ઉપાધ્યાયજીને મળવા તેમના ઘરે ગયો. તેઓ બહુ જ મુશ્કેલીથી અમને મળવા તૈયાર થયા. પરંતુ હજુ તો અમારી ચર્ચા શરૂ જ થઈ હતી એટલામાં તેમના

---

૧૧૦. પંડિત બલદેવ ઉપાધ્યાયે 'કાશી કી પંડિત પરંપરા'માં પાન ૮૨૫ પર લખ્યું છે : "તે સમયે માન્ય 'પ્રત્નકમ્રનંદિની' નામની સંસ્કૃત માસિક પત્રિકામાં સંસ્કૃતમાં એક વિવરણ પ્રકાશિત થયું હતું, જેના આધારે પંડિત મથુરાપ્રસાદ દીક્ષિતે (કે જે આગળ જતાં 'મહામહોપાધ્યાય' થયા, તેમણે) 'સચ્ચા કાશી શાસ્ત્રાર્થ' નામનું હિંદી પુસ્તક સન ૧૯૧૬માં પ્રકાશિત કર્યું હતું. તેનું પુનર્મુદ્રણ બીજા અને ત્રીજા સંસ્કરણ રૂપે બે વાર થયું (સન ૧૯૬૯માં તથા સન ૧૯૭૨માં.)" આ જ પાન પર પાદટીપમાં લખ્યું છે : "('સચ્ચા કાશી શાસ્ત્રાર્થ')ના સંપાદક સ્વામી કેશવપુરીજી તથા પ્રકાશક શક્તિ પ્રકાશન, સંન્યાસી સંસ્કૃત મહાવિદ્યાલય, વારાણસી - પ્રકાશન કરવા બદલ બંને સજ્જન ધન્યવાદને પાત્ર છે." (સંશોધિત સંસ્કરણ)

પુત્ર કે પૌત્ર કોઈ આવી પહોંચ્યા અને અમારા પર નારાજ થઈ પોતાના પિતા કે દાદાને લગભગ ધક્કા મારતા ઘરની અંદર લઈ ગયા. આ છે પદ્મભૂષણ જેવી સંમાનિત પદવીથી વિભૂષિત વારાણસેય પંડિતાગ્રગણ્ય વિદ્વાનનો અસદ્ વ્યવહાર અને મિથ્યા લેખનનો લજ્જાસ્પદ પ્રસંગ ![૧૧૧]

આથી સ્પષ્ટ છે કે આ પંડિત બલદેવ ઉપાધ્યાયે કરેલી કપોલ કલ્પના જ છે. પંડિત બલદેવે પોતાના આ પુસ્તકમાં કાશીમાં રહીને સારસ્વત સાધનામાં લીન રહેલા આર્ય વિદ્વાનોનો પરિચય આપવાનું પણ ટાળ્યું હતું. પંડિત આર્યમુનિ, સ્વામી દર્શનાનંદ, સ્વામી બ્રહ્મમુનિ, સ્વામી વેદાનંદ તીર્થ, પંડિત બ્રહ્મદત્ત જિજ્ઞાસુ, પંડિત યુધિષ્ઠિર મીમાંસક, ડૉ. પ્રજ્ઞાદેવી વગેરે આર્ય વિદ્વાનોનું વિવરણ તેમના આ પુસ્તકમાં હોવું જોઈતું હતું. જ્યારે પંડિત યુધિષ્ઠિર મીમાંસકે તેમનું ધ્યાન આ ત્રુટિ પ્રત્યે દોર્યું ત્યારે તેમણે પંડિત મીમાંસકને જ કાશીના આર્ય વિદ્વાનોનું વિવરણ તૈયાર કરી આપવા કહ્યું કે જેથી પુસ્તકના આગામી સંસ્કરણમાં તેનો સમાવેશ થઈ શકે. પંડિત મીમાંસકની આજ્ઞાનુસાર ડૉ. ભવાનીલાલ ભારતીયે આ વિવરણ લખીને પંડિત બલદેવને મોકલી આપ્યું, જે તેમના પુસ્તકના બીજા સંસ્કરણમાં 'કાશીસ્થ આર્યસમાજી વિદ્વાન્' શીર્ષક ધરાવતા એક અધ્યાયમાં સ્થાન પામ્યું છે. જોકે તેમાં આ અધ્યાયના મૂળ લેખક તરીકે ડૉ. ભવાનીલાલ ભારતીયના નામનો ઉલ્લેખ સુધ્ધાં કરવામાં આવ્યો નથી.[૧૧૨]

આર્યસમાજના વિદ્વાનોની પ્રતિક્રિયાના પરિણામ સ્વરૂપે પંડિત બલદેવ ઉપાધ્યાયે પોતાના આ ગ્રંથના નવીન સંસ્કરણમાં સ્વામી વિશુદ્ધાનંદનાં ઉપર્યુક્ત કપોલકલ્પિત ભોજપુરી વાક્યો કાઢી નાખ્યાં છે અને શાસ્ત્રાર્થ વિષયક વૃત્તાંતમાં પણ કિંચિત્ સંશોધન કર્યું છે.

## કાશી શાસ્ત્રાર્થ ધાર્મિક જગતની મહાક્રાંતિનું નિમિત્ત બની શકે તેમ હતો

કાશીમાં પૌરાણિક પંડિત મંડળીની સાથે થયેલ સ્વામી દયાનંદના આ શાસ્ત્રાર્થનો મુખ્ય વિષય મૂર્તિપૂજા હતો. શાસ્ત્રાર્થના આરંભમાં જ સ્વામી દયાનંદે પંડિત તારાચરણ નૈયાયિકને કહ્યું હતું કે, 'वेदे पाषाणादिमूर्त्तिपूजनस्य यत्र प्रमाणं भवेत् तत् दर्शनीयम्, नास्ति चेद् वद नास्तीति ।' અર્થાત્ 'વેદોમાં ક્યાંય પથ્થર વગેરેની મૂર્તિઓના પૂજનનું પ્રમાણ છે કે નથી ? જો હોય તો બતાવો, અને જો ન હોય તો કહો કે નથી.' આમ, સ્વામીજીએ આ પ્રશ્નના માધ્યમથી શાસ્ત્રાર્થનો વિષય સુવ્યવસ્થિત રૂપે ઉપસ્થિત કરી દીધો હતો. હવે પંડિત તારાચરણ તથા કાશીના અન્ય પંડિતોએ સ્વામીજીના આ પ્રશ્નનો સ્પષ્ટ ઉત્તર આપવાનો હતો. પરંતુ કાશી શાસ્ત્રાર્થના પૂરા વિવરણમાં આપણને ક્યાંય આ પ્રશ્નનો

---

૧૧૧. જ્વલંતકુમાર શાસ્ત્રી, ઋષિ દયાનંદ ઔર આર્યસમાજ, ભાગ ૧, પાન ૪૧૯-૪૨૧ અને કાશી મેં મહર્ષિ દયાનંદ, સંપાદકીય, પાન XII-XIV.

૧૧૨. ભવાનીલાલ ભારતીય, ઋષિ દયાનંદ : સિદ્ધાંત ઔર જીવનદર્શન, પાન ૩૮૨-૩૮૩.

ઉત્તર જોવા મળતો નથી. આ પંડિતો તરફથી સ્વામીજીના આ પ્રશ્નના ઉત્તરમાં આપવામાં આવેલું વેદનું એક પણ ઉચિત કે વિચારણીય પ્રમાણ આપણને પૂરા શાસ્ત્રાર્થમાં ક્યાંય જોવા મળતું નથી. સ્વામીજીએ શાસ્ત્રાર્થના આરંભમાં પંડિત તારાચરણને બે જ વિકલ્પ આપ્યા હતા : ૧. જો વેદોમાં ક્યાંય પથ્થર વગેરેની મૂર્તિઓના પૂજનનું પ્રમાણ હોય તો બતાવો અને ૨. જો વેદોમાં ક્યાંય પથ્થર વગેરેની મૂર્તિઓના પૂજનનું પ્રમાણ ન હોય તો કહો કે નથી. પરંતુ કાશીના પંડિતોએ ઉત્તરમાં આ પૈકી એક પણ વિકલ્પ જણાવ્યો નહિ. એટલે કે ન તો મૂર્તિપૂજાનું પ્રતિપાદન કરતો કોઈ વેદમંત્ર પ્રસ્તુત કર્યો અને ન તો એમ કહ્યું કે, વેદોમાં મૂર્તિપૂજા સમર્થક કોઈ પ્રમાણ ઉપલબ્ધ નથી. સ્વામીજીની વાતના ઉત્તરમાં પંડિત તારાચરણે કહ્યું કે, વેદોમાં પ્રમાણ છે કે નહિ એ તો જોઈશું, પરંતુ જે વ્યક્તિ માત્ર એક વેદોનું જ પ્રમાણ માને છે અને બીજા કોઈ ગ્રંથનું નહિ, તેના પ્રત્યે શું કહેવું ? પંડિત તારાચરણનો આ ઉત્તર ધ્યાનથી વાંચવાથી સમજાય છે કે તેઓ સારી રીતે જાણતા જ હતા કે વેદોમાં મૂર્તિપૂજા સમર્થક એક પણ મંત્ર ઉપલબ્ધ નથી. જો આ પંડિતોએ આ તબક્કે સ્વામીજીના પ્રશ્નના ઉત્તરમાં કોઈ એક વિકલ્પ ઠીક રીતે પ્રસ્તુત કર્યો હોત તો આ શાસ્ત્રાર્થનું પરિણામ સ્પષ્ટ રૂપે સૌની સમક્ષ પ્રગટ થઈ શક્યું હોત. અને જો આવું થયું હોત તો આ મહત્ત્વપૂર્ણ વિવાદિત વિષય પર સંપૂર્ણ દેશ તથા વિશ્વને એક અપૂર્વ નિર્ણય પ્રાપ્ત થઈ શક્યો હોત. પરંતુ કાશીના આ પંડિતો તથા કાશીનરેશનાં હૃદય એટલાં સરળ અને સત્યાગ્રહી ક્યાં હતાં ? તેઓ સત્યને પ્રતિષ્ઠાપિત કરવા કરતાં યેન કેન પ્રકારેણ મૂર્તિપૂજાનો બચાવ કરીને પોતાને વિજયી અને સ્વામી દયાનંદને પરાજિત ઘોષિત કરવા ઈચ્છતા હતા. તેમને તો કાશીની લાજ રાખવી હતી, સત્યની નહિ. તેમને તો પોતાની પ્રતિષ્ઠાની ચિંતા હતી, સત્યની નહિ. અને આ માટે તેઓ વિધિવત્ વાદને તિલાંજલિ આપીને વિષયાંતર, જલ્પ-વિતંડા, અશિષ્ટ વ્યવહાર અને છલ-કપટ બધું જ કરવા માટે તૈયાર હતા. આથી જ તેઓ શાસ્ત્રાર્થ દરમિયાન વિષયાંતર કરીને નવા નવા અસંગત અને ગૌણ મુદ્દાઓ ઉઠાવતા રહ્યા.

ડૉ. ચંદ્રશેખર લોખંડેએ 'કાશી શાસ્ત્રાર્થ વિજય' નામનું એક હિંદી નાટક લખ્યું છે. તેમણે આ નાટકના અંતમાં કાશી શાસ્ત્રાર્થની ગંભીર વિવેચના કરતાં લખ્યું છે :

> જો કાશી શાસ્ત્રાર્થનું સિદ્ધાંતો અને નિયમો અંતર્ગત નિષ્પક્ષ વિવેચન કરવામાં આવે તો તેનો સંપૂર્ણ નિષ્કર્ષ આપણી સમક્ષ આવી જાય છે : આ શાસ્ત્રાર્થમાં સ્વામી દયાનંદ દ્વારા એક પણ ત્રુટિ કે નિયમોનું ઉલ્લંઘન કરવામાં આવ્યું નથી. જ્યારે પંડિત તારાચરણ તર્કરત્ન, સ્વામી વિશુદ્ધાનંદ, પંડિત બાલશાસ્ત્રી રાનાડે, પંડિત માધવાચાર્ય, પંડિત વામનાચાર્ય અને પંડિત શિવસહાય વગેરે પૌરાણિક પંડિતો દ્વારા આ શાસ્ત્રાર્થમાં અનેક ત્રુટિઓ કરવામાં આવી હતી, જે તેમને પરાજયની શ્રેણીમાં ખડા કરી દે છે. આ પંડિતોએ આ શાસ્ત્રાર્થમાં ચાર વાર પ્રકરણાંતર - વિષયાંતર કર્યું, દસ વાર તેઓને નિરુત્તર થવું પડ્યું, સોળ પ્રશ્નોના

ખોટા ઉત્તર આપ્યા, ચાર પ્રશ્નોનાં પ્રમાણ વેદોમાંથી બતાવી ન શક્યા, ત્રણ વાર સામૂહિક રૂપે કોલાહલ મચાવ્યો અને બે વાર સ્વામીજીની સાથે છલ-કપટપૂર્ણ વ્યવહાર કર્યો, જે શાસ્ત્રાર્થના નિયમો વિરુદ્ધ અને આ શાસ્ત્રાર્થ પરંપરાને કલંકિત કરનારો હતો.[૧૧૩]

પ્રાધ્યાપક રાજેન્દ્ર 'જિજ્ઞાસુ'એ કાશી શાસ્ત્રાર્થમાં પૌરાણિકો દ્વારા કરવામાં આવેલી કેટલીક ગંભીર અનિયમિતતાઓ પર પ્રકાશ પાડ્યો છે. જેમ કે : શાસ્ત્રાર્થ સ્થળ પર વેદાદિ ગ્રંથો ઉપસ્થિત હોવા જોઈએ - સ્વામીજીની આ માંગ બહુ જ ન્યાયસંગત હતી, પરંતુ કાશીનરેશે તથા તેમના દક્ષિણાભોગી પંડિતોએ આ માંગનો સ્વીકાર ન કર્યો. આ બહુ મોટું અનર્થ હતું. શાસ્ત્રાર્થમાં બીજો અનર્થ અથવા અન્યાય એ થયો કે કાશીના આ પંડિતોનો કોઈ એક આગેવાન કે નેતા નહોતો. આથી કોઈ કોઈ વાર તો પંડિતોની આખી જમાત સાથે બોલવા લાગતી હતી. શાસ્ત્રાર્થ દરમિયાન રાજાનો આ પંડિતો પર કોઈ અંકુશ નહોતો. સ્વામીજી તો આ શાસ્ત્રાર્થમાં શરૂઆતથી જ મૂર્તિપૂજાના સમર્થનમાં વેદોનું પ્રમાણ માંગતા હતા. મુખ્ય પડકાર તો આ જ હતો. પરંતુ પંડિતો આ મુખ્ય વિષયને છોડીને બીજી વાતો કરતા રહ્યા અને એકની પાછળ બીજો અને બીજાની પાછળ ત્રીજો એમ આ પંડિતો શાસ્ત્રાર્થનો મુખ્ય વિષય છોડીને ભાગતા રહ્યા. સ્વામીજી આ પંડિતોને પ્રકરણ-બાહ્ય વાતો ન કરવાનું વારંવાર કહેતા રહ્યા, પરંતુ પંડિતો તેમની વાતને માનવા તૈયાર નહોતા. કાશીનરેશે પંડિતોને બધાં જ શાસ્ત્રો કંઠસ્થ હોવાની તથા વિશુદ્ધાનંદે પોતાને બધું જ કંઠસ્થ હોવાની ડિંગ મારી હતી, પરંતુ ધર્મનું સ્વરૂપ શું છે ? - આ પ્રશ્ન પૂછીને સ્વામીજીએ પૂરી કાશીની વિદ્યાની પોલ ખોલી નાખી. આ જ રીતે સ્વામીજીએ મનુસ્મૃતિના ધર્મનાં લક્ષણો વર્ણિત કરતા શ્લોકનું પ્રમાણ આપીને પ્રતિપક્ષી પંડિતોના અહંકારનો ચૂરો કરી નાખ્યો. પંડિતોનો એ તર્ક પણ કેટલો અનર્થકારી હતો કે, વેદોમાં 'પ્રતિમા' શબ્દ હોવા માત્રથી મૂર્તિપૂજા વેદોથી સિદ્ધ થઈ ગઈ ! એમ તો વેદોમાં પ્રમાદ, પાપ, નિંદા, અનૃત, અકર્મ, દસ્યુ, દુરિત વગેરે શબ્દો પણ જોવા મળે છે. તો શું એથી પ્રમાદી, પાપી, આળસુ, દુષ્કર્મી વગેરે થવું વેદોક્ત સિદ્ધ થઈ ગયું ? શાસ્ત્રાર્થના મૂળ વિષયથી ભાગી છૂટવા માટે પંડિતો મનમાની કરતા રહ્યા. સ્વામી વિશુદ્ધાનંદે પૂછ્યું કે, વેદ ક્યા ઈશ્વરથી પ્રકાશિત થયા છે ? ન્યાયશાસ્ત્ર પ્રસિદ્ધ ઈશ્વરથી, યોગશાસ્ત્ર પ્રસિદ્ધ ઈશ્વરથી કે પછી વેદાંતશાસ્ત્ર પ્રસિદ્ધ ઈશ્વરથી ? વિશુદ્ધાનંદની આ વાત પરથી સિદ્ધ થાય છે કે, મૂર્તિપૂજકોના ઈશ્વર પણ અનેક છે. આ લોકો દર્શનશાસ્ત્રોમાં પણ પરસ્પર વિરોધ માને છે. હકીકતમાં આવી મિથ્યા બાબતોએ જ આપણી અંદર ફૂટનાં બીજ વાવ્યાં છે, જેનો વિધર્મીઓએ લાભ ઉઠાવ્યો છે. હકીકતમાં શાસ્ત્રાર્થમાં વેદ અને ઈશ્વર વિષયક આવા અપ્રાસંગિક પ્રશ્નો ઉઠાવવા એ આ પાષાણપૂજક પંડિતોની કુટિલ કુચાલ જ હતી. તેમણે વેદોની મદદથી

૧૧૩. ચંદ્રશેખર લોખંડે, કાશી શાસ્ત્રાર્થ વિજય નાટક, પાન ૧૨૪.

મૂર્તિપૂજાને સિદ્ધ કરવાનો વિષય જાણીજોઈને છોડી દીધો હતો. જોકે સ્વામીજીએ વિશુદ્ધાનંદના આ પ્રશ્નનો બહુ જ દૃઢતાપૂર્વક ઉત્તર આપ્યો હતો. વિશુદ્ધાનંદ સાથે વિમર્શ ચાલતો હતો ત્યાં વચ્ચે માધવાચાર્યે યજુર્વેદ (૧૫.૧૪)નો મંત્ર પ્રસ્તુત કરીને મૂર્તિપૂજાને વેદવિહિત સિદ્ધ કરવાનો વ્યર્થ પ્રયાસ કર્યો. સ્વામીજીએ તેમાં આવતા 'પૂર્ત્ત' શબ્દના અર્થ વાવ, કૂવો, તળાવ અને આરામગૃહ (ધર્મશાળા) વગેરે કર્યા. આથી માધવાચાર્યનો પ્રયાસ અસફળ રહ્યો. છતાંય તેઓ દુરાગ્રહ કરી રહ્યા હતા કે 'પૂર્ત્ત' શબ્દથી પાષાણાદિ મૂર્તિપૂજનનું ગ્રહણ કેમ ન કરવું ? આમ શાસ્ત્રાર્થમાં નવા નવા પંડિતોને સ્વામીજી સમક્ષ ઊતારતા રહ્યા. આ જ રીતે માધવાચાર્યે એક વાર ફરી વિષયાંતર કરીને 'વેદોમાં 'પુરાણ' શબ્દ છે કે નથી ?' - આ પ્રશ્ન ઉઠાવ્યો. જ્યારે સ્વામીજીએ તેનો ઉત્તર આપ્યો એટલે વિશુદ્ધાનંદ પણ તેમાં જોડાયા અને તેમણે બૃહદારણ્યકનું 'एतस्य महतो भूतस्य...' - આ 'પુરાણ' શબ્દ ધરાવતું વચન કહીને પુરાણનો વિષય આગળ ચલાવ્યો. આ પંડિતો જાણે એ વાત તો સાવ ભૂલી જ ગયા હતા કે અમારે મૂર્તિપૂજાના સમર્થનમાં શ્રુતિનું પ્રમાણ આપવાનું છે ! માધવાચાર્યે જે બે પાનાં 'આ વેદનાં પાનાં છે' - એમ કહીને કાઢ્યાં હતાં એ પાનાં વેદનાં નહિ, પરંતુ ગૃહ્યસૂત્રનાં હતાં. પંડિતો દ્વારા કરવામાં આવેલું આ બહુ મોટું છલ હતું. આ મુદ્દે પંડિત બાલશાસ્ત્રી, સ્વામી વિશુદ્ધાનંદ તથા વામનાચાર્ય વગેરે અનેક પંડિતો જોડાયા, પરંતુ અહીં 'પુરાણ' શબ્દ બ્રાહ્મણના વિશેષણ તરીકે પ્રયુક્ત છે એ વિશે સ્વામીજીએ ઉઠાવેલા મુદ્દે તથા તેમણે આપેલા પ્રમાણ અંગે આ પંડિતો કોઈ જ સંગત ઉત્તર આપી શક્યા નહિ. છેલ્લે માધવાચાર્યે જે બે પાનાં કાઢીને 'આ વેદનાં પાનાં છે' - એમ કહીને શાસ્ત્રાર્થમાં પ્રસ્તુત કર્યાં હતાં એ પાનાં પણ વેદનાં નહોતાં, પરંતુ ગૃહ્યસૂત્રનાં હતાં. આ એક સુનિયોજિત ષડ્‌યંત્ર હતું. આ ષડ્‌યંત્ર કોઈ એક જ મસ્તિષ્કની ઉપજ નહોતું. સભા-સમાપ્તિની ઘોષણા તો સભાપતિ કાશીનરેશે કરવી જોઈતી હતી, પરંતુ તેમના બદલે આ કામ સ્વામી વિશુદ્ધાનંદની પહેલથી જ થયું અને લોકો ધમાચકડી મચાવવા લાગ્યા.[૧૧૪]

ટૂંકમાં કાશી શાસ્ત્રાર્થનો મુખ્ય વિષય 'મૂર્તિપૂજા વેદવિહિત છે કે નથી' આ હતો. પરંતુ કાશીના પંડિતો પોતાનો પક્ષ સિદ્ધ કરવામાં સ્વયંને અસમર્થ સમજતા હતા. આથી તેઓ મૂળ વિષય છોડીને અન્ય વિષયોમાં શાસ્ત્રાર્થ કરવા લાગ્યા. પંડિત યુધિષ્ઠિર મીમાંસકે પોતાના અનુભવ આધારિત ટિપ્પણી આપતાં લખ્યું છે :

> કાશીના પંડિતોની આ આદત છેલ્લાં સો (હવે દોઢસો) વર્ષમાં પણ બદલી નથી. સન ૧૯૬૪ના ૧૧ નવેમ્બરથી ૧૮ નવેમ્બર સુધી આયોજિત સર્વવેદશાખા સંમેલનમાં મારી સાથે જે શાસ્ત્રાર્થ થયો હતો, તેનો વિષય 'વેદોમાં વિજ્ઞાન

---

૧૧૪. દ્રષ્ટવ્ય : પરોપકારી પાક્ષિકના એપ્રિલ ૨૦૧૫ના પ્રથમ અંકના પાન ૧૩-૧૭ પર પ્રકાશિત પ્રા. રાજેન્દ્ર 'જિજ્ઞાસુ'નો 'કાશી શાસ્ત્રાર્થ કા વૃત્તાંત' લેખ.

છે કે નથી' એ હતો. પરંતુ પંડિત લોકો દરેક પ્રકરણમાં નિરુત્તર થતાં જ અન્ય પ્રકરણમાં શાસ્ત્રાર્થ કરવા લાગતા હતા. કાશી શાસ્ત્રાર્થ સાથે એક બીજી સમાનતા પણ હતી : હું પુસ્તકરૂપી આયુધ રહિત એકલો જ પચાસ જેટલા પંડિતો સામે ઝઝૂમતો રહ્યો. પુરીના શંકરાચાર્ય નિરંજનદેવ તીર્થ મારા પૂર્વાશ્રમના પરિચિત હતા. છેવટે તેમણે ખુશામત કરીને આ શાસ્ત્રાર્થ સમાપ્ત કર્યો.[૧૧૫]

'પ્રત્નકમ્રનંદિની'માં પ્રકાશિત શાસ્ત્રાર્થ વિવરણમાં પંડિત સત્યવ્રત સામશ્રમીએ લખ્યું છે : 'कोलाहलम्' એટલે કે શાસ્ત્રાર્થમાં કોલાહલ થયો અને કાશીનરેશે કહ્યું કે, '... परं न एकेन केनचित्कोविदेन पराजेयः सम्भाव्यते' અર્થાત્ કોઈ એક વિદ્વાનથી દયાનંદને પરાજિત કરવા સંભવ નથી. આ શબ્દોથી સ્પષ્ટ થાય છે કે શાસ્ત્રાર્થમાં પંડિતોએ કોલાહલ કર્યો હતો અને દયાનંદને પરાજિત કરી શકાયા નહોતા. જ્યારે વ્યક્તિનો સિદ્ધાંત કે પક્ષ મિથ્યા સિદ્ધ થાય છે ત્યારે તે પરાજિત થતી હોય છે. પરંતુ અહીં તો સ્વામીજીએ સિંહગર્જના કરી હતી કે 'મૂર્તિપૂજા વેદવિરુદ્ધ છે', અને તેમની આ વાતનું ખંડન કોઈ પણ પંડિત કરી શક્યો નહિ. આથી આ શાસ્ત્રાર્થમાં સ્વામીજીની નહિ, પરંતુ પંડિતોની હાર થઈ હતી.

શાસ્ત્રાર્થ દરમિયાન પ્રસંગ આવ્યે સ્વામીજીએ આ પંડિતોને ધર્મનું સ્વરૂપ નિરુપણ કરતું પ્રમાણ પૂછ્યું, ધર્મના સ્વરૂપનું પ્રતિપાદન કરતું પ્રમાણ પૂછ્યું, અધર્મનાં લક્ષણોનું પ્રમાણ પૂછ્યું અને 'કલ્મ' સંજ્ઞા વિશે પણ પ્રશ્ન કર્યો. પરંતુ કાશીના પંડિતો આ ચારેયમાંથી એક પણ પ્રશ્નનો સંતોષજનક ઉત્તર આપી શક્યા નહિ. જોકે શાસ્ત્રાર્થના મૂળ વિષયને જોતાં આ બધા પ્રશ્નોને ગૌણ માની શકાય; કારણ કે મુખ્ય વિષયની સિદ્ધિ-અસિદ્ધિ તો ફક્ત એ જ વાતથી થઈ શકતી હતી કે, શું આ પંડિતો ચાર વેદમાંથી કોઈ એવું પ્રમાણ રજૂ કરી શક્યા છે કે જેમાં પથ્થર વગેરેમાંથી બનાવેલી મૂર્તિઓની પૂજા કરવાની વાત કહેવામાં આવી હોય. તેઓ આ કામ તો કરી ન શક્યા. હલ્લા-ગલ્લા કરીને કોલાહલ મચાવવો તથા સ્વામી દયાનંદ જેવા એકાકી સંન્યાસી પર આક્રમણ કરવું-કરાવવું તો આસાન હતું.

સ્વામી દયાનંદની ઉત્તરાધિકારિણી 'પરોપકારિણી સભા' અજમેરના વર્તમાન અધ્યક્ષ ડૉ. વેદપાલે કાશી શાસ્ત્રાર્થ વિશે લખ્યું છે :

> મહર્ષિ દયાનંદ દ્વારા કાશીના વિદ્વાનોની મંડળીને શાસ્ત્રાર્થમાં લલકારવી એ ઓગણીસમી સદીના ઇતિહાસની એક મહત્ત્વપૂર્ણ ઘટના છે. આ શાસ્ત્રાર્થમાં કાશીના વિદ્વાનોનો સમૂહ ન તો શાસ્ત્રીય પરંપરાનો નિર્વાહ કરી શક્યો અને ન તો પંડિત હલધર ઓઝાની જેમ સહજ ભાવે પોતાનો પરાજય પણ સ્વીકારી શક્યો. એ કહેવું અનુચિત નહિ કહેવાય કે કાશીનરેશના સમર્થન તથા સ્વામી વિશુદ્ધાનંદજીના આશીર્વાદથી પંડિતોએ જે કોલાહલ અને ઉચ્છૃંખલ વ્યવહાર કર્યો તેને વિદ્વાનોને છાજે તેઓ કહેવો તો દૂર, પરંતુ માનવીય વ્યવહાર કહેવો

૧૧૫. યુધિષ્ઠિર મીમાંસક, સ્વામી દયાનંદ સરસ્વતી ઔર ઉનકે કાર્ય, પાન ૧૦, પાદટીપ.

પણ મુશ્કેલ છે. ૧૮૬૯ પછી પણ મહર્ષિ પોતાના પ્રત્યેક કાશી પ્રવાસ દરમિયાન પંડિતોને શાસ્ત્રાર્થ માટે આહ્‌વાન કરતા રહ્યા, પરંતુ ક્યારેય કોઈ પંડિત એ માટે તૈયાર ન થયો. મહર્ષિના વિજયનું આથી વધીને કોઈ બીજું પ્રમાણ શું હોઈ શકે છે ?[૧૧૬]

પ્રા. રાજેન્દ્ર 'જિજ્ઞાસુ'એ આ શાસ્ત્રાર્થમાં કોનો વિજય થયો અને કોનો પરાજય થયો એ વિશે માર્મિક ટિપ્પણી આપતાં લખ્યું છે :

આ શાસ્ત્રાર્થમાં બંને પક્ષો પોતપોતાના ઉદ્દેશ્યમાં વિજયી રહ્યા. કાશીના પંડિતોએ હોહા કરીને હુલ્લડ મચાવવામાં જીત મેળવી લીધી. તેઓ નહોતા ઈચ્છતા કે કાશીના લોકો ઋષિ દયાનંદની સત્યવાણી સાંભળે. આ ઉદ્દેશ્યમાં આ પંડિતો સારા એવા સફળ રહ્યા. ઋષિએ પંડિતોને પડકાર ફેંક્યો હતો કે વેદોમાં મૂર્તિપૂજાનું પ્રમાણ બતાવો. પરંતુ કાશીના પંડિતો મૂર્તિપૂજાના સમર્થનમાં એક પણ પ્રમાણ પ્રસ્તુત કરી શક્યા નહિ. આમ ઋષિ દયાનંદ પોતાના ઉદ્દેશ્યમાં નિર્વિવાદ રૂપે વિજયી રહ્યા.[૧૧૭]

જો કાશીના રાજાએ તથા પંડિતોએ આ શાસ્ત્રાર્થમાં સત્યનું સંમાન કર્યું હોત તો આ શાસ્ત્રાર્થ સમસ્ત ધાર્મિક જગતની મહાક્રાંતિનું નિમિત્ત બની શક્યો હોત. પરંતુ આવું ન થયું અને મૂર્તિપૂજાનો અવિદ્યા-અંધકાર અધિકાધિક પ્રગાઢ થતો રહ્યો.

પ્રકરણના અંતમાં મહાન કવિ પ્રદીપ દ્વારા રચિત તથા તેમના જ દ્વારા સ્વરબદ્ધ ''ઋષિ-ગાથા''ની કાશી-શાસ્ત્રાર્થ વિષયક પંક્તિઓ તથા શ્રી શ્યામ રચિત સ્વામી દયાનંદ વિષયક એક પ્રસિદ્ધ ગીતની પંક્તિઓ ટાંકવાનો લોભ ટાળી શકાતો નથી :

કવિ પ્રદીપે લખ્યું તેમ જ ગાયું છે :

*કુછ કાલ બાદ સ્વામી ને કાશી જાને કી ઠાની,*
*ઉસ કર્મકાંડ કી નગરી પર અપની ભ્રૂકુટિ તાની.*

*જબ ભરી સભા મેં સ્વામી કી આવાજ બુલંદ હુઈ,*
*તબ દંગ હો ગએ લોગ બોલતી સબ કી બંદ હુઈ.*

*વેદોં મેં મૂર્તિપૂજા હૈ કહાં સ્વામી ને સવાલ કિયા,*
*ઈસ વિકટ પ્રશ્ન ને સભી દિગ્ગજોં કો બેહાલ કિયા.*

*કાશીવાલોં ને બહુત સિર ફોડા કી માથાપચ્ચી,*
*પર અંત મેં નિકલી દયાનંદજી કી હી બાત સચ્ચી.*

---

૧૧૬. ચંદ્રશેખર લોખંડે રચિત 'કાશી શાસ્ત્રાર્થ વિજય નાટક'ની પ્રસ્તાવના, પાન ૮.

૧૧૭. મહર્ષિ દયાનંદ સરસ્વતી સંપૂર્ણ જીવનચરિત્ર, ભાગ ૧, પાન ૨૭૫, પાદટીપ ૧.

*મચ ગયા તહલકા અભિમાની ધર્માધિકારિયોં મેં,*
*ભારી ભગદડ મચ ગઈ સભી પંડિત-પુજારિયોં મેં.*

*ઈતિહાસ બતાતા હૈ ઉસ દિન કાશી કી હાર હુઈ,*
*હર એક દિશા મેં ઋષિરાજા કી જય-જયકાર હુઈ.*[૧૧૮]

શ્રી શ્યામે લખ્યું છે :

*દેખા ન કોઈ દૂજા, ઋષિવર મહાન જૈસા,*
*એક ઓર સારી દુનિયા, એક ઓર વો અકેલા.*

*કુછ સાથ મેં નહીં થા, ચેલી ન કોઈ ચેલા,*
*દુનિયા કે હર સિતમ કો, મર્દાનગી સે ઝેલા.*

*હર દમ રહા અડા વો, સુદૃઢ ચટ્ટાન જૈસા,*
*દેખા ન કોઈ દૂજા, ઋષિવર મહાન જૈસા.*[૧૧૯]



૧૧૮. આ પંક્તિઓ ‘ઋષિગાથા’ નામના પ્રસિદ્ધ ગીતમાંથી લેવામાં આવી છે, જેમાં મહર્ષિ દયાનંદનાં જીવન તથા કાર્યોનું ભાવપૂર્ણ વર્ણન કરવામાં આવ્યું છે. આ ‘ઋષિગાથા’ના રચયિતા અને ગાયક દિગ્ગજ કવિ તથા ગીતકાર પ્રદીપજી (૬.૨.૧૯૧૫ - ૧૧.૧૨.૧૯૯૮) હતા, જેમણે આપણને ‘ઐ મેરે વતન કે લોગોં...’, ‘દે દી હમેં આઝાદી બિના ખડગ બિના ઢાલ...’, ‘હમ લાયેં હૈં તૂફાન સે કશ્તી નિકાલ કે...’ તથા ‘આઓ બચ્ચોં તુમ્હેં દિખાએં ઝાંકી હિંદુસ્તાન કી...’ જેવાં અનેક યાદગાર ગીતો આપ્યાં છે. ‘ઋષિગાથા’ ગૂગલ પર આસાનીથી ઉપલબ્ધ છે અને શ્રવણ કરવા યોગ્ય છે.

૧૧૯. શ્રી સ્વામી રામદેવ અનેક પ્રસંગે શ્રી શ્યામ રચિત આ ગીત પૂરા શ્રદ્ધાભાવથી ગાતા હોય છે.

: ૫ :

# સ્વામી દયાનંદ - એક સુધારક

## ડૉ. રુડોલ્ફ હાર્નલીનો 'ધ ક્રિશ્ચિયન ઈન્ટેલિજન્સર'માં પ્રકાશિત કાશી શાસ્ત્રાર્થ વિષયક રિપોર્ટ

ડૉ. રુડોલ્ફ હાર્નલી[1] સ્વામી દયાનંદથી સુપરિચિત હતા. તેઓ કાશી શાસ્ત્રાર્થના પ્રત્યક્ષદ્રષ્ટા હતા. તેમણે આ શાસ્ત્રાર્થનું વિસ્તૃત વિવરણ અંગ્રેજીમાં લખીને શાસ્ત્રાર્થના લગભગ ચાર મહિના બાદ કલકત્તાથી પ્રકાશિત થતાં 'ધ ક્રિશ્ચિયન ઈન્ટેલિજન્સર' (The Christian Intelligencer) નામના પત્રના માર્ચ ૧૮૭૦ના અંકમાં 'એ હિંદુ રિફોર્મર' ('એક હિંદુ સુધારક') શીર્ષક હેઠળ પ્રકાશિત કરાવ્યું હતું. લાલા લજપતરાયે 'એ હિસ્ટરી ઑફ ધી આર્યસમાજ' (અથવા 'ધી આર્યસમાજ') નામના પુસ્તકમાં હાર્નલીના આ રિપોર્ટ વિશે લખ્યું છે :

> By good fortune I have been able to reproduce the original article which appeared in The Christian Intelligencer in 1870, giving an account of the disputation held at Benares, in November, 1869, between Swami Dayananda and the Kashi Pandits. Bawa Chhajju Singh had had to retranslate into English the vernacular translation given in my work in 1898. For this valuable contribution my best thanks are due to Mr. Porter, the Librarian of the Church Missionary Society, London, for having lent me the volume containing the article.[2]
>
> સ્વામી દયાનંદ અને કાશીના પંડિતો વચ્ચે નવેમ્બર ૧૮૬૯માં થયેલા શાસ્ત્રાર્થનું વિવરણ સદ્‌ભાગ્યે 'ધ ક્રિશ્ચિયન ઈન્ટેલિજન્સર'માં ૧૮૭૦માં પ્રકાશિત થયું હતું, જે મેં અહીં મૂળ રૂપે ઉદ્‌ધૃત કર્યું છે. બાબા છજ્જૂસિંહે આ જ વિવરણ મારા ૧૮૯૮માં પ્રકાશિત થયેલ ઉર્દૂ પુસ્તક ['મહર્ષિ દયાનંદ ઔર ઉનકા કામ']માંથી લઈને તેને ફરીથી અંગ્રેજીમાં અનૂદિત કરીને પોતાના પુસ્તકમાં

---

૧. રુડોલ્ફ હાર્નલીનો પરિચય આ પુસ્તકના પાન ૨૮૯ પર આપવામાં આવ્યો છે.

૨. લજપતરાય, એ હિસ્ટરી ઑફ ધી આર્યસમાજ (ધી આર્યસમાજ), ઈન્ટ્રડક્શન, પાન ૪.

આપ્યું છે. આ મૂલ્યવાન અવતરણ માટે હું લંડનની ચર્ચ મિશનરી સોસાયટીના ગ્રંથપાલ મિસ્ટર પોર્ટરનો આભારી છું કે જેમણે મને એ પુસ્તક કે જેમાં આ લેખ પ્રકાશિત થયો હતો તે આપ્યું.

ડૉ. ભવાનીલાલ ભારતીયે આ વિશે લખ્યું છે :

'ધ ક્રિશ્ચિયન ઈન્ટેલિજન્સર'નો દયાનંદ વિષયક ઉક્ત સંદર્ભ સર્વપ્રથમ પંડિત દુર્ગાપ્રસાદે પોતાના 'ટ્રાઈઅમ્ફ ઑફ ટ્રૂથ' (Triumph of Truth) પુસ્તકમાં ઉદ્ધૃત કર્યો હતો. જ્યારે દેવેન્દ્રનાથ મુખોપાધ્યાયે પોતાના પ્રથમ 'દયાનંદ ચરિત'ની રચના કરી ત્યારે તેમણે હાર્નલીના આ સંદર્ભને 'ટ્રાઈઅમ્ફ ઑફ ટ્રૂથ'માંથી જ ઉદ્ધૃત કર્યો હતો.[૩]

## A Hindoo Reformer[૪]

The fame of the reformer who lately put the whole city of Benares in commotion seems to have gone abroad. Some account, therefore, of him and his views, and the public disputation held with him, from one who was present at the disputation, and met and conversed with the reformer several times before and after that event, will perhaps be not uninteresting to the readers of the *Intelligencer*.

The name of the reformer is Dayananda Saraswati Swami. He is a native of some village in Guzerat; the name of the place he will not disclose to any one, from a fear that his father, who declares him to be mad, will come and take him forcibly away, as he already once did on a previous occasion. He is a fine-looking man, large but well proportioned; his face, especially, expressive of much intelligence. His outward appearance is that of a Sanyasi or religious beggar: almost entirely naked and besmeared with the sacred bhasma (ashes of cow-dung). He speaks Sanskrit fluently, though not in very polished style, and in a few instances not quite correctly.[૫] He is a good reasoner and pretty fair in controversy, at least so far that he generally allows his opponent to state his case

---

૩. ભવાનીલાલ ભારતીય, સ્વામી દયાનંદ સરસ્વતી : સમસામયિક પત્રોં મેં, પાન ૪૩.

૪. 'The spelling of this writer is preserved, but some of his accents are omitted.' - Lala Lajpat Rai (A History of The Arya Samaj, p. 28.)

૫. For example, he denied that the verbal root man, to believe, may form the I. pers. plur. pres. manmahe, beside the forms manumahe and manyamahe.' - A.F.R.H.

without interruption; but extremely authoritative in all his positions. His case and mind is made up, and, believing his acquaintance with the *Vedas* to be superior to that of any of his adversaries, he will listen with a kind of contemptuous courtesy to anything that they may have to bring forward, and often, especially in the case of inferior pandits, only answer by an authoritative assertion of the contrary. He is well versed in the *Vedas*, excepting the fourth or *Atharva Veda*, which he had read only in fragments, and which he saw for the first time in full when I lent him my own complete MS. copy. It should be remembered, however, that the Brahmans understand by the *Vedas* a great deal more than we do, namely, not only the hymns generally known as the four Vedas, but also the theological treatises in prose appended to the former, - called the *Brahmanas* and *Upanishads*, etc. He devoted himself entirely to the study of the *Vedas* from his eleventh year, and thus he is more practically conversant with them than most, if not all, of the great pandits of Benares, who generally know them only at second-hand, or even less. At any rate, and this is the most remarkable feature distinguishing him from other pandits, he is an independent student of the *Vedas*, and free from the trammels of traditional interpretation. The standard commentary of the famous Sayanacharya is held of little account by him. It can be no wonder, therefore, that his Vedic studies, conducted in that spirit, led him to the conviction that almost the whole of the (comparatively) modem Hinduism is in entire and irreconcilable contradiction with the *Vedas* and the Hinduism of Vedic times, about 2,000 years ago. Being of an active character, he determined not to keep his conviction to himself, but to impart it to his countrymen, and try to effect an entire reform of Hindu society. Briefly, his object is to replace Hindu society exactly into the same state as it was about 2,000 years ago, when, as yet, none of the six philosophical systems existed, nor any of the eighteen *Puranas*, the sources of modem Hinduism with its castes and idolatry; but when the *Vedas* and Vedic usages reigned supreme, and when one

God only was adored, and the *Vedas* only were studied, and the sacrifice of the *homa* only, with its elaborate ceremonial, was performed by the priest for himself and the soldier and the peasant. At least, this is the fond dream of the reformer. But history never travels back in this manner; no nation, especially not one like the Hindus, can or ever will retrace its steps to live again in a state of things of 2,000 years ago. Hence this attempt at reform must fail. But he may prepare the way for another reform; he may possibly convince the Hindus that their modem Hinduism is altogether in opposition to the *Vedas*, a fact of which most of them are profoundly ignorant, and the few who know or suspect it find it convenient to shut their eyes to it. If once they become thoroughly convinced of this radical error, they will no doubt abandon Hinduism at once, for they cling to it only because they believe that it has the sanction of immemorial antiquity and of the earliest forefathers of their race, who are believed to have communed with the Eternal One Himself. They cannot go back to the Vedic state, that is dead and gone, and will never revive. Some thing more or less new must follow. We will hope it may be Christianity, but, whatever it may be, anything seems better than the present intellectually and morally monstrous idolatry and caste. I confess, however, that I am not sanguine that the efforts of the reformer will effect even this preparatory step to reform. He travels up and down the banks of the Ganges, and stops here and there in the large towns to disseminate his views, but, as far as I could ascertain, he seems to have met nowhere with much success except in Furruckabad, near Cawnpore, where, indeed, if report is to be trusted, his success has been complete. The Brahmins of that place in a body are said to have declared for him, and to have cleared the temples of all idols. It is certain that a very rich Mahajan of that place has become a convert to his views, and has established a school where the reformed Hinduism is taught; and there is not much doubt that his influence will have effected the conversion of all those needy Brahmins who depend on him for their sustenance. But beyond

this probably the report is exaggeration. His appearance in Benares was certainly a failure. Nevertheless the commotion caused by it at first was great, and though it now, to outward appearance,[૬] seems to have quite subsided, some of the ferment is still active under the surface; and, if it were judiciously worked by the Mission, and indirect support given to the cause of the reformer, it seems not improbable that the result, of which his attempt failed at first, might yet be accomplished.

The date of his arrival in Benares I do not know. It must have been in the beginning of October: I was then absent. I first saw him after my return in November. I went to see him in company with the Prince of Bhaurtpore and one or two pandits. The excitement was then at its height. The whole of the Brahmanic and educated population of Benares seemed to flock to him. In the verandah of a small house at the end of a large garden near the monkey-tank, he was holding daily levees from early in the morning till late in the evening, for a continuous stream of people who came, eager to see and listen to, or dispute with the novel reformer. It does not appear, however, that the heads of the orthodox party or the pandits of the greatest repute ever visited him, unless they did it secretly. The intensity of the excitement at last induced the Raja of Benares, in concert with his court pandits and other men of influence, to take some notice of the reformer, and to arrange a public disputation between him and the orthodox party, in order to allay the excitement by a defeat of the reformer. They were quite sanguine as to his defeat, but I fear there was a determination from the beginning that they would win the day by any means, whether foul or fair. The disputation took place on the 17th [actually 16th] of November, in the place where the reformer had taken up his abode; it lasted from about 3 to 7 o'clock p.m. The Raja himself was present and presided. Even the great Vedantist, the head it seems of the orthodox party, Vishudananda Gour Swami, who is said never to have left his dwelling before -

---

૬. 'This evidently was written five or six months after the event.' - Lajpat Rai, A History of The Arya Samaj, p. 30.

of course an exaggeration - condescended to emerge for once from his place of meditation on the banks of the Ganges to assist with his learning the failing wits of the defenders of orthodoxy, and to give additional authority to the anticipated defeat of the reformer - a clear proof that the reformer was thought a formidable enemy. All the most reputed pandits were there, and a large concourse of other people, learned and unlearned, but all of the respectable class. A detachment of policemen also were present, who guarded the entrance to the garden against a dense crowd outside, which in vain strove to get admittance; but they were also intended, I suspect, to protect the lonely reformer in case any act of violence should be attempted against him by his enraged adversaries. But nothing of the kind occurred; all went off quietly, except that, at the last, when the assembly broke up, the orthodox party loudly jeered the poor reformer in token of their ill-gotten victory. But, whether gotten ill or well, their victory had certainly the result they desired. The change was very remarkable in the state of things before and after the disputation. As quickly as the excitement had arisen before, so quickly it subsided afterwards. Whereas, before, multitudes flocked to see him, those who came afterwards might be easily counted. The reformer himself was practically ex- communicated, and any one who would visit him after his refutation was threatened with the same measure. Immediately after the disputation, a written defence was sent by the reformer to his opponents, but I believe no notice was taken of it. Then an account of his doctrines was prepared by the reformer and printed about a month afterwards. At the same time also a public challenge to his opponents to answer his pamphlets was issued by him. But again no notice was taken of it by the orthodox party. The reformer still remained till towards the end of January. Then he left Benares to visit the Mela at Allahabad, and to try to influence the multitude assembled there. The last time I saw him, he had not made up his mind whether he should return to Benares after the Mela or visit some other place. Since his departure

the orthodox party have also brought out a pamphlet on the disputation and the questions between themselves and the reformer in general. The doctrines of the reformer may be referred chiefly to the following three heads : the extent of the Hindu Canon, the truth of idolatry, and the mythology and the question of caste; connected with these, however, there are many minor points.

**[1. The extent of the Hindu Canon:]** The first of the three forms the foundation of his whole reform. The only writings which he acknowledges as Shastras are the following twenty-one:

1-4, the four *Vedas*; 5-8, the four *Upavedas*; 9-14, the six *Vedangas*; 15, twelve *Upanishads*; 16, the *Sarirakasutras*; 17, the *Katyayanasutras*, etc.; 18, the *Yogabhashya*; 19, the *Vakovakya*; 20, the *Manusmriti*; and 21, the *Mahabharata*.[૭] Of these the *Vedas* are acknowledged on account of their being the utterance of God Himself, and the others as being directly founded on the *Vedas* or expressly mentioned in them. Whatever else is considered as shastras by the orthodox Hindus, notably the six Darsanas or philosophical systems

---

૭. The four Vedas are the Rigveda, the Yajurveda, the Samaveda, and the Atharva Veda, including their respective Brahmanas. The four Upavedas are the Ayurveda on medical science, including two books; the Dhanurveda, military science; the Gandharvaveda on musical science; and the Arthaveda on mechanical science; the six Vedangas are the Siksha on pronunciation; the Kalpa on ceremonial, the Vyakarana or Grammar of Panini; the Commentary of Patanjali (Mahabhashya); the Nirukta or etymological vocabulary; the Chhanda on prosody; and the Jyotisha on astronomy and astrology, including only one book; the Bhrigu Sanhita. The twelve Upanishads are: Isa, Kena, Katha, Prashna, Mundaka, Mandukya, Taitareya, Aitereya, Chhandogya, Brihadaranyaka, Svetasvatara, and Kaivalya. There exist many more Upanishads which are acknowledged by orthodox pandits; but they are all rejected by Dayananda. The Mahabharata is not acknowledged by him in its entirety; but many portions are declared by him spurious, among others, if I mistake not, the famous Bhagavadgita. This list of shastras here given may be relied upon as correct, as the reformer wrote them down for me on a paper with his own hand. - A.F.R.H.

and the eighteen *Puranas*, he repudiates as false, because their contents are contradicted by the *Vedas* or because they are not mentioned in them. Starting from this premise, he rejects everything in modern Hinduism which is either directly contradicted in the *Vedas* or not expressly sanctioned in them.

It will be seen from this statement that there is no difference between him and the orthodox pandits as to the principle of the Canon; for both agree in this, that the *Vedas* only are authoritative, and that whatsoever is opposed to them is false, the difference really arises in the previous question: what are the *Vedas* ? Dayananda acknowledges only the present *Vedas*, and what can be proved from them; the other pandits, on the contrary, believe and assert the previous existence of many other Vedic writings, which they say have perished, and which, they assume, contained the complete proof for every shastra and everything in Hinduism which cannot be supported by the now existing *Vedas*. Such a position, of course, is very difficult to be proved. But some European scholars think that the pandits are to be believed; among them is Max Muller. His argument is briefly this[૮]: the assertion of lost *Vedas* was first made during the Buddhistic controversy to vindicate a Vedic origin to some parts of Brahmanism; now, as the assertion is incapable of proof, the Buddhists might easily have made use of it to support their own tenets: it is therefore a dangerous weapon, and, it is thought, would not have been used by the advocates of Brahmanism, unless it had been true. I doubt, however, whether this is a sound argument. As there was no proof for some things in the existing *Vedas*, there was only this alternative left to the advocates of Brahmanism, either to admit that there was no Vedic proof, which would have been suicidal, or to assert the previous existence of lost Vedic writings, whether or not there was any foundation for it, although this was dangerous. There can be no hesitation as to which of these alternatives they

---

૮. See his Ancient Sanskrit Literature, pp 106-7. - A.F.R.H.

## 'ધ હિંદુ પૅટ્રિઅટ'માં પ્રકાશિત વિવરણ

કલકત્તાના પ્રસિદ્ધ અંગ્રેજી સાપ્તાહિક 'ધ હિંદુ પૅટ્રિઅટ' (The Hindu Patriot)ના ૧૭ જાન્યુઆરી ૧૮૭૦ના અંકમાં એક સંવાદદાતાએ કાશી શાસ્ત્રાર્થનું વિવરણ આ મુજબ પ્રકાશિત કર્યું હતું :

> That stronghold of Hindu idolatry and bigotry, which according to Hindu mythology stands on the trident of Siva, and is therefore not liable to the influence of earth-quakes, has lately been shaken to its foundations by the appearance of a sage from Guzerat. The name of this great personage is Dayananda Sarasvati. He has come with the avowed object of giving a death-blow to the present system of Hindu worship. He considers the Vedas to be the only religious books worthy of regard and styles the Puranas as cunningly-devised fables - the invention of some shrewd Brahmans of a later period for the subservance of their selfish motives. The Vedas, says he, entirely ignore idol-worship, and he challenges the Pandits and great men of Benares to meet him in argument. Sometime ago the Maharajah of Ramanagar held a meeting in which he invited the great Pandits and the elite of Benares. A furious and protracted *logomachi* took place between Dayananda Sarasvati and the Pandits, but the latter notwithstanding their boasted learning and deep insight into the Shastras, met with a signal discomfiture. Finding it impossible to overcome the great man by a regular discussion, the Pandits resorted to the adoption of a sinister end to subserve their purpose. They made over to the sage an extract from the Puranas that savored of idolatry and handed it over to the Sarasvati saying that it is a text from the Vedas. The latter was pondering over it, when the host of the Pandits headed by the Maharajah himself clapped their hands signifying the defeat of the great Pandit in the religious warfare. Though mortified greatly at the unmanly conduct and hard treatment of the Maharajah, Dayananda Swami has not lost courage. He is still waging the religious contest with more earnestness than ever. Though alone, he stands undaunted in the midst of a host of opponents.

He has the shield of truth to protect him and his banner of victory is wafting in the air. The Pandit has lately published a pamphlet styled "Satya Dharma Bichar" containing particulars of the religious contest above alluded to, and has issued a circular calling on the Pandits of Benares to show which part of the Vedas sanctions idol-worship. No one has ventured to make his appearance.

Hearing the great fame of the sage, we made up our minds to pay him a visit, and accordingly went to Anand Bag, near Durga Bari in Benares, in which romantic garden he has taken up his temporary residence. The Rishi-like appearance of the venerable Pandit, his cheerful countenance and child-like simplicity, made on our minds an impression never to be effaced. When he began to speak, *manna* dropped from his lips, and the wise instructions he gave us forced us to the conviction that the golden age of India has not altogether disappeared. The great Pandit after 18 years of research into the Vedas has come to the conclusion that they do not savor of idolatry at all and with the view of resuscitating the Vedic religion of the ancient sages of India, he has come out on his mission of religious reformation. He has bid adieu to all worldly enjoyment, he has assumed the austerities of an anchorite, and is buoyant with the hope of regenerating Hinduism and securing a lasting boon for his countrymen. With the view of promulgating correct theistic doctrines and dispelling the misunderstanding of the present *sannyasis* and *pandits* who hold pantheism to be the main doctrine of the Vedas, he is now appealing to his educated and enlightened brethren to establish a Vedic School, the teachership of which he will most gladly accept.

In conclusion, we would make a strong appeal to the heads of the orthodox class of Hindoos to assist Dayananda Sarasvati in establishing a Vedic School. Almost all the educated natives are theists at heart, and though some cling to idolatry for the sake of their parents and nearest relations, many have

avowedly adopted Brahmaism. It is therefore meet that the Vedic religion should be revived. The tide of progress can not be obstructed, and the members of the "Sanatan Dharm Rakshini Sabha" will ill-succeed in keeping up the present system of Hinduism. They will secure the lasting gratitude of the Hindoos if they try to purify Hinduism from the corruption that has crept into it, and establish the Vedic religion as the religion of the educated.[૪૧]

કાશી ક્ષેત્ર હિંદુઓની મૂર્તિપૂજા અને ધર્માંધતાનો ગઢ છે. હિંદુ પૌરાણિક કથાઓ અનુસાર આ કાશી શિવજીના ત્રિશૂળ પર ટકેલી છે અને તેને ધરતીકંપ પણ હલાવી શકતો નથી. પરંતુ ગુજરાતના એક જ્ઞાની પુરુષના આવિર્ભાવથી આ કાશી કંપી ઊઠી છે. આ મહાન વ્યક્તિત્વનું નામ દયાનંદ સરસ્વતી છે. તેઓ હિંદુઓની વર્તમાન પૂજા-પદ્ધતિની પોકળતા અને સત્ત્વહીનતા બતાવવા અહીં આવ્યા છે. તેઓ વેદોને જ પ્રામાણિક ધાર્મિક ગ્રંથ માને છે. તેમનું માનવું છે કે આ તથાકથિત 'પુરાણ' કેટલાક ધૂર્ત અને ચાલાક બ્રાહ્મણોએ લુચ્ચાઈપૂર્વક રચેલી કથાઓ છે. દયાનંદનું કથન છે કે વેદમાં મૂર્તિપૂજાનો બિલકુલ ઉલ્લેખ નથી. આથી તેમણે કાશીના પંડિતો તથા મહાનુભાવોને શાસ્ત્રાર્થ માટે પડકાર ફેંક્યો. તદનુસાર રામનગરના મહારાજાએ કાશીમાં એક શાસ્ત્રાર્થ સભા આયોજિત કરી અને તેમાં કાશીના પંડિતો તથા ચુનંદા મહાનુભાવોને આમંત્રિત કર્યા. એ સભામાં કાશીના પંડિતો અને દયાનંદ સરસ્વતી વચ્ચે આશ્ચર્યજનક અને લાંબો વાદવિવાદ ચાલ્યો. પરંતુ કાશીના પંડિતોની અહંકારપૂર્ણ વિદ્વત્તા અને શાસ્ત્રો પરની પકડ કંઈ જ કામ ન આવી. તેમને પરાજયનું મોં જોવું પડ્યું. પેલા મહાપુરુષને નિયમિત શાસ્ત્રાર્થથી કોઈ પણ રીતે હરાવી શકાશે નહિ, એવું સમજીને પંડિતોએ પોતાના ઉદ્દેશ્યની પૂર્તિ માટે અનુચિત માર્ગ અપનાવ્યો. તેમણે આ સંન્યાસીની સામે પુરાણોનાં કેટલાંક પાનાં 'આ વેદનાં પાનાં છે' એમ કહીને પ્રસ્તુત કર્યાં અને કહ્યું કે, આમાં મૂર્તિપૂજાનું પ્રતિપાદન કરવામાં આવ્યું છે. સ્વામીજી આ પાનાં હાથમાં લઈને વાંચી રહ્યા હતા અને ઉત્તર આપવાનો વિચાર કરી રહ્યા હતા એટલામાં તો પંડિતમંડળી અને તેમના મુખી એવા કાશીનરેશ તાલીઓ પાડીને મહાપંડિત સ્વામી દયાનંદ આ શાસ્ત્રાર્થમાં હારી ગયા છે, એવો આશય વ્યક્ત કરવા લાગ્યા. કાશીનરેશની આવી અણછાજતી વર્તણૂક અને દુર્વ્યવહારથી ભારે અપમાનિત થયા હોવા છતાં સ્વામી દયાનંદે હિંમત ન હારી. તેઓ આજે પણ પહેલાં કરતાં પણ વધારે ઉત્સુકતાથી આ ધર્મયુદ્ધ લડી રહ્યા છે. તેઓ એકાકી છે, છતાંય તેઓ વિરોધીઓના ઝુંડની

૪૧. એજન, પાન ૧૨૫-૧૨૭ પરથી ઉદ્‌ધૃત.

વચ્ચે નિડર ઊભા રહે છે. તેમની પાસે સુરક્ષા માટે સત્યની ઢાલ છે અને તેમની વિજયપતાકા આકાશમાં લહેરાઈ રહી છે. સ્વામીજીએ 'સદ્ધર્મવિચાર' નામની એક પુસ્તિકા પ્રકાશિત કરી છે, જેમાં આ શાસ્ત્રાર્થની વિગતો આપી છે અને એક પરિપત્ર દ્વારા તેમણે કાશીના પંડિતોને વેદોમાં મૂર્તિપૂજા બતાવવા આહ્વાન કર્યું છે. પરંતુ હજુ સુધી કાશીના કોઈ પંડિતે તેમની સામે જવાની હિંમત કરી નથી.

આ જ્ઞાની પુરુષની પ્રસિદ્ધિ સાંભળીને અમે એક વાર દુર્ગાકુંડ પાસે આવેલ આનંદબાગમાં તેમને મળવા ગયા. ત્યારે આ અદ્ભુત બાગ જ તેમનું અસ્થાયી નિવાસસ્થાન હતો. આ પૂજ્ય પંડિતનો દેખાવ ઋષિ જેવો હતો. તેમના પ્રસન્ન ચહેરાએ અને તેમની બાળકો જેવી સરળતાએ અમારા મન પર અમિટ છાપ છોડી. જ્યારે તેઓ બોલે છે ત્યારે તેમના મોમાંથી અમૃત ઝરે છે. તેમણે અમને જ્ઞાનસભર ઉપદેશ આપ્યો, જેને સાંભળીને અમને વિશ્વાસ થઈ ગયો કે ભારતનો સુવર્ણ યુગ હજુ સદંતર અદશ્ય થયો નથી. અઢાર વર્ષ સુધી વેદોનું અનુસંધાન કર્યા બાદ આ મહાપંડિત એ નિષ્કર્ષ પર આવ્યા છે કે, મૂર્તિપૂજા કોઈ પણ અંશમાં વેદાનુકૂળ નથી. ભારતના પુરાતન ઋષિઓ દ્વારા અનુમોદિત વૈદિક ધર્મના પુનરુત્થાન માટે તેઓ ધાર્મિક સુધારણાનું મિશન ચલાવી રહ્યા છે. તેમણે સાંસારિક સુખોના માર્ગને તિલાંજલિ આપીને એક તપસ્વી સંન્યાસીની કઠોર જીવન શૈલી અપનાવી છે. તેઓ હિંદુ ધર્મને નવજીવન આપીને પોતાના દેશવાસીઓનું ખરું હિત સાધવાની બાબતે ખૂબ જ આશાવાદી છે. વેદો બહેદેવતાવાદનું પ્રતિપાદન કરે છે એવી પૌરાણિક સાધુઓ અને પંડિતો દ્વારા ઊભી કરવામાં આવેલી પ્રચલિત ગેરસમજ દૂર કરીને તેના સ્થાને યથાર્થ આસ્તિક મંતવ્યોને પ્રસિદ્ધ કરવાના હેતુથી તેઓ તેમના સુશિક્ષિત બાંધવોને એક વૈદિક પાઠશાળા સ્થાપિત કરવાની આગ્રહભરી વિનંતી કરી રહ્યા છે. તેઓ (સ્વામીજી) એ પાઠશાળામાં અધ્યાપકની ભૂમિકા ભજવવા બહુ જ ખુશીથી તૈયાર થશે.

અંતમાં હું હિંદુઓના રૂઢિચૂસ્ત વર્ગના નેતાઓને જોરદાર અપીલ કરવા માંગું છું કે તમે લોકો વૈદિક વિદ્યાલયની સ્થાપના માટે દયાનંદ સરસ્વતીની મદદ માટે આગળ આવો. મોટાભાગના શિક્ષિત ભારતીયો પોતાના દિલમાં આસ્તિક ભાવના ધરાવે છે. તે પૈકી ભલે કેટલાકે પોતાનાં માતાપિતા તથા સગાસંબંધીઓને લીધે મૂર્તિપૂજા પકડી રાખી હશે, પરંતુ ઘણા એવા પણ છે કે જેઓ ખુલ્લા દિલથી બ્રાહ્મણમતનો સ્વીકાર કરે છે. આથી હવે વૈદિક ધર્મનું પુનર્જીવન કરવું જ રહ્યું. પ્રગતિ અને સુધારાની આ ગતિને હવે અટકાવી શકાય નહિ. આથી 'સનાતન ધર્મ રક્ષિણી સભા' હિંદુ ધર્મના પ્રચલિત સ્વરૂપને ટકાવી રાખવામાં ભાગ્યે જ સફળ રહેશે. જો આ સભા હિંદુઓની કૃતજ્ઞતા ઈચ્છતી હોય તો

તેણે હિંદુ ધર્મ આજે જે વિકૃતિઓ અને મલીનતાઓનો શિકાર બની ગયેલ છે તેમાંથી તેને મુક્ત કરીને વૈદિક ધર્મને ભણેલગણેલા લોકોનો ધર્મ બનાવવાની દિશામાં કાર્ય કરવું રહ્યું.

આ પત્રિકાના સંપાદકે આ વૈદિક વિદ્યાલયના પ્રસ્તાવને આવકાર્યો અને સ્વામીજીને અનુરોધ કર્યો કે તેઓ આ ચર્ચાને આગળ વધારે અને વિદ્યાલય સ્થાપિત કરવામાં કુલ કેટલો ખર્ચ આવશે તેનું આનુમાનિક વિવરણ જણાવે. સંપાદકે એ જ (૧૭ જાન્યુઆરી ૧૮૭૦ના) અંકમાં પોતાની ટિપ્પણીમાં લખ્યું :

Here is an opportunity for the Dharma Sabha to prove itself useful, which we trust and hope will not be thrown away. The Sabha is an anachronism, but its existence may be tolerated by enlightened public opinion, if it makes its objects to revive Vedic learning and Vedic religion, the glorious heritage of our proud ancestors. We wish our correspondent had given an estimate of the cost of the proposed Vedic school, which ought of course to be moderate, and we can not believe that if the objects of the projected institution were properly explained and circulated, there would be lack of funds. A single Native Prince might give the money required. It would certainly redound to the credit of the Dharma Sabha, if it should come forward liberally and second the laudable efforts of the new Reformer. Otherwise we would recommend the Brahmo Samaj, as the chief instrument of the revival of Vedic worship under the guidance of the late Rajah Rammohan Ray to interest itself in this sacred cause, and lend its support and authority to the new Reformer.[૪૨]

ધર્મસભા આ તકનો લાભ લઈને સ્વયંનો ઉપકાર કરી શકે છે. આશા છે કે એ આ તકને હાથથી જવા નહિ દે. આમ તો આ સભા કાલબાહ્ય અને અપ્રાસંગિક છે, પરંતુ જો એ વૈદિક શિક્ષણ અને વૈદિક ધર્મના પુનરુદ્ધારને પોતાનો ઉદ્દેશ્ય બનાવી લે કે જે આપણા ગૌરવશાળી પૂર્વજોની દિવ્ય દેણ છે, તો કદાચ સુજ્ઞ લોકમત તેના અસ્તિત્વને સહન કરી લે. આશા છે કે અમારા સંવાદદાતા પ્રસ્તાવિત વેદવિદ્યાલયનો આનુમાનિક ખર્ચ પણ બતાવશે. જોકે અનુમાન છે કે એ ખર્ચ બહુ જ વધારે નહિ હોય. અમને વિશ્વાસ છે કે જો પ્રસ્તાવિત શિક્ષણ સંસ્થાના ઉદ્દેશ્યોને ઉત્તમ રીતે દર્શાવવામાં અને પ્રચારિત કરવામાં આવશે તો એ માટે ધનની કમી પણ નહિ રહે. ફક્ત કોઈ એક જ દેશી મહારાજા તેનો

૪૨. એજન, પાન ૧૨૮ પરથી ઉદ્ધૃત.

આર્થિક ભાર વહન કરી શકે છે. જો ધર્મસભા ઉદારતાથી આગળ આવશે અને આ નવ સુધારક દયાનંદનાં પ્રશંસનીય કાર્યોમાં સહયોગ આપશે, તો સભાની જરૂર ગૌરવવૃદ્ધિ થશે. નહિ તો અમે સ્વર્ગસ્થ રાજા રામમોહન રાય દ્વારા સ્થાપિત અને વૈદિક ઉપાસનાના પુનરુદ્ધારનું કાર્ય કરતા બ્રહ્મોસમાજને વિનંતી કરીશું કે તે આ નવ સુધારકના પવિત્ર કાર્યમાં મનોયોગપૂર્વક સહાયતા કરે.

આથી પેલા સંવાદદાતાએ આનંદબાગમાં જઈને સ્વામીજીની મુલાકાત લીધી અને 'ધ હિંદુ પૅટ્રિઅટ'ના સંપાદકની ટિપ્પણી વિશે ચર્ચા કરી. સ્વામીજીને એ જાણીને પ્રસન્નતા થઈ કે, પત્રોમાં તેમની વેદ વિદ્યાલય સ્થાપિત કરવાની યોજના અંગે અનુકૂળ પ્રતિક્રિયા થઈ છે. તેમણે આ યોજનાનું વિસ્તૃત પ્રારૂપ રજૂ કરતાં જણાવ્યું કે, સંસ્કૃતના પ્રારંભિક શિક્ષણ માટે મારા ગુરુવર સ્વામી વિરજાનંદજીના યોગ્ય શિષ્યોની સેવા લઈ શકાય છે. બાદમાં વેદોના અધ્યાપન માટે મહિને સો રૂપિયાના પગાર પર ઉચ્ચ કોટિના વૈદિક વિદ્વાનોની નિયુક્તિ પણ થઈ શકે છે. તેમણે કહ્યું કે, આ વિદ્યાલયની સ્થિતિ સુદૃઢ કરવા માટે હું કલકત્તા જવાનું વિચારું છું. તેમની ધારણા છે કે, કાશીમાં જે વિદ્યાલય સ્થાપિત થશે તે એક કેન્દ્રીય સંસ્થાનની ભૂમિકા ભજવશે અને તેની શાખાઓ રૂપે દેશભરમાં અનેક વેદ વિદ્યાલયો સ્થાપિત કરવામાં આવશે. સંવાદદાતાએ ૧૪ ફેબ્રુઆરી ૧૮૭૦ના અંકમાં પત્રિકાના સંપાદકને આ વિશે લખ્યું :

Emboldened by your words of encouragement we repaired to Anand Bag in Benares, and explained to the venerable Pandit the substance of your editorial remarks. The joy of the sage knew no bounds; and with a blooming countenance he thanked you most heartily. He then propounded the following plan in accordance with which the working of the proposed Vedic School is intended to be carried out.

As a first step, the service of a good Pandit should be secured for teaching Sanskrit literature. As Sarasvatee has in contemplation the introduction of a system of training that will lead to a clear understanding of the Vedas, he intends selecting a Pandit from among the few best scholars he is acquainted with. Though a native of Guzerat, he was brought up in a Vedic School at Muttrah [Mathura], under the tuition of the great sage, the late lamented Sura Das [Dandi Swami Virajanand Saraswati]. There are a few scholars of this great man, who will gladly accept the teachership of the proposed School, if remunerated on a somewhat liberal scale. The salary

should be from Rs. 75 to Rs. 100 per mensem. After the pupils have been thoroughly initiated into Sanskrit literature which will take two years to accomplish, the services of another, Pandit should be secured at say Rs 100 per month for teaching the Vedas. As liberal education has inflamed the hearts of many a youth with the fire of religious zeal, advanced scholars of the Sanskrit College and Pandits of the Vernacular Schools might be induced to enter the Academy with a view to obtain an insight into the Vedic lore. In that case, a night School ought to be organised; and no Eleemosynary aid will then be needed. But as there is every probability of pupils from Nabodeep or other Samajes joining the Schools, arrangements should be made for supplying all their necessaries, including purchase of books, etc. At the outset, a monthly subscription should be raised sufficient to pay Rs. 100 per month to a Pandit and to defray the necessary expenses teaching 10 pupils. In addition to the monthly subscription there should of course be a reserve fund to meet contingent expenses. I do not say anything at present about School-building and Boarding-house, because I think, any one of our wealthy countrymen might be induced to spare one of their super numerary buildings for this noble purpose. As soon as arrangements have been made for opening the proposed School, our venerable Pandit Dayananda Sarasvatee will start for Calcutta in company with a Sanskrit teacher, and will stay there as long as his assistance will be considered necessary to place the *Pathshala* on a firm footing...It is the intention of our Pandit to make Benares, which has an academic fame of no recent date, the centre of his educational scheme, with Schools spread all over India; and if the liberal-minded gentry come forward to fulfil the desire of this great man, they will assuredly confer a great boon on India. The branches of the tree of corruption have over-shadowed the whole of India, and it is his noble intention to apply, the axe of truth to the very root of the tree, which has gone deeper at Benares than

elsewhere. Yesterday, the Pandit left this station for Allahabad where he intends staying for a month.[૪૩]

આપના શબ્દોથી પ્રોત્સાહિત થઈને અમે કાશીના આનંદબાદમાં ગયા અને પૂજ્ય પંડિતજી (સ્વામીજી)ને આપની સંપાદકીય ટિપ્પણી વિશે વાત કરી. પંડિતજી ખૂબ જ પ્રસન્ન થયા. તેમણે પ્રફુલ્લવદને આપને હૃદયપૂર્વક ધન્યવાદ પાઠવ્યા. પછી તેમણે એ પદ્ધતિનો ઉલ્લેખ કર્યો કે જે મુજબ તેઓ ભાવિ વેદ વિદ્યાલયનું કાર્ય સંચાલિત કરવા ઇચ્છે છે. તેમનું કહેવું છે કે પ્રથમ સંસ્કૃત સાહિત્ય ભણાવવા માટે એક સુયોગ્ય પંડિતની વ્યવસ્થા કરવી પડશે. સરસ્વતી મહાશયનો વિચાર એક એવી શિક્ષણનીતિનો પ્રચાર કરવાનો છે કે જેથી વેદોના સ્પષ્ટ અર્થ સમજમાં આવી શકે. અને આ માટે તેમની ઇચ્છા છે કે જે પંડિતો તેમના પરિચયમાં છે, તેમાંના જ કેટલાક શ્રેષ્ઠ પંડિતોને આ કાર્યમાં નિયુક્ત કરવામાં આવે. સ્વામીજી ગુજરાતના છે, પરંતુ તેમણે સ્વર્ગસ્થ મહાપંડિત સૂરદાસજી (પ્રજ્ઞાચક્ષુ દંડી સ્વામી વિરજાનંદજી) પાસે મથુરાની વેદ પાઠશાળામાં શિક્ષા ગ્રહણ કરી છે. દયાનંદજીનું માનવું છે કે જો એ મહાપુરુષ (વિરજાનંદજી)ના કેટલાક શિષ્યોને ઉદારતાપૂર્વક વેતન આપવામાં આવે તો આશા છે કે તેઓ આ પ્રસ્તાવિત વિદ્યાલયના અધ્યાપક તરીકે કાર્ય કરવા તૈયાર થશે. તેમને ૭૫થી ૧૦૦ રૂપિયા જેવું માસિક વેતન આપી શકાય. જ્યારે વિદ્યાર્થીઓ બે વર્ષમાં સંસ્કૃત સાહિત્યમાં પૂર્ણ રૂપે પ્રવેશ કરી લે પછી તેમને વેદોનું શિક્ષણ આપવા માટે એક બીજા પંડિતને માસિક ૧૦૦ રૂપિયાના વેતન પર રાખવામાં આવશે. કારણ કે ઉદાર શિક્ષાએ અનેક યુવકોના મનમાં ધાર્મિક ઉત્સાહની અગ્નિ પ્રજ્વલિત કરી દીધી છે. માટે સંસ્કૃત કૉલેજના ઉચ્ચ શ્રેણીના છાત્રોને તથા દેશી વિદ્યાલયોના પંડિતોને આ વિદ્યાલયમાં વૈદિક સાહિત્યથી પરિચિત થવા માટે પ્રવેશ લેવા પ્રેરિત કરી શકાય છે. આવું થાય પછી એક રાત્રી પાઠશાળા ખોલવી જોઈએ કે જેથી છાત્રોને ભોજન વગેરેની સહાયતા કરવાની જરૂર ન રહે. પરંતુ પ્રાયઃ સંભાવના એવી છે કે નવદ્વીપ અને બીજા સમાજોના છાત્રો પણ આ વિદ્યાલયમાં સંમિલિત થશે અને એ બધાની તમામ આવશ્યકતાઓ પૂરી કરવી પડશે, જેમાં પુસ્તક વગેરેને ખરીદવાનો પણ સમાવેશ થશે. આ બધી વ્યવસ્થા કરવી પડશે. શરૂઆતમાં એટલો માસિક ફાળો ભેગો કરવો પડશે કે જેથી એક પંડિતને માસિક ૧૦૦ રૂપિયાનું વેતન આપી શકાય અને દસ છાત્રોના શિક્ષણ માટેના જરૂરી ખર્ચને પહોંચી શકાય. માસિક ફાળા ઉપરાંત આકસ્મિક જરૂરિયાત માટેના ખર્ચને પહોંચી વળવા માટે એક સ્થિર નિધિ પણ ઊભી કરવી પડશે. હાલમાં અમે વિદ્યાલયના સ્થાન અને છાત્રશાળા વિશે કંઈ કહેતા નથી; કારણ કે અમને

૪૩. એજન, પાન ૧૨૮-૧૩૦ પરથી ઉદ્ધૃત.

લાગે છે કે પોતાને જરૂરી ન હોય એવું વધારાનું કોઈ સ્થાન કે ભવન આ ઉત્તમ કાર્ય માટે સમર્પિત કરે, એ માટે દેશના કોઈ એકાદ ધનાઢ્ય વ્યક્તિને પ્રેરિત કરી શકાય છે. જેવો આ પ્રસ્તાવિત વિદ્યાલય ખોલવાનો પ્રબંધ થઈ જાય એટલે તરત જ પૂજ્ય પંડિત દયાનંદ સરસ્વતી એક સંસ્કૃત અધ્યાપકને સાથે લઈને કલકત્તા જવાના છે અને જ્યાં સુધી પાઠશાળાને સુદૃઢ ભૂમિકા પર સ્થાપિત કરવા માટેની જરૂરી સહાયતા સુનિશ્ચિત ન થાય ત્યાં સુધી તેઓ ત્યાં જ રોકાવાના છે...સ્વામીજીનો વિચાર છે કે કાશી વિદ્યાભૂમિ તરીકે બહુ જ પ્રાચીન કાળથી વિખ્યાત છે. આથી કાશીને જ પોતાના આ શૈક્ષણિક કાર્યનું કેન્દ્ર બનાવવામાં આવે અને તેની શાખારૂપ એવાં અનેક વિદ્યાલયો દેશભરમાં ખોલવામાં આવે. આશા છે કે ભદ્ર વર્ગના લોકો આ મહાપુરુષના મનોરથને પૂર્ણ કરવામાં ઉદારતાપૂર્વક સહયોગ આપશે અને ભારતવર્ષનું મહાન હિત સાધવામાં સ્વયંને નિમિત્ત બનાવશે. આજે સંપૂર્ણ ભારતવર્ષ ભ્રષ્ટાચાર રૂપી વૃક્ષની શાખાઓથી આચ્છાદિત છે. ત્યારે સ્વામીજીનો અતિ શ્રેષ્ઠ વિચાર છે કે આ વિષવૃક્ષનાં મૂળ પર જ - કે જે અન્ય સ્થાનો કરતાં કાશીમાં ખૂબ જ ઊંડાં ઊતરી ગયેલ છે - સત્યના કુહાડાથી પ્રહાર કરવામાં આવે. સ્વામીજી કાલે અહીંથી પ્રયાગ જવા પ્રસ્થાન કરી ચૂક્યા છે. તેઓ ત્યાં એકાદ મહિના જેવું રોકાશે.



## : ૯ :

# કાશી શાસ્ત્રાર્થમાં સ્વામી દયાનંદના પ્રમુખ પ્રતિપક્ષીઓ અને કાશીની વિશિષ્ટ વ્યક્તિઓ

આમ તો કાશી-શાસ્ત્રાર્થમાં કાશીના લગભગ બધા જ પ્રમુખ પંડિતો ઉપસ્થિત હતા. પરંતુ આ શાસ્ત્રાર્થમાં સ્વામી દયાનંદ સાથે વાદ-પ્રતિવાદ કરવામાં સીધા પ્રવૃત્ત થયા હોય તેવા તો ફક્ત સ્વામી વિશુદ્ધાનંદ સરસ્વતી, પંડિત બાલશાસ્ત્રી, પંડિત તારાચરણ તર્કરત્ન, પંડિત શિવસહાય, પંડિત વામનાચાર્ય અને પંડિત માધવાચાર્ય વગેરે પાંચ-છ પંડિતો જ હતા. આ પૈકી કેટલાક મુખ્ય પંડિતો તથા શાસ્ત્રાર્થ સાથે સંકળાયેલ કેટલીક વિશિષ્ટ વ્યક્તિઓનો ટૂંક પરિચય અહીં આપવામાં આવે છે :

## : ૧ : સ્વામી વિશુદ્ધાનંદ સરસ્વતી



તેમનો જન્મ સન ૧૮૨૦માં ઉત્તર પ્રદેશમાં સીતાપુર જિલ્લાના વાડી ગામમાં એક કાન્યકુબ્જ બ્રાહ્મણ પરિવારમાં થયો હતો. આમ તેઓ સ્વામી દયાનંદથી ઉંમરમાં ચાર-પાંચ વર્ષ મોટા હતા. તેમના પિતાનું નામ પંડિત સંગમલાલ શુક્લ હતું. સ્વામીજીનું મૂળ નામ બંશીધર હતું. અઢાર વર્ષની ઉંમરે તેમણે નિઝામ હૈદરાબાદમાં સૈનિકનું પદ સ્વીકાર્યું હતું. પરંતુ થોડા સમય બાદ વૈરાગ્ય થવાથી નોકરીમાંથી રાજીનામું આપી દીધું અને ઉત્તરાખંડના ભ્રમણ પર નીકળી ગયા. અનેક તીર્થસ્થાનોની યાત્રાઓ કર્યા બાદ તેઓ કાશી આવ્યા. અહીં તેમણે કાશીના અહલ્યાબાઈ ઘાટ પર નિવાસ કરતા ગૌડ સ્વામી નામના સંન્યાસીનું શિષ્યત્વ સ્વીકાર્યું અને આ ગુરુ પાસે જ સંન્યાસની દીક્ષા લીધી. ૧૮૫૯ (વિ.સં. ૧૯૧૬)માં ગુરુજીનું અવસાન થયું અને વિશુદ્ધાનંદ ગુરુગાદીના ઉત્તરાધિકારી થયા. આમ તો તેઓ મઠાધીશ અને સંન્યાસી હતા, પરંતુ તેમનાં ભૌતિક ઐશ્વર્ય અને ઠાઠમાઠમાં કોઈ કમી ન રહેતી. પંડિત બલદેવ ઉપાધ્યાય અનુસાર :

સ્વામી વિશુદ્ધાનંદ લક્ષ્મીના કૃપાપાત્ર રહ્યા. તેમનો રીતસરનો દરબાર લાગતો. દ્વાર પર એક છડીદાર પોતાની ફરજ બજાવતો. કોઈ પણ આગંતુક તેમની આજ્ઞા વગર પ્રવેશી ન શકતો. સ્વામીજી સ્વયં રાજસી ઠાઠમાઠ - આડંબરમાં ઘેરાયેલ રહેતા. હથુઆના રાજા કૃષ્ણપ્રતાપ શાહીએ તેમને ખૂબ જ કિંમતી શૈયા પર બેઠેલા અને સોના-ચાંદીનાં પાત્રોમાં ઘેરાયેલ જોયા હતા.[૧]

સ્વામી વિશુદ્ધાનંદનાં ઐશ્વર્ય અને વૈભવની તુલનામાં અકિંચન, કૌપીનમાત્રધારી દયાનંદને પરિવ્રાજક પરમહંસ રૂપે જોવા - પરખવા વધુ યોગ્ય રહેશે.

કાશી શાસ્ત્રાર્થ પહેલાં ૧૮૬૭ના હરદ્વારના કુંભ મેળામાં સ્વામી દયાનંદે 'પાખંડખંડિની' પતાકા લહેરાવીને પાખંડખંડન અને નવજાગરણના કાર્યક્રમનો આરંભ કર્યો હતો. આ જ કુંભમાં સ્વામી વિશુદ્ધાનંદ પણ પધાર્યા હતા. આ મેળામાં જ્યારે વિશુદ્ધાનંદે વેદોના પુરુષ સૂક્તના 'બ્રાહ્મણોઽસ્ય મુખમાસીદ્' (યજુર્વેદ : ૩૧.૧૧) મંત્રનો જન્મ આધારિત વર્ણવ્યવસ્થાને સમર્થન આપતો અર્થ કર્યો ત્યારે સ્વામી દયાનંદે એ અર્થનું ખંડન કરીને તેનો સત્ય અર્થ પ્રગટ કરતાં કહ્યું કે, વૈદિક ચાતુર્વર્ણ સમાજ વ્યવસ્થામાં બ્રાહ્મણો મુખરૂપ છે, અને ક્ષત્રિયો, વૈશ્યો તથા શૂદ્રો અનુક્રમે તેના બાહુ, જાંઘ અને પગરૂપ છે. પરંતુ જીવનચરિત્રોમાં આપવામાં આવેલ વિવરણ પરથી એ સ્પષ્ટ થતું નથી કે આ બંને સંન્યાસીઓ આ મેળામાં સાક્ષાત્ મળ્યા હતા કે નહિ. આ મેળા દરમિયાન ગોસાંઈઓ અને વિશુદ્ધાનંદ વચ્ચે કોઈ વાતને લઈને ખટરાગ ઊભો થઈ ગયો હતો. ગોસાંઈઓએ વિશુદ્ધાનંદ પર અભિયોગ ચલાવ્યો. દયાનંદજી તેમના વિરોધી છે એમ સમજીને આ ગોસાંઈઓ તેમની પાસે સહાયતા માટે આવ્યા. પરંતુ સ્વામીજીએ કહ્યું કે, આ બાબતે તમે બંને મારા માટે સમાન છો. આથી હું ન તો તમારા પક્ષમાં છું અને ન તો વિશુદ્ધાનંદના પક્ષમાં છું. હું તો સત્યનો સમર્થક છું. વેદોમાં જે લખ્યું છે તેને માન્ય કરું છે. આથી આ બાબતે હું આપ લોકોની મદદ કરી શકું તેમ નથી. છેવટે જમ્મુ-કાશ્મીરના મહારાજાની દરમિયાનગીરીથી કલેક્ટરે આ કેસ રદ કરી દીધો.[૨]

આ કુંભમેળા બાદ અને કાશી શાસ્ત્રાર્થ પહેલાં ૧૮૬૮માં જ્યારે સ્વામી દયાનંદ કર્ણવાસમાં હતા ત્યારે તેમનો સ્વામી વિશુદ્ધાનંદ તથા કૃષ્ણાનંદ વગેરે સંન્યાસીઓ સાથે વેદાંત અને યોગાભ્યાસના વિષયમાં વાર્તાલાપ થયો હતો એવો સ્વામી દયાનંદનાં કેટલાંક જીવનચરિત્રોમાં ઉલ્લેખ જોવા મળે છે.[૩] પરંતુ તેમાં આ વાર્તાલાપ તથા વિશુદ્ધાનંદ વિશે

---

૧. બલદેવ ઉપાધ્યાય, કાશી કી પાંડિત્ય પરંપરા, ભાગ ૨, પાન ૩૧-૩૨, પ્રથમ સંસ્કરણ, ૧૯૮૩.

૨. સત્યાનંદ, શ્રીમદ્દયાનંદપ્રકાશ, પાન ૭૮ અને લક્ષ્મણ આર્યોપદેશક રચિત મહર્ષિ દયાનંદ સરસ્વતી સંપૂર્ણ જીવનચરિત્ર, ભાગ ૧, પાન ૧૫૧.

૩. લેખરામ (પંડિત), મહર્ષિ દયાનંદ સરસ્વતી કા જીવનચરિત્ર, પાન ૯૦ અને લક્ષ્મણ આર્યોપદેશક રચિત મહર્ષિ દયાનંદ સરસ્વતી સંપૂર્ણ જીવનચરિત્ર, ભાગ ૧, પાન ૧૮૩.

બીજી કોઈ જાણકારી આપવામાં આવી નથી. આથી અહીં કર્ણવાસમાં જેમની સાથે વાર્તાલાપ થયો તે વિશુદ્ધાનંદ આ જ હતા કે એ નામના કોઈ બીજા સંન્યાસી હતા, એ નિશ્ચયપૂર્વક કહેવું મુશ્કેલ છે. જોકે પ્રાદેશિક સ્થિતિ જોતાં તો તેઓ આ જ કાશીનિવાસી વિશુદ્ધાનંદ હોવા જોઈએ, એવી સંભાવના અધિક છે.

કાશી શાસ્ત્રાર્થમાં વિશુદ્ધાનંદ પૌરાણિક પક્ષના પ્રમુખ વક્તા હતા. આ શાસ્ત્રાર્થમાં તેમણે સ્વામી દયાનંદને ગર્વપૂર્વક કહ્યું હતું કે, જો સમસ્ત શાસ્ત્રો કંઠસ્થ ન હોય તો કાશીમાં શાસ્ત્રાર્થ કરવા શા માટે આવ્યા છો ? પરંતુ જ્યારે સ્વામી દયાનંદે તેમને ધર્મનાં સ્વરૂપ અને લક્ષણ વિશે પ્રશ્નો કર્યા ત્યારે તેઓ કોઈ સંતોષજનક ઉત્તર આપી શક્યા નહિ. કાશી-શાસ્ત્રાર્થને કોઈ પણ નિર્ણય પર પહોંચ્યા વગર અધૂરો જ સમાપ્ત કરાવી દેવામાં વિશુદ્ધાનંદને જ મુખ્ય રૂપે જવાબદાર માનવામાં આવે છે. કારણ કે જ્યારે સ્વામી દયાનંદ માધવાચાર્યે આપેલાં પાનાં લઈને તેને વાંચીને ઉત્તર આપવા જતા હતા એટલામાં વિશુદ્ધાનંદ એમ કહીને કે ઊભા થઈ ગયા હતા કે, હવે સંધ્યાનો સમય થઈ ગયો છે, મારે મોટું થાય છે અને દયાનંદને બહુ કષ્ટ પણ ન આપવું જોઈએ. પરંતુ સ્વામી દયાનંદે તેમનો હાથ પકડીને આગ્રહપૂર્વક બેસી જવા કહ્યું. તેમણે વિશુદ્ધાનંદને કહ્યું કે, આમ નિર્ણય કર્યા વગર જ વચ્ચે ઊભા થઈ જવું આપ જેવા વિદ્વાનો માટે બિલકુલ ઉચિત નથી, આપ બેસી જાઓ. પરંતુ વિશુદ્ધાનંદ ન જ બેઠા. તેમણે સ્વામી દયાનંદની પીઠ પર હાથ ફેરવીને તેમનો ઉપહાસ કરતાં કહ્યું કે, હવે બેઠા રહો, જે થવાનું હતું એ તો થઈ ગયું. એમ કહીને તેઓ ચાલી નીકળ્યા.[૪] પંડિત સત્યવ્રત સામશ્રમી લિખિત શાસ્ત્રાર્થ વિવરણમાં લખ્યું છે કે, વિશુદ્ધાનંદ 'હર હર મહાદેવ' બોલીને ઊભા થઈ ગયા હતા, જેના લીધે સભા સમાપ્ત થઈ ગઈ અને પંડિતો તાલીઓ પાડવા માંડ્યા.[૫]

શાસ્ત્રાર્થ દરમિયાન પણ બીજા એક-બે પ્રસંગ એવા આવ્યા હતા કે જ્યારે વિશુદ્ધાનંદે દયાનંદ પ્રત્યે અણછાજતી વર્તણૂક કરી હતી અને તેમને હિંદીમાં એવાં કથન કહ્યાં હતાં જે શાસ્ત્રાર્થના શિષ્ટાચાર (ડિકૉરમ) વિરુદ્ધ હતા. ભલે તેઓ ઉંમરમાં દયાનંદથી ચાર-પાંચ વર્ષ મોટા હતા, પરંતુ શાસ્ત્રાર્થ જેવા ગંભીર અને મહત્ત્વપૂર્ણ કાર્યક્રમમાં અને કાશીનરેશની હાજરીમાં સ્વામી દયાનંદની પીઠ પર હાથ ફેરવવો એ શિષ્ટાચારનો ભંગ જ હતો. જોકે સ્વામી દયાનંદ તેમની આવી હરકતોથી સહેજ પણ પ્રભાવિત થયા નહોતા.

કાશી શાસ્ત્રાર્થ બાદ સ્વામી દયાનંદ મિરજાપુર થઈને ૫ ફેબ્રુઆરી ૧૮૭૦ના રોજ પ્રયાગ પહોંચ્યા ત્યારે ત્યાં માઘી કુંભ ચાલતો હતો. આ મેળામાં સ્વામી વિશુદ્ધાનંદ પણ આવ્યા હતા. અહીં વિશુદ્ધાનંદના ગુરુભાઈ હાથરસ નિવાસી પ્રસિદ્ધ નૈયાયિક પંડિત હરજસરાય સ્વામી દયાનંદના મૂર્તિપૂજા ખંડનથી અપ્રસન્ન થઈને પોતાના શિષ્યો સમક્ષ પોતાના જ્ઞાનની બડાઈ હાંકતા હતા અને કહેતા હતા કે, જો દયાનંદ મારી સામે આવે

---

૪. સત્યાનંદ, શ્રીમદ્દયાનંદપ્રકાશ, પાન ૧૫૫.

૫. ઋષિ દયાનંદ સરસ્વતી કે શાસ્ત્રાર્થ ઔર પ્રવચન, પાન ૨૩૭.

તો હું તેની બોલતી બંધ કરી દઉં. જ્યારે સ્વામી દયાનંદને આ વાતની જાણ થઈ તો તેમણે પંડિત હરજસરાય અને વિશુદ્ધાનંદ બંનેને શાસ્ત્રાર્થ માટે આમંત્રિત કર્યા, પરંતુ બંને સ્વામીજી સમક્ષ ન આવ્યા. આથી સ્વામીજીએ કહ્યું કે, કંઈ વાંધો નહિ, હું તેમની પાસે જઈશ. પરંતુ કહેજો કે શાસ્ત્રાર્થમાં બંને ગુરુભાઈઓ સાથે રહે. પંડિત મોતીલાલે જઈને પંડિત હરજસરાય અને વિશુદ્ધાનંદને આ વાત કહી. પરંતુ વિશુદ્ધાનંદે કહ્યું કે, દયાનંદ તો વિરક્ત છે, તેમની સાથે શી ચર્ચા કરવી ? પંડિત મોતીલાલે કહ્યું કે, આપ પણ સંન્યાસી છો. ત્યારે વિશુદ્ધાનંદે કહ્યું કે, એથી શું ? પંડિત હરજસરાયને જવું હોય તો ભલે જાય, પરંતુ હું તો નહિ જાઉં. આમ, પ્રયાગમાં વિશુદ્ધાનંદ સાથે સ્વામી દયાનંદની શાસ્ત્રચર્ચા ન થઈ શકી.[૬]

સ્વામી દયાનંદે સંવત ૧૯૩૧ (સન ૧૮૭૪)માં વેદભાષ્યના નમૂનાનો એક અંક પ્રકાશિત કર્યો હતો, જેના દ્વારા તેઓ પાઠકો તથા વિદ્વાનોને પોતાની વેદાર્થ શૈલીથી પરિચિત કરાવવા માંગતા હતા. આ અંકમાં ઋગ્વેદના પ્રથમ મંત્રનો ભૌતિક તથા પારમાર્થિક અર્થ કરવામાં આવ્યો હતો અને સાથે સાથે ગુજરાતી તથા મરાઠી અનુવાદ પણ આપવામાં આવ્યો હતો. તેમણે આ અંક સ્વામી વિશુદ્ધાનંદ તથા પંડિત બાલશાસ્ત્રી સહિત અનેક દેશી-વિદેશી વિદ્વાનોને અભિપ્રાય અર્થે મોકલ્યો હતો. જોકે કાશીના આ બંને પંડિતોએ સ્વામીજીના આ વેદભાષ્યના નમૂનાના અંક પર પોતાનો પ્રતિભાવ આપવાનું ટાળ્યું હતું.[૭]

મૂર્તિપૂજા વગેરે વિષયોમાં દયાનંદના પ્રબળ પ્રતિદ્વંદ્વી હોવા છતાંય વિશુદ્ધાનંદ તેમની વિદ્વત્તા, તેમના ધર્મ-સંશોધનના કાર્યના મહત્ત્વ તથા જનહિત પ્રત્યેની તેમની નિષ્ઠાથી પરિચિત અને પ્રભાવિત હતા. ૧૮૭૯ (વિ.સં. ૧૯૩૬)ના કુંભમેળામાં પંડિત ચતુર્ભુજ અને પંડિત શ્રદ્ધારામ ફિલ્લોરીએ એક ષડ્યંત્ર કરીને સ્વામી દયાનંદને શાસ્ત્રાર્થ માટે આહૂત કર્યા હતા. તેમણે ત્રીસ પંડિતોની સહીઓ ધરાવતો એક પત્ર ૭ એપ્રિલ ૧૮૭૯ (વૈશાખ વદ એકમ, સંવત ૧૯૩૬)ના રોજ સ્વામી દયાનંદને લખ્યો. આ પત્રમાં સ્વામીજીને અનુરોધ કર્યો હતો કે, તમે માયાદેવી નજીક આવેલા જૂના અખાડે આવીને વિદ્વાનો સાથે વિધિવત્ શાસ્ત્રાર્થ કરો. જોકે શાસ્ત્રાર્થ તો આ લોકોનું એક બહાનું જ હતું. હકીકતમાં આ પંડિતોએ એવું ષડ્યંત્ર કર્યું હતું કે, જો દયાનંદ શાસ્ત્રાર્થના નામે અહીં આવે તો પથ્થરો મારીને તેમનું માથું ફોડી નાખવું. સ્વામી દયાનંદને પોતાની શારીરિક હાનિની તો કંઈ જ પરવા ન હતી, પરંતુ તેઓ વિચારતા હતા કે, જો મારા પ્રાણ ચાલ્યા જશે તો લોકોપકારનાં જે કાર્યો હું ચલાવી રહ્યો છું એ બધાં અધૂરાં જ રહી જશે. આથી

૬. ભવાનીલાલ ભારતીય, નવજાગરણ કે પુરોધા મહર્ષિ દયાનંદ સરસ્વતી, ભાગ ૧, પાન ૩૨૯ અને લક્ષ્મણ આર્યોપદેશક રચિત મહર્ષિ દયાનંદ સરસ્વતી સંપૂર્ણ જીવનચરિત્ર, ભાગ ૧, પાન ૨૮૭-૨૮૮.

૭. આ નમૂનાનો અંક અનુપલબ્ધ છે. દેવેન્દ્રનાથ સંગૃહીત જીવનચરિત પાન ૨૭૬-૨૭૭ અનુસાર આ અંકમાં ઋગ્વેદના પ્રથમ સૂક્તનું ભાષ્ય પ્રસ્તુત કરવામાં આવ્યું હતું. દ્રષ્ટવ્ય : ઋષિ દયાનંદ સરસ્વતી કે ગ્રંથોં કા ઈતિહાસ, પાન ૧૧૬-૧૧૯.

સ્વામીજીએ એ જ દિવસે આ સનાતની પંડિતોના ઉક્ત પત્રનો પ્રત્યુત્તર નીચે મુજબ આપ્યો :

> શાસ્ત્રાર્થ કરવામાં મને ક્યારેય વાંધો નથી. એ માટે હું હરહંમેશ તત્પર છું. પરંતુ શાસ્ત્રાર્થ એવી રીતે થવો જોઈએ કે, આ શાસ્ત્રાર્થનો પ્રબંધ કરનાર કોઈ રાજપુરુષ - મૅજિસ્ટ્રેટ હોય. બીજું, આ શાસ્ત્રાર્થમાં પંડિતો સિવાય કોઈ અભણ - નિરક્ષર વ્યક્તિઓ ન હોય. ત્રીજું, આ શાસ્ત્રાર્થનું સ્થાન એવું હોવું જોઈએ કે જે ન મારું હોય અને ન આપનું હોય. આપ લોકોની હમણાં જ્યાં સભા થઈ હતી એ જૂના અખાડે આવવામાં મને મારા જીવનની હાનિ થઈ શકે છે એવુ ંલાગે છે. જોકે મને મારો શરીરપાત - હત્યા થઈ જાય તેનો કંઈ જ શોક નથી, પરંતુ મને એ વાતનો શોક છે કે, જો મારું શરીર નહિ રહે તો જે પરોપકારને માટે હું મારા આ શરીરની રક્ષા કરું છું એ પરોપકાર કરવાનો રહી જશે. આથી હું ત્યાં આવવાનું યોગ્ય સમજતો નથી. - **દયાનંદ સરસ્વતી**[૮]

આ જ અઠવાડિયામાં સ્વામીજીએ અહીંથી દહેરાદૂન પ્રસ્થાન કરતાં પહેલાં એક બીજો પત્ર આ પંડિતોને લખ્યો. આ પત્રમાં તેમણે સ્પષ્ટ લખ્યું :

> જો સ્વામી વિશુદ્ધાનંદજી એમ કહેતા હોય કે આપ લોકો મારી (સ્વામી દયાનંદની) જેમ વેદોને સમજી શકો છો અને શાસ્ત્રાર્થ કરી શકો છો, તો હું શાસ્ત્રાર્થ કરવા તૈયાર છું અને હું વિશુદ્ધાનંદજીને મારી તરફથી મધ્યસ્થ નિયત કરું છું.[૯]

આ અંગે પ્રા. રાજેન્દ્ર 'જિજ્ઞાસુ'એ ટિપ્પણી કરી છે :

> ઋષિ દયાનંદ શાસ્ત્રાર્થમાં કોઈને મધ્યસ્થ રાખવાના પક્ષમાં નહોતા. ત્યારે તટસ્થ મધ્યસ્થ થઈ શકે તેવી વ્યક્તિ પણ ક્યાં હતી ? કારણ કે લગભગ બધા જ મૂર્તિપૂજકો, નવીન વેદાંતીઓ અને ગુરુડમ ફેલાવનારાઓ તો ઋષિના ઘોર વિરોધી હતા. તેમ છતાં ઋષિએ દસ વર્ષ પહેલાંના પોતાના ઘોર પ્રતિપક્ષી એવા સ્વામી વિશુદ્ધાનંદને આ શાસ્ત્રાર્થના મધ્યસ્થ કરવાની તૈયારી બતાવી. આ ઋષિ દયાનંદની ઉદારતા તથા ભરપૂર આત્મવિશ્વાસનો પુરાવો આપતું જ્વલંત પ્રમાણ છે.[૧૦]

જ્યારે વિશુદ્ધાનંદને આ આખી વાતની ખબર પડી તો તેમણે પહેલાં તો પંડિત ચતુર્ભુજ અને પંડિત શ્રદ્ધારામ ફિલ્લોરીને વર્ણન ન કરી શકાય એવા અપશબ્દો કહ્યા અને કહ્યું કે, દયાનંદની સામે તમે લોકો વેદોનો અક્ષર પણ જાણતા નથી. વિશુદ્ધાનંદે શાસ્ત્રાર્થની મધ્યસ્થતા કરવાનો પણ ઇન્કાર કરી દીધો અને સ્વામી દયાનંદને એક પત્ર

---

૮. ઋષિ દયાનંદ સરસ્વતી કે પત્ર ઔર વિજ્ઞાપન, ભાગ ૧, પાન ૨૫૨-૨૫૩.

૯. એજન, ભાગ ૧, પાન ૨૫૩.

૧૦. લક્ષ્મણ આર્યોપદેશક રચિત મહર્ષિ દયાનંદ સરસ્વતી સંપૂર્ણ જીવનચરિત્ર, ભાગ ૨, પાન ૨૬૧, પાદટીપ ૧.

લખી મોકલ્યો. આ પત્રમાં તેમણે સ્વામી દયાનંદને સ્પષ્ટ જણાવ્યું કે, અહીં અનેક અસભ્ય અને અવિદ્વાન લોકો ઉપદ્રવ કરવાની ઈચ્છાથી ભેગા થયા છે. પરંતુ આપ એ લોકોની વાતો પર ધ્યાન ન આપશો અને આ ચતુર્ભુજ અને ફિલ્લોરી જેવા ધૂર્તોની સભામાં હરગિજ ન જશો. હું પણ આવા લોકોના કહેવાથી એ સભાની મધ્યસ્થતા કરવાનો નથી. આ પ્રકરણ પરથી વિશુદ્ધાનંદની સ્વામી દયાનંદ પ્રત્યેની હાર્દિક ભાવનાનું અનુમાન થઈ શકે છે.[૧૧]

સ્વામી દયાનંદના પત્ર સંગ્રહમાં વિશુદ્ધાનંદને લખેલ એક પત્રનો અંશ વાંચવા મળે છે. આ પત્ર ૧૮૭૯ (સં. ૧૯૩૬)ના હરદ્વારના કુંભમેળામાં લખવામાં આવ્યો હતો. સ્વામી દયાનંદે આ પત્રમાં લખ્યું છે :

> સ્વામી વિશુદ્ધાનંદજી, આપ સર્વ લોકો જાણો છો કે હું જે વાત કરી રહ્યો છું તે સર્વથા ઠીક છે. પરંતુ આપ લોકો વિદ્વાન હોવા છતાંય પ્રસિદ્ધ થઈને પ્રગટ કેમ નથી કરતા ?[૧૨]

હરદ્વારના આ કુંભમેળામાં સુખદેવગિરિ અને જીવનગિરિ પણ આવ્યા હતા. સ્વામીજીએ આ બંને વિદ્વાનોને પણ વિશુદ્ધાનંદને લખ્યો હતો એવો જ પત્ર લખી મોકલી તેમને સદ્ધર્મનો પ્રકાશ કરવામાં સહયોગી બનવાનો પ્રસ્તાવ કર્યો. સ્વામીજી કહેતા હતા કે, આ મેળામાં આ ત્રણ જ વ્યક્તિઓ વિદ્વાન છે કે જેમણે ગંભીરતાપૂર્વક શાસ્ત્રાધ્યયન કર્યું છે, બાકીના બધાને તો લાડુ-પૂરીમાં જ રસ છે. પંડિત બાલશાસ્ત્રી આ મેળામાં નહોતા આવ્યા.[૧૩]

આમ સ્વામી દયાનંદ પણ વિશુદ્ધાનંદના પાંડિત્યથી પરિચિત હતા. તેમની હાર્દિક ઈચ્છા હતી કે, જો વિશુદ્ધાનંદ જેવી કોઈ વ્યક્તિ ધર્મ-સંશોધન અને જનહિતનાં કાર્યોમાં પ્રવૃત્ત થાય તો દેશને ઉન્નત કરવામાં બહુ વધારે સમય ન લાગે. સ્વામી દયાનંદ સંવત ૧૯૩૬માં ૨૭ નવેમ્બર ૧૮૭૯ના રોજ સાતમી અને અંતિમ વાર કાશી પહોંચ્યા. ત્યારે તેમણે આ જ અભિપ્રાયથી મિરજાપુર નિવાસી પંડિત મોતીરાજ ગૌડને વિશુદ્ધાનંદ પાસે મોકલ્યા હતા અને તેમને કહેવડાવ્યું હતું કે, સત્ય ધર્મના પ્રચારમાં સ્વામી દયાનંદ તમારો સહયોગ ઈચ્છે છે. પંડિત મોતીરાજ ગૌડે સ્વામીજીના જીવનચરિત્રકાર પંડિત લેખરામ આર્યપથિકને આ વિશે પૂરી જાણકારી આપતાં આ મુજબ જણાવ્યું હતું :

---

૧૧. એજન, ભાગ ૨, પાન ૨૬૧; ડૉ. ભવાનીલાલ ભારતીય રચિત ૧. નવજાગરણ કે પુરોધા મહર્ષિ દયાનંદ સરસ્વતી, ભાગ ૨, પાન ૬૨૭; અને ૨. ઋષિ દયાનંદ કે ભક્ત, પ્રશંસક ઔર સત્સંગી, પાન ૨૩.

૧૨. ઋષિ દયાનંદ સરસ્વતી કે પત્ર ઔર વિજ્ઞાપન, ભાગ ૧, પાન ૨૫૨, પૂર્ણ સંખ્યા ૧૯૭, પત્ર સારાંશ ૧૩૬.

૧૩. લક્ષ્મણ આર્યોપદેશક, મહર્ષિ દયાનંદ સરસ્વતી સંપૂર્ણ જીવનચરિત્ર, ભાગ ૨, પાન ૨૫૫.

સ્વામીજીએ મને કહ્યું કે વિશુદ્ધાનંદજી સાથે તમારે બહુ જ સારો સંબંધ છે અર્થાત્ તમે બંને એક જ ગુરુના શિષ્ય છો. તો પછી તેઓ શા માટે સત્ય પર આરૂઢ નથી થતા ? શા માટે તેઓ મારી સામે આવીને શાસ્ત્રાર્થ કરીને નિર્ણય નથી કરતા ? જે કંઈ મિથ્યા સિદ્ધ થશે એ મારું હશે તો હું છોડી દઈશ અને જો એ તેમનું હોય તો તેઓ છોડી દે. તમે વિશુદ્ધાનંદજીને જઈને આ મુજબ જણાવો. એ દિવસોમાં ગુરુ હરિશ્ચંદ્ર પણ સ્વામીજી પાસે આવતા હતા તથા બીજા પંડિતોની પાસે પણ જતા રહેતા હતા કે કોઈ રીતે શાસ્ત્રાર્થ થઈ જાય, પરંતુ તેમને તો વિશુદ્ધાનંદ ઉત્તર આપી ચૂક્યા હતા કે, હું સ્વામી છું, મને શાસ્ત્રાર્થ કરવાનો અધિકાર નથી. એટલા માટે સ્વામી દયાનંદના પ્રસ્તાવ અનુસાર હું વિશુદ્ધાનંદજી પાસે ગયો. કુશળક્ષેમ પૂછ્યા બાદ ચર્ચા ચાલી કે, કાશીમાં આટલા બધા વિદ્વાન છે, પરંતુ એક માણસે (સ્વામી દયાનંદે) આવીને સૌનું મંથન કરી નાખ્યું, કોઈ તેને ઉત્તર આપતું નથી. એટલા માટે તમે ઊઠો અને બાલશાસ્ત્રીને સાથે લઈને તેમનો (સ્વામી દયાનંદનો) મુકાબલો કરો. પૂરી કાશી તમારી સાથે છે. વિશુદ્ધાનંદે કહ્યું કે, તેમનો સંગ કરીને તું પણ એવો જ થઈ ગયો છે. મેં કહ્યું કે, મારો સંગ તો પહેલાં તમારી સાથે છે અને તમારો તેમની સાથેનો સંબંધ પણ પુરાણો છે. પરંતુ કેમ કે તેઓ બિલકુલ સત્ય કહે છે એટલે આપણને નથી ગમતું. ત્યારે વિશુદ્ધાનંદે મને પૂછ્યું કે, તું એવું શી રીતે કહી શકે કે તેઓ જે કહે છે તે સત્ય છે ? મેં કહ્યું કે, વેદ વગેરેનાં પ્રમાણોથી જાણું છું કે તેઓ સત્ય કહે છે; કારણ કે તેઓ પ્રમાણ સહિત વાત કરે છે. અને તમે લોકો કેવળ આગ્રહ કરી રહ્યા છો. વળી કોઈ પણ આર્ષ ગ્રંથમાં મૂર્તિપૂજાનું પ્રમાણ પણ મળતું નથી. આ સાંભળીને વિશુદ્ધાનંદજીએ કહ્યું કે, બસ, આ જ તો અમારી કમી છે. કાશીમાં આટલા બધા વિદ્વાન છે, પરંતુ વેદાર્થ કરવાનું સામર્થ્ય તો માત્ર દયાનંદજીમાં જ છે. કાશીના કોઈ વિદ્વાનમાં વેદાર્થ કરવાનું સામર્થ્ય નથી. બસ, આ જ કમી છે. એક ગણેશ શ્રોત્રિય અહીં છે, ફક્ત તે જ થોડો વેદાર્થ જાણે છે; પરંતુ તે પણ સ્વામી દયાનંદની સાથે મળી ગયેલ છે. બીજું એ કે દયાનંદ શાસ્ત્રાર્થ પણ વેદ વિષયમાં જ કરે છે, જેનો અર્થ લગાવવાનું જાણનાર - વેદાર્થવિત્ કોઈ છે નહિ. એટલા માટે તેમની સાથે શાસ્ત્રાર્થ કરવા કોઈ સમર્થ નથી.

મેં વિશુદ્ધાનંદજીને કહ્યું કે, આપ પણ 'સરસ્વતી' છો અને તેઓ (સ્વામી દયાનંદજી) પણ 'સરસ્વતી' ઉપાધિધારી છે. તો પછી બંને મળીને એક થઈ જાઓ અને સત્ય ધર્મ પર આપ દૃઢ થઈ જાઓ. વિશુદ્ધાનંદજીએ કહ્યું કે, સત્ય પર આરૂઢ તો થઈ જઈએ - સત્ય પર આરૂઢ થઈ જવાની વાત કરવી તો સરળ છે, પરંતુ ગંગાજીનો જે પ્રવાહ પૂર્વ તરફ વહી રહ્યો છે તેને પશ્ચિમ

કે ઉત્તરમાં વહેતો કરી દે એવો કોઈ નથી. માટે જે પ્રવાહ ચાલી રહ્યો છે તેને હવે રોકી કે બદલી શકાય તેમ નથી.[૧૪] અને જો આજે હું આ પ્રવાહની વિરુદ્ધ ચાલવા માંડું તો બધા જ લોકો મારો વિરોધ કરવા લાગશે. મેં કહ્યું કે, આપને વિરોધ અને હઠથી શો લાભ છે ? અર્થાત્ જ્યારે આપ સ્વામી દયાનંદનાં મંતવ્યોની સચ્ચાઈ સ્વીકાર કરો છો તો વ્યર્થમાં તેમનો વિરોધ અને પોતાના મતની હઠ શા માટે કરો છો ? વિશુદ્ધાનંદજી કહેવા લાગ્યા કે, જે લોકો ભિક્ષા દે છે તેઓ પણ સાલા[૧૫] નહિ આપે અને લોકો વધારામાં એવું લાંછન પણ લગાવશે કે વિશુદ્ધાનંદ સ્વામી દયાનંદજીના અનુયાયી થઈ ગયા.[૧૬]

મેં સ્વામી દયાનંદજીની પાસે જઈને તેમને આ વૃત્તાંત કહી સંભળાવ્યો. સ્વામીજીએ ઉત્તરમાં કહ્યું કે, વિશુદ્ધાનંદજી ખોટા ભયભીત થાય છે. સંસાર વિરુદ્ધ થઈને શું કરી લેવાનો છે ? જો તેમને એવો જ ડર હોય તો હું તેમને કોઈ એક સ્થાને સ્થાપિત કરી દઈશ, તેઓ કાશીમાં જ બેસી જાય અને દેશ-ભ્રમણ હું કરીશ. પરંતુ તેઓ સત્ય પર આરૂઢ કેમ થતા નથી ?[૧૭] પરંતુ તમે તેમને એ પણ કહી દેજો કે, મારી પાસે જો (કાશીના કોઈ) વિદ્યાર્થીએ પણ પત્ર મોકલ્યો, તો હું તેનો ઉત્તર તો તેમને (વિશુદ્ધાનંદજીને) અને બાલશાસ્ત્રીને ઉદ્દેશીને જ આપીશ; બીજા કોઈને નહિ.

---

૧૪. ડૉ. ભવાનીલાલ ભારતીયે લખ્યું છે : “વિશુદ્ધાનંદની આ વાત પરથી સ્પષ્ટ થાય છે કે, તેઓ એ તો સ્વીકાર કરે છે કે જે રૂઢ પરંપરાઓ ચાલી રહી છે એ ઠીક નથી, પરંતુ તેઓ એવું માને છે કે આ રૂઢિવાદ અને ગતાનુગતિને સમાપ્ત કરવાં કઠિન છે. જ્યારે સ્વામી દયાનંદનું ચિંતન આથી ભિન્ન છે. તેઓ એમ વિચારે છે કે, ખોટી પરંપરાઓને આમ વળગી રહેવાથી કેમ કામ ચાલશે ? પરિવર્તનનું ચક્ર ઘુમાવવું એ પુરુષાર્થી વ્યક્તિનું કામ છે.” (નવજાગરણ કે પુરોધા મહર્ષિ દયાનંદ સરસ્વતી, ભાગ ૧, પાન ૬૯૪, પાદટીપ ૨૬)

૧૫. ડૉ. ભવાનીલાલ ભારતીયે લખ્યું છે : “વિશુદ્ધાનંદ વાર્તાલાપ દરમિયાન પ્રાયઃ આ પ્રકારના અશિષ્ટ શબ્દો બોલતા હતા.” (નવજાગરણ કે પુરોધા મહર્ષિ દયાનંદ સરસ્વતી, ભાગ ૧, પાન ૬૯૪, પાદટીપ ૨૬)

૧૬. વિશુદ્ધાનંદના આ કથનમાં લોક-ભય અને પોતાનાં રોટી અને ઠાઠમાઠ છિનવાય જવાની આશંકા પ્રગટ થાય છે. ડૉ. ભવાનીલાલ ભારતીયે લખ્યું છે : “આ પ્રસંગથી સ્પષ્ટ થઈ જાય છે કે, વિશુદ્ધાનંદ સાંસારિક દુર્બળતાઓથી ગ્રસ્ત હોવાથી સ્વામી દયાનંદને સાથ આપવામાં સંકોચ કરતા હતા.” (નવજાગરણ કે પુરોધા મહર્ષિ દયાનંદ સરસ્વતી, ભાગ ૧, પાન ૬૯૪-૬૯૫, પાદટીપ ૨૬)

૧૭. ડૉ. ભવાનીલાલ ભારતીયે લખ્યું છે : “આ તો સલાહ-સૂચન માત્ર હતું. બાકી એ તો સ્વામી દયાનંદ પણ જાણતા જ હશે કે લોકમંગળ માટે સર્વસ્વનો ત્યાગ કરવાની ક્ષમતા કદાચ વિશુદ્ધાનંદમાં નથી.” (નવજાગરણ કે પુરોધા મહર્ષિ દયાનંદ સરસ્વતી, ભાગ ૧, પાન ૬૯૫, પાદટીપ ૨૬)

મેં વિશુદ્ધાનંદજી પાસે જઈને તેમને આ વાત કહી. તેમણે કહ્યું કે, હું તો પત્રોત્તર આપીશ નહિ, લોકોને જે કરવું હોય તે કરે. દયાનંદ તો અવધૂત છે. તેઓ નિ:શંક ખંડન કરી શકે છે, મારાથી એ ન થઈ શકે.[૧૮]

ડૉ. ભવાનીલાલ ભારતીયે આ વિશે લખ્યું છે :

આ ઘટના પરથી કાશીના તથાકથિત પંડિતોની વિદ્વત્તાના સ્તરની તો ખબર પડે જ છે, સાથે સાથે તેમની ખીજ ભરેલી મનોવૃત્તિ તથા સ્વામી દયાનંદ પ્રત્યેના તેમના ક્ષોભ તથા ધૂંધવાટની પણ એક ઝલક જોવા મળે છે. બાલશાસ્ત્રી અને બાપૂદેવ જેવા વિદ્વાનો ગૃહસ્થની જવાબદારીઓ તથા આજીવિકાનું બહાનું કાઢીને મૂર્તિપૂજાનું ખંડન કરવામાં પોતાની અસમર્થતા બતાવે છે, તો સ્વયંને 'પરમહંસ' ગણાવતા સ્વામી વિશુદ્ધાનંદ પોતાના પાંડિત્યજન્ય અહંકારમાં મત્ત થઈને દયાનંદના વેદાર્થની સત્યતાનો સ્વીકાર ન કરવામાં કૃતકૃત્યતા અનુભવ કરે છે.[૧૯]

સ્વામી વેદાનંદ તીર્થે લખ્યું છે :

કાશીમાં તેમના (સ્વામીજીના) પ્રતિદ્વંદ્વી સ્વામી વિશુદ્ધાનંદ સરસ્વતીએ એક વાર વાર્તાલાપના પ્રસંગમાં તેમને કહ્યું હતું કે, વિદ્યામાં તો કદાચ આપ અમારાથી અધિક નથી, પરંતુ એક વાતમાં આપ અમારાથી બહુ જ અધિક વિશિષ્ટ છો - આપ જે માનો છો તે કહી શકો છો અને જે કહો છો તે કરી બતાવો છો. અમારામાં આ સામર્થ્ય નથી. સ્વામી વેદાનંદે આ વિશે લખ્યું છે કે, આ બંને વિદ્વાનો (વિશુદ્ધાનંદ અને બાલશાસ્ત્રી) કાશીનું નાક હતા. સમસ્ત ભારતમાં તેમની ધાક હતી. આ જ બંને પંડિતો દયાનંદ સાથે શાસ્ત્રાર્થ કરવામાં અગ્રસર હતા. વિશુદ્ધાનંદજીએ તો દયાનંદનું અપમાન પણ કરાવ્યું હતું. પરંતુ આ બંને પંડિતો દયાનંદનાં આત્મબળ અને સચ્ચાઈનો સ્વીકાર કરતા હતા. ભક્તોની પ્રશંસામાં એ સાર નથી હોતો જે બળ વિરોધીઓ દ્વારા કરવામાં આવતી સ્તુતિમાં હોય છે.[૨૦]

સ્વામી દયાનંદ ઑક્ટોબર-નવેમ્બર ૧૮૭૭માં પંજાબના ફીરોજપુર છાવણીમાં ધર્મોપદેશ કરી રહ્યા હતા. અહીં સ્વરૂપસિંહ નામના એક ભક્તે સ્વામીજી સાથે યોગ વિષયક ખૂબ જ વાર્તાલાપ કર્યો અને તેમણે યોગ સંબંધી અનેક નવીન તથ્યો જાણ્યાં. સ્વરૂપસિંહ સ્વામી વિશુદ્ધાનંદથી પણ પરિચિત હતા. તેમણે સ્વામી દયાનંદના આદ્ય

---

૧૮. લેખરામ (પંડિત), મહર્ષિ દયાનંદ સરસ્વતી કા જીવનચરિત્ર, પાન ૧૮૭.

૧૯. ભવાનીલાલ ભારતીય, નવજાગરણ કે પુરોધા મહર્ષિ દયાનંદ સરસ્વતી, ભાગ ૨, પાન ૬૭૬.

૨૦. વેદાનંદ તીર્થ, ઋષિ બોધ કથા, પાન ૭૮-૭૯.

જીવનચરિત્રકાર પંડિત લેખરામને કહ્યું હતું કે, વિશુદ્ધાનંદજીને યોગ વિષયક જ્ઞાન તો બહુ દૂર રહ્યું, તેની ગંધ માત્રથી પણ તેઓ પરિચિત નહોતા.[૨૧]

જે હોય તે, પરંતુ એ સ્વીકાર કરવામાં સંશયને કોઈ સ્થાન નથી કે, સ્વામી દયાનંદના હૃદયમાં સ્વામી વિશુદ્ધાનંદ પ્રત્યે યથાયોગ્ય આદરભાવ હતો. એટલા જ માટે કાશી નિવાસી રાજા શિવપ્રસાદના બ્રાહ્મણ-ગ્રંથ વિષયક શંકાઓ ધરાવતા 'નિવેદન'નો 'ભ્રમોચ્છેદન' નામના એક પુસ્તક રૂપે લિખિત ઉત્તર આપવા માટે સ્વામી દયાનંદ એટલા જ માટે તૈયાર થયા હતા કે એ 'નિવેદન' પર વિશુદ્ધાનંદના હસ્તાક્ષર હતા.

સ્વામી સત્યાનંદે સ્વામી દયાનંદના 'શ્રીમદ્દયાનંદ પ્રકાશ' નામના જીવનચરિત્રમાં પાન ૨૮૪ પર ૧૮૭૮નો અમૃતસરનો એક પ્રસંગ વર્ણવ્યો છે. પંડિત પોલોરામે પૂછેલા એક પ્રશ્નના ઉત્તરમાં સ્વામી દયાનંદ કહે છે :

> જો પંડિત બાલશાસ્ત્રી અને વિશુદ્ધાનંદજી મારા સાથી - સહયોગી બની જાય તો અમે ત્રણે સમસ્ત વિશ્વમાં વિજય કરી લઈએ. પરંતુ શોકની વાત છે કે તેઓ મારા આત્મસ્થ ભાવોને જાણ્યા વિના જ મને જુદો સમજીને મારો ઘોર વિરોધ કરી રહ્યા છે. પરંતુ મારા હૃદયમાં જે મંગલ ભાવના છે, તેને ઈશ્વર જ જાણે છે.

સ્વામી વિશુદ્ધાનંદના શિષ્યગણમાં સનાતન ધર્મના ઉપદેશક પંડિત દીનદયાલુ શર્મા, મહોમહાપાધ્યાય પંડિત શિવકુમાર શાસ્ત્રી તથા મહોમહાપાધ્યાય પંડિત પ્રમથનાથ ભટ્ટાચાર્ય વગેરેનાં નામ ઉલ્લેખનીય છે. સ્વામી વિશુદ્ધાનંદની મીમાંસા દર્શન અને અદ્વૈતવાદમાં વિશેષ ગતિ હતી. તેમણે 'કપિલ ગીતા કી વ્યાખ્યા' નામનું એક જ પુસ્તક લખ્યું હતું, જે સન ૧૮૯૮ (સંવત ૧૯૪૬)માં પ્રકાશિત થયું હતું. એ જ વર્ષે તેમનું ૭૮ વર્ષની ઉંમરે કાશીમાં નિધન થયું.

## : ૨ : પંડિત બાલશાસ્ત્રી



પંડિત બાલશાસ્ત્રી રાનડેનો જન્મ ૧૮૩૯માં (પોષ વદ દસમ, સોમવાર સં. ૧૮૯૬ના રોજ) કાશીમાં થયો હતો. સ્વામી દયાનંદથી તેઓ લગભગ ચૌદ વર્ષ નાના હતા. તેઓ મૂળ મહારાષ્ટ્રીય ચિતપાવન બ્રાહ્મણ હતા. તેમનું મૂળ નામ વિશ્વનાથ હતું, પરંતુ આગળ જતાં 'બાલશાસ્ત્રી'ના નામે પ્રસિદ્ધ થયા. તેમના પિતાજી પંડિત ગોવિંદ ભટ્ટ કોંકણ પ્રદેશથી આવીને કાશીમાં રહેવા માંડ્યા હતા. બાલશાસ્ત્રી ત્રણ જ વર્ષના હતા ત્યારે પિતાજીનું અવસાન થયું. આથી રામકૃષ્ણ દીક્ષિતે તેમનું

૨૧. લક્ષ્મણ આર્યોપદેશક, મહર્ષિ દયાનંદ સરસ્વતી સંપૂર્ણ જીવનચરિત્ર, ભાગ ૨, પાન ૧૦૯.

પાલનપોષણ કર્યું અને તેમને કૃષ્ણ યજુર્વેદ ભણાવ્યો. વિનાયકરાવ પેશવાએ તેમને માત્ર આઠ વર્ષની ઉંમરે 'બાળ સરસ્વતી'ની ઉપાધિથી અલંકૃત કર્યા. તેમણે પ્રારંભિક શાસ્ત્ર અધ્યયન ગ્વાલિયરમાં કર્યું. સોળ વર્ષે લગ્ન કર્યાં. પછી કાશીમાં પંડિત કાશીનાથ શાસ્ત્રી અને પંડિત રાજારામ શાસ્ત્રી પાસે વ્યાકરણ શાસ્ત્રનું અધ્યયન કર્યું. ૧૮૬૪માં પ્રિન્સિપાલ ગ્રિફિથે કાશીની રાજકીય પાઠશાળા (બનારસ ગવર્ન્મેંટ કૉલેજ)માં તેમને સાંખ્યશાસ્ત્રના અધ્યાપક પદે નિયુક્ત કર્યા. તત્કાલીન પંજાબમાં ગણાતા શિમલા પાસેના મંડીના રાજા વિજયસેનસિંહ વર્મા તેમના શિષ્ય બન્યા. પંડિત બાલશાસ્ત્રી કાશીના શ્રેષ્ઠ પંડિત ગણાતા હતા. કાશીનરેશ તેમનો બહુ જ આદર કરતા હતા અને ધર્મસંબંધી કોઈ પણ વિષયમાં તેમની સંમતિ વગર નિર્ણય ન લેતા. તેમના શિષ્યોની એક લાંબી પરંપરા છે, જેમાં પંડિત શિવકુમાર શાસ્ત્રી, પંડિત ગંગાધર શાસ્ત્રી, પંડિત દામોદર શાસ્ત્રી અને પંડિત રામકૃષ્ણ શાસ્ત્રી (તાત્યા શાસ્ત્રી) આ ચાર 'મહામહોપાધ્યાય'ની ઉપાધિ ધરાવતા શિષ્યોની ગણના અગ્રિમ પંક્તિમાં કરવામાં આવે છે. બાલશાસ્ત્રી વેદાંતસૂત્રના શાંકરભાષ્યની ભામતી ટીકાના સિદ્ધહસ્ત અધ્યાપક હતા. કલકત્તાની એશિયાટિક સોસાયટીએ તેમના દ્વારા તૈયાર કરવામાં આવેલું વેદાંતસૂત્રનું ભામતી સહિતનું એક વિવેચનાત્મક સંસ્કરણ પ્રકાશિત કર્યું હતું. તેમણે 'કાશી વિદ્યાસુધાનિધિ' (પ્રસિદ્ધ નામ 'ધ પંડિત') નામની પત્રિકામાં અનેક પ્રાચીન તથા પ્રૌઢ ગ્રંથોને સંશોધિત કરીને પ્રકાશિત કર્યા હતા. તેમની અન્ય રચનાઓમાં વ્યાકરણ મહાભાષ્ય ટિપ્પણ, પરિભાષેન્દુશેખરની સારાસારવિવેક નામની ટિપ્પણી અને બૃહત્ જ્યોતિષ્ટોમ પદ્ધતિની ગણના થાય છે. ૧૮૬૯માં તેમણે પોતાના ગુરુ પંડિત રાજારામ શાસ્ત્રી દ્વારા નિબદ્ધ વિધવોદ્વાહશંકાસમાધિઃ નામના ગ્રંથ પર દોષાભાસનિરાસ નામનું એક તિલક પણ લખ્યું હતું. જ્યારે રાણી વિક્ટોરિયાને ભારતની સામ્રાજ્ઞી ઘોષિત કરવામાં આવ્યાં ત્યારે પંડિત બાલશાસ્ત્રીએ તેમની પ્રસંશામાં એક વચનાવલી રચી હતી. ૧૮૭૫માં તેઓ કાશીની રાજકીય પાઠશાળામાં ધર્મશાસ્ત્રના અધ્યાપક નિયુક્ત થયા. કાશી-શાસ્ત્રાર્થ સમયે તેમની ઉંમર ત્રીસ વર્ષની હતી. કાશી-શાસ્ત્રાર્થમાં તેઓ પૌરાણિક દળના એક પ્રમુખ પ્રવક્તા રૂપે હાજર હતા. તેમણે ૧૮૮૦માં કાશીમાં શાસ્ત્રીય વિધિપૂર્વક જ્યોતિષ્ટોમ યજ્ઞ સંપન્ન કર્યો હતો. તેમનું મધુર સામગાન વિદ્વાનોમાં પ્રશંસા પામતું. તેમણે ૩૩ વર્ષે ત્રીજા લગ્ન કર્યાં હતાં, પરંતુ તેમને સંતાન પ્રાપ્તિ ન થઈ. આથી તેમણે એક ચાર વર્ષના બ્રાહ્મણ બાળકને દત્તક લીધો અને તેને વિષ્ણુ દીક્ષિત નામ આપ્યું. પંડિત બાલશાસ્ત્રીને હરસનો ભયંકર રોગ લાગ્યો. તેમનાં પત્ની પણ બીમાર રહેતાં હતાં. સંતાનવિહોણા હોવાથી બંને ઉદાસ રહેતાં હતાં. પત્નીના મૃત્યુ બાદ લગભગ એ જ વર્ષે ૧૩ જુલાઈ ૧૮૮૨ (સં. ૧૯૩૯)ના રોજ માત્ર ૪૩ વર્ષની ઉંમરે પંડિત બાલશાસ્ત્રીનું મૃત્યુ થયું.

મુલતાનના રઈસ ગોસ્વામી ઘનશ્યામદાસ પંડિત બાલશાસ્ત્રીને મળ્યા હતા. તેમણે પોતાની આ મુલાકાત વિશે કહ્યું :

હું કાશી ગયો ત્યારે મારી સાથે ગોસ્વામી ગોવર્ધનદાસ અને ચાંદોમલ ખત્રી પણ હતા. અમને પંડિત બાલશાસ્ત્રીજીને મળવાની ઈચ્છા થઈ. તેમનાં દર્શન કરવા અમે તેમના ઘરે ગયા. વાતચીત દરમિયાન મેં પંડિતજીને પૂછ્યું કે, આપનો અને સ્વામી દયાનંદનો જે શાસ્ત્રાર્થ થયો હતો તેમાં વિજય કોનો થયો હતો ? પંડિતજીએ અત્યંત મધુર શબ્દોમાં નમ્રતાપૂર્વક કહ્યું કે, અમે તો રહ્યા ગૃહસ્થ અને દયાનંદજી તો યતિ સંન્યાસી અને અમારા પૂજ્ય છે. તેમની સાથે અમે શો શાસ્ત્રાર્થ કરવાના ? આ સાંભળીને મને શાંતિ થઈ અને સ્વામીજી પર મને પૂરો વિશ્વાસ થઈ ગયો. મારા સમસ્ત જૂઠા સંદેહો દૂર થઈ ગયા.[૨૨]

સ્વામી વેદાનંદ તીર્થે આ વિશે લખ્યું છે :

આ પ્રસંગે બાલશાસ્ત્રીએ ગોસ્વામી ઘનશ્યામદાસને એમ પણ કહ્યું હતું કે, સત્ય પથ પર ચાલવા માંગતા હો તો દયાનંદે બતાવેલ માર્ગ પર ચાલો. એ પથ સત્ય અને નિર્ભ્રાંત છે. ગોસ્વામીજીએ પણ સીધું જ પૂછ્યું કે, આપ સ્વયં કેમ તેમના માર્ગનું અનુસરણ નથી કરતા ? ત્યારે બાલશાસ્ત્રીએ કહ્યું કે, અમે સંસારના માન-અપમાન અને લોભ-ભાવનાનો ત્યાગ કરવા અસમર્થ છીએ, પરંતુ એટલું તો જરૂર માનીએ છીએ કે દયાનંદ દ્વારા નિર્દિષ્ટ માર્ગ સર્વથા સત્ય છે.[૨૩]

## : ૩ : પંડિત તારાચરણ તર્કરત્ન ભટ્ટાચાર્ય

પંડિત તારાચરણ કાશીનરેશના મુખ્ય સભાપંડિત હતા. તેઓ સાહિત્ય તથા ન્યાયશાસ્ત્ર વગેરે શાસ્ત્રોના પંડિત હતા અને કાવ્યરચના પણ જાણતા હતા. મુખ્ય સભાપંડિત હોવાથી તેઓ પંડિતોની સભામાં હંમેશાં કાશીનરેશની સાથે જ રહેતા. રાજાનાં તમામ ધાર્મિક કૃત્યોમાં તેઓ પરામર્શ આપતા હતા. તેઓ મૂળ બંગાળના ચોવીસ પરગણા જિલ્લામાં હુગલી નદીના તટ પર આવેલા ભાટપાડા ગામના નિવાસી હતા. કાશીમાં તેમનો નિવાસ કમચ્છા મોહલ્લામાં હતો. તેઓ ભારતેન્દુના ઘરે અવારનવાર જતા. તેમણે 'શૃંગાર રત્નાકર' નામનો ગ્રંથ લખ્યો હતો જે કાશીનરેશની આજ્ઞાથી ૧૮૬૨ (વિ. ૧૯૧૯)માં કાશીથી પ્રકાશિત થયો હતો. આ ઉપરાંત તેમણે તર્કરત્નાકર, સત્યનારાયણ કથા વગેરે ગ્રંથો પણ લખ્યા હતા. કાશી શાસ્ત્રાર્થના આરંભમાં કાશીનરેશે પોતાના આ સભાપંડિત તારાચરણની પીઠ પર હાથ રાખીને તેમને આગળ બેસાડ્યા હતા અને સ્વામી દયાનંદ સાથે પ્રશ્નોત્તર આરંભ કરનાર પણ આ જ પંડિત હતા.

કાશી શાસ્ત્રાર્થના લગભગ સાડા ત્રણ વર્ષ બાદ તા. ૮ એપ્રિલ ૧૮૭૩ (ચૈત્ર સુદ ૧૧ સં. ૧૯૩૦)ના રોજ હુગલીમાં વૃંદાવનચંદ્ર મંડલના નિવાસસ્થાને સ્વામી દયાનંદ

૨૨. લેખરામ (પંડિત), મહર્ષિ દયાનંદ સરસ્વતી કા જીવનચરિત્ર, પાન ૧૫૭.

૨૩. વેદાનંદ તીર્થ, ઋષિ બોધ કથા, પાન ૭૯.

અને પંડિત તારાચરણ વચ્ચે મૂર્તિપૂજા વિશે ફરી શાસ્ત્રાર્થ થયો હતો. આ શાસ્ત્રાર્થ પણ સંસ્કૃતમાં જ થયો હતો. એ જ સમયે આ શાસ્ત્રાર્થનો બંગાળી ભાષામાં અનુવાદ પ્રકાશિત થયો હતો. આ જ શાસ્ત્રાર્થને એ જ વર્ષે વલ્લભ સંપ્રદાયના અનુયાયી બાબુ હરિશ્ચંદ્ર ભારતેન્દુએ શબ્દશઃ હિંદીમાં અનૂદિત કરીને 'પ્રતિમા પૂજન વિચાર' શીર્ષક હેઠળ ૨૮ પાનાંની એક પુસ્તિકા રૂપે કાશીના લાઇટ પ્રેસથી પ્રકાશિત કર્યો હતો. આ શાસ્ત્રાર્થનું અનેક વાર પ્રકાશન થયું છે અને આજે પણ સુલભ છે. આ શાસ્ત્રાર્થનું આયોજન આ રીતે થયું હતું : પંડિત તારાચરણ કલકત્તા ગયા હતા ત્યારે સ્વામી દયાનંદ પણ ત્યાં જ હતા. સ્વામીજી રાજા જ્યોતિન્દ્ર મોહન ઠાકુર અને સૌરીન્દ્ર મોહન ઠાકુરના સ્થાનમાં રોકાયા હતા. પંડિત તારાચરણે અહીં આવીને 'હું આજે શાસ્ત્રાર્થ કરું છું' એવી ત્રણ દિવસ પ્રતિજ્ઞા કરી, પરંતુ એક પણ વાર શાસ્ત્રાર્થ કરવા ન આવ્યા. સ્વામીજી કલકત્તાથી હુગલી આવ્યા. ત્યાં તેમનું ભાષણ ચાલતું હતું ત્યારે પંડિત તારાચરણ પણ ત્યાં આવી પહોંચ્યા. લોકોએ તેમને કહ્યું કે, તમારે કંઈક કહેવું હોય તો કહી શકો છો, પરંતુ પંડિતજી સભામાં ન આવ્યા અને ઉપર જઈને દૂરથી જ ગર્જના કરતા રહ્યા. બાદમાં ૮ એપ્રિલ ૧૮૭૩ના રોજ પંડિતજી પોતાના શિષ્યો તથા પોતાના ગામના કેટલાક લોકોને સાથે લઈને શાસ્ત્રાર્થ માટે હાજર થયા. બંને પક્ષો જલ્પ અને વિતંડા ન કરી માત્ર વાદ જ કરવા અને ચાર વેદ, ચાર ઉપવેદ, વેદોનાં છ અંગ, છ દર્શનશાસ્ત્રો અને તેનાં ઋષિમુનિઓ કૃત ભાષ્યોને માન્ય કરવા પર સહમત થયા. પરંતુ બન્યું એવું કે શાસ્ત્રાર્થમાં પંડિત તારાચરણ પોતાની જ પ્રતિજ્ઞા ખંડિત કરી બેઠા અને પરાજિત થયા. આ વિશે સ્વામી દયાનંદે લખ્યું છે :

> પછી પંડિતજી ચૂપ થઈને ઉપર જતા રહ્યા. હું પણ તેમની પાછળ ઉપર જઈ રહ્યો હતો ત્યારે સીડીમાં પંડિતજી મળ્યા. મેં તેમનો હાથ પકડી લીધો અને કહ્યું કે ઉપર આવો. પછી ઉપર લઈ જઈ વૃંદાવનચંદ્ર વગેરે સૌની સમક્ષ મેં પંડિત તારાચરણને કહ્યું કે, 'આપ શા માટે આવો બખેડો કરતાં ફરો છો ?' ત્યારે તેમણે કહ્યું કે : 'હું તો કાક ભાષાનું ખંડન કરું છું, સત્ય શાસ્ત્ર ભણવા-ભણાવવાનો ઉપદેશ પણ કરું છું અને પાષાણાદિક મૂર્તિપૂજનને પણ મિથ્યા જ સમજું છું. પરંતુ જો હું સત્ય-સત્ય કહું તો મારી આજીવિકા નષ્ટ થઈ જાય અને કાશીરાજ મહારાજ જો સાંભળી જાય તો મને હાંકી કાઢે. આથી જેમ તમે સત્ય-સત્ય બોલો છો તેમ હું સત્ય-સત્ય કહી શકતો નથી.[૨૪]

સ્વામીજીએ પંડિતજી વિશે લખ્યું છે :

> આ એ જ તારાચરણજી છે કે જ્યારે કાશીમાં આનંદબાગમાં પંડિતો સાથે મારો શાસ્ત્રાર્થ થયો હતો કે જેમાં સ્વામી વિશુદ્ધાનંદ અને બાલશાસ્ત્રી વગેરે પંડિતો આવ્યા હતા, ત્યારે તેમની સામે દોઢ પહોર સુધી એક જ વાતમાં મૌન સાધીને

---

૨૪. ઋષિ દયાનંદ સરસ્વતી કે શાસ્ત્રાર્થ ઔર પ્રવચન, હુગલી શાસ્ત્રાર્થ, પાન ૫૮.

> બેસી રહ્યા હતા, મોંમાંથી બીજી વાત કાઢી ન હતી. જો તેમનું કંઈ પણ સામર્થ્ય હોત તો બીજા પંડિતો શા માટે શાસ્ત્રાર્થ કરત ?[૨૫]

આ 'હુગલી શાસ્ત્રાર્થ'માં સ્વામીજીએ લખ્યું છે :

> આશ્ચર્ય થાય છે કે વિદ્યાના અભાવને કારણે તારાચરણજીની બુદ્ધિ કેટલી અલ્પ છે કે જે પ્રતિજ્ઞા કરીને તરત જ ભૂલી જાય છે ! પરંતુ આમાં આપનો દોષ નથી. દોષ તો આપની બુદ્ધિનો છે. દોષ તો આપના કામ, ક્રોધ, અવિદ્યા, લોભ, મોહ, ભય, વિષયાસક્તિ વગેરે દોષોનો છે. તર્કરત્નજી, જુઓ આપનામાં કેટલા મોટા મોટા દોષ છે ![૨૬]

સ્વામીજીએ આગળ જણાવ્યું છે :

> તર્કરત્નજીએ આગળ આગળ જે કંઈ કહ્યું છે એ બધું જ ભ્રષ્ટ જ છે. બુદ્ધિમાન લોકો તેના પર વિચાર કરે. તારાચરણજી એ પ્રકારના મનુષ્ય છે કે જેમ કોઈ બુદ્ધિમાનની સામે એક બાળક ! તેઓ ભાષણ કે શ્રવણ કરવાને પણ યોગ્ય નથી; કારણ કે જેને બુદ્ધિ અને વિદ્યા હોય છે, તે જ ભાષણ કે શ્રવણ કરવાને યોગ્ય હોય છે. પરંતુ તર્કરત્નજીમાં ન તો બુદ્ધિ છે અને ન તો કંઈ વિદ્યા છે. આથી તેઓ ન તો કશું કહેવા કે સાંભળવામાં સમર્થ છે. જે કોઈએ તેમનું નામ 'તર્કરત્ન' રાખ્યું છે એ બિલકુલ અયોગ્ય જ રાખ્યું છે.[૨૭]

મોહિનીમોહન દત્ત નામના કલકત્તાના એક ભૂતપૂર્વ ન્યાયાધીશે સ્વામી દયાનંદના હુગલી પ્રવાસ વિષયક પોતાનાં સંસ્મરણ 'મોડર્ન રિવ્યૂ'માં પ્રકાશિત કર્યાં હતાં. 'મોડર્ન રિવ્યૂ'ના એ લેખનો ઉર્દૂ અનુવાદ મેરઠથી પ્રકાશિત થતાં 'આર્યસમાચાર'ના સપ્ટેંબર ૧૯૧૯ના અંકમાં પ્રકાશિત થયો હતો. તેના આધારે પ્રા. રાજેન્દ્ર 'જિજ્ઞાસુ'એ લખ્યું છે :

> શ્રી દત્તે પંડિત તારાચરણ સાથે થયેલા ઋષિ દયાનંદના શાસ્ત્રાર્થ વિશે લખ્યું છે. મહર્ષિ અહીં હુગલીમાં પણ કાશીની જેમ એકલા જ હતા. શ્રી દત્તે લખ્યું છે : 'શાસ્ત્રાર્થ કાંટાનો ન હતો; કારણ કે તારાચરણ તર્કરત્નમાં ન તો ઋષિ દયાનંદ જેવી યોગ્યતા કે વિદ્વત્તા હતી અને ન તો તેમના જેવું વાણીનું બળ પણ હતું. આ શાસ્ત્રાર્થમાં બાબુ ભૂદેવજી, બાબુ અક્ષરચંદ્ર સરકાર તથા પાદરી લાલબિહારી ડે જેવા પ્રતિષ્ઠિત મહાનુભાવો હાજર હતા.' શ્રી દત્તે લખ્યું છે કે, મહર્ષિને વેદ, શાસ્ત્ર, રામાયણ, મહાભારત, સ્મૃતિગ્રંથો વગેરેનાં સર્વ પ્રમાણો કંઠસ્થ હતાં. તેમને પુસ્તક લઈને જોવાની જરૂર જ પડતી ન હતી. તેઓ પોતાની સ્મરણશક્તિના ભરોસે જ જરૂરી મંત્ર, શ્લોક વગેરે પ્રસ્તુત

---

૨૫. એજન, પાન ૫૮.

૨૬. એજન, પાન ૫૬.

૨૭. એજન, પાન ૫૭.

કરતા હતા. કોઈમાં હિંમત ન હતી કે તેમની સામે આવે... શ્રી દત્તે લખ્યું છે કે, અનેક લોકો તેમનાં દર્શન કરવા માટે આવતા હતા. તેમના દરબારમાં હંમેશાં ભીડ જામી રહેતી. જેમને પોતાના શાસ્ત્રજ્ઞાનનું તથા સંસ્કૃતજ્ઞ હોવાનું અભિમાન હતું તેઓ પૈકી કોઈમાં તાકાત ન હતી કે તે સ્વામીજીની સામે જઈને શાસ્ત્રાર્થ કરે.[૨૮]

પંડિત તારાચરણે બાદમાં 'ખ્રીષ્ટોપનિષદ્' નામનું એક પુસ્તક લખ્યું હતું, જેમાં બાઈબલની ચાર ગૉસ્પલ્સ (ઉપદેશ)નો સંસ્કૃતમાં અનુવાદ કરવામાં આવ્યો હતો.[૨૯]

## : ૪ : કાશીનરેશ મહારાજા ઈશ્વરીપ્રસાદ નારાયણસિંહ



ઈશ્વરીપ્રસાદ નારાયણસિંહનો જન્મ સન ૧૮૨૨ એક ભૂમિહાર બ્રાહ્મણ કુળમાં થયો હતો. તેમના પિતાનું નામ મહારાજા ઉદિતનારાયણસિંહ હતું. ઈશ્વરીપ્રસાદ નારાયણસિંહ ૧૪ વર્ષની ઉંમરે સન ૧૮૩૫માં રાજગાદી પર બેઠા. ૧૮૫૭ના વિપ્લવમાં અંગ્રેજ હકૂમત પ્રત્યે વફાદારી દાખવવા બદલ ૧૮૫૯માં તેમને 'મહારાજા બહાદુર'ની ઉપાધિ પ્રદાન કરવામાં આવી. અંગ્રેજ હકૂમતે તેમનું જી.સી.એસ.આઈ.ના તગમા સહિત તેર તોપોની સલામીથી સંમાન કર્યું. તેમને વાઈસરૉયની લેજિસ્લેટિવ કાઉન્સિલના સદસ્ય નિયુક્ત કરવામાં આવ્યા. ૧૮૮૯માં તેમને 'મહારાજાધિરાજ'ની ઉપાધિ સહિત પંદર તોપોની સલામીથી સંમાનિત કરવામાં આવ્યા. તેમણે ૧૮૮૯ સુધી એટલે કે ૫૪ વર્ષ સુધી શાસન કર્યું. કાશીના સમાજ પર તેમનું પ્રભુત્વ હતું. કાશીમાં આયોજિત થતાં જનકલ્યાણનાં કાર્યોમાં તેઓનો સહયોગ રહેતો. ભારતેન્દુ હરિશ્ચંદ્ર તેમના દરબારમાં ઘણી વાર જતા. રાજા તેમને પુત્રવત્ સ્નેહ કરતા હતા. તેમના દરબારમાં પંડિતો અને ગુણીજનોનો હાજરી રહેતી. પંડિતો દૂર દૂરથી તેમનો આશ્રય મેળવવા આવતા અને તેમના દરબારમાં આદર-સંમાન પ્રાપ્ત કરતા. તેમની સભામાં અનેક પંડિતો રહેતા અને રાજ્ય તરફથી તેમને સંરક્ષણ મળતું. કાલજિહ્વ સ્વામી તેમના ગુરુ હતા. રાજા તેમનો ખૂબ જ આદર કરતા અને રાજકાજમાં પણ તેમની સલાહ

---

૨૮. રાજેન્દ્ર 'જિજ્ઞાસુ', રક્તરંજિત હૈ કહાની, ભાગ ૧, પાન ૨૫-૨૬; કુશલદેવ શાસ્ત્રી, મહર્ષિ દયાનંદ : કાલ ઔર કૃતિત્વ, ભૂમિકા, પાન ૧૯-૨૦ અને મહર્ષિ દયાનંદ સરસ્વતી સંપૂર્ણ જીવનચરિત્ર, ભાગ ૧, પાન ૩૩૬, સંપાદકીય 'વિશેષ ટિપ્પણી'.

૨૯. નવજાગરણ કે પુરોધા મહર્ષિ દયાનંદ સરસ્વતી, ભાગ ૧, પાન ૩૨૧.

લેતા. કાશીનરેશે પોતાના ગુરુ દ્વારા રચિત 'રામસુધા' નામના ગ્રંથ પર પોતાની ટીકા લખી હતી. આ ઉપરાંત તેમણે પોતાના ગુરુના 'રામાયણ પરિચર્યા' નામના ગ્રંથમાં આપવામાં આવેલી ટિપ્પણીઓને સ્પષ્ટ કરતું 'રામાયણ પરિશિષ્ટ' નામનું એક બીજું પુસ્તક પણ લખ્યું હતું. ઈશ્વરનારાયણસિંહ સાહિત્ય, સંગીત અને કળાના સંરક્ષક હતા. કાશીમાં ૧૬ નવેમ્બર ૧૮૬૯ના રોજ આયોજિત શાસ્ત્રાર્થના આયોજક અને સભાપતિ ઈશ્વરીપ્રસાદ નારાયણસિંહ જ હતા. તે સમયે તેમની ઉંમર ૪૭ વર્ષ હતી. આ શાસ્ત્રાર્થમાં તેમના ઉત્તરાધિકારી સર પ્રભુનારાયણસિંહ બહાદુર પણ હાજર હતા, જે ત્યારે માત્ર ચૌદ વર્ષના હતા. સન ૧૮૮૯માં કાશીનરેશ ઈશ્વરીપ્રસાદ નારાયણસિંહનું દેહાવસાન થયું.

## : ૫ : પંડિત રઘુનાથપ્રસાદ કોટવાળ (પોલીસ ઈન્સ્પેક્ટર)



'પરોપકારી' પત્રિકામાં પ્રકાશિત એક લેખ અનુસાર કાશી શાસ્ત્રાર્થ વખતે સ્વામી દયાનંદના જીવનની સુરક્ષા કરનાર રઘુનાથપ્રસાદ પાંડેય કોટવાળનો જન્મ ૨૮ જાન્યુઆરી ૧૮૨૬ના રોજ ઉત્તરપ્રદેશના આજમગઢ જિલ્લાના મેહનગર ગામમાં થયો હતો. તેમના પિતાનું નામ મહાવીરપ્રસાદ અને માતાનું નામ વસુંધરા પાંડેય હતું. તેઓ ભારદ્વાજ ગોત્રના સરયૂ પારી બ્રાહ્મણ હતા.[30] રઘુનાથપ્રસાદે બારમીનો અભ્યાસ લખનૌમાં પૂરો કર્યો હતો. તેમને તરત જ પોલીસ ખાતામાં નોકરી મળી ગઈ. તેમની સૌપ્રથમ નિયુક્તિ દહેરાદૂનમાં થઈ. પછી તેમને સીઆઈડી ઈન્સ્પેક્ટર બનાવીને કાનપુર મોકલવામાં આવ્યા. તેઓ સરકારના વિશ્વાસપાત્ર કર્મચારી હતા. આગળ જતાં તેમનું કાર્યક્ષેત્ર કાનપુરથી લઈને બુલંદશહેર સુધી લંબાવી આપવામાં આવ્યું. તેમની સેવાથી પ્રસન્ન થઈને અંગ્રેજ સરકારે તેમને 'રાય'ની ઉપાધિથી સંમાનિત કર્યા, પરંતુ તેમણે ક્યારેય પોતાના નામની સાથે આ ઉપાધિનો પ્રયોગ ન કર્યો, કારણ કે એમ કરવામાં તેઓ ગર્વને બદલે અપમાન અનુભવ કરતા હતા. સ્વામી દયાનંદ રઘુનાથપ્રસાદને ખૂબ જ પ્રેમ કરતા હતા. એક દિવસ રઘુનાથપ્રસાદ પત્ની રામપ્યારીની સાથે સ્વામીજીને મળવા આવ્યા. સ્વામીજીએ દંપતીને વેદોપદેશ આપ્યો અને તદનુસાર જીવન જીવવાની પ્રેરણા આપી. આથી રઘુનાથપ્રસાદના પરિવારમાં પેઢીઓ સુધી આર્ય પરંપરા અને વૈદિક ધર્મનું શ્રદ્ધાપૂર્વક પાલન જળવાઈ રહ્યું.

---

૩૦. જોકે પંડિત લેખરામ રચિત 'મહર્ષિ દયાનંદ સરસ્વતી કા જીવનચરિત્ર'માં રઘુનાથપ્રસાદને 'સનાઢ્ય બ્રાહ્મણ બુંદેલખંડ નિવાસી' લખવામાં આવ્યા છે. (પાન ૧૪૯) ડૉ. ભવાનીલાલ ભારતીયના મત અનુસાર પણ તેઓ સનાઢ્ય વંશીય બ્રાહ્મણ અને બુંદેલખંડ નિવાસી હતા. (નવજાગરણ કે પુરોધા મહર્ષિ દયાનંદ સરસ્વતી, ભાગ ૧, પાન ૩૨૧)

એવું કહેવામાં આવે છે કે ૧૮૫૭ના સ્વતંત્રતા સંગ્રામ સમયે રઘુનાથપ્રસાદ ઝાંસીના કોટવાળ હતા ત્યારે તેમણે રાણી લક્ષ્મીબાઈને યુદ્ધમાં સહાયતા પણ પહોંચાડી હતી. તેનું કારણ એ હતું કે તેમના કાકા રઘુવીર પાંડેય રાણી લક્ષ્મીબાઈના સલાહકાર હતા, જેઓ ઓજપૂર્ણ કવિતાઓ અને વાર્તાઓ સંભળાવીને આ વિધવા રાણીને પ્રોત્સાહિત કરતા હતા. મહિલા સેનાના નિર્માણમાં પણ રઘુવીર પાંડેયનું યોગદાન હતું. આ જ રીતે કુટુંબના અન્ય સભ્યો પણ સ્વતંત્રતા સંગ્રામમાં ભાગ લઈ રહ્યા હતા. રઘુનાથપ્રસાદના નાના કાકા શિવનંદન તથા શ્રવણકુમાર પણ કુંવરસિંહની સાથે લડાઈમાં શામેલ થયા હતા અને કંધરાપુર પાસે તમસા નદીના તટ પર વીરગતિ પામ્યા હતા. આમ, રઘુનાથપ્રસાદ કોટવાળ અને તેમના પરિવારના કેટલાક સભ્યોનું જીવન દેશની સ્વતંત્રતા-પ્રાપ્તિ માટે અર્પિત થયું હતું. રઘુનાથપ્રસાદને તેમના કાકાએ જ પ્રેરિત કરીને પોલીસ વિભાગમાં ભરતી કરાવ્યા હતા અને નિર્દેશ કર્યો હતો કે, તારે અંગ્રજોને ખુશ રાખતાં રાખતાં ભારતની ગુલામીની જંજીરો તોડવાનું કામ પણ કરવાનું છે કે જેથી સાપ પણ મરી જાય અને લાઠી પણ ન તૂટે.

રઘુનાથપ્રસાદે દેશહિતનાં અનેક કામ કર્યાં હશે, પરંતુ તેમણે ૧૮૬૯માં કાશી શાસ્ત્રાર્થના દિવસે કાશીનાં ગુંડા તત્ત્વોથી સ્વામી દયાનંદના પુણ્ય દેહનું રક્ષણ કરવાનું જે મહાન કાર્ય કર્યું હતું, તે ઇતિહાસમાં ચિરસ્મરણીય બની રહેશે. દેશ અને સમાજ પ્રત્યે તેમની આ મહાન સેવા હતી. આ બદલ આ દેશ અને સમાજ તેમનો હંમેશાં ઋણી રહેશે.[૩૧]

---

૩૧. 'પરોપકારી' પાક્ષિકના માર્ચ ૨૦૧૬ના પ્રથમ અંકમાં પ્રકાશિત લેખ 'જિનકે હમ ઋણી હૈં - રઘુનાથપ્રસાદ કોટવાલ', પાન - ૨૦. રઘુનાથપ્રસાદ વિષયક આ વિવરણ તેમના પૌત્ર મેવાલાલે (કે જેઓ બાદમાં સ્વામી ઓમાનંદ સરસ્વતી પાસેથી સંન્યાસની દીક્ષા લઈને સ્વામી કેવલાનંદ થઈ ગયા હતા તેમણે) પોતાની સ્મૃતિ અને પરિવારમાં ચાલી આવતી વાતોના આધારે આર્ય હરીશ કૌશલ પુરીને કહી સંભળાવ્યું હતું, જે આર્ય હરીશે ૧૮ જુલાઈ ૨૦૦૮ના રોજ લખી લીધું હતું. કાશી આર્યસમાજના કાર્યકર્તા અશોક કુમાર ત્રિપાઠીએ આર્ય હરીશે લખેલું આ વિવરણ અને રઘુનાથપ્રસાદ અને મેવાલાલ પાંડેયનાં ચિત્રો 'પરોપકારી' પત્રિકાના તત્કાલીન સંપાદક ડૉ. ધર્મવીરને મોકલી આપ્યાં હતાં. આ વિશે 'પરોપકારી'માં પ્રકાશિત થયેલ ઉપર્યુક્ત લેખમાં સંપાદકે લખ્યું છે : ''મેં સ્વામીજી (કેવલાનંદજી)નો સંપર્ક કરીને આની પ્રામાણિકતા પુષ્ટ કરવાનો પ્રયાસ કર્યો, પણ વૃદ્ધાવસ્થાને કારણે સ્વામીજી પ્રશ્નોના ઉત્તર આપવાને બદલે પોતાની જ વાતનું રટણ કરતા રહ્યા...જે પરિચય અશોક ત્રિપાઠીજીએ મોકલ્યો છે, તેમાં 'યોગી કા આત્મચરિત'વાળી શૈલી છે, જેને પ્રમાણિત કરી શકાય તેમ નથી. આ લેખમાં સમય અને સ્થાનમાં પણ સમન્વય જોવા મળતો નથી. માટે આ લેખને યથાવત્ પ્રકાશિત ન કરીને એ સામગ્રીનો ઉપયોગ કરીને આ પંક્તિઓ લખવામાં આવી છે.'' 'પરોપકારી' પાક્ષિકના નવેમ્બર ૨૦૧૯ના બીજા અંકમાં પાન ૨૦-૨૧ પર પણ આ જ લેખ કાશી શાસ્ત્રાર્થના સાર્ધ શતાબ્દી વર્ષના ઉપલક્ષમાં પુનઃ પ્રકાશિત કરવામાં આવ્યો છે. આ પંક્તિઓના લેખકે (ભાવેશ મેરજાએ) પણ તા. ૧૪.૧૧.૨૦૧૯ના રોજ આર્ય હરીશ કૌશલ પુરી સાથે ફોન પર આ બાબતે ચર્ચા કરી હતી, જેમાં તેમણે 'પરોપકારી'ના સંપાદકે ઉપર જે લખ્યું છે, તે વાતની એકંદરે પુષ્ટિ કરી હતી.

આથી જ પંડિત ઘાસીરામે સ્વામીજીના જીવનચરિતમાં લખ્યું છે :

> સમસ્ત ભારતવાસીઓ જ નહિ, પરંતુ સંસારભરના સમસ્ત મનુષ્યો હંમેશને માટે આ કર્તવ્યનિષ્ઠ, ન્યાયશીલ કોટવાળના આભારી રહેશે. તે સ્વયં મૂર્તિપૂજક હતો. તેમ છતાં તેણે એક ક્ષણ માટે પણ પક્ષપાત ન કર્યો. તે પોતાના કર્તવ્યથી અણુમાત્ર પણ વિમુખ ન થયો. જ્યારે મહારાજાએ તેની વ્યવસ્થા અને પ્રબંધમાં ગરબડ કરી ત્યારે પણ તે તેમની નિંદા કરવાનું ચૂક્યો નહોતો. આવી કર્તવ્યપરાયણ અને ન્યાયપ્રિય વ્યક્તિને અગણિત વાર ધન્યવાદ આપવા ઘટે. સ્વામીજીએ પંડિતોના છાત્રોને પોતાને માન્ય હોય તેવાં ગ્રંથોની સૂચી આપવાની પહેલી વાર ના પાડી હતી. પરંતુ ફક્ત એ જ કારણથી પંડિતોને તો શાસ્ત્રાર્થ ન કરવાનું બહાનું મળી ગયું હતું. ત્યારે પણ રઘુનાથપ્રસાદ કોટવાળે જ સ્વામીજીને વિનંતી કરીને માન્ય ગ્રંથોની સૂચી લખાવી લીધી હતી. જો તેમણે આ પ્રયત્ન ન કર્યો હોત તો કદાચ કાશીના પંડિતો એ બહાને શાસ્ત્રાર્થ કરવા રાજી ન પણ થયા હોત. અને જો આ કોટવાળ શાસ્ત્રાર્થ સ્થળે હાજર ન હોત તો કદાચ સ્વામીજી પણ સુરક્ષિત ન રહ્યા હોત. આથી જ્યાં સુધી દયાનંદનું નામ સંસારમાં જીવિત રહેશે ત્યાં સુધી રઘુનાથપ્રસાદ કોટવાળનું નામ પણ ગૌરવ અને પ્રતિષ્ઠા સહિત સંસારમાં જીવિત રહેશે. સત્ય તો એ છે કે તે દિવસે રઘુનાથપ્રસાદે પોતાના કર્તવ્યનું પાલન કરીને અમરત્વ પ્રાપ્ત કરી લીધું હતું.[૩૨]

ડૉ. ભવાનીલાલ ભારતીયે તો પોતાનું 'કાશી મેં મહર્ષિ દયાનંદ' નામનું એક હિંદી પુસ્તક રઘુનાથપ્રસાદને જ સમર્પિત કર્યું છે. સમર્પણની પંક્તિઓમાં તેમણે લખ્યું છે :

> કાશી શાસ્ત્રાર્થના અવસર પર મહર્ષિ દયાનંદ સરસ્વતીના ભૌતિક શરીરની સુરક્ષા માટે કૃતસંકલ્પ, કાશીના તત્કાલીન કોટવાળ સ્વર્ગીય પંડિત રઘુનાથપ્રસાદ (બુંદેલખંડના એક સનાઢ્ય બ્રાહ્મણ કુળમાં ઉત્પન્ન)ને સાદર સમર્પિત. જો તેમણે પોતાની કર્તવ્ય-પરાયણતા ન બતાવી હોત તો ઋષિ દયાનંદના પાવન શરીરની રક્ષા થવી પણ કઠિન હતી. - **લેખક**



## : ૯ : રાજા શિવપ્રસાદ 'સિતારેહિંદ'

રાજા શિવપ્રસાદ હિંદીના સુપ્રસિદ્ધ લેખક અને ગદ્યકાર હતા. તેઓ મૂળ મારવાડી ઓસવાલ સમાજના ગોખરૂ ગોત્રના હતા. તેમના પૂર્વજ દિલ્હીમાં ઝવેરી હતા. તેમનો જન્મ મહા સુદ બીજ વિ.સં. ૧૮૮૦ (૩ ફેબ્રુઆરી ૧૮૨૪)ના રોજ કાશીની 'ભાટ કી ગલી'માં થયો હતો. પિતાનું નામ ગોપીચંદ હતું. તેમનું કુટુંબ જૈન મતાવલંબી હતું. સ્કૂલમાં

૩૨. દેવેન્દ્રનાથ મુખોપાધ્યાય, મહર્ષિ દયાનંદ સરસ્વતી કા જીવનચરિત, પાન ૧૭૭.

સંસ્કૃત, હિંદી, બંગાળી, ફારસી, અરબી અને અંગ્રેજીનું શિક્ષણ લઈને તેઓ પોતાના મામાના સહયોગથી ભરતપુર (રાજપૂતાના) રાજ્યમાં નોકરી કરવા લાગ્યા. આ સ્ટેટના દીવાન જાની વૈજનાથે મહારાજા બળવંતસિંહને પોતાના હાથની કઠપૂતળી બનાવીને રાજ્ય પર પોતાનું સંપૂર્ણ પ્રભુત્વ જમાવી રાખ્યું હતું. શિવપ્રસાદે અહીં આવીને સૌપ્રથમ અંગ્રેજ સરકારની રાયથી આ દીવાનને એંશી કાયસ્થો સહિત જેલમાં પૂર્યો અને રાજાને સ્વતંત્ર કર્યા. આથી રાજાએ શિવપ્રસાદને પોતાના રાજ-વકીલ નિયુક્ત કર્યા. જાન્યુઆરી ૧૮૪૫ (સં. ૧૯૦૨)માં શિવપ્રસાદે કાશીમાં 'બનારસ અખબાર' નામનું એક હિંદી સાપ્તાહિક શરૂ કર્યું. આ જ વર્ષે તેમણે અંગ્રેજ સરકારની ફોજમાં નોકરી શરૂ કરી. વિદ્યારસિક હોવાથી બાદમાં તેમની નિમણૂક પશ્ચિમોત્તર પ્રદેશ (હાલમાં ઉત્તર પ્રદેશ)ની સ્કૂલોના નિરીક્ષક (ઇન્સ્પેક્ટર) તરીકે કરવામાં આવી. તેઓ ભારતેન્દુ બાબુ હરિશ્ચંદ્રના વિદ્યાગુરુ હતા. તેમનું હિંદી ગદ્ય ઉર્દૂ-ફારસી પ્રધાન હતું, આથી સાહિત્યકારોએ હિંદી ગદ્યના એ રૂપનો સ્વીકાર ન કર્યો. રાજા સાહેબે 'ઇતિહાસ તિમિર નાશક' નામનો એક ઇતિહાસ ગ્રંથ લખ્યો હતો, જેમાં બૌદ્ધ અને જૈન મતને સમાન અથવા એક જ સ્રોતમાંથી નીકળેલ બતાવ્યા હતા. સ્વામી દયાનંદે પણ રાજાજીના આ ગ્રંથના આધારે સત્યાર્થપ્રકાશના બારમા સમુલ્લાસમાં બૌદ્ધ અને જૈન મતને મૂલતઃ એક ગણાવ્યા હતા, જેના કારણે સ્વામીજીને કેટલાક જૈન પંડિતોની આલોચના સાંભળવી પડી હતી. ૧૮૭૨માં અંગ્રેજ સરકારે તેમને 'સી.એસ.આઈ.' - 'સિતારેહિંદ'નો ખિતાબ આપ્યો અને માર્ચ ૧૮૭૪માં વંશપરંપરા માટે તેમને 'રાજા'ની ઉપાધિ આપવામાં આવી.

ડૉ. ભવાનીલાલ ભારતીયે લખ્યું છે :

> રાજા શિવપ્રસાદ ખરા અર્થમાં વિદેશી શાસનના સમર્થક તથા અંગ્રેજોના શુભચિંતક હતા. તેમની અંગ્રેજ-ભક્તિએ તેમને સ્વદેશમાં અલોકપ્રિય બનાવ્યા અને આગળ જતાં તેઓ 'ટોડી' (અંગ્રેજ સમર્થક) કહેવાયા.[૩૩]

પ્રા. રાજેન્દ્ર 'જિજ્ઞાસુ'એ લખ્યું છે :

> આ એ જ રાજા મહોદય છે કે જેમના વિશે દેશભરમાં કહેવાતું હતું કે, *'મા જિ રાજા ચશ્મે યારી દાશતેમ, ખુદ ગલત બૂદ આંચિહ મા પિંદાશતેમ.'* આ ફારસી પદ્ય છે. કોઈએ તેની પહેલી પંક્તિ બદલીને રાજા શિવપ્રસાદજી પર ઘટાવી છે. આનો અર્થ થાય છે : અમારે રાજા સાહેબ સાથે મિત્રતા હતી, પરંતુ અમે તેમના વિશે જે કાંઈ સમજ્યા એ સાવ ખોટું જ નીકળ્યું.[૩૪]

---

૩૩. ભવાનીલાલ ભારતીય, નવજાગરણ કે પુરોધા મહર્ષિ દયાનંદ સરસ્વતી, ભાગ ૨, પાન ૭૦૦, પાદટીપ-સી.

૩૪. લક્ષ્મણ આર્યોપદેશક રચિત મહર્ષિ દયાનંદ સરસ્વતી સંપૂર્ણ જીવનચરિત્ર, ભાગ ૨, પાન ૪૦૯.

રાજા શિવપ્રસાદે સાહિત્ય, વ્યાકરણ, ઈતિહાસ, ભૂગોળ વગેરે વિષયો પર લગભગ પાંત્રીસ જેટલાં પુસ્તકો લખ્યાં. હિંદીના પ્રારંભિક ગદ્ય સાહિત્યના નિર્માણમાં તેમણે ઉલ્લેખનીય યોગદાન આપ્યું. ૨૩ મે ૧૮૯૫ના રોજ તેમનું કાશીમાં અવસાન થયું.

રાજા સાહેબ સંસ્કૃતજ્ઞ ન હતા અને તેમનું વૈદિક શાસ્ત્રોનું અધ્યયન પણ શૂન્ય માત્ર હતું. પરંતુ એવું લાગે છે કે સ્વામી વિશુદ્ધાનંદના કહેવાથી તેમણે સ્વામી દયાનંદ સાથે 'मन्त्रब्राह्मणयोर्वेदनामधेयम्' જેવા શાસ્ત્રીય વિષય પર 'નિવેદન' નામનું એક પત્રક પ્રકાશિત કરીને વિવાદ છેડ્યો હતો. આ પત્રકમાં સ્વામી દયાનંદ રચિત 'ઋગ્વેદાદિભાષ્યભૂમિકા' ગ્રંથ પર કેટલાક આક્ષેપો કરવામાં આવ્યા હતા. આ વાત સ્વામીજીની ૧૮૭૯-૮૦ની કાશીની અંતિમ યાત્રા સમયની હતી. આ વખતે સ્વામીજી કાશીમાં લગભગ સાડા પાંચ મહિના જેવું રોકાયા હતા. કાશીમાં આવતાં વેંત જ તેમણે હંમેશની માફક વિજ્ઞાપન છપાવીને કાશીવાસીઓને શાસ્ત્રાર્થ અને પ્રશ્નોત્તર માટે આહૂત કર્યા. પરંતુ પોતાની વિદ્યાનો ગર્વ કરનારા અને સ્વયંને ધર્મધુરંધર સમજનારાઓમાંથી કોઈ પણ સ્વામીજીની સમક્ષ આવીને પોતાના મતને પુષ્ટ કરવાની હિંમત ન કરી શક્યું. એ દરમિયાન રાજા શિવપ્રસાદ પણ ૧૬ ડિસેમ્બર ૧૮૭૯ના રોજ જ્યારે તેઓ થિયોસોફિકલ સોસાયટીના સ્થાપક દ્વય કર્નલ ઑલ્કોટ અને મેડમ બ્લેવેટ્સ્કીને મળવા આનંદબાગ આવ્યા હતા, ત્યારે સ્વામીજીને પણ ફક્ત ૨૦-૨૫ મિનિટ મળ્યા હતા. સ્વામીજી સાથે આ તેમની પ્રથમ અને અંતિમ મુલાકાત હતી. ત્યાર બાદ સ્વામીજી સવા ચાર મહિના કાશીમાં રહ્યા, પરંતુ રાજા શિવપ્રસાદ તેમને ફરી મળવા ક્યારેય ન આવ્યા અને ન તો તેમણે પોતાના સંહેહ નિવૃત્ત કર્યા. જ્યારે સ્વામીજીએ અહીંથી પ્રસ્થાન કરતાં પહેલાં વિજ્ઞાપન દ્વારા પ્રસિદ્ધ કર્યું કે, હું પાંચ મે ૧૮૮૦ના રોજ અહીંથી લખનૌ જવા નીકળવાનો છું, માટે જે કોઈને પોતાના સંદેહોનું નિવારણ કરવું હોય તે મને મળી લે. પરંતુ અહીં કોને ન્યાયની પરવા હતી ? અહીં કોને સચ્ચાઈ પ્રત્યે પ્રેમ હતો ? અહીં કોણ લોઢાના ચણા ચાવવા તૈયાર હતું ? આથી સ્વામી વિશુદ્ધાનંદ, પંડિત બાલશાસ્ત્રી કે કાશીના બીજા કોઈ પણ પંડિત કે આચાર્ય સમરાંગણના વીર બનીને સ્વામીજી સમક્ષ હાજર થયા નહિ. પરંતુ સ્વામીજી અહીંથી પ્રસ્થાન કરે તેના બે અઠવાડિયાં પહેલાં ૨૧ એપ્રિલ ૧૮૮૦ (ચૈત્ર સુદ ૧૧, સં. ૧૯૩૭)ના રોજ રાજા શિવપ્રસાદે સ્વામીજીને એક પત્ર લખ્યો.[૩૫] આ પત્રમાં તેમણે સ્વામીજીને ચાર પ્રશ્નો પૂછ્યા. સ્વામીજીએ તરત જ તેમને આ ચારેય પ્રશ્નોના ઉત્તર સહિતનો નીચેનો પત્ર લખ્યો :

> રાજા શિવપ્રસાદજી,
>
> આનંદિત રહો !
>
> આપનો ચૈત્ર સુદ અગિયારસ અને બુધવારનો લખેલો પત્ર મને મળ્યો. વાંચીને અભિપ્રાય જાણ્યો. તે દિવસે (૧૬ નવેમ્બર ૧૮૭૯ના રોજ) આપણી વચ્ચે

---

૩૫. આ પત્ર રાજા શિવપ્રસાદના પ્રથમ 'નિવેદન'નાં પાન ૪-૫ પર પણ છપાયો હતો.

જે-જે વાતો થઈ હતી તે ત્યારે તમને સમય ન હોવાથી બરાબર થઈ શકી નહોતી. હું પૂરી વાત આપને કહી ન શક્યો અને આપ પણ પૂરી વાત સાંભળી ન શક્યા; કારણ કે આપ તે દિવસે સાહેબોને (કર્નલ ઑલ્કોટ અને મેડમ બ્લેવેટ્સ્કીને) મળવા આવ્યા હતા. આપનું પ્રયોજન તેઓને મળવાનું હતું. ત્યાર બાદ આપણે ક્યારેય મળ્યા નથી કે એ વિષય પર આપણી પરસ્પર વાત થઈ શકે. હું હવે આઠ-દસ દિવસ બાદ અહીંથી પશ્ચિમ તરફ પ્રસ્થાન કરવાનું વિચારું છું. માટે જો આ દિવસો દરમિયાન આપને સમય હોય તો મને મળવા આવો. આપણે ફરીથી એ વિષય પર વાર્તાલાપ કરી શકીએ છીએ. મારે પણ આપને મળવું હતું, પરંતુ હવે મને બિલકુલ સમય મળતો નથી. આથી હું આપને મળી ના શક્યો. મળવું જરૂરી છે; કારણ કે જેટલું જલદી પરસ્પર સંમુખ બેસીને વાર્તાલાપ કરવાથી સિદ્ધાંત જ્ઞાન થઈ શકે છે, એટલું પત્ર કે લેખથી થઈ શકતું નથી. તેમાં બહુ જ સમય જાય છે.

**આપનો પ્રથમ પ્રશ્ન :** આપનો મત શો છે ?

**મારો ઉત્તર :** વૈદિક.

**આપનો બીજો પ્રશ્ન :** આપ વેદ કોને માનો છો ?

**મારો ઉત્તર :** સંહિતાઓને.

**આપનો ત્રીજો પ્રશ્ન :** શું આપ ઉપનિષદોને વેદ માનતા નથી ?

**મારો ઉત્તર :** હું એક ઈશાવાસ્યને છોડીને બીજી ઉપનિષદોને વેદોમાં માનતો નથી. પરંતુ બીજી બધી ઉપનિષદો બ્રાહ્મણ-ગ્રંથોમાં છે. ઈશાવાસ્ય સિવાયની એ બીજી બધી ઉપનિષદો ઈશ્વરોક્ત નથી.

**આપનો ચોથો પ્રશ્ન :** શું આપ બ્રાહ્મણ-ગ્રંથોને વેદ નથી માનતા ?

**મારો ઉત્તર :** ના; કારણ કે જે ઈશ્વરોક્ત હોય છે તે જ વેદ હોય છે, જીવોક્ત વેદ ન હોઈ શકે. જેટલા બ્રાહ્મણ-ગ્રંથો છે, તે બધા ઋષિ-મુનિઓ દ્વારા પ્રણીત છે, જ્યારે સંહિતાઓ ઈશ્વર પ્રણીત છે. જેમ ઈશ્વર સર્વજ્ઞ હોવાથી તેના દ્વારા ઉક્ત - પ્રકાશિત જ્ઞાન નિર્ભ્રાન્ત સત્ય હોય અને મતની સાથે સ્વીકાર કરવા યોગ્ય હોય છે, તેવું જીવોક્ત હોઈ શકતું નથી; કારણ કે જીવો સર્વજ્ઞ નથી. પરંતુ જે વેદાનુકૂળ બ્રાહ્મણ-ગ્રંથો છે, તેને હું માનું છું; અને વિરુદ્ધ અર્થોને નથી માનતો. વેદ સ્વતઃ પ્રમાણ છે અને બ્રાહ્મણ-ગ્રંથો પરતઃ પ્રમાણ છે. આથી જેમ વેદવિરુદ્ધ બ્રાહ્મણ-ગ્રંથોનો ત્યાગ થાય છે, તેમ બ્રાહ્મણ-ગ્રંથોથી વિરુદ્ધ અર્થ ધરાવતા હોવા છતાંય વેદોનો પરિત્યાગ ક્યારેય થઈ શકે નહિ; કારણ કે વેદો સર્વથા સૌને માનનીય જ છે.

હવે રહી વાત એ કે જેમ સંહિતાઓને ઈશ્વરોક્ત નિર્ભ્રાંત સત્ય વેદ માનવામાં આવે છે, તેમ બ્રાહ્મણ-ગ્રંથોને પણ શા માટે વેદ માનવામાં ન આવે ? આ પ્રશ્નનો ઉત્તર મારા ઋગ્વેદાદિભાષ્યભૂમિકા ગ્રંથના નવમા પાનથી લઈને અઠ્ઠાવીસમા પાન સુધીમાં વર્ણિત વેદોત્પત્તિ, વેદોનું નિત્યત્વ અને વેદસંજ્ઞાવિચાર આ વિષયો જોઈ જશો. ત્યાં મેં હું જેને જેવા માનું છું તે બધું જ લખ્યું છે. તેને વિચારપૂર્વક જોવાથી આપને બધો નિશ્ચય થઈ જશે. આ વિષયોમાં જેવો મારો સિદ્ધાંત છે, તેને આપ એવો જ જાણી લેશો.

**- દયાનંદ સરસ્વતી**

સં. ૧૯૩૭, ચૈત્ર સુદ બારસ, ગુરુવાર [૨૨ એપ્રિલ ૧૮૮૦].

કાશી.[૩૬]

આ પત્રના ઉત્તરમાં રાજા શિવપ્રસાદે ફરી એક બીજો પત્ર ૨૪ એપ્રિલ ૧૮૮૦ (ચૈત્ર સુદ પૂનમ સં. ૧૯૩૭)ના રોજ સ્વામીજીને લખ્યો. સ્વામીજીએ તેના ઉત્તરમાં નીચે મુજબ પત્ર લખ્યો :

રાજા શિવપ્રસાદજી,

આનંદિત રહો !

આપનો પત્ર મળ્યો. વાંચીને અભિપ્રાય જાણી લીધો. આથી મને નિશ્ચય થયો કે આપે વેદોથી લઈને પૂર્વમીમાંસા સુધીનાં વિદ્યા-પુસ્તકો પૈકી એક પણ પુસ્તકના શબ્દાર્થ-સંબંધો જાણ્યા નથી. એટલા માટે આપને મારી લખેલી 'ભૂમિકા'નો અર્થ પણ ઠીક ઠીક વિદિત થઈ શક્યો નહિ. જો આપે મારી પાસે આવીને સમજવાનો પ્રયાસ કર્યો હોત તો કંઈક સમજી શક્યા હોત. પરંતુ જો આપને આપના પ્રશ્નોના પ્રત્યુત્તર સાંભળવાની ઇચ્છા હોય તો સ્વામી વિશુદ્ધાનંદ સરસ્વતી કે બાલશાસ્ત્રીજીને ઊભા કરીને સાંભળશો તોપણ આપ થોડું થોડું તો સમજી શકશો; કારણ કે એ લોકો આપને સમજાવશે તો કંઈક આશા છે. ભલા, વિચાર તો કરો કે આપ એ પુસ્તકોને વાંચ્યાં વિના વેદ અને બ્રાહ્મણ-ગ્રંથોનો આપસમાં કેવો સંબંધ છે, એમાં શું-શું વર્ણિત છે અને સ્વતઃ પ્રમાણ તથા ઈશ્વરોક્ત વેદ અને પરતઃ પ્રમાણ અને ઋષિ-મુનિ કૃત બ્રાહ્મણ-ગ્રંથો છે - આ હેતુઓથી ક્યા-ક્યા સિદ્ધાંતો સિદ્ધ થાય છે અને એમ ન હોવાથી શું-શું હાનિ થાય છે - વિદ્યા-રહસ્યની આ વાતોને જાણ્યા વિના આપ ક્યારેય નહિ સમજી શકો.

**- દયાનંદ સરસ્વતી**

સં. ૧૯૩૭, મિ. વૈ.વ.સાતમ, શનિવાર (૧ મે ૧૮૮૦)[૩૭]

---

૩૬. ઋષિ દયાનંદ સરસ્વતી કે પત્ર ઔર વિજ્ઞાપન, ભાગ ૧, પાન ૩૨૮-૩૩૦.

૩૭. એજન, ભાગ ૧, પાન ૩૩૧.

ऋषि दयानन्द सरस्वती के पत्र और विज्ञापन।

राजा शिवप्रसाद जी आनन्दित रहो
आपका पत्र मेरे पास आया देखकर अभिप्राय जान लि-
या इसको देख के मुझको निश्चित हुआ कि आपने वेदों से लेके
पूर्वमीमांसा पर्यन्त विद्यापुस्तकों के मध्य में से किसी भी पु-
स्तक का यथार्थ संबंधों को नहीं जाना है इसलिये आपको मेरी बनाई
भूमिका का अर्थ भी ठीक २ विदित न हुआ जो आप मेरे पास आके स-
मझते तो कुछ २ समझ सकते परन्तु जो आपको अपने प्रश्नों
के प्रत्युत्तर सुनने की इच्छा हो तो स्वामी विशुद्धानन्द सरस्वती वा बा-
ल शास्त्रीजी को खड़ा करके सुनियेगा तो भी आप कुछ २ समझ
लेंगे भला विचार तो कीजिये कि आप उन पुस्तकों के पढ़े बिना
वेद और ब्राह्मण पुस्तकों का कैसा आपस में संबन्ध क्या २ उनमें
है और स्वतः प्रमाण तथा ईश्वरोक्त वेद और परतः प्रमा-
ण ऋषिमुनिकृत ब्राह्मण पुस्तक हैं इन हेतुओं से क्या २ नि-
[illegible] होते हैं और इनके बिना क्या २ हानि होती है इनकी
रहस्य की बातों आप कभी नहीं समझ सकते। सं० १९३६ मि० वै०
[illegible] सप्तमी शनिवार दयानन्दसरस्वती

ऋषि दयानन्द सरस्वती का आद्यन्त स्वहस्तलिखित पत्र । पृ० १८७ पर मुद्रित ।

પરંતુ રાજા શિવપ્રસાદ કાયરતાપૂર્વક દાવપેચ કરવાનું જાણતા હતા. આથી જ્યારે તેમને ખબર પડી કે આજે ૫ મે ૧૮૮૦ના રોજ સ્વામીજી કાશીથી પ્રસ્થાન કરવાની તૈયારી કરી રહ્યા છે અને તેઓ રેલવે સ્ટેશને પહોંચવા પોતાનો સામાન તૈયાર કરી રહ્યા છે, ત્યારે તેમણે પોતાના ‘નિવેદન’ નામના એક મુદ્રિત પત્રકના માધ્યમથી પોતાની શંકાઓ સ્વામીજીની સેવામાં પહોંચાડી અને તેનું સમાધાન કરવા અનુરોધ કર્યો. તેમનો અભિપ્રાય સ્પષ્ટ હતો : તેમને હતું કે કાં તો આવી વ્યસ્તતા વચ્ચે સ્વામીજી તેમનો પત્ર લેશે જ નહિ અને લેશે તોપણ તેનો ઉત્તર આપ્યા વિના જ કાશીથી પ્રસ્થાન કરી જશે. અને પછી આપણે કોઈ મૂર્તિપૂજક કે નાસ્તિક મતના સમાચારપત્રમાં તરત જ પ્રકાશિત કરાવી દેશું કે સ્વામી દયાનંદ હારી ગયા છે, તેઓ રાજા શિવપ્રસાદનો સામનો કરી શક્યા નહિ અને કાશી છોડીને જતા રહ્યા છે. રાજા શિવપ્રસાદના આ ‘નિવેદન’માં જે પ્રશ્નાવલી

હતી તેના પર સ્વામી વિશુદ્ધાનંદના હસ્તાક્ષર હતા. હકીકતમાં આ પ્રશ્નાવલી વિશુદ્ધાનંદે જ તૈયાર કરી હતી. રાજા સાહેબનું તો ફક્ત નામ જ હતું. તેમનામાં આવા શાસ્ત્રીય પ્રશ્નો કરવાની યોગ્યતા જ ન હતી. પરંતુ વિશુદ્ધાનંદના હસ્તાક્ષર હતા એટલે સ્વામી દયાનંદે તેની પર ધ્યાન આપ્યું. સમય ન હોવા છતાંય સ્વામીજીએ રાજા સાહેબને જણાવી દીધું કે, હું રેલ દ્વારા પ્રસ્થાન કરવાની તૈયારીમાં જ છું. મારી પાસે બહુ જ ઓછો સમય છે. છતાંય જો તમારે તમારા આ પ્રશ્નોના ઉત્તર મેળવવા હોય તો આપ જલદી મારી પાસે આવી જાઓ અને તમારી શંકાઓનું સમાધાન મેળવી લો. પરંતુ રાજા સાહેબ પ્રત્યક્ષ રૂપે સ્વામી દયાનંદને મળીને શાસ્ત્રીય વાર્તાલાપ કરવાથી બચવા માંગતા હતા. તેમનો વિચાર સત્ય-અસત્યનો નિર્ણય કરવાનો બિલકુલ ન હતો. માટે તેઓ સ્વામીજીની પાસે ન જ આવ્યા. સ્વામીજીની ટ્રેનનો સમય થઈ ચૂક્યો હતો. આથી સ્વામીજી રેલવે સ્ટેશન જવા નીકળી ગયા. હવે રાજા શિવપ્રસાદે જૂઠી પ્રસિદ્ધિ અને સસ્તી લોકપ્રિયતા મેળવવા તથા કાશીના વિદ્વાનોમાં પોતાની ટાંગ અડાડવા પોતાનું આ 'નિવેદન' સ્વામીજીના વેદભાષ્યના ગ્રાહકોનાં સરનામાં મેળવીને એ સૌને મોકલી આપ્યું કે જેથી લોકોને ખબર પડે કે કાશીમાં સ્વામી દયાનંદે વારંવાર નોટિસો લગાવી અને પંડિતોને શાસ્ત્રાર્થ માટે બોલાવ્યા છતાંય કોઈ પણ પંડિત સ્વામીજીની સામે જવાની હિંમત ન કરી શક્યો, પરંતુ જો કોઈએ આવી હિંમત કરી હોય તો એ ફક્ત એક રાજા શિવપ્રસાદે જ કરી.

સ્વામીજીએ મળવા બોલાવ્યા હતા, પરંતુ રાજાજી ન આવ્યા. આ વિશે પ્રા. રાજેન્દ્ર 'જિજ્ઞાસુ'એ ટિપ્પણી કરી છે :

> પાઠક ઋષિજીવનમાં આવી અનેક ઘટનાઓ વાંચી ચૂક્યા છે. વિરોધીઓ સ્વામીજીની સામે આવવાની હિંમત કરી શકતા નહોતા. પરંતુ જ્યારે સ્વામીજી નગરથી પ્રસ્થાન કરવાના હોય ત્યારે આ લોકો છેડછાડ શરૂ કરીને શાસ્ત્રાર્થની વાતો કરવા માંડતા હતા. અથવા સ્વામીજી જતા રહે પછી ડિંગો મારવા લાગતા કે, હું હતો નહિ, નહિ તો આમ કરી નાખત, તેમ કરી નાખત, વગેરે. રાજાજીએ પણ અહીં એ જ ચાલ ચાલીને પોતાની પ્રસિદ્ધિ માટે કોશિશ કરી છે.[૩૮]

આ પ્રકારની પ્રસિદ્ધિની લાલસા ધરાવતા લોકો પાસે ક્યારેય સત્યનો સ્વીકાર કરવાની આશા રાખી શકાય ખરી ? છતાંય સ્વામીજીએ 'ભ્રમોચ્છેદન' નામનું પુસ્તક લખીને રાજા શિવપ્રસાદે મંત્ર અને બ્રાહ્મણ ગ્રંથ વિશે જે શંકાઓ પોતાના 'નિવેદન'માં કરી હતી તેનો સટીક ઉત્તર આપ્યો. સ્વામીજીએ આ પુસ્તક ફરુખાબાદમાં લખ્યું હતું અને તેમણે તેનું પ્રકાશન સન ૧૮૮૦ (સંવત ૧૯૩૭)માં વૈદિક યંત્રાલય કાશીથી સત્વરે કરાવ્યું. સ્વામીજીએ

---

૩૮. લક્ષ્મણ આર્યોપદેશક રચિત મહર્ષિ દયાનંદ સરસ્વતી સંપૂર્ણ જીવનચરિત્ર, ભાગ ૨, પાન ૪૦૯, પાદટીપ ૧.

વૈદિક યંત્રાલયના પ્રબંધક મુંશી બખ્તાવરસિંહને ૨૪ જૂન ૧૮૮૦ (સંવત ૧૯૩૭, અષાઢ વદ બીજ, ગુરુવાર)ના રોજ એક પત્ર દ્વારા જણાવ્યું :

> આ ગ્રંથમાં કોઈ પણ પ્રકારની મુદ્રણ ત્રુટિ ન રહે એ વાતનું ખાસ ધ્યાન રાખજો. તેમાં જે નોટ લખી છે તે મુજબ જ છાપશો. આ ગ્રંથની ૨૦૦૦ પ્રત છાપવાની છે..તમને આ ગ્રંથ જ્યાં-જ્યાં મોકલવો યોગ્ય લાગે ત્યાં-ત્યાં વેદભાષ્યની સાથે સાથે મોકલજો. બધા આર્યસમાજોને પણ મોકલી આપજો. સંન્યાસીઓને પણ મોકલજો. અને જે લોકો વેદભાષ્યના યોગ્ય ગ્રાહક છે તે બધાને પણ તેની એક-એક પ્રત મોકલજો. બધી કૉલેજો, ગવર્નમેંટ સ્કૂલો અને સરકારી પુસ્તકાલયોમાં પણ મોકલી આપજો...પરંતુ જ્યાં સુધી આ ભ્રમોચ્છેદન ગ્રંથ મુદ્રિત થઈને પ્રકાશિત ન થઈ જાય ત્યાં સુધી તે કોઈને બતાવશો નહિ. અને જ્યારે છપાઈને તૈયાર થઈ જાય ત્યારે આ ગ્રંથ કાશીરાજ, રાજા શિવપ્રસાદ, વિશુદ્ધાનંદ, બાલશાસ્ત્રી, રાય શંકટાપ્રસાદની લાઈબ્રેરી, પંડિત સુબ્બેરાવ અને હરિ પંડિતજીને પણ પહોંચાડજો. આ ઉપરાંત તમે જેમને યોગ્ય સમજતા હો તેમને પણ આ ગ્રંથ આપજો.[૩૯]

લાલા મેવારામ બી.એ.ના સુપુત્ર રાય કન્હૈયાલાલ નામના એક કાર્યપાલક ઈજનેરે સ્વામીજીને ભ્રમોચ્છેદન વિશે લખી જણાવ્યું કે, 'આ ગ્રંથમાં આપે નમ્રતાથી કામ ન લઈ કઠોર શબ્દોનો પ્રયોગ કર્યો છે'. સ્વામીજીએ લાહોર આર્યસમાજના પ્રધાન લાલા સાંઈદાસ દ્વારા એ વ્યક્તિને ઉત્તર આપતાં લખ્યું :

> હું આજકાલની સ્કૂલ-કૉલેજોમાં ભણેલો નથી કે જેથી મનમાં કંઈક હોય અને પ્રગટ કંઈક બીજું કરું. હું તો જેવું મનમાં ઠીક સમજું છું તેને તેવું જ પ્રગટ કરું છું. લાગલપેટની એટલે કે ઘુમાવી-ફેરવીને કે અપ્રત્યક્ષ કરવામાં આવતી અને પૉલિસીની વાતો મને નથી આવડતી.[૪૦]

ભારતેન્દુ હરિશ્ચંદ્ર દ્વારા સંપાદિત 'કવિવચનસુધા' અને 'ભારતબંધુ'માં 'ભ્રમોચ્છેદન' પર એક પૂર્વાગ્રહયુક્ત રીવ્યૂ (અભિપ્રાય) પ્રકાશિત થયો હતો, જેમાં લખ્યું હતું કે : 'આ ગ્રંથમાં બહુ જ કઠોર શબ્દોનો પ્રયોગ કરવામાં આવ્યો છે.' આનો યથોચિત ઉત્તર 'આર્યદર્પણ'ના મે ૧૮૮૦ના પાન ૧૧૦ પર આપવામાં આવ્યો છે.[૪૧]

ભ્રમોચ્છેદનના અંતમાં સ્વામીજીએ પ્રશ્નોત્તર શૈલીમાં પોતાની સ્થિતિ સ્પષ્ટ કરતાં લખ્યું છે :

> **પ્રશ્ન :** સ્વામી વિશુદ્ધાનંદજી કે બાલશાસ્ત્રીજી વગેરે કાશીના તમામ વિદ્વાનો અને બુદ્ધિમાનો સાથે મળીને રાજાજી (શિવપ્રસાદ)નો પક્ષ લઈને આપની સાથે શાસ્ત્રાર્થ કે લેખ કરશે તો શું તમને ભારે નહિ થઈ પડે ?

---

૩૯. ઋષિ દયાનંદ સરસ્વતી કે પત્ર ઔર વિજ્ઞાપન, ભાગ ૧, પાન ૩૩૮-૩૩૯.

૪૦. લેખરામ (પંડિત), મહર્ષિ દયાનંદ સરસ્વતી કા જીવનચરિત્ર, પાન ૭૪૬.

૪૧. યુધિષ્ઠિર મીમાંસક, ઋષિ દયાનંદ સરસ્વતી કે ગ્રંથોં કા ઇતિહાસ, પાન ૧૯૦-૧૯૧.

**ઉત્તર :** હું પરમેશ્વરની સાક્ષીથી સત્ય કહું છું કે જો તેઓ આવું કરતા હોય તો હું અત્યંત પ્રસન્નતાપૂર્વક સૌને જણાવું છું કે આ વાત કાલે થતી હોય તો આજે જ થઈ જાય. જો મારી આવી ઇચ્છા ન હોત તો મેં કાશીમાં વિજ્ઞાપનપત્ર ન લગાવડાવ્યાં હોત અને સ્વામી વિશુદ્ધાનંદજી તથા બાલશાસ્ત્રીજીને મારા પ્રતિપક્ષી તરીકે ન સ્વીકાર્યા હોત ?

**પ્રશ્ન :** તેઓ બહુ બધા છે અને આપ એકલા છો. આથી આપ શી રીતે સંવાદ કરી શકશો ?

**ઉત્તર :** સંવાદ કરવામાં કશું અસંભવ નથી; કારણ કે જ્યારે કાશીના અને બીજાં સ્થાનના તમામ વિદ્વાનો અને બુદ્ધિમાનો પોતપોતાનો અભિપ્રાય પત્રમાં લખીને અથવા સંમુખ જઈને સ્વામી વિશુદ્ધાનંદજી કે બાલશાસ્ત્રીજીને જણાવતા જશે અને તેઓ એ પત્રો કે વચનોને જોઈ-સાંભળીને તેમાંથી જે કંઈ ઇષ્ટ - યોગ્ય જણાય તેને ગ્રહણ કરીને મારી સમક્ષ આવીને અથવા પત્ર દ્વારા - આ બેમાંથી એમને જે પસંદ હોય તે મુજબ શાસ્ત્રાર્થ કરે તો હું પણ એ રીતે તેમની સાથે શાસ્ત્રાર્થ કરવા ઉદ્યત છું. પરંતુ જેમ હું આ 'ભ્રમોચ્છેદન' પુસ્તક પર મારા હસ્તાક્ષર પ્રસિદ્ધ કરું છું, તેમ તેઓ પણ કરે તો ઠીક છે, નહિ તો નહિ.[૪૨]

'ભ્રમોચ્છેદન'માં સ્વામીજીએ એક પાદ-ટિપ્પણીમાં લખ્યું છે :

જો રાજા શિવપ્રસાદજીએ પોતાના લેખ પર સ્વામી વિશુદ્ધાનંદના હસ્તાક્ષર ન કરાવ્યા હોત તો મેં તેમના આ 'નિવેદન' પર એક અક્ષર પણ ન લખ્યો હોત. કારણ કે તેમને તો સંસ્કૃત વિદ્યામાં શબ્દાર્થ-સંબંધોને સમજવાનું સામર્થ્ય જ નથી. એટલા માટે હું જે કંઈ તેમના આ 'નિવેદન' પર લખું છું એ બધું સ્વામી વિશુદ્ધાનંદજી પ્રત્યે જ લખું છું એમ સમજવું.[૪૩]

'ભ્રમોચ્છેદન'ના અંતમાં સ્વામીજીનું એક વિજ્ઞાપન જોડવામાં આવ્યું હતું, જેમાં સ્વામીજીએ લખ્યું છે :

આજ પછી જો કોઈ પુરાણ કે તંત્ર વગેરેના મતવાળા મારાથી વિરુદ્ધ પક્ષ લઈને શાસ્ત્રાર્થ કરવા ઇચ્છે અથવા લિખિત રૂપે પ્રશ્નોત્તર કરવાની ઇચ્છા કરે, તો તેઓ સ્વામી વિશુદ્ધાનંદજી અને બાલશાસ્ત્રીજી દ્વારા જ કરે. જો આનાથી અન્ય કોઈ રીતે કરશે તો હું તેઓને ક્યારેય માન્ય નહિ કરું. હા, મારી સંમુખ આવીને તો તેઓ પોતે પણ પૂછી શકે છે.

આથી સ્વામી વિશુદ્ધાનંદજી અને બાલશાસ્ત્રીજી એવું ન સમજી લે કે તેઓ વેદોના વિદ્વાન કે સર્વોત્તમ પંડિત છે અને બીજા લોકો પણ એવો નિશ્ચય ન

૪૨. દયાનંદ લઘુ ગ્રંથ સંગ્રહ, પાન ૨૧૯-૨૨૦.

૪૩. એજન, પાન ૨૦૬.

કરી લે કે એમનાથી અધિક પંડિત આર્યાવર્તમાં બીજા કોઈ જ નથી. હા, એમ નિશ્ચય કરવો ઠીક છે કે હાલના સમયે કાશીમાં આધુનિક ગ્રંથાભ્યાસ કરનાર સંન્યાસીઓમાં સ્વામી વિશુદ્ધાનંદજી અને ગૃહસ્થોમાં બાલશાસ્ત્રીજી કંઈક વિશિષ્ટ વિદ્વાન છે. મેં તો ફક્ત સંવાદમાં અનવસ્થા દોષના પરિહાર માટે જ આ બંનેને આર્યાવર્તીય પંડિતોમાં સંમુખ માન્યા છે. અનુમાન છે કે અન્ય લોકો પણ તેઓને એવા જ માનતા હશે. આમાં બીજું કોઈ જ પ્રયોજન નથી.

સર્વશક્તિમાન સર્વાન્તર્યામી પરમેશ્વર કૃપા કરીને સ્વામી વિશુદ્ધાનંદજી અને બાલશાસ્ત્રીજીને નિર્ભય નિશંક કરે કે જેથી તેઓ મારી સંમુખ આવીને અથવા પત્રના માધ્યમથી પાષાણાદિ-મૂર્તિપૂજાદિ-મંડન વિષયોમાં શાસ્ત્રાર્થ કરવામાં દઢોત્સાહિત થાય કે જેમ હું તેના ખંડનમાં દઢોત્સાહિત છું.

**- દયાનંદ સરસ્વતી.**[૪૪]

સ્વામીજીના આ 'ભ્રમોચ્છેદન' પુસ્તકના પ્રકાશન બાદ રાજા શિવપ્રસાદે ફરીથી 'બીજું નિવેદન' લખીને પોતાનો મત સાર્વજનિક રૂપે પ્રકાશિત કર્યો. સ્વામીજીએ તેનો પણ ઉત્તર 'અનુભ્રમોચ્છેદન' નામનો ગ્રંથ લખીને વૈદિક યંત્રાલય કાશીથી મુદ્રિત કરીને તરત જ આપ્યો. પરંતુ આ ગ્રંથ તેમણે પંડિત ભીમસેનના નામથી પ્રકાશિત કર્યો. આ ગ્રંથને પોતાના નામથી પ્રકાશિત ન કરીને ભીમસેનના નામથી પ્રકાશિત કરવાનું કારણ એ હતું કે રાજા સાહેબનું આ 'બીજું નિવેદન' સ્વામી વિશુદ્ધાનંદ કે બાલશાસ્ત્રી દ્વારા સમર્થિત ન હતું. આથી સ્વામી દયાનંદે પોતાની પ્રતિજ્ઞા અનુસાર તેનો ઉત્તર સ્વયંના નામે ન આપી પોતાના સહયોગી ભીમસેનના નામે પ્રકાશિત કર્યો. ઉત્તર પ્રકાશિત કરવો પણ જરૂરી હતો. નહિ તો રાજા શિવપ્રસાદને ભ્રમ થઈ જાત કે મારા આક્ષેપોનો ઉત્તર ન આપ્યો. બ્રાહ્મણ-ગ્રંથો, ઉપનિષદો વગેરે 'વેદ' નથી, પરંતુ વેદોનાં ઋષિમુનિઓ દ્વારા રચિત વ્યાખ્યાનરૂપ ગ્રંથો છે - આ સત્યનું આધુનિક યુગમાં પ્રતિપાદન કરીને સ્વામી દયાનંદે વેદાર્થ વિષયક મહાન ક્રાંતિ કરી છે. આ વાતની પ્રતીતિ તેમના 'ભ્રમોચ્છેદન' તથા 'અનુભ્રમોચ્છેદન' ગ્રંથો વાંચીને થઈ શકે છે.

## : ૭ : રુડોલ્ફ હાર્નલી

રુડોલ્ફ હાર્નલી (૧૮૪૧-૧૯૧૮)નું પૂરું નામ ઑગસ્ટસ ફ્રેડરિક રુડોલ્ફ હાર્નલી (Augustus Frederic Rudolf Hoernle - A.F.R.H.) હતું. તેઓ મૂળ જર્મન હતા, પરંતુ તેમનો જન્મ ૧૪ નવેમ્બર ૧૮૪૧ના રોજ આગ્રા પાસે આવેલ સિકંદરા નગરમાં થયો હતો. અહીં તેમના પિતાજી રેવરંડ સી. ટી. હાર્નલી (Rev. Christian Theophilus Hoernle) એક ખ્રિસ્તી પ્રચારક રૂપે કાર્યરત હતા, જેમણે બાઇબલનો કુર્દિશ અને ઉર્દૂમાં

૪૪. એજન, પાન ૨૨૧.

અનુવાદ કર્યો હતો. સાત વર્ષના રુડોલ્ફ હાર્નલીને શિક્ષણ માટે તેના દાદા પાસે યુરોપ મોકલી દેવામાં આવ્યા. ત્યાં તેમણે પ્રથમ જર્મનીમાં સ્વૉન્થાલ (Schonthal) ખાતે ખ્રિસ્તી મત અંગેનું ધાર્મિક શિક્ષણ ગ્રહણ કર્યું અને પછી સ્વિટ્ઝરલૅન્ડની બાજલ (બાસલ - Basle) યુનિવર્સિટીમાં અભ્યાસ કર્યો. પછી લંડનમાં ખ્રિસ્તી મતનો ઉચ્ચ અભ્યાસ કરી ત્યાંની યુનિવર્સિટી કૉલેજમાં પ્રો. થિઓડોર ગોલ્ડસ્ટુકર (Theodor Goldstucker) નામના જર્મન સંસ્કૃતજ્ઞ પાસે સંસ્કૃતનો અભ્યાસ કર્યો. ૧૮૬૪માં તેમને ચર્ચની દીક્ષા આપવામાં આવી અને તેઓ ૧૮૬૫માં ભારત પાછા ફર્યા. ચર્ચ મિશનરી સોસાયટીએ તેમને મેરઠનો કાર્યભાર સોંપ્યો. પરંતુ બાદમાં તેમની વિનંતીને ધ્યાનમાં લઈને ૧૮૬૯માં તેમની બદલી શિક્ષણ વિભાગમાં કરવામાં આવી. તેઓ કાશીની જયનારાયણ કૉલેજના સંસ્કૃત તથા ફિલોસૉફીના પ્રૉફેસર નિયુક્ત થયા. એ દિવસોમાં તેઓ સ્વામી દયાનંદને અનેક વાર મળ્યા અને તેમની સાથે વાર્તાલાપ કર્યો. જ્યારે સ્વામીજીનો કાશીના વિદ્વાનો સાથે ૧૬ નવેમ્બર ૧૮૬૯ના રોજ મૂર્તિપૂજા પર શાસ્ત્રાર્થ થયો ત્યારે હાર્નલી ત્યાં એક પ્રત્યક્ષ દ્રષ્ટા રૂપે હાજર હતા. તેમણે આ શાસ્ત્રાર્થનું વિવેચનાત્મક વિવરણ અંગ્રેજીમાં લખીને કલકત્તાથી પ્રકાશિત થતાં 'ધ ક્રિશ્ચિયન ઇન્ટેલિજન્સર' (The Christian Intelligencer) નામના પત્રના માર્ચ ૧૮૭૦ના અંકમાં પ્રકાશિત કરાવ્યું. હાર્નલીનું આ પ્રથમ પ્રકાશન હતું. તેમનું શાસ્ત્રાર્થ વિષયક આ વિવરણ આ પુસ્તકના પાન ૨૨૪ પર આપવામાં આવ્યું છે. ૧૮૭૪માં તેઓ ઉત્તર ભારતીય વર્નાક્યૂલરના તુલનાત્મક વ્યાકરણ વિષયક એક ભાષાશાસ્ત્રીય પુસ્તકની રચના કરવા ફરી ઇંગ્લૅન્ડ ગયા અને ત્યાં ત્રણેક વર્ષ રહ્યા. તેમનું આ પુસ્તક ૧૮૮૦માં પ્રકાશિત થયું, જેના કારણે તેમને ભાષાશાસ્ત્રના વિદ્વાન તરીકે પ્રસિદ્ધિ મળી.[૪૫] ૧૮૭૭માં તેમણે સોફી રોમિગ સાથે લગ્ન કર્યાં. તેમનો દિકરો આર. એફ. આલ્ફ્રેડ હાર્નલી પણ વિખ્યાત ફિલૉસફર હતો. ૧૮૭૮થી ૧૮૮૧ સુધી રુડોલ્ફ હાર્નલી કલકત્તાની કેથેડ્રલ મિશન કૉલેજના પ્રિન્સિપાલ રહ્યા. ૧૮૮૧માં તેઓ ભારતીય શિક્ષણ સેવામાં જોડાયા અને કલકત્તા મદરસાના પ્રિન્સિપાલ રહ્યા અને ૧૮૯૯માં અહીંથી જ તેઓ નિવૃત્ત થયા. આ દરમિયાન બ્રિટિશ સરકારે તેમને સેન્ટ્રલ એશિયાના સિક્કાઓ, મુદ્રાઓ તથા આર્કિઑલૉજીકલ (પુરાતત્ત્વીય) શોધપૂર્ણ સામગ્રીના રિપોર્ટની વધારાની જવાબદારી સોંપી, જે કાર્ય આગળ જતાં 'બ્રિટિશ કલેક્શન ઑફ સેન્ટ્રલ એશિયન ઍન્ટિક્વિટીઝ' (British Collection of Central Asian Antiquities)ના નામે પ્રસિદ્ધ થયું. તેઓ બંગાળની એશિયાટિક સોસાયટીના અધ્યક્ષ પણ રહ્યા. નોકરીમાંથી નિવૃત્ત થયા બાદ તેઓ ફરી ઇંગ્લૅન્ડ ગયા અને ઑક્સફર્ડમાં સ્થાયી થયા. તેમણે ભાષાશાસ્ત્ર ઉપરાંત બ્રાહ્મી લિપિ, આયુર્વેદ, ભારતીય સિક્કાશાસ્ત્ર અથવા મુદ્રાશાસ્ત્ર (Numismatics),

---

૪૫. આ પુસ્તકનું નામ હતું : A Comparative Grammar of the Gaudian Languages with Special Reference to the Eastern Hindi or A Grammer of the Eastern Hindi Compared with the Other Gaudian Languages.

ભારતીય આલેખવિદ્યા (Epigraphy), ભારતીય પ્રાચીન હસ્તપ્રતો, બિહારી શબ્દકોશ વગેરે અનેક વિષયો પર લેખનકાર્ય કર્યું. ૧૨ નવેમ્બર ૧૯૧૮ના રોજ તેમનું મૃત્યુ થયું.[૪૬]

## : ૮ : પંડિત સત્યવ્રત સામશ્રમી



'પ્રત્નકમ્રનંદિની'ના સંપાદક પંડિત સત્યવ્રત સામશ્રમીના પિતા પંડિત રામદાસ ચટ્ટોપાધ્યાય (ચેટરજી) મૂળ બંગાળના બર્દવાન જિલ્લાના ધાત્રી ગામના નિવાસી હતા. રામદાસે મુંગેર અને પટનામાં બ્રિટિશ શાસન હેઠળ નોકરી કરી અને તેઓ સારી એવી સંપત્તિ ધરાવતા હતા. તેમને બ્રિટિશ સરકારનું પેન્શન મળતું હતું. બાદમાં તેઓ કાશીમાં રહેવા લાગ્યા. પંડિત સત્યવ્રતનો જન્મ ૨૮ મે ૧૮૪૬ના રોજ પટનામાં થયો હતો. તેમનું મૂળ નામ કાલિદાસ હતું, પરંતુ સત્ય પ્રત્યે પુત્રનું વિશેષ આકર્ષણ જોઈને પિતાજીએ તેનું નામ સત્યવ્રત રાખ્યું. પિતાજીએ બે લગ્ન કર્યાં હતાં અને તેમને બે પુત્રો હતા, જેમાં સત્યવ્રત મોટા. સત્યવ્રતે શરૂમાં કાશીના ગૌડ સ્વામી નામના એક સંન્યાસી પાસે અધ્યયન કર્યું. પછી પંડિત વિશ્વરૂપ શાસ્ત્રી, પંડિત નંદરામજી ત્રિવેદી વગેરે પાસે વેદ તથા વ્યાકરણનું અધ્યયન કર્યું. કાશીમાં રહીને તેમણે 'પ્રત્નકમ્રનંદિની' નામની એક સંસ્કૃત પત્રિકાનું પ્રકાશન શરૂ કર્યું. આ પત્રિકાનું અંગ્રેજી નામ 'ધ હિંદુ કોમેન્ટેટર' (The Hindu Commentator) હતું. આ પત્રિકા ૧૮૬૭થી ૧૮૭૪ સુધી આઠ વર્ષ ચાલી. આ પત્રિકાને કારણે પંડિત સત્યવ્રતને વ્યાપક પ્રસિદ્ધિ મળી. કાશી-શાસ્ત્રાર્થ થયો એ દિવસોમાં તેઓ પોતાના ઘરે પંદરેક વિદ્યાર્થીઓને રાખતા અને તેમના ભોજનની વ્યવસ્થા પણ કરતા અને તેમને શાસ્ત્રો ભણાવતા હતા. કાશીનરેશના દરબારમાં તેમનો આદર થતો અને રાજા તરફથી તેમને દક્ષિણા અને ભેટ પણ મળતાં.

---

૪૬. ઈન્ટરનેટ પર ઉપલબ્ધ બ્રિટિશ લાઈબ્રેરીના ઈરાનીયન કલેક્શન્સ (સંગ્રહસ્થાન)ના ક્યૂરેટર ઉર્સુલા સિમ્સ-વિલિયમ્સનો લેખ 'રુડોલ્ફ હાર્નલી એન્ડ સર ઑરેલ સ્ટેઈન' (Rudolf Hoernle and Sir Aurel Stein) અને ઈરાનીકાઓનલાઈનની વેબસાઈટ www.iranicaonline.org પર એન્સાઈક્લોપીડિયા ઈરાનિકા (Encyclopaedia Iranica)નો ઉપલબ્ધ લેખ - 'હાર્નલી, ઑગસ્ટસ ફ્રેડરિક રુડોલ્ફ' ('Hoernle, Augustus Frederic Rudolf').

જ્યારે સ્વામી દયાનંદનો કાશીમાં શાસ્ત્રાર્થ થયો ત્યારે ત્રેવીસ વર્ષના પંડિત સત્યવ્રત શાસ્ત્રાર્થ સ્થળે હાજર હતા અને પોતાની નોટબુકમાં શાસ્ત્રાર્થની ગતિવિધિનું વિવરણ લખતા જતા હતા. તેમણે લખેલું કાશી-શાસ્ત્રાર્થનું આ વૃત્તાંત 'પ્રત્નકમ્રનંદિની' પત્રિકાના ડિસેમ્બર ૧૮૬૯ (સં. ૧૯૨૬)માં અંક સંખ્યા ૨૮માં પ્રકાશિત થયું હતું. પંડિત સત્યવ્રત કટ્ટર સનાતની તો ન હતા, પરંતુ મૂર્તિપૂજક તો હતા જ. આથી તેમણે પોતાની પત્રિકામાં કાશી-શાસ્ત્રાર્થ વિશે જે કંઈ લખ્યું એ બિલકુલ નિષ્પક્ષ ભાવે જ લખ્યું હતું એમ કહેવું તો અતિશયોક્તિ જ કહેવાશે.

રાજા રાજેન્દ્રલાલ મિત્રની પ્રેરણાથી પંડિત સત્યવ્રત લગભગ ૧૮૭૦માં બંગાળની એશિયાટિક સોસાયટીમાં કાર્યરત થયા. સ્વામી દયાનંદ ૧૬ ડિસેમ્બર ૧૮૭૨ના રોજ કલકત્તા પહોંચ્યા ત્યારે હાવડા રેલવે સ્ટેશન પર તેમના સ્વાગત માટે તેમને કલકત્તામાં આમંત્રિત કરનાર બૅરિસ્ટર ચંદ્રશેખર સેનની સાથે વ્યોમેશચંદ્ર બેનરજી (અખિલ ભારતીય રાષ્ટ્રીય કૉન્ગ્રેસના ૧૮૮૫માં આયોજિત પ્રથમ અધિવેશનના સભાપતિ) તથા પંડિત સત્યવ્રત સામશ્રમી પણ હતા. સ્વામીજીએ ૯ જાન્યુઆરી ૧૮૭૩ના રોજ અહીંની બંગાળ એશિયાટિક સોસાયટીના કાર્યાલયની મુલાકાત લીધી હતી અને ત્યાંથી કેટલાક ગ્રંથો ખરીદ કર્યા હતા. ડૉ. ભવાનીલાલ ભારતીયે 'ઋષિ દયાનંદ કે ભક્ત, પ્રશંસક ઔર સત્સંગી' પુસ્તકના પાન ૫૨ પર લખ્યું છે કે, ત્યારે પંડિત સત્યવ્રત એશિયાટિક સોસાયટીમાં કાર્યરત હતા અને સંભવતઃ સ્વામીજી સાથે તેમની અહીં ભેટ થઈ હશે.

પિતાજીના દેહાવસાન બાદ પંડિત સત્યવ્રત કાશીથી કલકત્તા આવી ગયા અને અધ્યાપન કાર્ય કરતા રહ્યા. તેઓ પિતાજીની પ્રેરણા અનુસાર બંગાળ પ્રાંતમાં વેદોનો પ્રચાર કરવા ઇચ્છતા હતા. અહીં તેમણે 'ઉષા' નામની એક સંસ્કૃત પત્રિકા કાઢી, જે ૧૮૯૮થી ૧૯૦૫ સુધી સાત વર્ષ ચાલી. તેઓ બંગાળના ઉત્કૃષ્ટ વૈયાકરણ અને વૈદિક વિદ્વાન તરીકે પ્રસિદ્ધ થયા. તેમણે થોડાં વર્ષ કલકત્તા વિશ્વવિદ્યાલયમાં વેદના અધ્યાપક તરીકે સેવાઓ આપી. તેઓ કલકત્તાની એશિયાટિક સોસાયટીના સભ્ય રહ્યા. તેમણે આ સોસાયટી દ્વારા કેટલાક વૈદિક ગ્રંથોના આલોચનાત્મક સંસ્કરણો પ્રકાશિત કર્યાં. સામવેદ, ઐતરેય બ્રાહ્મણ સભાષ્ય, શતપથ બ્રાહ્મણ, યાસ્ક નિરુક્ત, ઉપલેખ સૂત્ર, દેવતાતત્ત્વ, ત્રયી ચતુષ્ટમ વગેરે તેમના પ્રસિદ્ધ ગ્રંથો છે. પંડિત જગન્નાથ નિરુક્તરત્ન, પંડિત રામ શાસ્ત્રી, આર્યસમાજના પ્રસિદ્ધ વિદ્વાન ઉપદેશક પંડિત નરદેવ શાસ્ત્રી, પંડિત સંતરામ વેદરત્ન અને સામવેદ ભાષ્યકાર રામાનંદી સંપ્રદાયના આચાર્ય સ્વામી ભગવદાચાર્ય વગેરે પંડિત સત્યવ્રતના પ્રસિદ્ધ શિષ્યો હતા. તેમનું જીવન વેદોને સમર્પિત રહ્યું. પંડિત બલદેવ ઉપાધ્યાયે તેમના વિશે લખ્યું છે :

> પંડિત સત્યવ્રત સામશ્રમીએ વેદોને સમજવામાં પોતાની તીક્ષ્ણ દૃષ્ટિનો ઉપયોગ કર્યો. તેમના પર સ્વામી દયાનંદજીના વિચારોની છાપ નજરે પડે છે, પરંતુ

તેઓ વેદોને અપૌરુષેય ન માનીને ઋષિપ્રણીત જ માને છે. તેઓ વેદોમાં ઇતિહાસ માનવાના સિદ્ધાંતના પરમ આગ્રહી રહ્યા.[૪૭]

એવું પણ કહેવાય છે કે તેઓ નાસ્તિક (નિરીશ્વરવાદી) વેદાંતી હતા. અંતે તેમને ફેફરી (વાઈ કે મૂર્છા - Apoplexy)નો રોગ લાગ્યો. છએક મહિનાની માંદગી બાદ ૧ જૂન ૧૯૧૧ના રોજ ૬૫ વર્ષની ઉંમરે તેમનું કલકત્તામાં મૃત્યુ થયું.

## કાશી શાસ્ત્રાર્થ વિષયક પંડિત સત્યવ્રતના વિવરણની સમાલોચના

કાશી શાસ્ત્રાર્થના પંડિત સત્યવ્રત સામશ્રમીએ પ્રકાશિત કરેલા વિવરણની સમાલોચના કરતાં ડૉ. જ્વલંતકુમાર શાસ્ત્રીએ લખ્યું છે :

પંડિત સત્યવ્રત સામશ્રમીએ [કાશી શાસ્ત્રાર્થનું વિવરણ] 'પ્રત્નકમ્રનંદિની'ના ડિસેમ્બર ૧૮૬૯ (સં. ૧૯૨૬ વિ. માગસર) અંક સંખ્યા ૨૮માં 'કાશીસ્થરાજસભાયાં પ્રતિમાપૂજનવિચારઃ' શીર્ષક હેઠળ પ્રકાશિત કર્યું હતું. આ પત્રિકામાં પ્રકાશિત વિવરણ પણ પૂરી રીતે સત્ય અને પ્રામાણિક ન હતું. 'જ્ઞાનપ્રદાયિની પત્રિકા' (સંખ્યા ૪, એપ્રિલ ૧૮૭૦)માં સંપાદકે ઠીક જ લખ્યું હતું કે, ''ઉક્ત પુસ્તક (મુંશી હરવંશલાલ દ્વારા વિ.સં. ૧૯૨૬માં - સન ૧૮૬૯માં 'સત્ય(સદ્)ધર્મવિચાર' શીર્ષકથી પ્રકાશિત) તથા પત્રિકા ('પ્રત્નકમ્રનંદિની'માં પ્રકાશિત) વર્ણનોમાં પરસ્પર કેટલોક વિરોધ જોવા મળે છે.'' આ વિરોધનું કારણ એ છે કે પંડિત સામશ્રમી કાશીનરેશની કૃપા ઇચ્છતા હતા. આથી તેમણે પૌરાણિક પક્ષનો આશ્રય લઈને પોતાનું વિવરણ પ્રકાશિત કર્યું. સામશ્રમીનું વિવરણ 'દયાનંદ પરાભૂતિઃ' અને 'દુર્જનમતમર્દન' નામનાં પુસ્તકોમાં છે, તેવું પૂરેપૂરું મિથ્યા નથી, તેમાં સત્યનો અંશ પણ છે. સામશ્રમીએ પ્રકાશિત કરેલ વિવરણ પરથી પણ એ જ સારી રીતે વિદિત થાય છે કે કાશીના પંડિતો ન તો સ્વામીજીના પ્રશ્નોના ઉત્તર આપી શક્યા અને ન તો મૂર્તિપૂજાના પક્ષમાં એક પણ વેદમંત્ર પ્રસ્તુત કરી શક્યા. હા, પ્રસંગ છોડીને તેઓ બીજી બધી વાતો તો જરૂર કરતા રહ્યા.

**શાસ્ત્રાર્થ રાજસભામાં નહોતો થયો :** આ શાસ્ત્રાર્થ કાશીનરેશની અધ્યક્ષતામાં જરૂર થયો હતો, પરંતુ રાજસભામાં આયોજિત નહોતો થયો. આ શાસ્ત્રાર્થ દુર્ગાકુંડ પાસે આવેલા આનંદબાગ (અમેઠીનરેશ રાજા માધોસિંહના સ્થાન)માં થયો હતો. પંડિત રઘુનાથપ્રસાદ કોટવાળે કાશીનરેશ ઈશ્વરીનારાયણ સમક્ષ રાજસભામાં શાસ્ત્રાર્થ કરવાની સલાહ આપી હતી, પરંતુ સ્વામી દયાનંદે સ્પષ્ટ કહી દીધું હતું કે, ''મારો એ નિયમ છે કે જે મારી પાસે આવે છે તેમની

૪૭. બલદેવ ઉપાધ્યાય, કાશી કી પાંડિત્ય પરંપરા, પાન ૪૩૧ (સંશોધિત સંસ્કરણ).

સાથે તે ઈચ્છે ત્યાં સુધી હું શાસ્ત્રાર્થ કરવા તત્પર રહું છું. બાકી એમ તો હું ક્યાંય કોઈની પાસે જતો નથી.''[૪૮] આથી આનંદબાગમાં જ શાસ્ત્રાર્થ કરવો એવું નક્કી થયું હતું. માટે આ શાસ્ત્રાર્થ વિવરણમાં સામશ્રમી દ્વારા 'કાશીસ્થ રાજસભાયામ્...' એવું નામકરણ કરવું એ માત્ર કાશીનરેશને પ્રસન્ન કરવા માટે જ હતું.

**સામશ્રમી મધ્યસ્થ લેખક ન હતા :** 'પ્રત્નકમ્રનંદિની'માં સામશ્રમીજીએ લખ્યું છે કે, સ્વામીજીએ (રાજમંત્રી શ્રી હરિહર પ્રસાદ શર્માને) કહ્યું હતું : 'કિંચાત્ર ન મયા કોઽપિ મધ્યસ્થઃ સ્વીક્રિયતે, સર્વેષામેવ મિથ્યાચારિત્વદર્શનાત્' અર્થાત્ 'હાલમાં પ્રાયઃ બધા લોકો મૂર્તિપૂજાના મિથ્યાચારોમાં લિપ્ત છે. આથી હું કોઈને મધ્યસ્થ તરીકે સ્વીકાર કરી શકતો નથી.' સ્વામીજી દ્વારા આવું કહ્યા પછી એવી કોણ વ્યક્તિ હશે કે જે પંડિત સામશ્રમીને 'વાદી-પ્રતિવાદીનાં વચનોને યથાવત્ લખવા માટે બંને પક્ષ દ્વારા નિયુક્ત કરવામાં આવેલ મધ્યસ્થ' રૂપે માની શકે ?[૪૯] વળી પોતે બંને પક્ષો દ્વારા નિયુક્ત મધ્યસ્થ લેખક હતા એ વાત સામશ્રમીએ આ શાસ્ત્રાર્થનું વિવરણ પ્રકાશિત કરતી વખતે 'પ્રત્નકમ્રનંદિની' પત્રિકામાં ન લખી આ શાસ્ત્રાર્થનાં ૩૭ વર્ષ તથા ઋષિ દયાનંદના મૃત્યુના ૨૩ વર્ષ બાદ પ્રકાશિત તેમના 'ઐતરેયાલોચન' નામના ગ્રંથમાં (પાન ૧૨૭ ૫૨) આ રીતે લખી હતી : 'परमहो काश्यानन्दोद्यानविचारे यत्र वयमास्मः मध्यस्थाः, विशेषतो वादिप्रतिवादि-वचसामनुलेखनेऽहमेक एवोभयपक्षतो नियुक्तः...' [અતિ પ્રસન્નતાની વાત છે કે કાશીના આનંદબાગમાં થયેલ શાસ્ત્રાર્થમાં જ્યાં હું મધ્યસ્થ હતો; વિશેષ રૂપે વાદી અને પ્રતિવાદીનાં વચનોના અનુલેખન કાર્યમાં હું એક જ બંને પક્ષ તરફથી નિયુક્ત હતો.] પરંતુ હકીકત એ હતી કે પંડિત સત્યવ્રત સામશ્રમીને વાદી-પ્રતિવાદીનાં વચનોને લખવાની જવાબદારી કાશીનરેશે સોંપી હતી. આ વાત પૌરાણિક પંડિતો દ્વારા કાશીનરેશના યંત્રાલયથી પ્રકાશિત થયેલ 'દયાનંદ પરાભૂતિઃ' પુસ્તકના આ ઉદ્ધરણ પરથી વિદિત થાય છે : 'सत्यव्रतसामश्रमिणं प्रति' 'लिख्यतां तावत् यथार्थतो वादिप्रतिवादिवच'-इत्याज्ञापयन्त-

---

૪૮. લેખરામ (પંડિત), મહર્ષિ દયાનંદ સરસ્વતી કા જીવનચરિત્ર, પાન ૧૫૧.

૪૯. પંડિત સત્યવ્રત સામશ્રમી લિખિત કાશી શાસ્ત્રાર્થના વિવરણના આધારે પંડિત મથુરાપ્રસાદ દીક્ષિતે સન ૧૯૧૬માં 'સ્વામી દયાનંદજી કા સચ્ચા કાશી શાસ્ત્રાર્થ' છાપ્યો હતો. તેમાં પણ લખ્યું છે કે, કાશીના રાજમંત્રી હરિહર પ્રસાદ શર્માએ સ્વામીજીને શાસ્ત્રાર્થના દિવસ તથા મધ્યસ્થ વગેરે વિશે પૂછ્યું ત્યારે સ્વામીજીએ ઉત્તરમાં જણાવ્યું હતું : ''હું સાધુ છું. મને કોઈ પણ દિવસ અનુકૂળ છે. પરંતુ આજકાલ પ્રાયઃ બધા જ લોકો મૂર્તિપૂજાના મિથ્યાચારોમાં લિપ્ત છે. એટલા માટે હું કોઈ એક વ્યક્તિને આ શાસ્ત્રાર્થના મધ્યસ્થ તરીકે સ્વીકાર કરી શકું તેમ નથી.'' (ઋષિ દયાનંદ સરસ્વતી કે શાસ્ત્રાર્થ ઔર પ્રવચન, પાન ૨૧૪; અને સ્વામી દયાનંદજી કા સચ્ચા કાશી શાસ્ત્રાર્થ, પાન ૨)

लेख्यकार्य्यनियुक्तः सामश्रमी यथावृत्तं शास्त्रार्थं लिखति तथा हि ॥ [કાશીનરેશ સત્યવ્રત સામશ્રમીને કહે છે : 'આપ વાદી અને પ્રતિવાદીઓનાં વચન યથાર્થ રૂપે લખશો.' આવી આજ્ઞા અનુસાર લેખનકાર્ય માટે નિયુક્ત થયેલ સામશ્રમી એ મુજબ ઠીક ઠીક શાસ્ત્રાર્થ લખે છે.][૫૦]

સામશ્રમી દ્વારા પ્રકાશિત વિવરણમાં બીજી પણ ત્રુટિઓ છે, જેમાંની કેટલીકનો ઉલ્લેખ અહીં કરવામાં આવે છે :

(૧) 'કલ્મ' સંજ્ઞાવાળા વિષયમાં પંડિત લેખરામ, પંડિત દેવેન્દ્રનાથ મુખોપાધ્યાય અને પંડિત ચંદ્રધર શર્મા ગુલેરી વગેરે તમામ નિષ્પક્ષ મનીષીઓ સ્વીકાર કરે છે કે, સ્વામીજીના પ્રશ્નનો ઉત્તર કોઈ પણ પંડિત આપી શક્યો નહિ. આ વિશે શાસ્ત્રાર્થમાં પ્રશ્નોત્તર આ મુજબ થયો :

પછી સ્વામીજીએ કહ્યું કે, વ્યાકરણ જાણનારા આ વિશે કહે કે વ્યાકરણમાં ક્યાંય કલ્મ સંજ્ઞા કરી છે કે નહિ ? ત્યારે બાલશાસ્ત્રીજીએ કહ્યું કે, સંજ્ઞા તો નથી કરી, પરંતુ એક સૂત્રમાં મહાભાષ્યકારે ઉપહાસ કર્યો છે. આના પર સ્વામીજીએ કહ્યું કે, ક્યા સૂત્રના મહાભાષ્યમાં સંજ્ઞા તો નથી કરી અને ઉપહાસ કર્યો છે ? જો આ જાણતા હો તો આનું ઉદાહરણ (પ્રત્યુદાહરણ) પૂર્વક સમાધાન કહો. ત્યારે બાલશાસ્ત્રીજી અને બીજા કોઈએ કંઈ જ ન કહ્યું.[૫૧]

---

૫૦. આથી લાગે છે કે કાશીનરેશે પંડિત સત્યવ્રત સામશ્રમીને લેખક તરીકે નિયુક્ત કર્યા હશે, પરંતુ તેઓ સ્વામી દયાનંદે દ્વારા મધ્યસ્થ લેખક તરીકે નિયુક્ત નહિ હોય. પંડિત લેખરામે આ સંસ્કૃત વાક્ય સ્વામીજીના જીવનચરિત્રમાં પાન ૧૬૧ પર ટાંક્યું છે અને લખ્યું છે : "સ્વયં પૌરાણિક પંડિતોના પુસ્તક (પાન ૩-૪) પરથી પણ પ્રગટ થાય છે કે પંડિત સત્યવ્રત સામશ્રમી લેખક હતા." ડૉ. ભવાનીલાલ ભારતીયનો મત છે : "સંભવતઃ અહીં પંડિત લેખરામે જે પૌરાણિક પંડિતોના પુસ્તકનો સંકેત કર્યો છે એ કાશીના પૌરાણિકો દ્વારા પ્રકાશિત સંસ્કૃત પુસ્તક દયાનંદ-પરાભૂતિઃ હોવું જોઈએ કે જે શાસ્ત્રાર્થ બાદ તરત જ કાશિરાજ યંત્રાલય, રામનગર (બનારસ)થી પ્રકાશિત થયું હતું." (ઋષિ દયાનંદ કે ભક્ત, પ્રશંસક ઔર સત્સંગી, પાન ૫૨)

૫૧. ૧. 'કલ્મ' સંજ્ઞા વિશે ડૉ. સુદ્યુમ્ન આચાર્યનો મત છે : "કલ્મ એ કર્મનો જ એક ઉપભેદ છે. સંસ્કૃતમાં કોઈ પદાર્થના ઉપભેદને રેફ અને લકારની ભિન્નતા દ્વારા પ્રગટ કરવાની પરંપરા છે - જ્વર તથા જ્વલની સમાન. આથી 'यस्मिंस्तु कर्मण्युपजायतेन्यत् धात्वर्थयोगापि च यत्र षष्ठी, तत् कर्म कल्मेति च।" (૧૪.૧૦.૨૦૧૯ની ફેસબુક પોસ્ટ પર કમેંટ) ૨. 'વર્લ્ડ પર્સપેક્ટિવ્સ ઑન સ્વામી દયાનંદ' (World Perspectives on Swami Dayananda) ગ્રંથના પાન ૨૮૫-૨૮૭ પર એડવિન ગેરો (Edwin Gerow - ફ્રાન્ક એલ. સુલ્ઝબેર્ગર પ્રોફેસર અને અમેરિકાની શિકાગો યુનિવર્સિટીના સાઉથ એશિયન ભાષા અને સભ્યતાઓ વિભાગના સંસ્કૃતના પ્રોફેસર)નો 'દયાનંદ ઑન કલ્મસંજ્ઞા' (Dayananda on "Kalmasamjna") લેખ પ્રકાશિત થયો છે. આ લેખમાં સ્વામી દયાનંદ દ્વારા પૂછવામાં આવતા આ પ્રશ્ન તથા તેના ઉત્તર વિશે ગંભીર વ્યાકરણશાસ્ત્રીય વિવેચના કરવામાં આવી છે.

પરંતુ સામશ્રમીજીએ આ પ્રસંગને જુદી જ રીતે વર્ણિત કર્યો છે. કાશીના પંડિતોનો પક્ષ કમજોર ન દેખાય એ માટેનો પ્રયાસ કરતાં તેમણે આ મુજબ લખ્યું છે :

**વિશુદ્ધાનંદ :** (હિંદીમાં)[૫૨] અરે બાબા, તું હજુ કંઈ ભણ્યો નથી. કાશીમાં થોડા દિવસ ભણ.

**दयानन्दः** – भवतां सर्वं पठितम् ? (**દયાનંદ :** આપ બધું જ ભણ્યા છો ?)

**विशुद्धानन्दः** – सर्वम् । (**વિશુદ્ધાનંદ :** હા, બધું.)

**दयानन्दः** – व्याकरणमपि ? (**દયાનંદ :** વ્યાકરણ પણ ?)

**विशुद्धानन्दः** – तदपि । (**વિશુદ્ધાનંદ :** એ પણ.)

**दयानन्दः** – कल्मसंज्ञा कस्य ? (**દયાનંદ :** કલ્મ સંજ્ઞા કોની છે ?)

**बालशास्त्री** – कल्मसंज्ञा महाभाष्य एकत्र परिहासेन कथिता, न सा प्रकृतसंज्ञा। अपि च प्रकृतविचारणे प्रवृत्तस्त्वं कथमप्रकृतं विचारयसि ? पुराणादीनां वेदविरुद्धता कथं ? तदेवोद्भावय । (**બાલશાસ્ત્રી :** કલ્મ સંજ્ઞા મહાભાષ્યમાં એક સ્થાને પરિહાસના રૂપમાં કહી છે, તે પ્રકૃત સંજ્ઞા નથી. તમે પ્રકૃત (વેદમાં મૂર્તિપૂજા છે કે નહિ) વિચારમાં પ્રવૃત્ત થઈ અપ્રકૃતનો વિચાર કેમ કરો છો ? પુરાણ વગેરેની વેદવિરુદ્ધતા કેવી રીતે છે, એ બતાવો.)[૫૩]

**दयानन्दः** – शृणु ! शृणु ! म्लेच्छभाषाध्ययनादैः पुराणादौ निषेधोऽस्ति, वेदे क्वास्ति ? (**દયાનંદ :** સાંભળો સાંભળો, પુરાણોમાં પણ મ્લેચ્છ ભાષા ભણવાનો નિષેધ કર્યો છે, વેદમાં તે નિષેધ ક્યાં છે ?)

આ રીતે સામશ્રમી દ્વારા કાશીના પંડિતોનો પક્ષ લેવાનું વલણ સ્પષ્ટ જણાય આવે છે.

---

૫૨. શાસ્ત્રાર્થ સંસ્કૃતમાં થઈ રહ્યો હતો. તેમાં હિંદી ભાષાનો પ્રયોગ કરવો નિગ્રહસ્થાનમાં આવવા સમાન છે.

૫૩. ડૉ. ભવાનીલાલ ભારતીયે આ વિશે લખ્યું છે : ‘‘સ્વામીજીએ વિશુદ્ધાનંદને પૂછ્યું કે વ્યાકરણ પણ ભણ્યા છો ? તો તેમણે કહ્યું કે ભણ્યો છું. ત્યારે સ્વામીજીએ તેમની પરીક્ષા લેવા વ્યાકરણ વિષયક પ્રશ્ન કર્યો કે ‘કલ્મ’ સંજ્ઞા કોની છે ? સ્વામી વિશુદ્ધાનંદ આનો કોઈ ઉત્તર આપી શક્યા નહિ. એટલે બાલશાસ્ત્રીએ આગળ આવીને તેમની લાજ બચાવવાનો પ્રયાસ કર્યો. બાલશાસ્ત્રી પણ કલ્મ સંજ્ઞા કોની છે, એ પ્રશ્નનો ઠીક ઉત્તર આપી શક્યા નહિ. મહાભાષ્ય ભણ્યા હોત તો આ પ્રશ્નનો ઉત્તર આપી શક્યા હોત. જ્યારે પોતે ઠીક ઉત્તર આપી શક્યા નહિ એટલે પ્રકરણની આણ દેવા લાગ્યા. જ્યારે સ્વામીજી વારંવાર પ્રકરણ પર વિચાર કરવાની વાત કરતા હતા ત્યારે આ પંડિતો ધ્યાન આપતા નહોતા. એટલું જ નહિ, પ્રકરણની વાત કરીને પણ બાલશાસ્ત્રીએ અહીં ફરી પ્રકરણાંતરની જ કથા આરંભ કરી દીધી !’’ (ઋષિ દયાનંદ સરસ્વતી કે શાસ્ત્રાર્થ ઔર પ્રવચન, પાન ૨૨૯, પાદટીપ ૧ અને ૨)

(૨) સામશ્રમીજીએ પોતાના વિવરણમાં લખ્યું છે : 'श्री हरिकृष्ण व्यासः, श्री जयनारायणतर्कपंचाननः, श्री शिवकृपणो वेदान्तसरस्वती इत्येवमादयो विद्वांसः कतिपया वदन्ति 'विचारस्तु सम्यक् न भूतः परं दयानन्दः पराजित इति तु सत्यम् ।' [અર્થાત્ 'શ્રી હરિકૃષ્ણ વ્યાસ, શ્રી જયનારાયણ તર્કપંચાનન, શ્રી શિવકૃષ્ણ વેદાંત સરસ્વતી આદિ કેટલાક વિદ્વાનો કહે છે કે, શાસ્ત્રાર્થ તો બરાબર ન થયો, પરંતુ એ સત્ય છે કે દયાનંદ હારી ગયો.'] શાસ્ત્રાર્થમાં કાશીના પૌરાણિક પંડિતોના પક્ષમાં ઉપસ્થિત આ ત્રણેય વિદ્વાનોની સંમતિઓ લખવાની શી જરૂર હતી ? આ ત્રણેય વિદ્વાનો પૌરાણિક પક્ષના વિદ્વાનો હતા એ તો સ્પષ્ટ હતું. કાશી શાસ્ત્રાર્થમાં સ્વામી દયાનંદની સામે જે પૌરાણિક વિદ્વાનો શાસ્ત્રાર્થ માટે બેઠા હતા, તેમાં સ્વામીજીની જમણી બાજુ આઠમા સ્થાને પંડિત જયનારાયણ તર્કવાચસ્પતિ, ચૌદમા સ્થાને પંડિત હરિકૃષ્ણ વ્યાસ અને પચીસમા સ્થાને પંડિત શિવકૃષ્ણ વેદાંતી બેઠા હતા.[૫૪]

(૩) સામશ્રમીજીએ પોતાના વિવરણમાં કાશીનરેશ વિશે લખ્યું છે : (કાશીનરેશ પંડિત તારાચરણને કહે છે :) – 'अहमपि वादिप्रतिवादिवचः सारानुवदने नियुक्तोऽग्रसरः पक्षपातशून्यो विचारदत्तकर्णः संयतोऽस्मि' । અર્થાત્ 'હું પણ વાદી-પ્રતિવાદીનાં વચનોને પક્ષપાતશૂન્ય થઈને ધ્યાનપૂર્વક સાંભળીશ.' આ જ કાશીનરેશ શાસ્ત્રાર્થની સમાપ્તિ પર કહે છે : 'दयानन्दो धृष्टो मूर्खश्च परं न एकेन केनचित्कोविदेन पराजेयः संभाव्यते । स हि षड्भिः कर्णो निपातित इति न्यायेन ध्वस्तबलो निरस्तः ।' અર્થાત્ 'દયાનંદ ધૃષ્ટ - સાહસિક છે અને મૂર્ખ છે. પરંતુ કોઈ એક વિદ્વાન દ્વારા તેને પરાજિત કરવો સંભવ નથી. જેમ છ યોદ્ધાઓ દ્વારા જે રીતે કર્ણને ધ્વસ્ત કર્યો હતો એ જ રીતે દયાનંદનું બળ પણ નષ્ટ કરી દેવામાં આવ્યું.' સ્વામીજીને 'ધૃષ્ટ' અને 'મૂર્ખ' કહેવા એ કાશીનરેશની અશિષ્ટતાની પરાકાષ્ઠા હતી. હવે વિચાર કરો કે આવી વ્યક્તિ કઈ રીતે પક્ષપાતશૂન્ય રહી શકતી હતી ? બીજું એ કે સ્વામીજી સાથે શાસ્ત્રાર્થ કરનારા પંડિતો એક-બે નહિ, ૨૭ હતા. મહાભારતના કર્ણનું ઉદાહરણ આ પ્રસંગમાં બંધબેસતું જણાતું નથી. અભિમન્યુનો કર્ણ વગેરે છ મહારથીઓએ અન્યાયપૂર્વક વધ કર્યો હતો. કર્ણ ક્યારે છ મહારથીઓ દ્વારા ધ્વસ્ત થયો હતો ? આ પ્રકારના પ્રમત્ત પ્રલાપ - બબડાટથી કાશીરાજની અસભ્યતા અને અયોગ્યતા જ પ્રગટ થાય છે. છતાંય આ પ્રકારે પક્ષપાતથી ગ્રસ્ત એવા કાશીરાજ માટે પંડિત સામશ્રમીનું આ મુજબ લખવું કે 'श्रीमन्महाराजस्तु गभीरधीश्चारुचक्षुर्दृष्ट्वाऽऽद्यन्तम् ...' અર્થાત્ 'ગંભીર બુદ્ધિ અને ઉત્તમ આંખોવાળા શ્રીમાન મહારાજ', અર્થલોભવશ રાજાની ખુશામત

૫૪. દ્રષ્ટવ્ય : પંડિત લેખરામ રચિત મહર્ષિ દયાનંદ સરસ્વતી કા જીવનચરિત્ર, પાન ૧૫૦.

કરવાનું ઉત્કૃષ્ટ ઉદાહરણ છે. રાજ્યાશ્રયમાં રહેનારા સંસ્કૃતના વિદ્વાનો દ્વારા રાજાઓની ખુશામતભરી મિથ્યા પ્રશંસાનાં ઉદાહરણોની સંસ્કૃત સાહિત્યમાં કમી નથી. કાશી શાસ્ત્રાર્થના પ્રમુખ પૌરાણિક પંડિત બાલશાસ્ત્રીએ રાણી વિક્ટોરિયાએ ભારતવર્ષનો શાસન અધિકાર પોતાના હાથમાં લીધો તેને લઈને તેમની પ્રશંસામાં મહાકવિ બાણભટ્ટની પ્રસન્ન અને પ્રાંજલ શૈલીમાં અભિરામ વચનાવલી સંસ્કૃતમાં લખી હતી, જેને અત્યંત આહ્‌લાદ સાથે પંડિત બલદેવ ઉપાધ્યાયે 'કાશી કી પાંડિત્ય પરંપરા' નામના પોતાના પુસ્તકમાં પાન ૧૯૨ પર ઉદ્‌ધૃત કરી છે ![૫૫]

આમ, ડૉ. જ્વલંતકુમાર શાસ્ત્રી એ વાત સાથે સહમત નથી કે પંડિત સત્યવ્રત સામશ્રમીને બંને પક્ષોએ શાસ્ત્રાર્થનું વિવરણ લખવા માટે નિયત કર્યા હતા. જો પંડિત સત્યવ્રત સામશ્રમીને બંને પક્ષોએ શાસ્ત્રાર્થનું વિવરણ લખવા માટે નિયત કર્યા હોત તો પંડિત લેખરામ તથા દેવેન્દ્રનાથ મુખોપાધ્યાય વગેરે સ્વામી દયાનંદના આદ્ય જીવનચરિત્રકારોએ આ વાતનો ઉલ્લેખ જરૂર કર્યો હોત. પંડિત સત્યવ્રતે પણ પોતે બંને પક્ષોની સંમતિથી શાસ્ત્રાર્થનું વિવરણ લખવા માટે નિયુક્ત થયા હતા એ વાત 'પ્રત્નકમ્રનંદિની'ના ડિસેમ્બર ૧૮૬૯ના અંકમાં એટલે કે જે અંકમાં આ શાસ્ત્રાર્થનું વિવરણ પ્રકાશિત થયું હતું તેમાં ન લખી, શાસ્ત્રાર્થના ૩૭ વર્ષ બાદ એટલે કે છેક ૧૯૦૬માં પ્રકાશિત પોતાના 'ઐતરેયાલોચન' નામના પુસ્તકમાં લખી, એ પણ ચિન્ત્ય છે.

સામશ્રમીના વિવરણમાં કેટલીક વાતોનો સમાવેશ કરવામાં આવ્યો નથી. જેમ કે : ૧. રાજાએ સ્વામીજીને રાજસભામાં આવીને શાસ્ત્રાર્થ કરવાનું આમંત્રણ આપ્યું હતું, પરંતુ સ્વામીજીએ એ આમંત્રણનો અસ્વીકાર કર્યો અને પોતાના નિવાસસ્થાન પર શાસ્ત્રાર્થ કરવાનું જણાવ્યું. ૨. કાશીનરેશે પંડિતોને બોલાવ્યા અને તેમને પંદર દિવસ તૈયારી કરવાનો સમય આપ્યો. ૩. સ્વામી દયાનંદનાં વક્તવ્યોને કારણે મંદિરોમાં જતાં લોકોની સંખ્યામાં ભારે ઘટાડો જોવા મળ્યો હતો. ૪. શાલિગ્રામ શાસ્ત્રી, દામોદર શાસ્ત્રી, ભારદ્વાજ અને રામકૃષ્ણ શાસ્ત્રી - આ ચારને સ્વામીજીની પાસે જઈને તેમને ક્યા-ક્યા ગ્રંથો માન્ય છે, એ જાણી લાવવાનું કામ સોંપવામાં આવ્યું. આથી આ ચારેય પંડિતો આ હેતુસર સ્વામીજીને મળ્યા. સ્વામીજીએ તેમને લખાવ્યું કે, ચાર વેદ, ચાર ઉપવેદ, છ અંગ, છ ઉપાંગ અને મનુસ્મૃતિ - આટલા ગ્રંથો માન્ય છે. ૫. કોટવાળે નક્કી કરેલી બેઠક વ્યવસ્થાનું કાશીનરેશે તથા પંડિતોએ ઉલ્લંઘન કર્યું. ૬. શાસ્ત્રાર્થ સ્થળે કાશીનાં અનેક તોફાની અને ગૂંડા તત્ત્વો પણ પહોંચી ગયાં હતાં કે જેમની અહીં બિલકુલ જરૂર ન હતી. જ્યારે બીજી બાજુ સ્વામીજી પ્રત્યે સહાનુભૂતિ ધરાવતા એક-બે વિદ્વાનો અને યોગ્ય સાધુઓને પણ

---

૫૫. જ્વલંતકુમાર શાસ્ત્રી, ઋષિ દયાનંદ ઔર આર્યસમાજ, ભાગ ૧, પાન ૪૧૫-૪૧૯ અને કાશી મેં મહર્ષિ દયાનંદ, સંપાદકીય, પાન VII-XII.

તેમની પાસે બેસવા ન દીધા. આ જોઈને સ્વામીજીએ તરત જ શાસ્ત્રાર્થના વ્યવસ્થાપક કોટવાળનું આ બાબતે ધ્યાન દોર્યું. ૭. શાસ્ત્રાર્થમાં સ્વામીજીએ કરેલા કેટલાક પ્રશ્નોનો પંડિતો કશો ઉત્તર આપી શક્યા નહિ. પંડિત સત્યવ્રત સામશ્રમીના વિવરણમાં આ બધી બાબતોનો ઉલ્લેખ કરવામાં આવ્યો નથી. જોકે તેમાં કેટલીક વધારાની વાતો પણ જોવા મળે છે. જેમ કે, 'કલ્મ' સંજ્ઞા વિષયક સંવાદમાં સ્વામીજીએ પુરાણોની વેદ-વિરુદ્ધતા બતાવતાં પૂછ્યું કે, પુરાણોમાં મ્લેચ્છ ભાષા બોલવા વગેરેનો નિષેધ કર્યો છે, પરંતુ વેદોમાં આવો નિષેધ ક્યાં છે ? આ સાંભળીને બાલશાસ્ત્રીએ સભામાં બેઠેલા શ્રોતાઓ સમક્ષ નજર કરીને કહ્યું : 'न म्लेच्छितवै नापभाषितवै' એટલે કે મ્લેચ્છ ઉચ્ચારણ ન કરવું જોઈએ, અપભાષણ ન કરવું જોઈએ. સ્વામીજીએ કહ્યું કે, શ્રોતાઓની તરફ શું જુઓ છો ? મારી તરફ મોં કરીને બોલો. નહિ તો હું નહિ સાંભળું. તમે જે વચન કહ્યું તે વેદવચન નથી. ત્યારે વિશુદ્ધાનંદ કહ્યું : 'यद्युह वा श्मशानं यच्छूद्रस्तस्माच्छूद्रसमीपे नाध्येतव्यम्' અર્થાત્ જે શૂદ્ર છે તે સાક્ષાત્ શ્મશાન છે, માટે શૂદ્રની પાસે વેદોનું ઉચ્ચારણ ન કરવું જોઈએ. આ સાંભળીને સ્વામી દયાનંદે પૂછ્યું કે, આ સંહિતાનું વચન છે કે બ્રાહ્મણનું ? બતાવો. સ્વામી દયાનંદે મહારાજાની સંમુખ થઈને કહ્યું કે, મેં કાલે રાતે મારી પાસે આવેલા રાજપુરુષ દ્વારા મહારાજાને સૂચના આપી હતી કે, વિચાર (શાસ્ત્રાર્થ) સમયે પુસ્તકો ઉપલબ્ધ રાખજો. આ સાંભળીને કાશીનરેશે ધીરેથી કહ્યું કે, પંડિતોને બધા ગ્રંથો કંઠસ્થ જ છે. આવી જ રીતે શાસ્ત્રાર્થમાં સ્વામીજીને અપમાનિત કરવા દેવદત્ત નામના એક ઉદ્દંડ પંડિતે જે પ્રકારે અસભ્યતાપૂર્વક વાત કરી હતી, તેનો ઉલ્લેખ પણ સામશ્રમી દ્વારા સંકલિત વિવરણમાં જોવા મળે છે.[૫૬]

પંડિત સત્યવ્રત સામશ્રમી દ્વારા સંકલિત શાસ્ત્રાર્થ વિવરણ અંગે પંડિત યુધિષ્ઠિર મીમાંસકે પોતાનો અભિપ્રાય નીચેના શબ્દોમાં પ્રગટ કર્યો છે :

> પંડિત સત્યવ્રત સામશ્રમી દ્વારા પ્રકાશિત આ શાસ્ત્રાર્થ વૃત્ત પરથી પણ એ જ વાત દીવા જેવી સ્પષ્ટ થાય છે કે, કાશીના પંડિતો મૂર્તિપૂજાનું વિધાન વેદોમાંથી સિદ્ધ કરી શક્યા નહિ. સિદ્ધ કરવું તો દૂર રહ્યું, એક તૂટ્યુંફૂટ્યું પ્રમાણ પણ રજૂ કરી શક્યા નહિ. એટલું જ નહિ, શાસ્ત્રાર્થ દરમિયાન કાશીના પંડિતો અનેક વાર નિગ્રહસ્થાનમાં આવીને પરાજિત થતા રહ્યા. એકવાર તો છાંદોગ્યના પાઠ પર સ્વામીજીએ જય-પરાજયની શરત લગાવીને તેઓને પડકારપૂર્વક પરાજિત કર્યા. એટલું જ નહિ, કાશીના પંડિતો દ્વારા પ્રકાશિત આ શાસ્ત્રાર્થ વિવરણમાં જાણીજોઈને છોડી દીધેલા અંશો પરથી સ્પષ્ટ થાય છે કે, શાસ્ત્રાર્થમાં દયાનંદ સરસ્વતીનો પરાજય થયો નથી, બલ્કે કાશીની પંડિતમંડળી જ પરાજિત થઈ છે.[૫૭]

---

૫૬. ઋષિ દયાનંદ સરસ્વતી કે શાસ્ત્રાર્થ ઔર પ્રવચન, પાન ૨૨૯-૨૩૧.

૫૭. એજન, પાન ૨૩૮.

## : ૯ : ભારતેન્દુ હરિશ્ચંદ્ર




હિંદીના મહાન સાહિત્ય નિર્માતા બાબુ ભારતેન્દુ હરિશ્ચંદ્ર (જન્મ : ૯ સપ્ટેંબર ૧૮૫૦, દેહાવસાન : ૬ જાન્યુઆરી ૧૮૮૫ - બંને કાશીમાં) કાશી-શાસ્ત્રાર્થમાં એક સાક્ષાત્ દૃષ્ટા રૂપે હાજર હતા. કાશી શાસ્ત્રાર્થમાં સ્વામી દયાનંદની ડાબી બાજુની પંક્તિમાં તેરમા સ્થાને બાબુ હરિશ્ચંદ્ર બેઠા હતા. આ શાસ્ત્રાર્થમાં તેમના નાના ભાઈ ગોકુલચંદ્ર પણ હાજર હતા.

સ્વામી દયાનંદના કાશી-વિજયે કાશીનિવાસીઓને અત્યંત આકુળ-વ્યાકુળ અને આંદોલિત કરી દીધા હતા. આથી જ આચાર્ય વલ્લભના શુદ્ધાદ્વૈત મતમાં આસ્થા ધરાવતા વૈષ્ણવ મતાનુયાયી ભારતેન્દુ હરિશ્ચંદ્ર જેવા પ્રબુદ્ધ સાહિત્યકાર પણ પોતાને તટસ્થ ન રાખી શક્યા. તેમણે કાશી-શાસ્ત્રાર્થ બાદ સ્વામી દયાનંદ કાશીથી પ્રસ્થાન કરી ગયા અને કાશી-શાસ્ત્રાર્થ પુસ્તકનું પ્રકાશન થઈ ગયા પછી ૧૮૭૦માં સ્વામીજીની નિંદા કરતું 'દૂષણમાલિકા' નામનું એક નાનું પુસ્તક લખીને પ્રકાશિત કર્યું હતું. આ પુસ્તક સૌપ્રથમ સં. ૧૯૨૭માં કાશીના લાજરસ કંપનીના મેડિકલ હૉલ પ્રેસમાં મુદ્રિત થયું હતું.[૫૮] આ પુસ્તકમાં મૂર્તિપૂજા જેવા કુસંસ્કારો વિરુદ્ધ વિદ્રોહનો ઝંડો ઊઠાવનાર સ્વામી દયાનંદને આલોચનાનો શિકાર બનાવવામાં આવ્યા હતા અને તેમના માટે ખૂબ જ અપમાનજનક મિથ્યા વાતો લખવામાં આવી હતી. આ પુસ્તકમાં ભારતેન્દુ હરિશ્ચંદ્રે સ્વામીજીને ચોંસઠ પ્રશ્નો કર્યા હતા અને લખ્યું હતું કે, સ્વામીજીએ શાસ્ત્રાર્થમાં કરેલા ચાર પ્રશ્નો સામે આ ચોંસઠ પ્રશ્નો છે. આવું લખીને તેમણે સ્વામીજીને શાસ્ત્રાર્થ માટે આહૂત કરવાનું દુસ્સાહસ પણ કર્યું હતું. કાશી-

૫૮. ડૉ. ભવાનીલાલ ભારતીયે 'ઋષિ દયાનંદ સરસ્વતી કે શાસ્ત્રાર્થ ઔર પ્રવચન'માં પાન ૧૫ પર લખ્યું છે : ''આનું ('દૂષણમાલિકા'નું) બીજું સંસ્કરણ સન ૧૮૮૮માં ખડ્ગ વિલાસ પ્રેસ બાંકીપુર પટનાથી મુદ્રિત થયું હતું.'' પરંતુ આ વાત સત્ય જણાતી નથી. હકીકતમાં ૧૮૮૮માં ખડ્ગ વિલાસ પ્રેસમાં સ્વામીજીના 'હુગલી શાસ્ત્રાર્થ' ('પ્રતિમાપૂજનવિચાર')નું બીજું સંસ્કરણ પ્રકાશિત થયું હતું. સ્વયં ડૉ. ભવાનીલાલ ભારતીયે તેમના આ જ 'ઋષિ દયાનંદ સરસ્વતી કે શાસ્ત્રાર્થ ઔર પ્રવચન' પુસ્તકમાં પાન ૪૮ પર લખ્યું છે કે, ''('હુગલી શાસ્ત્રાર્થ')નું બીજું સંસ્કરણ સન ૧૮૮૮માં પટનાથી પ્રકાશિત થયું હતું.'' આ જ રીતે 'ઋષિ દયાનંદ કે ભક્ત, પ્રશંસક ઔર સત્સંગી' પુસ્તકના પાન ૩૧ પર પણ આ જ વાતનો ઉલ્લેખ કરતાં સ્વયં ડૉ. ભવાનીલાલ ભારતીયે લખ્યું છે : ''આનું ('હુગલી શાસ્ત્રાર્થ' અથવા 'પ્રતિમાપૂજનવિચાર'નું) બીજું સંસ્કરણ બાબુ રામદીનસિંહે બાંકીપુરના ખડ્ગ વિલાસ પ્રેસથી સન ૧૮૮૮માં પ્રકાશિત કર્યું.''

શાસ્ત્રાર્થ બાદ સ્વામીજી તો પાંચ વાર કાશી આવ્યા, પરંતુ ભારતેન્દુ હરિશ્ચંદ્રે તેમની સમક્ષ જઈને મૂર્તિપૂજા વિશે શાસ્ત્રાર્થ કરવાનું સાહસ ક્યારેય ન કર્યું. ભારતેન્દુ હરિશ્ચંદ્રે પોતાના દ્વારા સંપાદિત 'કવિવચનસુધા' નામની હિંદી માસિક પત્રિકામાં સ્વામીજીના વિચારોના વિરોધમાં કેટલાક લેખો પણ પ્રકાશિત કર્યા હતા. તેમણે સ્વામીજી માટે કેવાં કુવાક્યો લખ્યાં હતાં અને તેમના પ્રશ્નો કેવા ઊટપટાંગ હતા તેની ઝાંખી પ્રાપ્ત થઈ શકે એ માટે 'દૂષણમાલિકા'નો થોડો અંશ અહીં નીચે પ્રસ્તુત કરવામાં આવે છે :

મૂર્તિપૂજાનો નિષેધ કરનારા દયાનંદ વગેરે લોકોના ગળાની **દૂષણમાલિકા**

શ્રી શ્રી વલ્લભો વિજયતે

ભૂમિકા

કોઈ એક દયાનંદ નામનો નગ્ન પુરુષ છે. કોણ જાણે તે કઈ જાતિનો અને ક્યા આશ્રમનો છે. તે બધા પ્રદેશોમાં ભ્રમણ કરતો રહે છે. તે સનાતન સદ્ધર્મરૂપી સૂરજને રાહુની જેમ ગ્રસિત કરતો કરતો, મૂરખ અને આળસુ જીવોનાં હૃદય-વસ્ત્રોને પોતાના રંગે રંગતો રંગતો અને એ બહાને જનતામાં પોતાનું નામ પ્રસિદ્ધ કરતો કરતો અને પોતાનાં વાગ્બાણોથી સજ્જનોનાં હૃદયને પ્રજાળતો પ્રજાળતો અહીં કાશી નગરમાં આવી પહોંચ્યો અને દુર્ગાકુંડ નિવાસીઓનો સહવાસી થયો. આ માણસે જે વ્યર્થ ઉપદ્રવ મચાવ્યો છે એ સૌ કોઈ જાણે છે. હમણાં તેણે એક નાનું પુસ્તક ('શાસ્ત્રાર્થ ઔર સદ્ધર્મવિચાર') છપાવીને લોકોને એ બતાવવાની કોશિશ કરી છે કે, હું શાસ્ત્રાર્થમાં હાર્યો નથી. આથી મેં એવો વિચાર કર્યો કે, આવા માણસ જોડે સંભાષણ કરવું યોગ્ય નથી, પરંતુ પત્ર દ્વારા શાસ્ત્રાર્થ કરવો જ ઠીક રહેશે કે જેથી લોકોને સત્ય-અસત્યનો પ્રકાશ થાય અને કોણ હારે છે ને કોણ જીતે છે, એ સારી રીતે ખબર પડે. આ હેતુથી આ 'દૂષણમાલિકા' તેના ગળામાં પહેરાવવામાં આવે છે. હવે તેને ઉચિત છે કે તે આ બધા પ્રશ્નોના પ્રતિપદ ઉત્તર આપે અને આ જ રીતે પત્ર દ્વારા શાસ્ત્રાર્થ બરાબર ચાલતો રહે. અને આટલા પ્રશ્નોના ઉત્તર એક જીતવાની જાહેરખબરની માફક આપવામાં ન આવે, કારણ કે જો આ પ્રશ્નોના પ્રતિશબ્દ ઉત્તર આપવામાં નહિ આવે તો તેને પરાસ્ત થયેલ માનવામાં આવશે. અને પ્રશ્નોત્તર કરતાં કરતાં જે થાકી જાય અને જેની બુદ્ધિમાં ઉત્તર આપવાની યુક્તિ ન સૂઝે, તો તેને પરાજિત સમજવામાં આવશે.

**- હરિશ્ચંદ્ર**

સન ૧૮૭૦, કાશી.

૧. તમે જે પુસ્તક ('શાસ્ત્રાર્થ ઔર સદ્ધર્મવિચાર') છપાવ્યું છે, તેમાં વેદના મંત્રો છે. આથી વેદના મંત્રો શૂદ્રો તથા મ્લેચ્છ વગેરેના હાથમાં પહોંચાડવાથી દોષ થયો કે નહિ ?

૨. તમે ક્યા આશ્રમના અને કઈ જાતિના છો ? તમે ક્યા ધર્મને માનો છો ? જો તમે કહો કે હું વેદધર્મને માનું છું, તો વેદધર્મને જ માનવા અને ખ્રિસ્તી

તથા ઈસ્લામ મતને નહિ માનવા પાછળનું પ્રમાણ શું છે ? જો કહો કે હું એ જ કુળમાં ઉત્પન્ન થયો છું કે જેમાં આ જ ધર્મ માનવા યોગ્ય છે, તો તમે મૂર્તિપૂજકના વંશમાં છો કે નહિ ?

૩. જો તમે કહો કે હું અમુક જાતિનો હતો અને હવે યોગી થઈ ગયો છું, તો તમારા પિતા અને તમારા પૂર્વજો એ જ જાતિમાં ઉત્પન્ન થયા હતા એ કોણે જોયું છે અને એમાં શું પ્રમાણ છે ?

૪. જો કહો કે શિષ્ટાચાર પ્રમાણ છે અને સાંભળતાં આવીએ છીએ કે હું અમુક વંશમાં ઉત્પન્ન થયો છું, તો આ જ રીતે તમે મૂર્તિપૂજા વગેરે શિષ્ટાચારને કેમ માન્ય કરતા નથી ?[૫૯]

ભારતેન્દુ હરિશ્ચંદ્રની આ પ્રશ્નાવલીમાં આ પ્રકારના કુલ ૬૪ પ્રશ્નો હતા. આવા પ્રશ્નોના ઔચિત્ય-અનૌચિત્ય તથા ઉદ્દેશ્ય વિશે કશી ટિપ્પણી કરવાની જરૂર ખરી ? ખરું જોતાં ભારતેન્દુ હરિશ્ચંદ્ર દ્વારા પ્રસ્તુત આ ૬૪ પ્રશ્નો અત્યંત સાધારણ કોટિના હતા અને તેમાં લેખકની શાસ્ત્રીય યોગ્યતાનું દેવાળિયાપણું જ ઝલકતું હતું. જે મૂર્ધન્ય વિદ્વાન દયાનંદની તેજસ્વી પ્રજ્ઞા આગળ બાલશાસ્ત્રી અને વિશુદ્ધાનંદ જેવા પંડિતો પણ દિગ્મૂઢ જેવા થઈ ગયા હતા, તે સર્વશાસ્ત્ર-નિષ્ણાત સ્વામી દયાનંદને ભારતેન્દુ હરિશ્ચંદ્ર જેવા હિંદીના લેખક દ્વારા શાસ્ત્રાર્થ માટે આહૂત કરવામાં આવે તેને વિડંબણા જ કહી શકાય.[૬૦]

ભારતેન્દુ હરિશ્ચંદ્ર દ્વારા લિખિત આ 'દૂષણમાલિકા'ની ઉપર્યુક્ત ભૂમિકાના કેટલાક શબ્દો અને તેની શૈલી સ્વામી દયાનંદ રચિત 'ઋગ્વેદાદિભાષ્યભૂમિકા'ના વેદ-સંજ્ઞા-વિચાર પ્રકરણની આલોચનામાં પંડિત મોહનલાલ ઉદાસીન દ્વારા લિખિત સંસ્કૃત પુસ્તક 'મહામોહ-વિદ્રાવણ'ની શૈલી અને શબ્દાવલીને મળતાં આવે છે. આને આકસ્મિક સંયોગ કહેવો કે 'મહામોહ-વિદ્રાવણ'ના લેખકે હરિશ્ચંદ્રની શૈલીનું અનુકરણ કર્યું હતું, આ વિષય અલગથી જ વિચારણીય છે.[૬૧]

આમ ભારતેન્દુ હરિશ્ચંદ્ર આરંભમાં તો સ્વામીજીના કટુ આલોચક તથા ઘોર વિરોધી રહ્યા. પરંતુ એવું લાગે છે કે સમય જતાં તેમના મનમાં સ્વામીજીની પ્રગતિશીલ વિચારધારા તથા તેમના વ્યક્તિત્વ પ્રત્યે કંઈક આદરભાવ જાગ્રત થવા લાગ્યો. અમુક વાતોમાં સ્વામીજીના આલોચક રહીને પણ હવે તેઓ એવું માનવા લાગ્યા હતા કે, સ્વામીજી જે કંઈ કહે છે એ બુદ્ધિ તથા યુક્તિ પૂર્વક હોય છે. આથી ભારતેન્દુ હરિશ્ચંદ્રના સાહિત્યમાં આપણને જે સુધારાવાદી અભિગમ નજરે પડે છે, તેને સ્વામીજીની વિચારધારાનો પ્રભાવ માનવામાં આવે છે.

સ્વામીજીએ કાશીની ત્રીજી યાત્રા દરમિયાન શાંકરમત અર્થાત્ અદ્વૈતવાદના ખંડનમાં 'અદ્વૈતમતખંડન' નામનું એક નાનું પુસ્તક સંસ્કૃતમાં લખી કાશીના લાઈટ પ્રેસમાં છપાવીને પ્રકાશિત કર્યું હતું, જે આજે અનુપલબ્ધ છે. પરંતુ એ જાણીને આશ્ચર્ય થાય છે કે, ભારતેન્દુ હરિશ્ચંદ્રે સ્વામીજીનું આ પુસ્તક તેના હિંદી અનુવાદ સહિત 'કવિવચનસુધા' પત્રિકાના

૫૯. દેવેન્દ્રનાથ મુખોપાધ્યાય, મહર્ષિ દયાનંદ સરસ્વતી કા જીવનચરિત, પાન ૧૮૩-૧૮૪.
૬૦. ઋષિ દયાનંદ સરસ્વતી કે શાસ્ત્રાર્થ ઔર પ્રવચન, પાન ૧૭, સંપાદકીય.
૬૧. એજન, પાન ૧૬-૧૭, સંપાદકીય.

જૂન ૧૮૭૦ના (ખંડ ૧, સંખ્યા ૧૪-૧૫, જેઠ-અષાઢ સં. ૧૯૨૭) અંકમાં પ્રકાશિત કર્યું હતું. અનુમાન છે કે સ્વયં વલ્લભના શુદ્ધાદ્વૈત મતમાં આસ્થા ધરાવતા હોવાથી તેમને સ્વામીજી દ્વારા કરવામાં આવેલ શાંકરમતનું આ ખંડન પસંદ આવ્યું હશે.[૬૨]

૧૮૭૩માં હુગલીમાં સ્વામીજીનો મૂર્તિપૂજા વિષયક એક શાસ્ત્રાર્થ પંડિત તારાચરણ તર્કરત્ન સાથે થયો હતો. આ શાસ્ત્રાર્થ 'પ્રતિમાપૂજનવિચાર' અથવા 'હુગલી શાસ્ત્રાર્થ'ના નામે પ્રસિદ્ધ છે. ભારતેન્દુ હરિશ્ચંદ્રે સ્વામીજીનો આ શાસ્ત્રાર્થ હિંદીમાં શબ્દશઃ અનૂદિત કરીને ૨૪ પાનાંના એક પુસ્તક રૂપે એ જ વર્ષે કાશીના લાઇટ પ્રેસમાં છપાવ્યો હતો.[૬૩] આથી સ્પષ્ટ થાય છે કે ભારતેન્દુ હરિશ્ચંદ્ર હવે અંદરથી મૂર્તિપૂજાનું ખોખલાપણું અનુભવ કરવા લાગ્યા હતા.

૧૮૭૫માં એટલે કે જ્યારે ભારતેન્દુ હરિશ્ચંદ્ર માત્ર પચ્ચીસ વર્ષના યુવક હતા ત્યારે સ્વામી દયાનંદે 'સત્યાર્થપ્રકાશ' જેવો અસાધારણ અને દળદાળ ગ્રંથ હિંદી ગદ્યમાં લખીને હિંદી સાહિત્યની વિકાસયાત્રામાં પોતાનું અપૂર્વ યોગદાન આપ્યું હતું.

૧૮૭૯માં જ્યારે સ્વામીજી કાશીની અંતિમ અર્થાત્ સાતમી યાત્રા પર પધાર્યા ત્યારે રેલવે સ્ટેશન પર તેમનું સ્વાગત કરનારાઓમાં ભારતેન્દુ હરિશ્ચંદ્ર પણ સામેલ હતા. આ વખતે તેઓ સ્વામીજીને વ્યક્તિગત રૂપે મળ્યા પણ ખરા અને તેમણે સ્વામીજીનો વાસ્તવિક ઉદ્દેશ્ય શો છે એ સમજવાની કોશીશ પણ કરી. ભારતેન્દુ હરિશ્ચંદ્રે 'સ્વર્ગ મેં વિચાર સભા કા આયોજન' નામના નિબંધમાં સ્વામીજીના વિચારોની પ્રશંસા કરી છે.[૬૪] એટલું જ નહિ, તેમણે પોતાના પત્ર 'હરિશ્ચંદ્ર ચંદ્રિકા'ના સંપાદક મંડળમાં પણ સ્વામીજીને સ્થાન આપ્યું.[૬૫] ભારતેન્દુ જીવન પર્યંત ગોસ્વામી મતના અનુયાયી જ રહ્યા, પરંતુ તેમના દિલમાં સ્વામીજીના વ્યક્તિત્વ તથા પ્રગતિશીલ વિચારો પ્રત્યે ઊંડો આદરભાવ બની રહ્યો.



---

૬૨. દ્રષ્ટવ્ય : ઋષિ દયાનંદ કે ભક્ત, પ્રશંસક ઔર સત્સંગી, પાન ૩૧.

૬૩. પંડિત લેખરામ રચિત 'મહર્ષિ દયાનંદ સરસ્વતી કા જીવનચરિત્ર'માં પાન ૭૩૭ પર લખ્યું છે : "આ શાસ્ત્રાર્થ સંસ્કૃત ભાષામાં થયો હતો. એ જ સમયે તેનો બંગાળી ભાષામાં અનુવાદ પ્રકાશિત કરવામાં આવ્યો હતો અને બહુ જ જલદી તેને ગોકુળિયા ગોસ્વામી મતાનુયાયી બાબુ હરિશ્ચંદ્ર નામના એક મૂર્તિપૂજકે સં. ૧૯૩૦ (સન ૧૮૭૩)માં કાશીના લાઇટ પ્રેસમાં શબ્દશઃ આર્ય (હિંદી) ભાષામાં કુલ ૧૮ (હકીકતમાં ૨૮) પાનાંમાં મુદ્રિત કરીને પ્રકાશિત કર્યો હતો." સ્વામીજી તે સમય સુધી સંસ્કૃતમાં જ સંભાષણ કરતા હતા આથી મૂળ શાસ્ત્રાર્થ સંસ્કૃતમાં જ લખાયો હશે. આ શાસ્ત્રાર્થના અંતમાં આપવામાં આવેલ 'दयाया आनन्दो...वेद्यविदितः' શ્લોક તથા પુષ્પિકાના 'श्रीमद्दयानन्दसरस्वतीस्वामिना विरचितमिदमिति विज्ञेयम्' વાક્ય પરથી અનુમાન થઈ શકે છે કે આ ગ્રંથનો મૂળ સંસ્કૃત ભાગ સ્વામીજીએ જાતે જ લખ્યો હોવો જોઈએ. પરંતુ બંગાળી અનુવાદમાં મૂળ સંસ્કૃત ભાગનો સમાવેશ કરવામાં આવ્યો હતો કે નહિ, એ સ્પષ્ટ થતું નથી; કારણ કે એ બંગાળી અનુવાદનું પુસ્તક આજે અનુપલબ્ધ છે. આથી ભારતેન્દુ હરિશ્ચંદ્રે જે હિંદી અનુવાદ કર્યો હતો તે બંગાળીમાંથી કર્યો હતો કે મૂળ સંસ્કૃતમાંથી એ પણ અન્વેષણીય છે.

૬૪. દ્રષ્ટવ્ય : ઋષિ દયાનંદ કે ભક્ત, પ્રશંસક ઔર સત્સંગી, પાન ૩૦-૩૧.

૬૫. દ્રષ્ટવ્ય : ઋષિ દયાનંદ સરસ્વતી કે ગ્રંથોં કા ઇતિહાસ, પાન ૨૫૮.

## : ૭ :

# સ્વામી દયાનંદની કાશીની સાત યાત્રાઓ

ભારતના બીજા ધર્માચાર્યોની જેમ સ્વામી દયાનંદ પણ અનેક વાર કાશી આવ્યા હતા અને અહીં રહીને તેમણે પ્રસિદ્ધ કાશી-શાસ્ત્રાર્થ ઉપરાંત અનેક શાસ્ત્રચર્ચાઓ કરી, ધર્મ વિષયક સંવાદોમાં ભાગ લીધો અને પ્રવચનો કર્યાં. સ્વામીજી કુલ સાત વાર કાશી આવ્યા હતા, જેનું વિવરણ અહીં ટૂંકમાં આપવામાં આવે છે :

**પ્રથમ યાત્રા :**

સ્વામીજી પહેલી વાર સન ૧૮૫૬ (સંવત ૧૯૧૩)માં કાશી આવ્યા હતા. તે સમયે તેઓ વિદ્યાધ્યયન, યોગાભ્યાસ અને યોગીઓની શોધમાં પ્રવૃત્ત હતા. આ પ્રથમ યાત્રાનો હેતુ અહીં કોણ કોણ ઉત્કૃષ્ટ વિદ્વાન છે એ વાતનું અનુસંધાન કરી તેમનો પરિચય મેળવવાનો અને તેમની પાસેથી જ્ઞાન પ્રાપ્ત કરવાનો હતો. આથી તેઓ સામે ચાલીને કેટલાક પંડિતોને મળ્યા અને તેમની કાર્યવિધિનું નિરીક્ષણ કર્યું. સ્વામીજી હજુ વ્યાકરણમાં પારંગત પણ નહોતા થયા અને ધર્મના વિષયમાં પણ તેમનું અનુસંધાન અધૂરું હતું. તેઓ અહીં માત્ર બાર જ દિવસ રોકાયા હતા. અહીં તેમણે કાકારામ શાસ્ત્રી અને રાજારામ શાસ્ત્રી નામના બે પ્રખ્યાત દાક્ષિણાત્ય પંડિતોનો પરિચય પ્રાપ્ત કર્યો અને તેમની સાથે શાસ્ત્રચર્ચા કરી. બાદમાં સ્વામીજી મથુરામાં વ્યાકરણના સૂર્ય સમાન દંડી સ્વામી વિરજાનંદજીનાં ચરણોમાં બેસીને વ્યાકરણ વગેરે શાસ્ત્રોમાં પારંગત થઈને સત્ય પર આરૂઢ થયા.

**બીજી યાત્રા :**

સ્વામીજીનું કાશીમાં બીજી વાર આગમન ૧૮૬૯માં થયું. તેઓ દુર્ગાકુંડ પાસે આવેલા અમેઠી નરેશના આનંદબાગમાં રોકાયા હતા. ૧૬ નવેમ્બર ૧૮૬૯ના રોજ આ જ સ્થાને તેમણે કાશીના પ્રસિદ્ધ પંડિતો સાથે મૂર્તિપૂજા પર ઐતિહાસિક શાસ્ત્રાર્થ કર્યો હતો. બંને પક્ષોએ આ શાસ્ત્રાર્થનું પોતપોતાની રીતે વિવરણ પ્રકાશિત કર્યું હતું. તત્કાલીન પત્ર-પત્રિકાઓમાં આ શાસ્ત્રાર્થનું વિસ્તૃત વિવરણ પ્રકાશિત થયું હતું. કાશીના પંડિતો મૂર્તિપૂજાની વૈદિકતા સિદ્ધ થઈ શકે એવું એક પણ શાસ્ત્ર પ્રમાણ પ્રસ્તુત કરી શક્યા નહિ અને તેઓ શાસ્ત્રાર્થમાં બીજી ગૌણ વાતોને લઈને જ વાદવિવાદ કરતા રહ્યા. કાશીનરેશ મહારાજા ઈશ્વરીપ્રસાદ નારાયણસિંહ આ શાસ્ત્રાર્થના અધ્યક્ષ હતા. અહીં એક દિવસ એક વ્યક્તિ સ્વામીજી પાસે ભોજન લઈને આવી. પરંતુ સ્વામીજી તો ભોજન કરી ચૂક્યા હતા. આથી પેલી વ્યક્તિએ અનુનય-વિનયપૂર્વક સ્વામીજીને વિનંતી કરી કે, ભોજન

નહિ તો આ પાનનું બીડું તો આપ જરૂર સ્વીકાર કરો. સ્વામીજીએ પાનનું બીડું હાથમાં લઈને ખોલ્યું ત્યાં તો પેલી વ્યક્તિ ત્યાંથી ભાગવા માંડી. જ્યારે આ પાનનું હોસ્પિટલમાં પરીક્ષણ કરવામાં આવ્યું તો તેમાં ઝેર હોવાનું સિદ્ધ થયું.[૧] કાશી નિવાસ દરમિયાન જ સ્વામીજી એક વાર મુગલસરાય જઈને ત્યાંના રેલવે કર્મચારીઓને સંબોધિત કરી ચૂક્યા હતા. દીનાનાથ ગંગોપાધ્યાય નામના એક સજ્જને તેમને અહીં આમંત્રિત કર્યા હતા. લગભગ ચાર મહિના સુધી કાશીમાં રહીને સ્વામી દયાનંદે ૨૬ જાન્યુઆરી ૧૮૭૦ના રોજ પ્રયાગ માટે પ્રસ્થાન કર્યું.

**ત્રીજી યાત્રા :**

મિરજાપુરથી ગંગાતટ પર વિચરતાં વિચરતાં સ્વામીજી ચૈત્ર શુક્લ પક્ષ વિ.સં. ૧૯૨૯ (સન ૧૮૭૦)માં ત્રીજી વાર કાશી પધાર્યા. આ વખતે તેમનો નિવાસ દુર્ગાકુંડ પાસે આવેલા માધોલાલ રઈસના બાગમાં હતો. તેઓ પહેલાંની જેમ જ મૂર્તિપૂજા વગેરે અવૈદિક પ્રથાઓનું બેધડક ખંડન કરતા રહ્યા. તેમણે પૌરાણિક પંડિતોને શાસ્ત્રાર્થ માટે આમંત્રણ આપ્યું અને આ વિશેનું એક વિજ્ઞાપન પ્રકાશિત કરાવીને મંદિરો તથા નગરનાં અન્ય સાર્વજનિક સ્થાનો પર ચોંટાવડાવ્યું. પરંતુ કાશીના કોઈ પણ પંડિતે શાસ્ત્રાર્થ માટે તેમની સામે આવવાની હિંમત ન કરી. સ્વામીજી હવે ઈશ્વર, જીવ અને પ્રકૃતિ - આ ત્રણ તત્ત્વોને અનાદિ માનવા માંડ્યા હતા અને શાંકર અદ્વૈતમત પરથી તેમની નિષ્ઠા ઊડી ગઈ હતી. આથી તેમણે અહીં શાંકર વેદાંતનું વિશદ ખંડન કરતો ‘અદ્વૈતમતખંડન’ નામનો એક લઘુ ગ્રંથ સંસ્કૃતમાં લખ્યો. સ્વામીજીના જીવનચરિતમાં આ વિશે લખ્યું છે :

> સ્વામી શંકરાચાર્ય દ્વારા પ્રવર્તિત નવીન વેદાંત ‘બ્રહ્મ સત્ય જગન્મિથ્યા જીવો બ્રહ્મૈવ નાપરઃ’ હિંદુઓના પ્રાયઃ મોટા મોટા વિદ્વાનોની વિશ્વાસભૂમિ છે; અને સૌ કોઈ જાણે છે કે તેના સમર્થનમાં સ્વામી શંકરાચાર્ય અને તેમના અનુયાયીઓએ અનેક તર્કો અને યુક્તિઓની જાળ રચી રાખી છે; અને તેની સિદ્ધિમાં મોટા મોટા ગ્રંથો રચવામાં આવ્યા છે, જેની પર ઉચ્ચ કોટિના સૂક્ષ્મદર્શી વિદ્વાનોએ પોતાનું પાંડિત્ય સમાપ્ત કરી નાખ્યું છે અને જેની સુરક્ષા માટે તર્કો અને યુક્તિઓનો સુદૃઢ કિલ્લો ઊભો કરી દેવામાં આવ્યો છે. આ જ યુક્તિઓની મદદથી સ્વામી શંકરાચાર્યે અનેક જૈન તથા બૌદ્ધ દાર્શનિકોને શાસ્ત્રાર્થમાં પરાસ્ત કરીને અનેક રાજા-મહારાજાઓને પોતાના અનુયાયી બનાવીને ભારતમાં જૈન તથા બૌદ્ધ મતોને લગભગ નષ્ટ કરી દીધા હતા. આ વખતે મહર્ષિ દયાનંદે આ જ કિલ્લા પર ગોળા વરસાવ્યા અને તેના ખંડનમાં ‘અદ્વૈતમતખંડન’[૨] નામનું પુસ્તક લખી પ્રકાશિત કર્યું.[૩]

---

૧. લેખરામ (પંડિત), મહર્ષિ દયાનંદ સરસ્વતી કા જીવનચરિત્ર, પાન ૧૫૨.

૨. ‘અદ્વૈતમતખંડન’ અનુપલબ્ધ છે.

૩. દેવેન્દ્રનાથ મુખોપાધ્યાય, મહર્ષિ દયાનંદ સરસ્વતી કા જીવનચરિત, પાન ૧૯૭.

હિંદીના પ્રસિદ્ધ સાહિત્યકાર ભારતેન્દુ હરિશ્ચંદ્રે સ્વામીજીનો આ ગ્રંથ પોતાના દ્વારા સંપાદિત 'કવિવચનસુધા' પત્રિકાના ૧૩ જૂન અને ૧૨ જુલાઈ ૧૮૭૦ના અંકોમાં ધારાવાહિક પ્રકાશિત કર્યો. સ્વામીજી આ વખતે અહીં અઢી મહિના જેવું રોકાયા.[૪]

કાશીના ઑનરરી મૅજિસ્ટ્રેટ લાલા માધોદાસના ઉદ્યાનમાં સ્વામીજીનો ઊતારો હતો. એક દિવસ માધોદાસ રાજાને મળવા ગયા. રાજાના મુખ્ય પંડિત તારાચરણ તર્કરત્ન પણ ત્યાં હાજર હતા. તેમણે માધોદાસને કહ્યું કે, તમે દયાનંદને તમારા બંગલામાં ઊતારો આપીને તમારા બંને લોક નષ્ટ કર્યા છે. તમારું તો મોં જોવામાં પણ પાપ છે. જો ભલું ઈચ્છતા હો તો જાઓ, જઈને તમારા સેવકોની મદદ લઈને એ દયાનંદને બહાર કાઢી મૂકો. આ જ તમારા આ પાપનું પ્રાયશ્ચિત છે. માધોદાસે ઉત્તર આપ્યો કે, હું તમારી સાથે શાસ્ત્રાર્થ કરવા નથી આવ્યો. અને જો તમારે શાસ્ત્રાર્થ કરવો હોય તો સમય નિશ્ચિત કરીને મારા બંગલે આવો. બાકી મારે તમારી સાથે કંઈ લેવાદેવા નથી.[૫]

**ચોથી યાત્રા :**

સ્વામીજીનું કાશીમાં ચોથી વાર આગમન ફાગણ વદ છઠ વિ.સં. ૧૯૨૮ (૧ માર્ચ ૧૮૭૨)ના રોજ થયું. તેઓ લાલા માધવદાસના નાના ભાઈ લાલા મધુસૂદનદાસના બાગમાં ઊતર્યા. તેઓ હજુ સુધી માત્ર કૌપીન જ પહેરતા હતા અને સંસ્કૃત જ બોલતા હતા. સ્વામીજી અહીં ૧૬ એપ્રિલ (ચૈત્ર સુદ આઠમ) સુધી રોકાયા. આમ આ વખતે સ્વામીજી પૂરો દોઢ મહિનો કાશીમાં રહ્યા. તેઓ અહીં મૂર્તિપૂજા વગેરે પાખંડોનું ખંડન અને વૈદિક ધર્મનો ઉપદેશ કરતા રહ્યા. પહેલાંની જેમ પંડિતોને શાસ્ત્રાર્થ માટે આહૂત કર્યા, પરંતુ કોઈ સામે આવ્યું નહિ. અત્યાર સુધી સ્વામીજીનાં પ્રવચનો સંસ્કૃત ભાષામાં જ થતાં હતાં, કારણ કે હજુ સુધી હિંદી ભાષા પર તેમનો અધિકાર થયો ન હતો. હવે તેમણે કલકત્તા તરફ જવાનો નિશ્ચય કર્યો. ત્યારે કલકત્તા દેશની રાજધાની હતું અને

---

૪. લખનૌથી પ્રકાશિત થતી 'રાષ્ટ્રધર્મ' નામની પત્રિકાના જુલાઈ ૨૦૧૦ના અંકમાં સ્વામી દયાનંદના સમકાલીન કાશીનિવાસી તૈલંગ સ્વામીના એક કપોલકલ્પિત પત્રની કથા ઉપજાવી કાઢતો એક પાંચ પાનાંનો લેખ પ્રકાશિત થયો હતો. આ લેખમાં એવી મિથ્યા વાત લખવામાં આવી હતી કે તૈલંગ સ્વામીએ સ્વામી દયાનંદને એક પત્ર લખ્યો. એ પત્રમાં શું લખ્યું હતું એ તેમના અને સ્વામી દયાનંદ સિવાય ત્રીજા કોઈને ખબર નથી. પરંતુ એ પત્ર વાંચતાં જ સ્વામી દયાનંદ તરત જ કાશી છોડીને ચાલ્યા ગયા. પ્રા. રાજેન્દ્ર 'જિજ્ઞાસુ'એ 'રાષ્ટ્રધર્મ'ના આ ભ્રામક લેખનો પ્રતિવાદ કરતો એક લેખ 'મહર્ષિ દયાનંદજી પર નયા પ્રહાર' લખ્યો, જે 'પરોપકારી' પાક્ષિકના નવેમ્બર ૨૦૧૦નો બીજા અંકમાં પ્રકાશિત થયો. આ પંક્તિઓના લેખકે (ભાવેશ મેરજાએ) 'રાષ્ટ્રધર્મ'ના સંપાદકને ૨૨.૧૧.૨૦૧૦ના રોજ એક પત્ર લખી તેમાં પ્રકાશિત થયેલા આ ભ્રામક લેખ બાબતે વિરોધ નોંધાવ્યો અને તેની પોકળતા સિદ્ધ કરતા પ્રા. રાજેન્દ્ર 'જિજ્ઞાસુ'ના ઉપર્યુક્ત લેખની ફોટોકોપી પણ એ સાથે મોકલી. આ ઉપરાંત આ વિશે એક લેખ અંગ્રેજીમાં લખી એ અનેક સંભ્રાન્ત વ્યક્તિઓને પહોંચાડ્યો.

૫. લેખરામ (પંડિત), મહર્ષિ દયાનંદ સરસ્વતી કા જીવનચરિત્ર, પાન ૧૭૩-૧૭૪.

બંગાળના સુધારકોની પ્રવૃત્તિઓનું મુખ્ય કેન્દ્ર હતું. ૧૮૬૯માં કાશી શાસ્ત્રાર્થ સમયે બૅરિસ્ટર ચંદ્રશેખર સેન સ્વામીજીને મળ્યા હતા. તેઓ બ્રહ્મસમાજી હતા. તેમણે સ્વામીજીને કલકત્તા આવવાનું કહ્યું હતું. ૧૮૭૦ના પ્રયાગના માઘી કુંભમાં બ્રહ્મસમાજના અગ્રણી દેવેન્દ્રનાથ ટાગોર (કવિવર રવીન્દ્રનાથના પિતાજી) સ્વામીજીને મળ્યા હતા ત્યારે તેમણે પણ સ્વામીજીને કલકત્તા આવવાનું આમંત્રણ પાઠવ્યું હતું. આથી સ્વામીજી પણ ત્યાંના સુધારક વર્ગની સાથે વિચાર-વિમર્શ કરવા ઇચ્છતા હતા.

**પાંચમી યાત્રા :**

૧૮૭૪ના મે મહિનામાં સ્વામીજી પાંચમી વાર કાશી પધાર્યા અને રામપ્રસાદ ઉદાસીનના બાગમાં ઊતર્યા. આ વખતે તેમની સાથે બે-ત્રણ બેગ હતી જેમાં પુસ્તકો તથા વસ્ત્રો ભર્યાં હતાં અને સાથે એક નોકર પણ હતો.[૬] પંડિત જવાહરદાસ ઉદાસીન સ્વામીજીને મળવા આવ્યા તો જોયું કે સ્વામીજીનાં વ્યક્તિત્વ અને કાર્યપ્રણાલીમાં ખાસ્સુ પરિવર્તન આવી ગયું છે. પહેલાં તો સ્વામીજી માત્ર કૌપીન જ પહેરતા હતા, પરંતુ આ વખતે તો તેમણે ઉત્તરીય તથા પાગડી ધારણ કર્યાં છે. પહેલાં તો સ્વામીજી માત્ર સંસ્કૃત જ બોલતા હતા, પરંતુ હવે તેમણે હિંદીમાં બોલવાનું શરૂ કર્યું છે. સ્વામીજીના પ્રચાર તંત્રમાં પણ પરિવર્તન જોવા મળ્યું : હવે તેઓ વ્યાખ્યાનો તથા ગ્રંથ લેખન દ્વારા પોતાના વિચારોને પ્રસારિત કરવા પર વધારે ધ્યાન આપી રહ્યા છે. જ્યારે જવાહરદાસે આ વિશે જિજ્ઞાસા કરી તો સ્વામીજીએ જણાવ્યું કે, હું હવે સમાજના જુદા જુદા વર્ગોને સંબોધિત કરું છું. મારો સંપર્ક હવે પંડિતો અને શાસ્ત્રીઓ પૂરતો જ મર્યાદિત નથી રહ્યો. ઘણી વાર હું સંસ્કૃતમાં કંઈક કહું છું અને પંડિતો જનતાને તેનાથી કંઈક જુદો જ અથવા ઊલટો અભિપ્રાય સમજાવે છે. આથી હું જનસામાન્યની સમજમાં આવે એવી ભાષાનો પ્રયોગ કરવા ઇચ્છું છું. આજે બપોર પછી હું સંસ્કૃતને બદલે આર્યભાષા હિંદીમાં બોલવાની શરૂઆત કરીશ. તદનુસાર સ્વામીજીએ એ દિવસનું ભાષણ હિંદીમાં કર્યું. હજુ સુધી તેમનો હિંદી પર પૂરો અધિકાર ન હતો. આથી આ વ્યાખ્યાનમાં કેટલાંક વાક્યો તો સંસ્કૃતમાં જ નીકળી જતાં હતાં. પરંતુ બાદમાં સ્વામીજીએ બહુ જ અલ્પ સમયમાં હિંદી પર અસાધારણ અધિકાર પ્રાપ્ત કરી લીધો. સ્વામીજીની પ્રેરણાથી જવાહરદાસે કાશીમાં વૈદિક પાઠશાળા સ્થાપિત કરી હતી. આ વખતે તેમાં વૈદિક વિષયોના અધ્યાપનનો આરંભ કરાવવામાં આવ્યો. પંડિત ગણેશ શ્રોત્રિયને વેદના અધ્યાપક નિયુક્ત કરવામાં આવ્યા. આ પાઠશાળા પહેલાં કેદારઘાટ પર હતી. હવે તેને સ્થાનાંતરિત કરીને દશાશ્વમેધ ઘાટ પર લઈ જવામાં આવી. કાશીના ‘કવિવચનસુધા’ અને પટનાના ‘બિહારબંધુ’ વગેરેમાં આ પાઠશાળા વિષયક સૂચનાઓ પ્રકાશિત કરવામાં આવી. મુરાદાબાદ નિવાસી રાજા જયકૃષ્ણદાસ અહીં

---

૬. દેવેન્દ્રનાથ મુખોપાધ્યાય, મહર્ષિ દયાનંદ સરસ્વતી કા જીવનચરિત, પાન ૨૫૬.

ડેપ્યુટી કલેક્ટર હતા. તેઓ સ્વામીજીની વિચારધારાથી અત્યંત પ્રભાવિત હતા. તેમણે એક દિવસ સ્વામીજીને પ્રાર્થના કરી :

> ભગવન્ ! આપના ઉપદેશ-અમૃતનો લાભ ફક્ત એ જ લોકો ઉઠાવી શકે છે, જેઓ આપનાં વ્યાખ્યાન સાંભળવા આવે છે. પરંતુ જે લોકોને આપના મુખારવિંદથી સાક્ષાત્ ઉપદેશ શ્રવણ કરવાનું સૌભાગ્ય પ્રાપ્ત નથી થતું, તેઓ તો વંચિત જ રહી જાય છે. જો આપ આપનાં વ્યાખ્યાનો અને સિદ્ધાંતો લિપિબદ્ધ કરી આપો અને પછી તેને ગ્રંથ રૂપે પ્રકાશિત કરવામાં આવે, તો લોકોનું બહુ જ ભલું થશે. આથી આપના ઉપદેશો પણ ચિરસ્થાયી થશે અને ભારતનાં ભાવિ સંતાનો પણ એ ગ્રંથનો લાભ ઉઠાવી શકશે.[૭]

રાજા જયકૃષ્ણદાસની આ પ્રાર્થના સાંભળી સ્વામીજીએ સત્યાર્થપ્રકાશ લખવાનો તત્કાળ નિર્ધાર કર્યો. સ્વામીજી બોલતા જતા હતા અને પંડિત ચંદ્રશેખર નામના એક મહારાષ્ટ્રીય લહિયા એ મુજબ લખતા જતા હતા. આ કાર્ય ૧૨ જૂન ૧૮૭૪ના રોજ આરંભ થયું. દયાનંદ અસાધારણ સંસ્કૃતજ્ઞ હતા, પરંતુ સત્યાર્થપ્રકાશ લખાવ્યો તે સમયે હિંદી ભાષા પર તેમણે પૂરો અધિકાર પ્રાપ્ત કર્યો ન હતો. છતાંય ફક્ત અઢી-ત્રણ મહિનામાં તેમણે સંપૂર્ણ સત્યાર્થપ્રકાશ હિંદીમાં લખાવી દીધો. આ વિશ્વ-પ્રસિદ્ધ ગ્રંથનું ૪૦૭ પાનાંનું પ્રથમ સંસ્કરણ કાશીના મુંશી હરવંશલાલના 'સ્ટાર પ્રેસ'માં છપાઈને ૧૮૭૫માં પ્રકાશિત થયું. આ ગ્રંથનાં મુદ્રણ, પ્રૂફ-સંશોધન તેમ જ પ્રકાશનમાં ઉતાવળમાં કરવામાં આવી હતી અને એ બધું સ્વામીજીની દેખરેખમાં પણ થઈ શક્યું નહોતું. આ પ્રથમ સંસ્કરણના પ્રકાશક રાજા જયકૃષ્ણદાસ હતા અને તેમના જ અધિકારમાં તેનું મુદ્રણ - પ્રકાશન વગેરે થયું હતું. આથી તેમાં મુદ્રણ સંબંધી તથા બીજી કેટલીક નાની-મોટી ત્રુટિઓ રહી ગઈ હતી. આમ સત્યાર્થપ્રકાશનું લેખનકાર્ય અહીં કાશીમાં જ આરંભ થયું હતું. કાશીના આ વખતના નિવાસકાળ દરમિયાન સ્વામીજીને અન્ય મતાવલંબી પ્રતિષ્ઠિત વ્યક્તિઓને મળવાનો પણ અવસર મળ્યો. પાદરી હૂપર સાથે તેમણે ખ્રિસ્તી મત વિશે વાર્તાલાપ કર્યો. મુસ્લિમ નવજાગરણના સૂત્રધાર સર સૈયદ અહમદ ખાં તો સ્વામીજીના પૂર્વ પરિચિત હતા. તેઓ ત્યારે અહીં સબ જજના પદ પર કાર્યરત હતા. તેમના બંગલા પર જ સ્વામીજીએ વેદોના અપૌરુષેયત્વ પર એક વ્યાખ્યાન આપ્યું. તેમની પ્રેરણાથી સ્વામીજી કાશીના તત્કાલીન કલેક્ટર શેક્સપિયરને મળ્યા અને તેમના જ દ્વારા કાશીનરેશને પણ મળ્યા. મહારાજાએ ગાડી મોકલી અને ત્યારે કામાક્ષા દેવીવાળા બાગમાં બેઠકની બાજુમાં સ્વામીજી સાથે મુલાકાત થઈ. મહારાજાએ સ્વામીજીનો ખૂબ જ સત્કાર કર્યો અને ભેટ્યા. લાલા માધોદાસ પણ ત્યાં હાજર હતા. તેમણે પંડિત લેખરામને જણાવ્યું હતું કે, આ વખતે જ્યારે મહારાજા મારી સામે સ્વામીજીને ભેટ્યા ત્યારે પંડિત તારાચરણ પણ હાજર હતા. આથી મારાથી રહેવાયું નહિ. મેં તારાચરણને કહ્યું કે, ઈશ્વરનો ધન્યવાદ છે, આજે મારા

૭. યુધિષ્ઠિર મીમાંસક, ઋષિ દયાનંદ સરસ્વતી કે ગ્રંથોં કા ઈતિહાસ, પાન ૨૧.

બંને લોક સુધરી ગયા. તમે મને જેમનાથી દૂર રહેવાનું કહેતા હતા તેમના મહારાજા તથા તમે બંને અનુયાયી થઈ ગયા ! આ સાંભળીને તારાચરણ બહુ જ લજ્જિત થયા.[૮]

સાધુ જવાહરદાસે જીવનચરિત્રકાર પંડિત લેખરામને જણાવ્યું હતું :

> જ્યારે મહારાજા કાશીનરેશે કે જેમણે સં. ૧૯૨૬ (સન ૧૮૬૯)માં શાસ્ત્રાર્થ સમયે સ્વામીજીનો વિરોધ કર્યો હતો અને તાલીઓ પાડીને તેમનો અપયશ કર્યો હતો, તેમણે સ્વામીજીને રાજમહેલ લઈ આવવા માટે બગી ગાડી મોકલી. સ્વામીજીએ મને પૂછ્યું કે, હું જાઉં કે ન જાઉં ? મેં કહ્યું કે, આપ ના જશો. તેમણે પૂછ્યું કે, કેમ ? મેં કહ્યું કે, રાજા ધર્મભીરુ છે. એ દિવસે શાસ્ત્રાર્થમાં તેમણે તાલીઓ પાડીને જે અપરાધ કર્યો હતો તેનું હવે પ્રાયશ્ચિત કરવા માંગે છે. તેઓ આપને પ્રસન્ન કરવા માંગે છે. આથી એ દિવસે તો સ્વામીજી ન ગયા. પરંતુ બીજે દિવસે ફરી બગી ગાડી આવી અને સાથે છડીદાર (ચોબદાર) પણ સ્વામીજીને આમંત્રિત કરવા આવ્યા. આથી સ્વામીજી પોતાના સ્વભાવ અનુસાર ચાલ્યા ગયા. રાજાએ સ્વામીજીનો બહુ જ સત્કાર કર્યો. સ્વામીજીને સુવર્ણના સિંહાસન પર બેસાડ્યા. 'હું મારા અપરાધ બદલ ક્ષમા માંગું છું. આપ ચાહો તેનું ખંડન કરી શકો છો.' - આમ કહીને રાજાએ ક્ષમા માંગી. થોડીવાર બાદ સ્વામીજીએ વિદાય લીધી. રાજાએ એકાદ મણ જેટલી મીઠાઈ સ્વામીજીના ઊતારે મોકલી આપી. સ્વામીજીએ આ મીઠાઈ લોકોમાં વહેંચી દીધી.[૯]

સ્વામી વેદાનંદ તીર્થે આ વિશે લખ્યું છે :

> કાશી શાસ્ત્રાર્થ બાદ કાશીનરેશને પોતાના કુકૃત્ય પર ખેદ થયો. તેમણે સ્વામીજીની ક્ષમા માંગી. અને સાથે સાથે એક પ્રાર્થના પણ કરી કે, આપ મૂર્તિપૂજાનું ખંડન છોડી દો. અમે લોકો આપને સાક્ષાત્ કાશી વિશ્વનાથ માની લઈશું અને એવી ઘોષણા પણ કરી દઈશું. મૂર્તિપૂજાના કટ્ટર વિરોધીને કેવું પ્રબળ પ્રલોભન આપવામાં આવી રહ્યું છે ! પરંતુ ધન્ય છે દયાનંદ ! ઋષિ રાજાના આ પ્રલોભનમાં ન આવ્યા. તેમણે રાજાને સ્પષ્ટ શબ્દોમાં કહ્યું કે, હું મૂર્તિપૂજા સાથે કોઈ પણ જાતનું સમાધાન કરી શકતો નથી.[૧૦]

સાધુ જવાહરદાસે સ્વામીજીના આદ્ય જીવનચરિતકાર દેવેન્દ્રનાથ મુખોપાધ્યાયને જણાવ્યું હતું :

> સ્વામીજી વ્યાકરણમાં વ્યુત્પન્ન હતા. અષ્ટાધ્યાયી અને મહાભાષ્ય પર તેમનો પૂર્ણ અધિકાર હતો. તેઓ ખંડનમંડનની કળામાં પણ નિપુણ હતા. પોતાની

---

૮. લેખરામ (પંડિત), મહર્ષિ દયાનંદ સરસ્વતી કા જીવનચરિત્ર, પાન ૧૭૩-૧૭૪.

૯. એજન, પાન ૧૭૪.

૧૦. વેદાનંદ તીર્થ, ઋષિ બોધ કથા, પાન ૬૧.

અદ્વિતીય માનસિક શક્તિના જોરે તેઓ જે કોઈ સિદ્ધાંતનું ખંડન કરતા તેનો કોઈ પણ રીતે પ્રતિવાદ કરવાનું લોકો માટે અસંભવ થઈ જતું. તેમનામાં આ શક્તિ અખંડ બ્રહ્મચર્યના કારણે આવી હતી. બ્રહ્મચર્યના સંબંધમાં તો તેમના પરમ શત્રુઓ પણ તેમના પર દોષારોપણ કરવામાં અસમર્થ હતા.[૧૧]

**છઠ્ઠી યાત્રા :**

સ્વામીજી ૨૭ મે ૧૮૭૬ (જેઠ સુદ ૧૪, સં. ૧૯૩૩)ના રોજ છઠ્ઠી વાર કાશી પધાર્યા અને ઉત્તમગિરિના બાગમાં ઊતર્યા. તેમણે વેદભાષ્યના લેખનમાં ઉપયોગી થઈ શકે તેવા સંદર્ભ ગ્રંથોનો સંગ્રહ કર્યો. વેદભાષ્યના કાર્યમાં સહાયતા મળી રહે એ માટે પંડિત ભીમસેનને ફરુખાબાદથી બોલાવ્યા. વેદભાષ્ય અને ઋગ્વેદાદિભાષ્યભૂમિકાના મુદ્રણ માટે કાશીના લાજરસ પ્રેસના પ્રબંધકો સાથે વાતચીત કરી. સ્વામીજી ત્રણેક મહિના કાશીમાં જ રહ્યા, પરંતુ કાશીના એક પણ પંડિતે સ્વામીજી સાથે શાસ્ત્રાર્થ કરવાની હિંમત ન કરી. ૧૮૬૯ના શાસ્ત્રાર્થનો આવો અમિટ પ્રભાવ પડ્યો હતો.

**સાતમી યાત્રા :**

ત્રણેક સપ્તાહ દાનાપુરમાં પસાર કરીને સ્વામી દયાનંદ સંવત ૧૯૩૬ના કારતક સુદ સાતમ અને ગુરુવાર (૨૦ નવેમ્બર ૧૮૭૯)ના રોજ સાતમી વાર કાશી પધાર્યા. આ વખતે તેમનો નિવાસ મહારાજા વિજયનગરના આનંદબાગમાં રહ્યો. અહીં રોકાવાની વ્યવસ્થા લાજરસ પ્રેસના માલિક લાજરસ સાહેબે કરી હતી. આ સ્થાન મહમૂદગંજની નજીક છે. કાશી પહોંચતાં વેંત જ સ્વામીજીએ પોતાના શિષ્ય પંડિત ભીમસેન શર્માના નામે એક વિજ્ઞાપન પ્રકાશિત કરાવ્યું, જેમાં તેમણે પોતાના મતની સ્થાપના કરીને ધર્મ-જિજ્ઞાસુઓને સત્ય-અસત્ય અને ધર્મ-અધર્મનો નિર્ણય કરવા માટે આહૂત કર્યા. આ વિજ્ઞાપન નીચે મુજબ હતું :

**विज्ञापनपत्र**

**॥ ओ३म् नमः सर्वशक्तिमते परमेश्वराय ॥**

**॥ प्रथमं विज्ञापनपत्रमिदम् ॥**

**सर्वान् सज्जनाम् प्रतीदं विज्ञाप्यते सम्प्रति दयानन्दसरस्वतीस्वामिनः श्रीयुतमहाराजविजयनगराधिपतेरानन्दारामे निवसन्ति। यैर्वेदानांमतमङ्गीकृत्य तद्विरुद्धं किंञ्चिदपि नैव मन्यते । किन्तु यानीश्वरगुणकर्मस्वभाववेदोक्तेभ्यः सृष्टिक्रमात्प्रत्यक्षादिप्रमाणेभ्यः आप्ताचारसिद्धान्तात् स्वात्मपवित्रता-सुविज्ञानतश्च विरुद्धत्वात्पाषाणादिमूर्तिपूजा, जलस्थलादौ पापनिवारणशक्तिः, व्यासमुन्यादिभिरप्रणीतास्तन्नामव्याजेन प्रसिद्धीकृता नवीना व्यर्थपुराणादिसंज्ञा**

૧૧. દેવેન્દ્રનાથ મુખોપાધ્યાય, મહર્ષિ દયાનંદ સરસ્વતી કા જીવનચરિત, પાન ૨૬૧.

ब्रह्मवैवर्त्तादयो ग्रन्था:, परमेश्वरस्यावतारा:, सपुत्रो[१२] भूत्वा स्वविश्वासिनां पापानि क्षमित्वा मुक्तिं प्रददाति, उपदेशाय स्वमित्रं भूमौ प्रेषितवान्, पर्वतोत्थापन-मृतकसंजीवन-चन्द्रखण्डनाकारणकार्योत्पत्तिस्वीकरणानीश्वरवाद-जीवब्रह्मणो: स्वरूपैक्यादीनि, कण्ठीतिलकरुद्राक्षादिधारणम्, शैवशाक्तवैष्णवगाणपतादयो नवीना: सम्प्रदायादयश्च निराकर्त्तुमर्हाणि सन्ति, तानि खण्ड्यन्ते ॥

अतोऽत्र यस्य कस्यचिद्वेदादिसत्यशास्त्रार्थविज्ञाने प्रवीणस्य सभ्यस्य शिष्टस्याप्तस्य विदुषो विप्रतिपत्ति: स्वमतस्थापने परमतखण्डने च सामर्थ्यं वर्तते, स स्वामिभि: सह शास्त्रार्थं कृत्वैतेषां मण्डनाय प्रवर्तेत नेतर: खलु ।

इह शास्त्रार्थे वेदा मध्यस्था भविष्यन्ति । एतेषामर्थनिश्चयाय ब्रह्मादिजैमिनिपर्य्यन्तैर्मु-निभिर्निर्मिता ऐतरेयब्राह्मणादिपूर्वमीमांसापर्यन्ता आर्षा वेदानुकूला वादिप्रतिवाद्युभयसम्मता ग्रन्था मन्तव्याश्च । येऽत्र सभासदो भवेयुस्तेऽपि पक्षपातविरहा धर्मार्थकाममोक्षपदार्थस्वरूपसाधनाभिज्ञा: सत्यप्रिया असत्यद्वेषिणा: स्युर्नातो विपरीता: । यत् किंचित्पक्षिप्रतिपक्षिभ्यामुच्येत तत्सर्वं त्रिभिरभिलैर्थैर्लेखकैर्लिपीकृतं भवेत् । स्वस्वलेखान्ते वादिप्रतिवादिनौ सम्मत्यर्थं स्वहस्ताक्षरै: स्वस्वनाम लिखेताम्, ये च मुख्या: सभासद: । एतत्कृत्वैकदिनलेखसिद्धं पुस्तकमेकं वादिने, द्वितीयं प्रतिवादिने देयं, तृतीयं च सर्वसम्मत्या कस्यचित्प्रतिष्ठितस्य राजपुरुषस्य सभायां स्थापितं भवेद्यत: कश्चिदप्यन्यथा कर्तुं न शक्नुयात् ।

यद्येवं सति काशीनिवासिनो विद्वांस: सत्यानृतयोर्निश्चयं न कुर्य्युस्तह्येषामतीव लज्जास्पदमस्तीति वेदितव्यम् । विदुषामयमेव स्वभावो यत्सत्यासत्ये निश्चित्य सत्यस्य ग्रहणमितरस्य परित्यागं कृत्वा कारयित्वा स्वेनान्यै: सर्वैर्मनुष्यैश्चा-नन्दितव्यमिति ।

## પ્રથમ વિજ્ઞાપન

ભાષાર્થ :

સર્વ સજ્જનોને જાણ કરવામાં આવે છે કે, હાલમાં પંડિત સ્વામી દયાનંદ સરસ્વતીજી મહારાજ કાશીમાં આવીને શ્રીયુત મહારાજા વિજયનગરના અધિપતિના મહમૂદગંજ પાસે આવેલા આનંદબાગમાં નિવાસ કરે છે. તેઓ વેદમતને ગ્રહણ કરે છે અને

૧૨. આ વિજ્ઞાપન 'ऋषि दयानंद सरस्वती के पत्र और विज्ञापन'ના પ્રથમ ભાગમાં પાન ૩૦૫-૬ પર આપવામાં આવ્યું છે. તેમાં આ મુજબની એક પાદટીપ સંસ્કૃતમાં આપવામાં આવી છે : पुत्रेण ईशुमसीहनाम्ना सहित: सपुत्र: । ईशुमसीहेन सह मिलित्वैव ईसाइमतानुयायिनामीश्वर: पापानि क्षन्तुं समर्थो भवति । भाषानुसारं तु 'तत्पुत्रो भूत्वा' इति पठनीयम् । तत्पुत्र = ईश्वरपुत्र इत्यर्थ: । અર્થાત્ ઈસા મસીહ નામના પુત્રસહિત હોવાથી સપુત્ર. ઈસા મસીહની સાથે મળીને જ ખ્રિસ્તી મતાનુયાયીઓનો ઈશ્વર પાપોને ક્ષમા કરવા સમર્થ થાય છે. ભાષા (હિંદી) અનુસાર તો 'तत्पुत्र' = ઈશ્વરપુત્ર એવો અર્થ થાય.

તેની વિરુદ્ધ કશુંય માનતા નથી. પરંતુ જે-જે વાતો ૧. ઈશ્વરનાં ગુણ-કર્મ-સ્વભાવ અને વેદોક્તથી ૨. સૃષ્ટિક્રમ ૩. પ્રત્યક્ષ વગેરે પ્રમાણ ૪. આપ્તોના આચાર અને સિદ્ધાંત તથા ૫. પોતાના આત્માની પવિત્રતા અને ઉત્તમ વિજ્ઞાન - આ પાંચથી વિરુદ્ધ હોય, એવી બધી વાતોનું તેઓ ખંડન કરે છે. જેમ કે, પાષાણાદિ મૂર્તિપૂજા; જળ અને સ્થળ વિશેષમાં પાપ નિવારણ કરવાની શક્તિ હોવાની માન્યતા; વ્યાસ મુનિ વગેરેનાં નામે છલથી પ્રસિદ્ધ કરવામાં આવેલા બ્રહ્મવૈવર્ત્ત વગેરે નવીન વ્યર્થ પુરાણ નામના ગ્રંથો; પરમેશ્વરના અવતારો માનવા, કોઈને ઈશ્વરનો બેટો માનવો અને તેને પોતાના વિશ્વાસુઓના પાપ ક્ષમા કરનાર - મુક્તિદાતા માનવો; ઉપદેશ આપવા માટે પોતાના મિત્રને પયગંબર બનાવીને પૃથ્વી પર મોકલવો; કોઈએ પર્વતો ઉઠાવ્યા, કોઈએ મૃતકોને પુનઃ જીવિત કર્યા, કોઈએ ચાંદાના ટુકડા કરી નાખ્યા એવું માનવું; કારણ વિના કાર્યની ઉત્પત્તિ માનવી; ઈશ્વરના અસ્તિત્વને જ ન માનવું; સ્વયંને બ્રહ્મ માની લેવું અર્થાત્ બ્રહ્મ સિવાય બીજી કોઈ વસ્તુ કે સત્તા નથી એવું માનવું, જીવ અને બ્રહ્મને અભિન્ન - એક માની લેવા; કંઠી, તિલક અને રુદ્રાક્ષ વગેરે ધારણ કરવાં; અને જે શૈવ, શાક્ત, વૈષ્ણવ, ગાણપત વગેરે સંપ્રદાયો છે - સ્વામીજી આ બધાંનું ખંડન કરે છે.

આથી જે કોઈ વેદ વગેરે શાસ્ત્રોના અર્થ જાણવામાં કુશળ, સભ્ય, શિષ્ટ, આપ્ત વિદ્વાનને આ વિષયમાં કંઈ વિરુદ્ધ જણાતું હોય અને જો તે પોતાના મતની સ્થાપના અને બીજા મતનું ખંડન કરવામાં સમર્થ હોય, તો તે સ્વામીજીની સાથે શાસ્ત્રાર્થ કરીને પૂર્વોક્ત વ્યવહારોનું સ્થાપન કરે. મનુષ્ય આનાથી વિરુદ્ધ બીજું કંઈ ક્યારેય નહિ કરી શકે.

આ શાસ્ત્રાર્થમાં મધ્યસ્થ તરીકે વેદ રહેશે. વેદાર્થનો નિશ્ચય કરવા માટે બ્રહ્માથી લઈને જૈમિનિ મુનિ સુધીનાએ રચેલા ઐતરેય બ્રાહ્મણથી લઈને પૂર્વમીમાંસા સુધીના જે વેદાનુકૂળ આર્ષ ગ્રંથો છે, તે વાદી અને પ્રતિવાદી બંને પક્ષોને માન્ય હોવાને કારણે સ્વીકારવામાં આવશે. આ સભામાં ફક્ત એવા જ સભાસદો હાજર રહેશે કે જેઓ પક્ષપાત રહિત; ધર્મ, અર્થ, કામ અને મોક્ષનાં સ્વરૂપ તથા સાધનોને ઠીક ઠીક જાણવાની ઈચ્છા ધરાવતા હોય અને સત્યની પ્રત્યે પ્રીતિ તથા અસત્યની પ્રત્યે દ્વેષ રાખનારા હોય. એ સિવાયના લોકો આ સભાના સભાસદ ન હોવા જોઈએ. બંને પક્ષવાળાઓ જે કંઈ કહેશે તે બધું તરત જ ત્રણ લેખકો લખતાં જશે. વાદી અને પ્રતિવાદી પોતપોતાના લેખ પર પોતપોતાના નામ સહિત હસ્તાક્ષર કરશે અને જે મુખ્ય સભાસદ હશે તેઓ પણ બંનેના લેખો પર પોતાના હસ્તાક્ષરો કરશે. આ ત્રણ પુસ્તકો - લિખિત વક્તવ્યોમાંથી એક વાદીને આપવામાં આવશે, બીજું પ્રતિવાદીને આપવામાં આવશે અને ત્રીજું સર્વ સભાની સંમતિથી કોઈ પ્રતિષ્ઠિત રાજપુરુષની સભામાં સુરક્ષિત રાખવામાં આવે કે જેથી કોઈ અન્યથા - ગરબડ ન કરી શકે.

આ મુજબની વ્યવસ્થા પ્રસ્તુત કરી છે. તેમ છતાંય જો કાશીના વિદ્વાનો સત્ય-અસત્યનો નિર્ણય કરીને બીજાઓને પણ એ ન કરાવે, તો એ તેમના માટે અત્યંત લજ્જાસ્પદ વાત ગણાશે; કારણ કે વિદ્વાનોનો તો સ્વભાવ જ એવો હોય છે કે સત્ય-અસત્યને બરાબર જાણીને સત્યને ગ્રહણ કરવું અને અસત્યનો પરિત્યાગ કરવો અને બીજાઓને એમ કરાવીને સ્વયં આનંદમાં રહેવું અને બીજાઓને પણ આનંદમાં રાખવા.

ઉપરોક્ત વિજ્ઞાપનની સાથે સાથે એક બીજું વિજ્ઞાપન પણ છાપવામાં આવ્યું હતું, જે આ મુજબ હતું :

### બીજું વિજ્ઞાપન

સ્વામીજીને છ પુરુષોની જરૂર છે :

૧. વેદ-વેદાંગ, નિઘંટુ, નિરુક્ત, વ્યાકરણ, મીમાંસા વગેરે શાસ્ત્રોમાં નિપુણ, શુદ્ધ લખી શકનાર, પૂર્વાપર શબ્દ, અર્થ અને સંબંધનો વિચાર કરીને શુદ્ધ-અશુદ્ધને જાણીને શુદ્ધ કરનાર તથા ભાષા વ્યાકરણ અનુસાર સંસ્કૃતમાંથી સુંદર ભાષા રચનાર વિદ્વાન.

૨. વ્યાકરણમાં નિપુણ, ઝડપથી લખી શકનાર અને પૂર્વોક્ત મુજબ સંસ્કૃતમાંથી ઠીક ઠીક ભાષા કરનાર.

૩. ભૂલ વગર અને ઝડપથી લેખન કાર્ય કરનાર.

૪. રસોઈ બનાવવામાં ખૂબ જ ચતુર હોય તેવો બ્રાહ્મણ.

૫. ચતુર સેવક - ભોઈ, કાછિયો, કણબી કે ખેડૂત.

૬. નાગરી, અંગ્રેજી અને ઉર્દૂ ભાષા લખી તથા વાંચી શકનાર.

આ છ પુરુષોને તેમની યોગ્યતા અનુસાર માસિક વેતન આપવામાં આવશે અને તેમની પાસેથી યથાયોગ્ય કામ લેવામાં આવશે. જે કોઈ પોતાને આ કામ માટે યોગ્ય સમજતા હોય તેઓ ઉપર લખેલા સ્થાને જઈને સ્વામીજીને મળીને પ્રબંધ કરી શકે છે.

સંવત ૧૯૩૬ માગસર વદ ત્રીજ, સોમવારના રોજ મેં આ લખ્યું છે.

હસ્તાક્ષર

**પંડિત ભીમસેન શર્મા**

*Printed At The Medical Hall Press, Benares:- 3.12.1879 - 200*
*(પ્રિન્ટેડ એટ ધી મેડિકલ હૉલ પ્રેસ, બનારસઃ - ૩.૧૨.૧૮૭૯ - ૨૦૦ નકલ)*[૧૩]

---

૧૩. ભગવદ્દત્ત (સંપાદક), ઋષિ દયાનંદ સરસ્વતી કે પત્ર ઔર વિજ્ઞાપન', ભાગ ૧, પાન ૩૦૮-૩૦૯.

**ત્રીજું વિજ્ઞાપન**

દરરોજ સાંજના ચારથી રાતના દસ વાગ્યા સુધી સ્વામીજીનો સૌને મળવાનો તથા વાર્તાલાપ કરવાનો સમય રહે છે.

હસ્તાક્ષર

**પંડિત ભીમસેન શર્મા**

*દશાશ્વમેધ આર્ય યંત્ર (યંત્રાલય)માં મુદ્રિત.*[૧૪]

સ્વામીજીના પ્રથમ વિજ્ઞાપને કાશીમાં ખળભળાટ મચાવી દીધો, કારણ કે આ વિજ્ઞાપનમાં ખૂબ જ સ્પષ્ટ જણાવવામાં આવ્યું હતું કે, જો હજુ પણ કાશીના વિદ્વાનો તેમની સમક્ષ આવીને સત્ય-અસત્યનો નિર્ણય કરીને પોતાના પક્ષનું પ્રતિપાદન નહિ કરે તો એ વાત તેમના માટે ખૂબ જ લજ્જાસ્પદ ગણાશે. પરંતુ સ્વામીજીનું આ વિજ્ઞાપન વાંચીને પણ કાશીના પંડિતો શાસ્ત્રચર્ચા માટે તૈયાર ન જ થયા.[૧૫] જોકે કાશીના વિદ્વાનોમાં ઉપર્યુક્ત પ્રથમ વિજ્ઞાપનની તીવ્ર પ્રતિક્રિયા જરૂર થઈ. આ વિજ્ઞાપનનું વિતરણ થયા બાદ કાશીની દશાનું વર્ણન કાશીના 'આર્યમિત્ર' સમાચારપત્રમાં આ મુજબ કરવામાં આવ્યું હતું :

> જ્યારથી સ્વામીજીએ અહીં આવીને વિજ્ઞાપન પ્રગટ કર્યું છે, ત્યારથી આખા નગરમાં જાણે ભૂકંપ આવી ગયો છે. કોઈ સ્થાન એવું નથી કે જ્યાં સ્વામીજી વિશે ચર્ચા ન ચાલતી હોય. ક્ષુદ્ર લોકોએ પણ સ્વામીજી ઉપર બિલકુલ જૂઠાં વિજ્ઞાપનો બનાવીને જ્યાં-ત્યાં લગાડી દીધાં છે. કોઈ લખે છે કે, મેં અમુક નગરમાં સ્વામીજીને પરાજિત કર્યા હતા. પરંતુ તેણે આ વાતની સાક્ષીમાં કોઈ નિર્દોષ પત્ર છાપ્યો નથી કે જેથી તેના વિજ્ઞાપન પર વિશ્વાસ મૂકી શકાય. કોઈ કહે છે કે, હું દયાનંદને હરાવીશ અને તેના હાથે મૂર્તિનું પૂજન પણ કરાવીશ. એક પંડિતે લખ્યું છે કે, 'હું પુરાણી, કુરાની અને કિરાની અર્થાત્ પૌરાણિકો, મુસલમાનો અને ખ્રિસ્તીઓના વિરોધી એવા આ સ્વામીને હરાવીશ.'

પરંતુ જ્યારે કોઈ શાસ્ત્રાર્થ માટે આગળ ન આવ્યું ત્યારે સ્વામીજીએ પંડિત ભીમસેન શર્માના નામથી એક વિજ્ઞાપન પ્રકાશિત કર્યું, જેમાં લખ્યું હતું :

> વેદવિદ્યાના પૂર્ણ વિદ્વાન પંડિત દયાનંદ સરસ્વતી તા. ૨૦ ડિસેમ્બર ૧૯૭૯, શનિવાર (તદનુસાર માગશર સુદ ૭, સં. ૧૯૩૬)ના રોજ બંગાળી ટોલાની

---

૧૪. એજન, ભાગ ૧, પાન ૩૦૯.

૧૫. પ્રા. રાજેન્દ્ર 'જિજ્ઞાસુ'એ આ વિશે લખ્યું છે : "કાશીનરેશ ઈશ્વરીનારાયણસિંહે શાસ્ત્રાર્થ સમયે તાલીઓ પાડીને કાશીના પંડિતો અને ગુંડાઓને હુલ્લડ કરવા પ્રોત્સાહિત કર્યા હતા, પરંતુ હવે રાજાને પણ ભાન થઈ ગયું હતું. આથી આ વખતે તેમણે પણ સ્વામીજીના શાસ્ત્રાર્થના આ આહ્‌વાનનો સ્વીકાર કરીને પોતાના પંડિતોને આગળ આવવા ન કહ્યું." ભાગ ૨, પાન ૩૯૦, પાદટીપ ૨.

પ્રાથમિક સ્કૂલમાં વ્યાખ્યાન આપશે. આશા છે કે સર્વ સજ્જનો આ વ્યાખ્યાનમાં પધારીને તેનો લાભ ઉઠાવશે.

પ્રકાશક

**ભીમસેન શર્મા**[૧૬]

વ્યાખ્યાનની આ સૂચના પ્રકાશિત થતાં જ વિરોધી છાવણીમાં હલચલ મચી ગઈ. કાશીના પંડિતોને થયું કે હવે અમારું બચવું કઠિન છે. એક તો શાસ્ત્રાર્થનો પડકાર ન ઉઠાવવાને લીધે અમારું માથું ઝુકેલું છે અને બીજી બાજુ દયાનંદ વારંવાર વિજ્ઞાપનો આપીને અમને યાદ કરાવતા રહે છે. એવામાં જો તેઓ હવે અહીં કોઈ વ્યાખ્યાન આપશે તો અમારું રહ્યું-સહ્યું માન-સંમાન પણ જોખમમાં મૂકાશે. આથી આ પંડિતો વિવશ થઈને તરત જ બનારસના કલેક્ટર મિસ્ટર વાલને મળ્યા અને તેમને એક પ્રાર્થનાપત્ર આપ્યું, જેમાં લખ્યું હતું કે જો સ્વામી દયાનંદને ભાષણ કરવાની છૂટ આપવામાં આવશે તો અહીં સાંપ્રદાયિક તોફાનો થવાની સંભાવના છે. આથી તેમને ભાષણ કરવાની છૂટ ન આપવામાં આવે. જે લોકો કલેક્ટર પાસે સ્વામીજી વિરુદ્ધ આવી ફરિયાદ કરવા ગયા હતા તેમના અગ્રણી રાજા શિવપ્રસાદ હતા. અને એ પણ સાંભળવા મળ્યું હતું કે શિવપ્રસાદના આ કાર્ય પાછળ પંડિત બાલશાસ્ત્રી અને સ્વામી વિશુદ્ધાનંદની ઉત્તેજના અને ઉપદેશ પણ કારણભૂત હતાં.[૧૭] મૅજિસ્ટ્રેટે બહુ વિચાર કે તપાસ કર્યા વિના સ્વામીજીનાં ભાષણો પર પ્રતિબંધ મૂકી દીધો. આથી જ્યારે સ્વામીજી ૨૦ ડિસેમ્બરે નક્કી કરેલા સમયે સ્કૂલના દરવાજે પહોંચ્યા ત્યારે એક પોલીસ કર્મચારીએ તેમને મૅજિસ્ટ્રેટનો પત્ર આપ્યો, જેમાં લખ્યું હતું કે હાલના સંજોગોમાં કાશીમાં કોઈ પણ ધાર્મિક વ્યાખ્યાન કે શાસ્ત્રાર્થ વગેરેનું આયોજન થઈ શકશે નહિ. સ્વામીજીએ શાસનના આ આદેશનું પાલન કર્યું અને પોતાનું આ વ્યાખ્યાન મુલતવી રાખ્યું. પરંતુ બીજે દિવસે સ્વામીજીએ મૅજિસ્ટ્રેટને પત્ર લખીને પૂછ્યું કે, ક્યા કારણસર મારાં વ્યાખ્યાનો પર પ્રતિબંધ મૂકવામાં આવ્યો છે અને આ પ્રતિબંધ કેટલા દિવસ સુધી અમલમાં રહેશે. જ્યારે સ્થાનીય અધિકારીઓ તરફથી કોઈ પ્રત્યુત્તર ન મળ્યો એટલે સ્વામીજીએ પશ્ચિમોત્તર પ્રદેશના લેફ્ટનન્ટ ગવર્નર તથા બનારસના ચીફ કમિશનરને પત્ર લખીને તેમનાં ભાષણો પર લગાવવામાં આવેલ પ્રતિબંધનાં કારણો જણાવવાનો આગ્રહ કર્યો. આ પત્રના ઉત્તરમાં સરકારના નાયબ સચિવ પી. સ્પીટને પત્ર દ્વારા સ્વામીજીને જણાવ્યું કે, સરકારની રાયમાં મૅજિસ્ટ્રેટ દ્વારા આપનાં ભાષણો રોકવાં જરૂરી હતાં. આમ સરકારે સ્વામીજીને પોતાના વિચારોની અભિવ્યક્તિ કરતા બળપૂર્વક રોક્યા હતા, પરંતુ તત્કાલીન સમાચારપત્રોએ તો એકી અવાજે સરકારના આ આદેશની નિંદા કરી અને તેને સ્વતંત્ર વિચારોની અભિવ્યક્તિ માટે બાધક ગણાવ્યો. બનારસના 'સ્ટાર' અખબારે ૨૭ ડિસેમ્બરના અંકમાં, પ્રયાગના 'પાયોનિયર' અખબારે ૩૦ ડિસેમ્બરના

૧૬. લેખરામ (પંડિત), મહર્ષિ દયાનંદ સરસ્વતી કા જીવનચરિત્ર, પાન ૧૭૮.

૧૭. દેવેન્દ્રનાથ મુખોપાધ્યાય, દયાનંદ ચરિત, પાન ૨૦૬, પાદટીપ.

અંકમાં તથા 'અવધ અખબાર'એ ૬ જાન્યુઆરી ૧૮૮૦ના અંકમાં આ પ્રતિબંધનો તીવ્ર વિરોધ કર્યો. છેવટે કલેક્ટરે પોલીસ ઈન્સ્પેક્ટર દ્વારા સ્વામીજીને સૂચના આપી કે હવે આપને વ્યાખ્યાન કે ઉપદેશ કરવાની છૂટ છે.[૧૮] પછી સ્વામીજીએ ૨૧ માર્ચથી ૧૫ એપ્રિલ ૧૮૮૦ સુધીમાં અહીં વૈદિક યંત્રાલયના મકાનની છત પર સાંજના છથી આઠ સુધી લગભગ વીસેક ભાષણ કર્યાં. ૧૫ એપ્રિલે તેમનું છેલ્લું ભાષણ થયું અને એ જ દિવસે સ્વામીજીની હાજરીમાં કાશીમાં આર્યસમાજની સ્થાપના કરવામાં આવી.

અહીં બંગાળના એક રઈસ વિજયનગરના આનંદબાગમાં રોકાયા હતા. એક દિવસ આ બંગાળીએ બ્રહ્મભોજનું આયોજન કર્યું, જેમાં તેમણે અનેક પંડિતોને નિમંત્રણ પાઠવ્યું હતું. સ્વામીજી પણ નિમંત્રણ મળ્યું હોવાથી ગયા હતા. અહીં કાશી શાસ્ત્રાર્થના પ્રતિપક્ષી પંડિત તારાચરણ પણ આવ્યા હતા. સ્વામીજીએ તેમની સાથે વાર્તાલાપ કર્યો હતો.[૧૯]

આ દિવસોમાં સ્વામીજીના એક ગુજરાતી શિષ્ય પંડિત કૃષ્ણરામ ઈચ્છારામ[૨૦] પણ કાશી આવ્યા હતા અને આનંદબાગમાં ઊતર્યા હતા. તેઓ કાશીમાં પંડિત બાલશાસ્ત્રીને મળ્યા. પંડિત બાલશાસ્ત્રીએ તેમને કહ્યું કે, સ્વામી દયાનંદ નિસ્સંદેહ મહાન વિદ્વાન છે અને તેઓ મૂર્તિપૂજાનું ખંડન કરવા સમર્થ છે. તેમને મૂર્તિપૂજા કરવાની જરૂર પણ નથી. પરંતુ હું તો ગૃહસ્થ છું, માટે મારાથી મૂર્તિપૂજાનો ત્યાગ કરવો સંભવ નથી. પંડિત કૃષ્ણરામ આ જ રીતે પંડિત બાપૂદેવ શાસ્ત્રીને પણ મળ્યા હતા. તેમણે પણ સ્વામીજીની વિદ્વત્તાની પ્રશંસા કરી. એક દિવસ પંડિત કૃષ્ણરામ સ્વામી વિશુદ્ધાનંદ પાસે ગયા અને તેમને કહ્યું કે, જો તમને સ્વામી દયાનંદ કૃત વેદભાષ્ય અશુદ્ધ જણાતું હોય તો શા માટે તમે તેની આલોચના કરવાની હિંમત નથી કરતા ? સ્વામી દયાનંદે પોતાના વેદભાષ્યના નમૂનાની નકલ તમને તથા કાશીના અન્ય પંડિતોને પણ મોકલી હતી, પરંતુ કોઈ પણ પંડિત તેમનો પડકાર કેમ ઉઠાવતો નથી ? તમે પણ તેનો કોઈ પ્રતિભાવ કેમ ન આપ્યો ? છેલ્લાં દસેક વર્ષમાં દયાનંદ કાશીના પંડિતોને અનેક વાર આહૂત કરી ચૂક્યા છે. આજે પણ તેમણે કાશીના માર્ગો પર બંને બાજુ શાસ્ત્રાર્થ માટે આહ્‌વાન કરતાં વિજ્ઞાપનો લગાવ્યાં છે. આ બતાવે છે કે, તમે લોકો દયાનંદ જેટલા વિદ્વાન નથી. આ સાંભળીને વિશુદ્ધાનંદે પૂછ્યું કે, શું તમે આર્યસમાજી છો ? તમે શું ભણ્યા છો ? પંડિત કૃષ્ણરામે કહ્યું કે, હું આર્યસમાજી નથી, પરંતુ હું સ્વામી દયાનંદનો બહુ જ આદર કરું છું. હું વિશેષ ભણ્યો નથી, પરંતુ ભણેલાઓની પરીક્ષા જરૂર લઈ શકું છું. 'અગ્નિમીળે પુરોહિતમ્...' આ વેદમંત્રનો સ્વામી દયાનંદે પુરાતન શાસ્ત્રોના આધારે જે રીતે પદચ્છેદપૂર્વક અર્થ કર્યો છે, શું તમે એ રીતે તેનો અર્થ કરી શકો છો ? જો તમને તેમના અર્થમાં કોઈ ભૂલ

---

૧૮. લેખરામ (પંડિત), મહર્ષિ દયાનંદ સરસ્વતી કા જીવનચરિત્ર, પાન ૧૭૮-૧૭૯.

૧૯. દેવેન્દ્રનાથ મુખોપાધ્યાય, મહર્ષિ દયાનંદ સરસ્વતી કા જીવનચરિત, પાન ૫૧૮.

૨૦. પંડિત કૃષ્ણરામ ઈચ્છારામ નવસારી જિલ્લાના જલાલપોર તાલુકાના ખરસાડ ગામના નિવાસી હતા. તેઓ સ્વામીજીના પ્રશંસક તથા ભક્ત હતા. તેમણે કેટલાંક પુસ્તકો લખ્યાં હતાં.

જણાતી હોય તો તમે તેને સપ્રમાણ ભૂલ સિદ્ધ કરી શકો છો ? આ સાંભળીને વિશુદ્ધાનંદ થોડીવાર 'અગ્નિ' શબ્દ પર ન્યાયની રીતિ મુજબ બહુ જ ઉલટફેર કરતા રહ્યા. આથી પંડિત કૃષ્ણરામે કહ્યું કે, જે શાસ્ત્ર પ્રમાણોની મદદથી દયાનંદે અર્થ કર્યો છે, એ મુજબ તેમના અર્થનું ખંડન કરી બતાવો. આ સાંભળીને વિશુદ્ધાનંદ ગુસ્સે થઈ ગયા. તેમણે પંડિત કૃષ્ણરામને કહ્યું કે, હા ભાઈ હા, અમે તો મૂરખ છીએ; એક તમારો દયાનંદ જ વિદ્વાન છે. હવે તમે અહીંથી ચાલ્યા જાઓ. વિશુદ્ધાનંદે સિપાઈઓને બોલાવ્યા અને તેમને કહ્યું કે, આને નીચે લઈ જાઓ.[૨૧]

એક દિવસ સ્વામીજી કર્નલ ઑલ્કોટ, મેડમ બ્લેવેટ્સ્કી, 'પાયોનિયર'ના સંપાદક સેનેટ સાહેબ તથા તેમનાં પત્ની, કલકત્તાના એક પોલીસ અધિકારીનાં પત્ની તથા મુંબઈના દામોદર વગેરેની સાથે માજી (બાજી) વિડહનગરી (મૂળ નામ હરિકુંવરી)ને મળવા વરુણા અને ગંગાના સંગમ પર આવેલી આનંદગુફા ગયા. માજીએ સ્વામીજીનાં પ્રથમવાર દર્શન સં. ૧૯૨૬ (સન ૧૮૭૦)માં પ્રયાગના કુંભમાં કર્યાં હતાં. માજીના પિતા રામેશ્વર દવે મૂળ ગુજરાતી વડનગરા ગોત્રના નાગર બ્રાહ્મણ હતા અને સંન્યાસ ગ્રહણ કર્યા બાદ તેઓ સ્વામી ભવાનંદ (અથવા બ્રહ્માનંદ)ના નામે પ્રસિદ્ધ હતા. માજીનું કાશીમાં બહુ જ માન હતું. અહીં યોગ વિશે ચર્ચા ચાલી. સ્વામીજીએ માજીને કહ્યું :

> આપણા દેશમાં લોકો બે પૈસાના લોભમાં યોગની સિદ્ધિઓ બતાવવા માંડે છે, જે મારી દૃષ્ટિએ બહુ જ અનુચિત છે. આ કામ તો મદારીઓનું છે. હું યોગમાં સિદ્ધિઓનું પ્રદર્શન કરવાને અધમ કૃત્ય માનું છું.[૨૨]

સ્વામીજી સંવત ૧૯૧૩ (સન ૧૮૫૬)માં જ્યારે યોગીજનો તથા ગુરુની શોધમાં પ્રથમવાર કાશી આવ્યા હતા ત્યારે પણ તેઓ આ ગુફામાં બારેક દિવસ રોકાયા હતા. ત્યારે પણ આ સ્થાન સ્વામી ભવાનંદ સરસ્વતીના જ અધિકારમાં હતું. જોકે ત્યારે માજી તથા તેમના પિતાજી રામઘાટમાં વાસ કરતાં હતાં.[૨૩]

હિંદીના પ્રસિદ્ધ લેખક રાજા શિવપ્રસાદ 'સિતારેહિંદ' સાથે સ્વામીજીની 'વેદ' સંજ્ઞાને લઈને લિખિત ચર્ચા થઈ, જેનો ઉલ્લેખ આ જ પુસ્તકમાં અગાઉ પાન ૨૮૨ પર કરવામાં

---

૨૧. દેવેન્દ્રનાથ મુખોપાધ્યાય, મહર્ષિ દયાનંદ સરસ્વતી કા જીવનચરિત, પાન ૫૨૩ અને હરબિલાસ શારદા ચરિત લાઈફ ઑફ દયાનંદ સરસ્વતી, પાન ૨૪૫.

૨૨. દયાલ મુનિ, ઋષિ દયાનંદ કી પ્રારંભિક જીવની, સંપાદક : ભાવેશ મેરજા, પાન ૧૧૮, અને લેખરામ (પંડિત), મહર્ષિ દયાનંદ સરસ્વતી કા જીવનચરિત્ર, પાન ૧૮૮.

૨૩. માજી વિડહનગરી વિશે વધુ જાણવા માટે દ્રષ્ટવ્ય : ૧. પ્રા. દયાલ મુનિ આર્ય રચિત તથા લેખક દ્વારા સંપાદિત ઋષિ દયાનંદ કી પ્રારંભિક જીવની, પરિશિષ્ટ ૨, પાન ૧૧૬-૧૩૦ તથા ૨. ડૉ. ભવાનીલાલ ભારતીય રચિત ઋષિ દયાનંદ કે ભક્ત, પ્રશંસક ઔર સત્સંગી, પાન ૪૫-૪૭.

આવ્યો છે. સ્વામીજી ફક્ત ચાર મંત્રસંહિતાઓને જ 'વેદ' સંજ્ઞા પ્રદાન કરતા હતા, જ્યારે રાજાસાહેબ બ્રાહ્મણ-ગ્રંથોને પણ 'વેદ' સંજ્ઞા અંતર્ગત સિદ્ધ કરવાનો પ્રયાસ કરતા હતા.

મહામહોધ્યાય પંડિત આર્યમુનિએ સ્વામીજી વિષયક સંસ્મરણો વ્યક્ત કરતાં કહ્યું :

> સંવત ૧૯૩૬માં હું કાશીમાં દર્શનશાસ્ત્ર ભણતો હતો. એ જ દિવસોમાં ઋષિ દયાનંદ કાશી પધાર્યા અને કેટલાક મહિનાઓ સુધી તેમણે કાશીમાં નિવાસ કર્યો. હું એ દિવસોમાં નવીન વેદાંતી (અદ્વૈતવાદી) હતો. આથી ઋષિ દયાનંદ દ્વારા કરવામાં આવતું નવીન વેદાંતનું ખંડન મને ન ગમ્યું. આથી એક દિવસ હું તેમને મળ્યો અને નવીન વેદાંત પર વાર્તાલાપ (શાસ્ત્રાર્થ) ચલાવ્યો. મને મારા પાંડિત્ય પર ગર્વ હતો, પરંતુ તેમની યુક્તિઓ આગળ હું થોડી જ વારમાં પરાસ્ત થઈ ગયો. આ રીતે ઋષિ દયાનંદ સાથે મારો મેળાપ થયો. શાસ્ત્રાર્થમાં પરાસ્ત થયા બાદ તેમની વિદ્વત્તા અને તેમના મોહક વ્યક્તિત્વના કારણે હું તેમની તરફ આકર્ષિત થયો. પછી તો હું લગભગ દરરોજ તેમને મળતો. તેમને મને વિદ્વાન થવાના આશીર્વાદ આપ્યા. એક દિવસ કાશીમાં એક પ્રસિદ્ધ નૈયાયિકે (ન્યાયશાસ્ત્રના વિદ્વાને) ઋષિ દયાનંદને કહ્યું : જ્યારે તમને સંસ્કૃત બોલતાં નથી આવડતું (તેની દૃષ્ટિએ સ્વામી દયાનંદની સરળ સંસ્કૃત સંસ્કૃત જ નહોતી !), તો પછી અહીં કાશીમાં આવીને આ બખેડો શા માટે મચાવ્યો છે ? આ સાંભળીને ઋષિ દયાનંદે કહ્યું : હું તો એ જ સંસ્કૃત બોલું છું, જે મહર્ષિ પતંજલિજીએ મહાભાષ્યમાં લખ્યું છે. જો એ મહાભાષ્યનું સંસ્કૃત પણ સંસ્કૃત ન હોય, તો હું માની લઉં છું કે મને સંસ્કૃત નથી આવડતું. પરંતુ આપ તો બતાવો કે આપનું સંસ્કૃત ક્યું છે ? આ સાંભળીને એ નૈયાયિક પંડિતે કહ્યું : હું તમારી સાથે નવ્ય ન્યાયમાં શાસ્ત્રાર્થ કરવા આવ્યો છું. જો તમે નવ્ય ન્યાયની ભાષામાં શાસ્ત્રાર્થ કરી શકતા ન હો તો તમારી હાર કબૂલ કરો. આ સાંભળીને ઋષિ દયાનંદે 'તથાસ્તુ' કહીને તેમને પ્રશ્ન કરવા કહ્યું. હું ત્યારે ઋષિ દયાનંદની બાજુમાં જ બેઠો હતો. મને પણ એમ જ હતું કે તેઓ નવ્ય ન્યાયની ભાષામાં બહુ વાર શાસ્ત્રાર્થ નહિ કરી શકે. પરંતુ જ્યારે તેમણે થોડી જ વારમાં પેલા નૈયાયિકના છક્કા છોડાવી દીધા તો મારા આશ્ચર્યનો પાર ન રહ્યો. શાસ્ત્રાર્થના અંતે ઋષિ દયાનંદે શ્રોતાઓને પૂછ્યું : શું અમારો આ વાર્તાલાપ આપ લોકોની સમજમાં આવ્યો ? લોકોએ ના પાડી. એટલે ઋષિ દયાનંદે કહ્યું : જ્યારે બે કાગડા લડતા હોય છે ત્યારે તેમની ભાષા કોઈની પણ સમજમાં આવતી નથી. આ નવ્ય ન્યાયની ભાષા પણ એવી જ 'કાકભાષા' છે. હું તો લોકોને સમજાવવા માટે સરળ અને સુગમ સંસ્કૃત બોલું છું.[૨૪]

૨૪. 'સર્વહિતકારી'ના ૨૧ નવેમ્બર ૧૯૭૭ના અંકમાં પ્રકાશિત પંડિત યુધિષ્ઠિર મીમાંસકનો લેખ તથા ડૉ. ભવાનીલાલ ભારતીય રચિત 'મૈંને ઋષિ દયાનંદ કો દેખા', પાન ૧૦-૧૧ (ગુજરાતી અનુવાદ 'દયાનંદ દર્શન', અનુવાદક : ભાવેશ મેરજા, પાન ૧૨-૧૩).

૧૮૭૫માં અમેરિકામાં કર્નલ ઑલ્કાટ અને મેડમ બ્લેવેટ્સ્કીએ થિયોસોફિકલ સોસાયટીની સ્થાપના કરી હતી. તેમણે ત્યાંથી જ પત્રવ્યવહાર દ્વારા સ્વામી દયાનંદનો વિશ્વાસ સંપાદિત કર્યો અને ૧૮૭૯માં તેઓ બંને ભારત આવ્યા. તેઓ સ્વામીજીને મળવા ૧૫ ડિસેમ્બર ૧૮૭૯ના રોજ કાશી પધાર્યાં. કાશીમાં સ્વામીજીના વિરોધીઓનો પાર નહોતો. અહીંના પંડિતો સ્વામીજીના ક્રાંતિકારી વિચારોથી અતિ નારાજ હતા, પરંતુ અમેરિકાથી આવેલાં આ વિદેશી અતિથિઓની 'ભારતભક્તિ' પ્રગટ કરતી વાતો સાંભળીને તેઓ ખુશ થઈ ગયા. આથી કાશીના પંડિતવર્ગે ટાઉનહૉલમાં કર્નલ ઑલ્કાટનું એક ભાષણ આયોજિત કર્યું. આ કાર્યક્રમના સભાપતિ બાબુ પ્રમદાદાસ મિત્ર હતા. આ બંગાળી સજ્જન સંસ્કૃતજ્ઞ હતા અને કાશી શાસ્ત્રાર્થમાં સ્વામીજીના વિરોધી પંડિતોની પંક્તિમાં સામેલ હતા. પરંતુ શાસ્ત્રાર્થમાં તેઓ ખાસ કંઈ બોલ્યા નહોતા. જોકે હરબિલાસ શારદાએ સ્વામીજીના અંગ્રેજી જીવનચરિત્રમાં લખ્યું છે :

> When the discussion began, Dayanand asked P. Taracharan to cite any Veda mantra which supported idol worship. When P. Taracharan failed, Babu Pramodadas Mitra asked that some other matter may be discussed.[૨૫]
>
> જ્યારે શાસ્ત્રાર્થ શરૂ થયો ત્યારે સ્વામીજીએ પંડિત તારાચરણને પૂછ્યું કે, મૂર્તિપૂજાના સમર્થનમાં જો કોઈ વેદમંત્ર હોય તો બતાવો. જ્યારે પંડિત તારાચરણ વેદમંત્ર પ્રસ્તુત કરવામાં અસફળ રહ્યા ત્યારે બાબુ પ્રમદાદાસ મિત્રે કહ્યું કે, કોઈ બીજા વિષય પર ચર્ચા કરવામાં આવે. (પાન ૭૦) [૨૬]

આથી પ્રમદાદાસ મિત્ર પણ સ્વામીજીથી રોષે ભરાયેલ હતા. સ્વામીજી પણ તેમના આ વિદેશી ભક્ત કર્નલ સાથે ટાઉનહૉલ પહોંચ્યા અને એક શ્રોતાની હેસિયતથી પોતાનું સ્થાન ગ્રહણ કર્યું. પરંતુ કાશીના પંડિતો સ્વામીજીની હાજરી માત્રથી અસહજ થઈ ઊઠ્યા. કર્નલનું ભાષણ થાય તે પહેલાં પ્રમદાદાસ મિત્રે પોતાનું અધ્યક્ષીય ભાષણ કર્યું, જેમાં તેમણે કર્નલની તો પ્રશંસા કરી, પરંતુ સાથે સાથે તેમણે મૂર્તિપૂજાના ખંડનકર્તા સ્વામી દયાનંદની આલોચના કરી અવિવેક પણ કર્યો. તેમણે કહ્યું કે, કર્નલ તથા મેડમ બંને વિદેશી હોવાથી તેમને આપણા દેશનો વિશેષ પરિચય નથી. આથી તેમને ખબર નથી કે સ્વામી દયાનંદથી પણ મોટા મોટા વિદ્વાનો અહીં છે, દયાનંદને પોતાના માર્ગદર્શક બનાવીને તેઓએ ઠીક નથી કર્યું, વગેરે. પરંતુ સ્વામીજી સભાપતિ દ્વારા કરવામાં આવતી પોતાની નિંદા એક શ્રોતા રૂપે શાંતિથી સાંભળી રહ્યા હતા. પ્રમદાદાસ મિત્રના આ વક્તવ્ય પછી કર્નલે પોતાનું ભાષણ શરૂ કર્યું. તેમણે આ ભાષણમાં સ્વામીજીની ખૂબ જ પ્રશંસા કરી અને તેમનાં વિદ્વત્તા, ચિંતન

---

૨૫. હરબિલાસ શારદા ચરિત લાઈફ ઑફ દયાનંદ સરસ્વતી, પાન ૭૦.

૨૬. પ્રમદાદાસ વિષયક આ વાત દેવેન્દ્રનાથ મુખોપાધ્યાય રચિત 'મહર્ષિ દયાનંદ સરસ્વતી કા જીવનચરિત'ના પાન ૧૭૫ પર પણ લખવામાં આવી છે.

અને કાર્યોનાં ભરપેટ વખાણ કર્યાં. સ્વામીજીનાં વખાણ સાંભળતાં જ કાશીના શ્રોતાઓ અધીરા, ઉગ્ર અને અસહિષ્ણુ થઈ ગયા. એ પૈકી કેટલાક તો સ્વામીજીને હાનિ પહોંચાડવા પણ તત્પર થઈ ગયા. સ્વામીજી પ્રમદાદાસ મિત્રે કહેલી મિથ્યા વાતોનો વળતો જવાબ આપવા ઇચ્છતા હતા, પરંતુ વિરોધીઓએ તેમને બોલવા ન દીધા અને કહ્યું કે, આ આયોજન તો કર્નલનું ભાષણ સાંભળવા માટે કરવામાં આવ્યું છે, આથી તમને બોલવા દેવામાં નહિ આવે. આમ, કાશીવાસીઓએ ફરી એકવાર સ્વામીજી સાથે અન્યાયપૂર્ણ દુર્વ્યવહાર કર્યો. ટાઉનહૉલમાં ઉત્તેજના વ્યાપી ગઈ. પરિસ્થિતિને કાબૂ બહાર જતી જોઈને કર્નલ સ્વામીજીનો હાથ પકડીને તેમને હૉલની બહાર લઈ ગયા અને ગાડીમાં બેસાડ્યા.

કાશીમાં પણ સ્વામીજીની હત્યા કરવાનાં ષડ્યંત્રો રચાયાં હતાં. મેડમ બ્લેવેટ્સ્કીના એક પુસ્તકનું પ્રમાણ આપીને મેહતા રાધાકિશને લાહોરથી સંવત ૧૯૮૩ (સન ૧૯૨૬)માં પ્રકાશિત સ્વામીજીના ઉર્દૂ જીવનચરિત 'મહર્ષિ સ્વામી દયાનંદ સરસ્વતી ઔર ઉનકી તાલીમ'ના પાન ૩૮૯ પર લખ્યું છે :

> બનારસમાં સ્વામીજીના વધ માટે ગુપ્ત હત્યારાઓને કામે લગાડવામાં આવ્યા હતા, પરંતુ તેમના પ્રયત્નો કામયાબ ન રહ્યા.[૨૭]

સ્વામીજીએ પોતાના દ્વારા રચવામાં આવતાં વેદભાષ્યો તથા અન્ય ગ્રંથોના મુદ્રણની સુવિધા રહે એ માટે કાશીમાં 'વૈદિક યંત્રાલય' નામનો એક પ્રેસ સ્થાપવાની યોજનાને મૂર્ત રૂપ આપ્યું. તેમણે ૧૨ ફેબ્રુઆરી ૧૮૮૦ના રોજ લક્ષ્મીકુંડમાં આવેલા વિજયનગરના રાજાના ઉદ્યાનગૃહની છત પર વૈદિક યંત્રાલયની સ્થાપના કરી.[૨૮] શાહજહાંપુરના મુંશી બખ્તાવરસિંહને પ્રેસના મેનેજર નિયુક્ત કર્યા. સ્વામીજીએ આ પ્રસંગે આ પ્રેસની સ્થાપનાની પૃષ્ઠભૂમિ બતાવી. પરંતુ તેમના મુખમાંથી અનાયાસ માર્મિક સ્વરમાં ઉદ્‌ગાર નીકળ્યો : 'આજે હું પતિત થઈ ગયો, આજે હું ગૃહસ્થ થઈ ગયો.' સ્વામીજીના આ ઉદ્‌ગાર પર ટિપ્પણી આપતાં ડૉ. ભવાનીલાલ ભારતીયે લખ્યું છે :

> મહારાજના આ પીડાપૂર્ણ ઉદ્‌ગારમાં ક્યો ધ્વનિ નીકળી રહ્યો છે ? લૌકિક એષણાઓનો સર્વથા ત્યાગ કરનારા આ નિવૃત્તિ માર્ગી સંન્યાસીએ લોકહિતને પોતાનું સર્વોપરી લક્ષ્ય બનાવ્યું છે. આ જ મહાન ઉદ્દેશ્યની પૂર્તિ માટે તેઓ જગતમાં વેદ વગેરે શાસ્ત્રોના સત્ય અર્થ પ્રકાશિત કરવા ઇચ્છે છે. વેદ તથા અન્ય શાસ્ત્રોના વાસ્તવિક અર્થ સુગમતાથી સર્વસાધારણ સુધી પહોંચી શકે એ જ હેતુથી આજે આ પરમહંસ પરિવ્રાજકે પ્રેસથી સ્થાપના જેવું એક લૌકિક અનુષ્ઠાન કર્યું છે. આ જ તથ્યને ધ્યાનમાં રાખીને મહારાજે પોતે પતિત અને ગૃહસ્થ થઈ ગયાની વાત કહી હતી. તેઓ વિચારે છે કે, જ્યારે પ્રેસના રૂપમાં એક વ્યાવસાયિક સંસ્થાનની

---

૨૭. મહર્ષિ દયાનંદ સરસ્વતી સંપૂર્ણ જીવનચરિત્ર (હિંદી), ભાગ ૨, પાન ૪૧૫ પર ઉદ્ધૃત.

૨૮. શરૂઆતમાં આ પ્રેસનું નામ 'આર્યપ્રકાશ યંત્રાલય' રાખવામાં આવ્યું હતું. બાદમાં તેનું નામ 'વૈદિક યંત્રાલય' કરી દેવામાં આવ્યું હતું. (દ્રષ્ટવ્ય : નવજાગરણ કે પુરોધા દયાનંદ સરસ્વતી, ભાગ ૨, પાન ૬૯૨, પાદટીપ ૨૨.

> સ્થાપના કરી છે તો તેને લગતી બીજી અનેક બાબતોનું પણ મારે ધ્યાન રાખવું પડશે. આગળ જતાં પ્રેસમાં કર્મચારીઓની સંખ્યા વધશે. તેમના વેતન તથા બીજી વ્યવસ્થાઓમાં પણ મારે ક્યારેક ક્યારેક ધ્યાન આપવું પડશે. ઈચ્છતા ન હોવા છતાંય લોકહિતની દૃષ્ટિથી કરવામાં આવતું આ કાર્ય સર્વસંગમુક્ત સંન્યાસીના બંધનનું કારણ તો નહિ બની જાય ને ? આ પ્રકારના માનસિક ઉદ્વેલન અને ચિંતનના પરિણામસ્વરૂપે શ્રી મહારાજના મુખેથી ઉપરોક્ત ઉદ્ગાર નીકળ્યા હતા. પ્રત્યક્ષ રીતે જોતાં પ્રેસ ઊભો કરવાને ભલે આપણે સ્વામીજીનું પ્રવૃત્તિ માર્ગ તરફ ઊઠાવેલું કદમ માનીએ, પરંતુ આ કાર્યની પાછળ તેમના હૃદયમાં જનકલ્યાણની જે વ્યાપક તથા ઉદાર ભાવના નિહિત હતી, એ જોતાં તેમને નિષ્કામ કર્મયોગી તથા સ્થિતપ્રજ્ઞ મુનિ કહેવા જ યોગ્ય છે. તથાપિ ઉપરોક્ત ઉદ્ગાર તેમના મનસ્તાપની અભિવ્યક્તિના સૂચક હતા.[૨૯]

સ્વામીજી કોઈ કોઈ વાર પોતાના શિષ્યોને કહેતા :

> કાશીમાં પહેલી વાર શાસ્ત્રાર્થ થયો હતો તેમાં તારાચરણ ભટ્ટાચાર્યે બહુ જ ચાલાકીથી કામ લીધું હતું. તેમણે મારી સામે જે પુસ્તક મૂક્યું હતું એ હકીકતમાં હસ્તલિખિત હતું અને એ એવા હેતુસર મૂક્યું હતું કે હું તેને બરાબર વાંચી જ ન શકું. પરંતુ હવે હું પણ તૈયારી સાથે આવ્યો છું. હવે કોઈ પણ પંડિત પોતાની કુટિલ અને કૂટ નીતિથી મને છેતરી નહિ શકે. કાશીના આ પંડિતો પોતાના છાત્રો આગળ મને હજારો ગાળો દે છે, પરંતુ મારી સામે આવવાનું નામ નથી લેતા.[૩૦]

આમ સ્વામીજી પોતાના જીવનમાં કુલ સાત વાર કાશી આવ્યા. તેમની આ કાશી યાત્રાઓ પર પ્રા. રાજેન્દ્ર 'જિજ્ઞાસુ'એ ટિપ્પણી કરતાં લખ્યું છે :

> સ્વામી દયાનંદ પોતાના બલિદાન પર્યંત જ્યારે જ્યારે સમય મળ્યો ત્યારે ત્યારે કાશી પર ચઢાઈ કરતા જ રહ્યા, બરાબર ત્યાં જઈને પડાવ નાખતા જ રહ્યા; અને દર વખતે પંડિતોને શાસ્ત્રાર્થ માટે લલકારતા રહ્યા....કાશી પર પોતાની અંતિમ ચઢાઈ સમયે પણ ૧૦ જાન્યુઆરી ૧૮૮૦ના રોજ મુંશી ઈન્દ્રમણિજીને લખેલા એક પત્રમાં સ્વામીજીએ લખ્યું હતું કે, 'અહીં શાસ્ત્રાર્થ માટે હજુ સુધી કોઈ સામે આવ્યું નથી.'[૩૧]



૨૯. ભવાનીલાલ ભારતીય, નવજાગરણ કે પુરોધા દયાનંદ સરસ્વતી, ભાગ ૨, પાન ૬૭૧-૬૭૨.

૩૦. સત્યાનંદ, શ્રીમદ્દયાનંદ પ્રકાશ, પાન ૩૫૧.

૩૧. મહર્ષિ દયાનંદ સરસ્વતી સંપૂર્ણ જીવનચરિત્ર (હિંદી), ભાગ ૨, પાન ૩૮૯, પાદટીપ અને ઋષિ દયાનંદ સરસ્વતી કે પત્ર ઔર વિજ્ઞાપન, ભાગ ૧, પાન ૩૧૬.

# : ૮ :

# મૂર્તિપૂજા ખંડન

## વેદ-ઉપનિષદમાં મૂર્તિપૂજાનો નિષેધ

સ્વામી દયાનંદે સત્યાર્થ પ્રકાશના અગિયારમા સમુલ્લાસમાં મૂર્તિપૂજા નિષેધના પ્રકરણમાં યજુર્વેદના બે મંત્રો તથા કઠોપનિષદના પાંચ શ્લોકો પ્રમાણ તરીકે અર્થ સહિત નીચે મુજબ પ્રસ્તુત કર્યા છે -

વેદોમાં મૂર્તિપૂજાનો વિધિ તો નથી જ, પરંતુ પરમેશ્વરને સ્થાને એટલે કે પરમેશ્વરને બદલે કોઈ બીજા પદાર્થને પૂજનીય ન માનવો, એવો બિલકુલ નિષેધ તો કર્યો જ છે. શું 'અપૂર્વ-વિધિ'[1] નથી હોતો ? સાંભળો આ છે :

**अन्धन्तमः प्र विशन्ति येऽसम्भूतिमुपासते ।**

**ततो भूयऽइव ते तमो यऽउ सम्भूत्याᳬंरताः ॥**

- યજુર્વેદ : ૪૦.૯

જે 'અસંભૂતિ' એટલે કે અનુત્પન્ન - અનાદિ પ્રકૃતિરૂપી કારણની બ્રહ્મના સ્થાનમાં ઉપાસના કરે છે, તેઓ અંધકાર એટલે કે અજ્ઞાન અને દુઃખસાગરમાં ડૂબે છે; અને જે 'સંભૂતિ' એટલે કે પ્રકૃતિરૂપી કારણમાંથી ઉત્પન્ન થયેલા કાર્યરૂપ પૃથ્વી વગેરે ભૂત, પથ્થર અને વૃક્ષ વગેરે અવયવ અને મનુષ્ય વગેરેના શરીરની બ્રહ્મના સ્થાનમાં ઉપાસના કરે છે, એ મહામૂર્ખો પેલા અંધકારથી પણ વધારે અંધકાર એટલે કે ઘોર દુઃખરૂપ નરકમાં પડીને લાંબા સમય સુધી મહા ક્લેશ ભોગવે છે.

**न तस्य प्रतिमाऽअस्ति ॥** - યજુર્વેદ : ૩૨.૩

જે સર્વ જગતમાં વ્યાપક છે, તે નિરાકાર પરમાત્માની પ્રતિમા, પરિમાણ, સાદૃશ્ય (સરખાપણું - છબી - પ્રતિકૃતિ - પ્રતિરૂપ) કે મૂર્તિ નથી.

**यद्वाचानभ्युदितं येन वागभ्युद्यते ।**

**तदेव ब्रह्म त्वं विद्धि नेदं यदिदमुपासते ॥**

- કેનોપનિષદ્ : ૧.૪

---

૧. અપૂર્વ-વિધિ - અપ્રાપ્ત-વિધિ એટલે જે કર્તવ્ય-અકર્તવ્ય વ્યવહારમાં પહેલાં ન હોય તેનો પણ વિધિ-નિષેધ કરવો.

જે વાણીનો 'ઈદંતા'[૨] એટલે કે 'આ પાણી છે, લો', એવો વિષય નથી, અને જેનાં ધારણ અને સત્તાથી વાણીની પ્રવૃત્તિ થાય છે, તેને જ તું બ્રહ્મ જાણ અને તેની જ ઉપાસના કર; અને જે તેનાથી ભિન્ન છે, તે ઉપાસનીય નથી.

**यन्मनसा न मनुते येनाहुर्मनो मतम् ।**
**तदेव ब्रह्म त्वं विद्धि नेदं यदिदमुपासते ॥**

- કેનોપનિષદ્ : ૧.૫

જે મનથી 'ઈયત્તા'[૩] કરીને મનનમાં નથી આવતો, જે મનને જાણે છે, તેને જ તું બ્રહ્મ જાણ અને તેની જ ઉપાસના કર; અને જે તેનાથી ભિન્ન જીવ અને અંતઃકરણ છે, તેની ઉપાસના બ્રહ્મના સ્થાનમાં ન કર.

**यच्चक्षुषा न पश्यति येन चक्षूंषि पश्यन्ति ।**
**तदेव ब्रह्म त्वं विद्धि नेदं यदिदमुपासते ॥**

- કેનોપનિષદ્ : ૧.૬

જે આંખોથી દેખાતો નથી અને જેનાથી - જેની સત્તાથી બધી આંખો જોઈ શકે છે, તેને જ તું બ્રહ્મ જાણ અને તેની જ ઉપાસના કર; અને જે તેનાથી ભિન્ન સૂર્ય, વિદ્યુત અને અગ્નિ વગેરે જડ પદાર્થો છે, તેની ઉપાસના ન કર.

**यच्छ्रोत्रेण न शृणोति येन श्रोत्रमिदं श्रुतम् ।**
**तदेव ब्रह्म त्वं विद्धि नेदं यदिदमुपासते ॥**

- કેનોપનિષદ્ : ૧.૭

જે કાનથી સાંભળવામાં નથી આવતો, પણ જેનાથી - જેની સત્તાથી કાન સાંભળે છે, તેને જ તું બ્રહ્મ જાણ અને તેની જ ઉપાસના કર; અને જે તેનાથી ભિન્ન શબ્દ વગેરે છે, તેની ઉપાસના બ્રહ્મના સ્થાનમાં ન કર.

**यत्प्राणेन न प्राणिति येन प्राणः प्रणीयते ।**
**तदेव ब्रह्म त्वं विद्धि नेदं यदिदमुपासते ॥**

- કેનોપનિષદ્ : ૧.૮

જે પ્રાણોથી ચલાયમાન નથી થતો, પણ જેનાથી - જેની સત્તાથી પ્રાણ ગમનને પ્રાપ્ત થાય છે, તેને જ તું બ્રહ્મ જાણ અને તેની જ ઉપાસના કર; અને જે તેનાથી ભિન્ન આ વાયુ છે, તેની ઉપાસના બ્રહ્મના સ્થાનમાં ન કર.

વગેરે અનેક નિષેધો છે.

---

૨. 'ઈદંતા' એટલે આ-પણું એટલુ કે 'આ વસ્તુ આવી છે' - એવા સ્થૂળ સ્વરૂપનું કથન કરવું.

૩. 'ઈયત્તા' એટલે આટલું માપ કે આટલી હદ - સીમા જેવું નિશ્ચિત પરિમાણ અથવા બસ આટલું જ એમ પૂર્ણ જાણી લેવું.

નિષેધ જેમ પ્રાપ્તનો થાય છે તેમ અપ્રાપ્તનો પણ થાય છે. જેમ કે, કોઈ અહીં બેઠો હોય તેને ત્યાંથી ઉઠાડી મૂકવો એ પ્રાપ્તનો નિષેધ છે. જ્યારે 'હે પુત્ર ! તું કદી ચોરી કરતો નહિ, કૂવામાં પડતો નહિ, દુષ્ટોની સંગત કરતો નહિ, વિદ્યાહીન રહેતો નહિ' વગેરેમાં અપ્રાપ્તનો નિષેધ છે. આમ જે વાત મનુષ્યોના જ્ઞાનમાં 'અપ્રાપ્ત' છે, પરંતુ પરમેશ્વરના જ્ઞાનમાં 'પ્રાપ્ત' છે, તેનો એટલે કે મૂર્તિપૂજાનો વેદોમાં નિષેધ કરવામાં આવ્યો છે. આથી પથ્થર વગેરેની મૂર્તિઓની પૂજા અત્યંત નિષિદ્ધ - મના કરાયેલ છે.

આવી જ રીતે સ્વામીજીએ તેમના ઋગ્વેદાદિભાષ્યભૂમિકા નામના ગ્રંથના ગ્રંથપ્રામાણ્યાપ્રામાણ્યવિષય પ્રકરણમાં પણ મૂર્તિપૂજાના ખંડનમાં યજુર્વેદના નીચેના બે મંત્રો પ્રસ્તુત કર્યા છે અને એ મંત્રોની અર્થ વિવેચનામાં અથર્વવેદ, શતપથ બ્રાહ્મણ, મનુસ્મૃતિ તથા સામવેદીય તવલકર (કઠ) ઉપનિષદનાં પ્રમાણો ટાંક્યાં છે -

હવે આની આગળ જે નવીન કલ્પિત તંત્ર અને પુરાણ ગ્રંથોમાં પથ્થર વગેરેની મૂર્તિઓના પૂજન તથા વિવિધ પ્રકારનાં નામસ્મરણ અર્થાત્ રામ-રામ, કૃષ્ણ-કૃષ્ણ, કાષ્ઠ વગેરેની માળાઓ, તિલક વગેરેનું વિધાન કરીને આ બધાંને અત્યંત પ્રીતિપૂર્વક મુક્તિ પામવાનાં સાધન માની લીધાં છે, તે બધી વાતો પણ મિથ્યા જ જાણવી જોઈએ; કારણ કે વેદ વગેરે સત્ય ગ્રંથોમાં આ બધી વાતોનું ક્યાંય ચિહ્ન પણ જોવા મળતું નથી, ઊલટાનો તેનો નિષેધ જ કરવામાં આવ્યો છે. જેમ કે -

**न तस्य प्रतिमाऽअस्ति यस्य नाम महद्यशः ।**

**हिरण्यगर्भ इत्येष मा मा हि ँ सीदित्येषा यस्मान्न जातः इत्येषः ॥**

- યજુર્વેદ : ૩૨.૩

(न तस्य०) પૂર્ણ - જે કોઈ પ્રકારે કમ નથી, અજ - જે જન્મ લેતો નથી, અને નિરાકાર - જેની કોઈ પ્રકારની મૂર્તિ નથી, ઇત્યાદિ લક્ષણયુક્ત જે પરમેશ્વર છે, જેની આજ્ઞાનું ઠીક ઠીક પાલન અને ઉત્તમ કીર્તિઓના હેતુ જે સત્યભાષણ વગેરે કર્મ છે, તેનું કરવું એ જ નામસ્મરણ કહેવાય છે. (हिरण्यगर्भ०) જે પરમેશ્વર તેજસ્વી સૂર્ય વગેરે લોકોની ઉત્પત્તિનું (નિમિત્ત) કારણ છે, તેની પ્રાર્થના આ રીતે કરાય છે : (मा मा हि ँ सी०) હે પરમાત્મન્ ! આપ અમારી સર્વ પ્રકારે રક્ષા કરો. કોઈ કહે કે, એ નિરાકાર, સર્વવ્યાપક પરમેશ્વરની ઉપાસના શા માટે કરવી હોઈએ, તો તેનો ઉત્તર એ છે કે, (यस्मान्न०) જે પરમેશ્વર કોઈ માતા-પિતાના સંયોગથી કદી ઉત્પન્ન નથી થયો, ન થાય છે અને ન થશે, અને ન તે ક્યારેય શરીર ધારણ કરીને બાળક, યુવાન અને વૃદ્ધ થાય છે, (न तस्य०) તે પરમેશ્વરની 'પ્રતિમા' અર્થાત્ માપવાનું સાધન તથા પ્રતિબિંબ અથવા સદૃશ એટલે કે જેને તસવીર કે ચિત્ર કહે છે, તે કોઈ પ્રકારે નથી; કારણ કે તે મૂર્તિરહિત, અનંત, સીમારહિત અને સર્વવ્યાપક છે. આથી સર્વ મનુષ્યોએ નિરાકારની જ ઉપાસના કરવી જોઈએ.

જો ક્યારેક કોઈ એવી શંકા કરે કે, શરીરધારીની ઉપાસના કરવામાં શો દોષ છે ? તો એ વાત સમજવી જોઈએ કે, જે પ્રથમ જન્મ લઈને શરીર ધારણ કરશે તે પછી વૃદ્ધ થઈને મૃત્યુ પામશે, ત્યારે તમે કોની પૂજા કરશો ? આ રીતે વેદથી મૂર્તિપૂજનનો નિષેધ સિદ્ધ થાય છે. તથા -

**स पर्यगाच्छुक्रमकायमव्रणमस्नाविरश्शुद्धमपापविद्धम् ।**

**कविर्मनीषी परिभूः स्वयम्भूर्याथातथ्यतोऽर्थान्**

**व्यदधाच्छाश्वतीभ्यः समाभ्यः ॥**

- યજુર્વેદ : ૪૦.૮

(पर्यगाच्छु०) જે પરમેશ્વર (कविः) સૌને જાણવાવાળો, (मनीषी) સૌનાં મનનો સાક્ષી, (परिभूः) સૌની ઉપર વિરાજમાન અને (स्वयम्भूः) અનાદિ સ્વરૂપ છે, (याथात०) જે પોતાની અનાદિ સ્વરૂપ પ્રજાને અંતર્યામી સ્વરૂપે અને વેદ દ્વારા સર્વ વ્યવહારોનો ઉપદેશ કર્યા કરે છે, (स पर्य्यगात्) તે પરમાત્મા સૌમાં વ્યાપક, (शुक्रम्) અત્યંત પરાક્રમયુક્ત, (अकायं) સર્વ પ્રકારનાં શરીરોથી રહિત, (अव्रणं) કાપ - ઘાવ - છિદ્ર તથા સર્વ રોગોથી રહિત, (अस्नाविरं) નાડી વગેરેના બંધનથી પૃથક્, (शुद्धं) સર્વ દોષોથી રહિત અને (अपापविद्धम्) સર્વ પાપોથી પૃથક્ વગેરે લક્ષણો ધરાવે છે. તે જ પરમેશ્વર સર્વ મનુષ્યો માટે ઉપાસના કરવા યોગ્ય છે. સર્વેએ આવું જ માનવું જોઈએ; કારણ કે આ મંત્રથી પણ પરમેશ્વરના વિષયમાં શરીર ધારણ કરીને જન્મ-મરણ થવાં વગેરે વાતોનો નિષેધ જ જોવા મળે છે. આથી પરમેશ્વરની પથ્થર વગેરેની મૂર્તિ બનાવીને તેને પૂજવી એ કોઈ પ્રમાણ કે યુક્તિથી સિદ્ધ થઈ શકતું નથી.

**પ્રશ્ન :** વેદમાં 'પ્રતિમા' શબ્દ છે કે નહિ ?

**ઉત્તર :** છે.

**પ્રશ્ન :** તો પછી નિષેધ કેમ કરો છો ?

**ઉત્તર :** વેદોમાં [તમને જે સ્થાને 'પ્રતિમા' શબ્દ મૂર્તિનો વાચક લાગે છે], એ સ્થાને તેનો અર્થ મૂર્તિ થતો જ નથી; કારણ કે ત્યાં તેનો અર્થ પરિમાણ થાય છે. એમાં પ્રમાણો છે -

**संवत्सरस्य प्रतिमां यां त्वा रात्र्युपास्महे ।**

**सा न आयुष्मतीं प्रजां रायस्पोषेण संसृज ॥**

- અથર્વવેદ : કાંડ ૩, વર્ગ ૧૦, મંત્ર ૩

વિદ્વાન લોકો 'સંવત્સર'ની એટલે કે જે ક્ષણ વગેરે કાલના વિભાગ કરનારી રાત્રીની ઉપાસના કરે છે, અમે લોકો પણ તેનું સેવન કરીએ. જે એક વર્ષની ૩૬૦ રાત્રીઓ હોય છે, એટલી રાત્રીઓથી સંવત્સરનું પરિમાણ કર્યું છે. એટલા માટે આ રાત્રીઓની

પણ સંજ્ઞા 'પ્રતિમા' છે. પરમાત્માની કૃપાથી અમે લોકો આ રાત્રીઓમાં સત્કર્મોના અનુષ્ઠાનપૂર્વક સંપૂર્ણ આયુ ધરાવતાં સંતાનો ઉત્પન્ન કરીએ.

આ જ મંત્રનો કેટલોક ભાવાર્થ શતપથ બ્રાહ્મણમાં પણ છે. જેમ કે, **मूहूर्त्तानां प्रतिमा ता दश च सहस्त्राण्यष्टौ च शतानि भवन्त्येतावन्तो हि संवत्सरस्य मुहूर्त्ताः ॥** (શતપથ બ્રાહ્મણ : ૧૦.૩.૨.૨૦) અર્થાત્ એક સંવત્સરના ૧૦,૮૦૦ મુહૂર્ત થાય છે. આ બધાં મુહૂર્તને પણ 'પ્રતિમા' શબ્દના અર્થમાં સમજવાં જોઈએ; કારણ કે એનાથી પણ વર્ષનું પરિમાણ થાય છે.

**यद्वाचानभ्युदितं येन वागभ्युद्यते ।**
**तदेव ब्रह्म त्वं विद्धि नेदं यदिदमुपासते ॥**

- સામવેદીય તવલકારોપનિષદ્ (અથવા કેનોપનિષદ્) : ૧.૪

હે મનુષ્યો ! જે અવિદ્યાયુક્ત વાણીથી પ્રસિદ્ધ થઈ શકતો નથી, જે સર્વની વાણીઓને જાણે છે, તેને જ તમે પરમેશ્વર જાણો; અને જે આ મૂર્તિમાન્ જગતના પદાર્થો છે કે જે તેણે રચેલા છે, તે પદાર્થોને પરમેશ્વર ન જાણશો. અર્થાત્ બ્રહ્મ નિરાકાર, વ્યાપક, સર્વ પદાર્થોનું નિયમન કરનાર અને સચ્ચિદાનંદ વગેરે લક્ષણયુક્ત છે. તમે લોકો તે બ્રહ્મની જ ઉપાસના કરો. આ ઉપનિષત્કાર ઋષિઓનો મત છે.

**પ્રશ્ન :** મનુસ્મૃતિમાં જે **प्रतिमानां च भेदकः, दैवतान्यभिगच्छेत्तु, देवताऽभ्यर्चनं चैव, देवतानां च कुत्सनम्, देवतायतनानि च, देवतानां छायोल्लङ्घननिषेधः, प्रदक्षिणानि कुर्वीत देवब्राह्मणसन्निधौ, देवतागारभेदकान्** (મનુસ્મૃતિ : ૯.૨૮૫, ૪.૧૫૩, ૨.૧૭૬, ૪.૧૬૩, ૮.૨૪૮, ૪.૧૩૦, ૪.૩૯, ૯.૨૮૦) વગેરે વચન છે, તે પરથી તો એમ જણાય છે કે, જો કોઈ વ્યક્તિ પ્રતિમાને તોડે તો રાજાએ તેને દંડ આપવો જોઈએ. તથા દેતાઓની પાસે જવું, તેમની પૂજા કરવી, તેમના પડછાયાનું ઉલ્લંઘન ન કરવું અને તેમની પ્રદક્ષિણા કરવી વગેરે સૂચવતાં પ્રમાણો પરથી તો મૂર્તિપૂજા બરાબર સિદ્ધ થાય છે. તો પછી આપ મૂર્તિપૂજાનો નિષેધ કેમ કરો છો ?

**ઉત્તર :** તમે લોકો શા માટે ભ્રમમાં પડી રહ્યા છો ? હોશમાં આવો અને આંખ ખોલીને જુઓ કે તમે અહીં 'પ્રતિમા' શબ્દનો અર્થ પથ્થરની મૂર્તિ લઈ રહ્યા છો એ માત્ર તમારું અજ્ઞાન એટલે કે કમ સમજ છે; કારણ કે મનુસ્મૃતિમાં તો 'પ્રતિમા' શબ્દ દ્વારા રતી, છટાંક (નવટાંક), પાશેર, શેર અને પાંચશેરી વગેરે તોલમાપનાં સાધનોનું એટલે કે વજનિયાંનું ગ્રહણ કરવામાં આવ્યું છે. જેમ કે, **तुलामानं प्रतीमानं सर्वं च स्यातसुलक्षितम् ॥** (મનુસ્મૃતિ : ૮.૪૦૩) તુલામાન અર્થાત્ ત્રાજવું અને પ્રતિમાન અથવા પ્રતિમા અર્થાત્ તોલવાનું બાંટ - વજનિયું કે જેની પરીક્ષા રાજા અથવા શાસન વર્ષમાં બે વાર એટલે કે દર છ મહિને એક વાર કરાવ્યા કરે કે જેથી કોઈ વ્યવહારી તેમાં કોઈ પણ જાતની વધઘટ ન કરી શકે, અને જો કદાચિત કોઈ એવું કરે તો તેને દંડિત કરવામાં આવે.

આ ઉપરાંત મનુસ્મૃતિનાં (देवताऽभ्यर्चनं) વગેરે વચનોથી પણ એ વાત સમજી લેવી જોઈએ કે, શતપથ બ્રાહ્મણમાં વિદ્વાન મનુષ્યોનું નામ 'દેવ' કહ્યું છે. એટલે કે જે સ્થાનમાં વિદ્વાન લોકો ભણે-ભણાવે છે અને નિવાસ કરે છે, એ સ્થાન 'દૈવત' કહેવાય છે. બધાએ આવાં સ્થાને જવું જોઈએ, બેસવું જોઈએ અને એ લોકોનો સત્કાર કરવો જોઈએ. આવાં કામ બધાએ કરવાં જોઈએ. (देवतानां च कुत्सनम्) આવા વિદ્વાન લોકોની નિંદા, અપમાન ન કરવાં જોઈએ અને તેમનાં સ્થાનમાં કોઈ પણ પ્રકારનો બગાડ કે ઉપદ્રવ વગેરે પણ ક્યારેય ન કરવો જોઈએ. પરંતુ (दैवतान्यभिगच्छेत्तु) સર્વ મનુષ્યોએ તેમના માન ખાતર તેમની જમણી બાજુએ બેસવું જોઈએ; કારણ કે આ નિયમ એમની પ્રતિષ્ઠા માટે બાંધવામાં આવ્યો છે.

આવી જ રીતે અન્ય સ્થાનો પર પણ જ્યાં ક્યાંય પ્રતિમા અને દેવતા અથવા તેમનાં સ્થાનોનું વર્ણન હોય ત્યાં પણ આ જ રીતે નિર્ભ્રમતાથી સમજી લેવું જોઈએ. ગ્રંથ બહુ મોટો ન થઈ જાય એટલા માટે અહીં આવાં બધાં સ્થાનોનો સંગ્રહ કરવામાં આવ્યો નથી. આ જ રીતે કંઠી, તિલક વગેરે ધારણ કરવાં ઇત્યાદિ વિષયોને પણ મિથ્યા કલ્પિત સમજીને તેનો મન, વચન અને કર્મથી ત્યાગ કરવો ઉચિત છે.

## સત્યાર્થપ્રકાશના અગિયારમા સમુલ્લાસમાં વર્ણિત સ્વામીજીની મૂર્તિપૂજા-વિરુદ્ધ કેટલીક પ્રમુખ યુક્તિઓ

**પ્રશ્ન :** પરમેશ્વર નિરાકાર છે. તે ધ્યાનમાં આવી શકતો નથી. એટલા માટે મૂર્તિ જરૂર હોવી જોઈએ. માણસ કશુંય ન કરે, તેના કરતાં તો કોઈ મૂર્તિ સમક્ષ જઈને હાથ જોડીને પરમેશ્વરનું સ્મરણ કરે અને તેનું નામ લે, તો એમાં શી હાનિ છે ?

**ઉત્તર :** પરમેશ્વર નિરાકાર અને સર્વવ્યાપક છે. આથી તેની મૂર્તિ જ બની શકતી નથી. અને જો મૂર્તિનાં દર્શન માત્રથી જ પરમેશ્વરનું સ્મરણ થતું હોય તો પરમેશ્વરે રચેલા પૃથ્વી, જલ, અગ્નિ, હવા અને વનસ્પતિ વગેરે અનેક પદાર્થો - કે જેમાં ઈશ્વરે અદ્ભુત રચના કરી છે, તેને જોઈને ઈશ્વરનું સ્મરણ થઈ શકતું નથી ? શું એવી અદ્ભુત રચનાયુક્ત પૃથ્વી, પહાડ વગેરે જે પરમેશ્વર-રચિત મહાન મૂર્તિઓ છે, અને જેમાંથી મનુષ્યકૃત મૂર્તિઓ બને છે, તે પહાડ, પૃથ્વી વગેરેને જોઈને પરમેશ્વરનું સ્મરણ થઈ શકતું નથી ? માટે મૂર્તિને જોવાથી પરમેશ્વરનું સ્મરણ થાય છે એમ જે તમારું કહેવું છે તે બિલકુલ મિથ્યા ઠરે છે. વળી જ્યારે મનુષ્યની સામે મૂર્તિ નહિ હોય ત્યારે તેને પરમેશ્વરનું સ્મરણ ન થવાથી તે મનુષ્ય એકાંત જાણીને ચોરી-જારી વગેરે કુકર્મ કરવામાં પ્રવૃત્ત પણ થઈ શકે છે; કારણ કે તે જાણે છે કે અત્યારે મને કોઈ દેખતું નથી. તેથી તે અનર્થ કર્યા વિના ચૂકશે નહિ. પથ્થર વગેરેની મૂર્તિઓની પૂજા કરવાથી આવા આવા અનેક દોષો સિદ્ધ થાય છે. જુઓ, જે મનુષ્ય પથ્થર વગેરેની મૂર્તિઓને ન માનીને, પરમાત્માને હંમેશાં સર્વવ્યાપક, અંતર્યામી, ન્યાયકારી અને સર્વત્ર વિદ્યમાન માને છે, તે સર્વત્ર-સર્વદા - બધે જ સ્થાને અને હંમેશાં પરમેશ્વરને સૌનાં સારાં-ખરાબ કર્મોનો દ્રષ્ટા જાણી, એક ક્ષણ

માત્ર પણ પરમાત્માથી પોતાને અલગ ન જાણીને કુકર્મ કરવું તો દૂર રહ્યું, પોતાના મનમાં કુચેષ્ટા પણ નથી કરી શકતો. કારણ કે તે જાણે છે કે, જો હું મન, વચન અને કર્મથી કશું પણ પાપ કરીશ તો આ અંતર્યામીના ન્યાયનો દંડ પામ્યા વિના ક્યારેય બચીશ નહિ. અને જુઓ, માત્ર નામસ્મરણ કરવાથી પણ કશુંય વળતું નથી. જેમ કે, 'સાકર...સાકર' કરવાથી મોં મીઠું નથી થતું અને 'લીમડો...લીમડો' કરવાથી મોં કડવું નથી થતું; પરંતુ તેને જીભથી ચાખવાથી જ મીઠું છે કે કડવું એ જાણી શકાય છે.

**પ્રશ્ન :** અમે પણ જાણીએ છીએ કે પરમેશ્વર નિરાકાર છે, પરંતુ તેણે શિવ, વિષ્ણુ, ગણેશ, સૂર્ય અને દેવી વગેરેનાં શરીર ધારણ કર્યાં, અને રામ-કૃષ્ણ વગેરે અવતારો લીધા. આથી તેની મૂર્તિ બને છે. શું આ વાત પણ ખોટી છે ?

**ઉત્તર :** હા, હા, એ વાત પણ ખોટી છે; કારણ કે વેદોમાં પરમેશ્વરને '**अज एकपात्**' (ઋગ્વેદ : ૭.૩૫.૧૩) અને '**अकायम्**' (યજુર્વેદ : ૪૦.૮) વગેરે વિશેષણોથી જન્મ-મરણ અને શરીર-ધારણથી રહિત વર્ણવ્યો છે. અને યુક્તિથી પણ સિદ્ધ થાય છે કે પરમેશ્વરનો અવતાર ક્યારેય થઈ શકતો નથી. કારણ કે જે પરમાત્મા આકાશવત્ સર્વત્ર વ્યાપક, અનંત અને સુખ-દુઃખ, દૃશ્ય એટલે કે રૂપ વગેરે ગુણોથી રહિત છે, તે એક નાના સરખાં વીર્ય, ગર્ભાશય અને શરીરમાં કેવી રીતે આવી શકે ? જે એકદેશીય હોય છે, તેનું જ આવવું-જવું સંભવ છે. પરંતુ જે અચલ છે, અદૃશ્ય છે, જેના વિના એક પરમાણુ પણ ખાલી નથી, એવા પરમાત્માનો અવતાર કહેવો એ વંધ્યાના પુત્રનો વિવાહ કરી તેના પૌત્રનું દર્શન કર્યાની વાત કહેવા બરાબર છે.

**પ્રશ્ન :** જ્યારે પરમાત્મા વ્યાપક છે, તો તે મૂર્તિમાં પણ છે. તો પછી ગમે તે પદાર્થમાં ભાવના કરીને પૂજા કરવામાં આવે તો એમાં ખોટું શું છે ? જુઓ : **न काष्ठे विद्यते देवो न पाषाणे न मृण्मये । भावे हि विद्यते देवस्तस्माद्भावो हि कारणम् ॥**[4] એટલે કે પરમેશ્વર દેવ લાકડા, પથ્થર કે માટીમાંથી બનાવેલ પદાર્થોમાં નથી, પરંતુ એ તો ભાવમાં વિદ્યમાન છે. આથી જ્યાં ભાવ કરો ત્યાં જ પરમેશ્વર સિદ્ધ થાય છે.

**ઉત્તર :** જ્યારે પરમેશ્વર સર્વત્ર વ્યાપક છે, તો પછી કોઈ એક વસ્તુમાં પરમેશ્વરની ભાવના કરવી અને અન્યત્ર ન કરવી, એ તો ચક્રવર્તી રાજાને તેના સમસ્ત રાજ્યની સત્તાથી છોડાવીને એક નાની સરખી ઝૂંપડીનો સ્વામી માનવા જેવી વાત છે. માટે વિચાર તો કરો કે એ કેટલું મોટું અપમાન છે ! આમ તમે પરમેશ્વરનું પણ અપમાન કરો છો. જ્યારે તમે પરમાત્માને સર્વત્ર વ્યાપક માનો છો, તો પછી બાગમાંથી ફૂલ અને પત્ર તોડીને શા માટે ચઢાવો છો ? ચંદનને ઘસીને શા માટે એને લગાડો છો ? ધૂપ સળગાવીને શા માટે ધરો છો ? ઘંટ, ઘડિયાલ, ઝાંઝ, પખાજને લાકડાની ડાંડી વગેરેથી પીટીને શા માટે વગાડો છો ? પરમાત્મા તમારા હાથમાં છે, તો પછી હાથ શા માટે જોડો છો ? એ તમારા

---

૪. તુલના : ગરુડપુરાણ, ધર્મકાંડ, પ્રેતખંડ : ૩૮.૧૩ તથા ચાણક્યનીતિ : ૮.૧૧.

માથામાં પણ છે, તો પછી માથું શા માટે નમાવો છો ? એ અન્ન-જળ વગેરેમાં પણ છે, તો પછી નૈવેદ્ય શા માટે ધરો છો ? એ પાણીમાં પણ છે, તો પછી સ્નાન શા માટે કરાવો છો ? કારણ કે એ બધા જ પદાર્થોમાં પરમાત્મા વ્યાપક છે. અને તમે લોકો 'વ્યાપક'ની - જે વ્યાપક છે તેની પૂજા કરો છો કે 'વ્યાપ્ય'ની - જેમાં વ્યાપક છે તેની ? જો તમે 'વ્યાપક'ની પૂજા કરો છો, તો પછી પેલા પથ્થર, લાકડું વગેરે 'વ્યાપ્ત' પદાર્થો ઉપર ચંદન, ફૂલ વગેરે શા માટે ચઢાવો છો ? અને જો તમે 'વ્યાપ્ય'ની પૂજા કરો છો, તો તમે સાચું કેમ નથી બોલતા કે : 'અમે લોકો પથ્થર વગેરે 'વ્યાપ્ત' પદાર્થોના પૂજારી છીએ' ?

હવે કહો કે ભાવ સાચો છે કે ખોટો ? જો કહો કે સાચો છે, તો પરમેશ્વર તમારા ભાવને આધીન થઈને બદ્ધ - પરતંત્ર થઈ જશે. અને જો ભાવ સાચો હોય, તો માટીમાં સુવર્ણ-ચાંદી વગેરેની, પથ્થરમાં હીરા-પન્ના વગેરેની, સમુદ્ર-ફીણમાં મોતીની, પાણીમાં ઘી-દૂધ-દહીંની અને ધૂળમાં મેંદો-સાકર વગેરેની ભાવના કરીને એ પદાર્થોને એવા કેમ નથી બનાવી લેતા ? તમે લોકો દુઃખની ભાવના ક્યારેય નથી કરતા, છતાંય દુઃખ કેમ પ્રાપ્ત થાય છે ? તમે સુખની ભાવના હંમેશાં કરો છો, છતાંય એ કેમ પ્રાપ્ત નથી થતું ? આંધળો માણસ આંખની ભાવના કરીને શા માટે દેખતો નથી થઈ જતો ? તમે મરવાની ભાવના નથી કરતા, છતાંય કેમ મરી જાઓ છો ? એટલા માટે તમારી ભાવના સાચી નથી; કારણ કે જે વસ્તુ જેવી હોય, તેને તેવી જ માનવી, એનું નામ 'ભાવના' છે. જેમ કે, અગ્નિમાં અગ્નિ, પાણીમાં પાણી જાણવું એ 'ભાવના' છે. જ્યારે પાણીમાં અગ્નિ અને અગ્નિમાં પાણી જાણવું એ 'અભાવના' છે; કારણ કે જે પદાર્થ જેવો છે, તેને તેવો જ જાણવો એ 'જ્ઞાન' છે, અને તેને અન્યથા એટલે કે ખોટી રીતે જાણવો એ 'અજ્ઞાન' છે. એટલા માટે તમે અભાવનાને ભાવના અને ભાવનાને અભાવના કહો છો.

**પ્રશ્ન :** સારું ! પરંતુ જ્યાં સુધી વેદમંત્રોથી આવાહન કરવામાં નથી આવતું, ત્યાં સુધી દેવતા આવતા નથી. આવાહન કરવાથી દેવતા તરત આવે છે અને વિસર્જન કરવાથી ચાલ્યા જાય છે.

**ઉત્તર :** જો મંત્રો ભણીને આવાહન કરવાથી દેવતા આવી પહોંચતા હોય, તો મૂર્તિ ચેતન કેમ નથી થઈ જતી ? અને જો વિસર્જન કરવાથી ચાલ્યા જતા હોય તો તે દેવતા ક્યાંથી આવે છે અને ક્યાં ચાલ્યા જાય છે ? સાંભળો ભાઈ ! પૂર્ણ (સર્વવ્યાપક અને અનંત) પરમાત્મા ન તો ક્યાંયથી આવે છે અને ન તો ક્યાંય જાય છે. અને જો તમે મંત્રના બળથી પરમેશ્વરને બોલાવો છો, તો પછી એ જ મંત્રોથી તમારા મૃત પુત્રના શરીરમાં તેના જીવને કેમ બોલાવી નથી લેતા ? અને શા માટે શત્રુના શરીરમાંથી જીવાત્માનું વિસર્જન કરીને તેને મારી નથી શકતા ? સાંભળો ભાઈઓ ! ભોળા લોકો ! એ પોપજી લોકો તમને ઠગીને પોતાનું પ્રયોજન સિદ્ધ કરે છે. વેદોમાં પથ્થર વગેરેની મૂર્તિઓની પૂજા અને પરમેશ્વરનાં આવાહન-વિસર્જન કરવા વિશેનો એક અક્ષર પણ નથી.

## મૂર્તિપૂજાથી થતા સોળ દોષ

સ્વામી દયાનંદે સત્યાર્થપ્રકાશના ૧૧મા સમુલ્લાસમાં મૂર્તિપૂજાની વિશદ સમાલોચના કરી છે. તેમણે એ સમુલ્લાસમાં મૂર્તિપૂજાના નિમ્નલિખિત સોળ દોષ ગણાવ્યા છે :

૧. **પ્રશ્ન :** મન સાકારમાં સ્થિર થાય છે, અને નિરાકારમાં તેનું સ્થિર થવું કઠણ છે. એટલા માટે મૂર્તિપૂજા કરવી જોઈએ. **ઉત્તર :** મન સાકારમાં ક્યારેય સ્થિર થઈ શકતું નથી; કારણ કે મન સાકાર પદાર્થને ઝટ - તરત જ ગ્રહણ કરી લે છે અને પછી તેના એક એક અવયવમાં ફરતું રહે છે અને એકમાંથી બીજામાં દોડી જાય છે. જ્યારે નિરાકાર અનંત પરમાત્માના ગ્રહણમાં મન જેટલું સામર્થ્ય હોય એટલું અત્યંત દોડે છે, તોપણ અંત નથી પામતું. પરમાત્મા નિરવયવ હોવાથી મન ચંચળ પણ નથી રહેતું, પરંતુ પરમાત્માનાં જ ગુણ-કર્મ-સ્વભાવનો વિચાર કરતાં કરતાં આનંદમાં મગ્ન થઈને સ્થિર થઈ જાય છે. અને જો મન સાકારમાં સ્થિર થતું હોત તો સર્વ જગતનું એટલે કે સૌનું મન સ્થિર થઈ જવું જોઈતું હતું; કારણ કે જગતમાં મનુષ્ય સ્ત્રી, પુત્ર, ધન, મિત્ર વગેરે સાકારમાં ફસાયેલ રહેતો હોય છે. પરંતુ જ્યાં સુધી નિરાકારમાં લગાડવામાં ન આવે ત્યાં સુધી કોઈનું પણ મન સ્થિર થતું નથી; કારણ કે પરમાત્મા નિરવયવ હોવાથી તેમાં મન સ્થિર થઈ જાય છે. એટલા માટે મૂર્તિપૂજા કરવી અધર્મ છે.

૨. મૂર્તિપૂજાને કારણે મંદિરો પાછળ કરોડો રૂપિયાનો વ્યય કરવામાં આવે છે. આથી ગરીબાઈ અને પ્રમાદ ઉત્પન્ન થાય છે.

૩. મંદિરોમાં સ્ત્રી-પુરુષોના મેળાવડા યોજાય છે, જેના કારણે વ્યભિચાર, લડાઈ-ઝઘડા અને રોગ વગેરે ઉત્પન્ન થાય છે.

૪. મનુષ્ય મૂર્તિપૂજાને જ ધર્મ, અર્થ, કામ અને મોક્ષનું સાધન માની લે છે અને તેથી તે પુરુષાર્થ-રહિત થઈને પોતાનો મનુષ્ય-જન્મ વ્યર્થ ગુમાવે છે.

૫. વિવિધ અને પરસ્પર વિરુદ્ધ પ્રકારનાં સ્વરૂપ, નામ તથા ચરિત્ર ધરાવતી મૂર્તિઓના પૂજારીઓમાં ઐક્ય મતનો નાશ થાય છે અને તેઓ પરસ્પર વિરુદ્ધ મતમાં ચાલીને, અંદરોઅંદર ફૂટ વધારીને દેશનો નાશ કરે છે.

૬. મૂર્તિ અને મૂર્તિપૂજાના ભરોસે એવું માનીને બેસી રહે છે કે શત્રુનો પરાજય અને પોતાનો વિજય થશે. પરંતુ સ્વયં પરાજિત થવાથી રાજ્ય, સ્વાતંત્ર્ય અને ધન-સંપત્તિનું સુખ બધું જ તેમના શત્રુઓના અધિકારમાં ચાલ્યું જાય છે, અને પોતાને પરાધીન ભઠિયારાના ટટ્ટુ અને કુંભારના ગધેડાની જેમ શત્રુઓને વશ થઈને અનેક પ્રકારનાં દુઃખ ભોગવવાં પડે છે.

૭. જ્યારે કોઈ મનુષ્ય બીજાને એમ કહે કે, ‘હું તારા બેસવાના આસન કે નામ પર પથ્થર મૂકું છું’, તો પેલો મનુષ્ય તેના પર ક્રોધિત થઈને તેને અપશબ્દ

કહે છે અથવા મારે છે. આવી જ રીતે જે લોકો પરમેશ્વરની ઉપાસનાના સ્થાન હૃદય પર અને તેના નામ પર પથ્થર વગેરેની મૂર્તિઓ ધરે છે, શું એ દુષ્ટ બુદ્ધિવાળાઓનું પરમેશ્વર સત્યાનાશ નહિ કરે ?

૮. મનુષ્યો ભ્રાંત થઈને એક મંદિરેથી બીજા મંદિરે અને દેશ-દેશાંતરમાં ભટકતાં ફરે છે અને દુઃખો ઉઠાવે છે; ધર્મ, સંસાર અને પરમાર્થનાં કાર્યોને નષ્ટ કરે છે, ચોર વગેરેથી પીડાય છે અને ઠગ લોકોથી ઠગાય છે.

૯. દુષ્ટ પૂજારીઓને જે ધન આપવામાં આવે છે, તે ધનનો વ્યય એ લોકો વેશ્યા, પરસ્ત્રીગમન, મદ્ય-માંસાહાર અને લડાઈ-ઝઘડામાં કરે છે. આથી દાન આપનાર લોકોના સુખનું મૂળ નાશ પામે છે અને તેમને દુઃખ થાય છે.

૧૦. મૂર્તિપૂજક લોકો પોતાનાં માતા-પિતા વગેરે માનનીયોનું અપમાન અને પથ્થર વગેરેમાંથી બનાવેલી મૂર્તિઓનું માન કરીને કૃતઘ્ન થાય છે.

૧૧. જ્યારે કોઈ એ મૂર્તિઓને તોડી નાખે છે અથવા ચોરી જાય છે, ત્યારે મૂર્તિપૂજકો 'હાય-હાય' કરીને રડતાં રહે છે.

૧૨. પૂજારીઓ પરસ્ત્રીઓના સંગથી અને પૂજારણો પરપુરુષોના સંગથી પ્રાયઃ દૂષિત થઈને સ્ત્રી-પુરુષના (દાંપત્ય) પ્રેમનો આનંદ ખોઈ બેસે છે.

૧૩. મૂર્તિપૂજા સંબંધી બાબતોને કારણે સેવક (નોકર) સ્વામી (માલિક)ની આજ્ઞાઓનું બરાબર પાલન ન કરતો હોવાથી પરસ્પર વિરુદ્ધ ભાવ પેદા થાય છે, જેને લીધે બંને નષ્ટ-ભ્રષ્ટ થઈ જાય છે.

૧૪. જે મનુષ્ય જડનું ધ્યાન કરે છે તેનો આત્મા પણ જડ-બુદ્ધિ થઈ જાય છે; કેમ કે ધ્યેયનો જે જડત્વ ધર્મ છે તે અંતઃકરણ દ્વારા આત્મામાં અવશ્ય આવે છે.

૧૫. પરમેશ્વરે સુગંધીદાર ફૂલ વગેરે પદાર્થો હવા-પાણીની દુર્ગંધના નિવારણ માટે અને આરોગ્યતાની વૃદ્ધિ માટે બનાવ્યા છે. આ ફૂલોની સુગંધી ન જાણે કેટલાય દિવસ સુધી આકાશમાં પ્રસરીને હવા-પાણીની શુદ્ધિ કરતી રહેત અને આ ફૂલો પોતાના અંત સમય સુધી આ પ્રકારે સુગંધી ફેલાવતાં રહેત. પરંતુ પૂજારી લોકો આ ફૂલ વગેરે પદાર્થોને તોડી-તોડાવીને તેનો અધવચ્ચે જ નાશ કરી નાખે છે. પછી એ ફૂલ વગેરે પદાર્થો કાદવ સાથે મળીને સડે છે અને ઊલટાની દુર્ગંધ પેદા કરે છે. શું પરમાત્માએ આ ફૂલ વગેરે સુગંધી પદાર્થો પથ્થર પર ચઢાવવા માટે બનાવ્યા છે ?

૧૬. પથ્થર પર ચઢાવવામાં આવતાં ફૂલ, ચંદન અને અક્ષત વગેરે બધું પાણી અને માટી સાથે મળીને મોરી કે કુંડમાં જઈને એકઠું થાય છે અને પછી ત્યાં સડે છે. તેમાંથી મનુષ્યનું મળ ગંધાતું હોય એવી દુર્ગંધ હવામાં પ્રસરે છે. વળી તેમાં હજારો જીવડાં પડે છે, જે તેમાં જ મરે છે અને સડે છે.

મૂર્તિપૂજા કરવાથી આવા આવા અનેક દોષો થાય છે. એટલા માટે સજ્જન લોકોએ પથ્થર વગેરેની મૂર્તિઓની પૂજાનો સદંતર ત્યાગ કરી દેવો જોઈએ. જે લોકોએ પથ્થર વગેરેની મૂર્તિની પૂજા કરી હતી, જેઓ કરી રહ્યા છે અને જેઓ ભવિષ્યમાં કરશે, તેઓ મૂર્તિપૂજાના ઉપર જણાવેલ દોષોથી બચ્યા નથી, બચતા નથી અને બચવાના પણ નથી.

## મૂર્તિપૂજા-ખંડન : આર્યસમાજનું કર્તવ્ય

લાલા લજપતરાયે ૧૮૯૮માં સ્વામી દયાનંદનું એક જીવનચરિત્ર ઉર્દૂમાં લખ્યું હતું, જેનો હિંદી અનુવાદ 'યુગપ્રવર્તક સ્વામી દયાનંદ' ૧૯૯૮માં આર્ય પ્રકાશન મંડળ, દિલ્હીથી પ્રકાશિત થયો છે. આ પુસ્તકમાં લાલા લજપતરાયે પોતાની વિદ્વત્તાપૂર્ણ ભૂમિકાના અંતમાં સ્વામીજીનાં સૌથી વધારે ક્રાંતિકારી અને દૂરગામી પ્રભાવ ઉત્પન્ન કરનારાં ચાર કાર્યોની ગંભીર વિવેચના કરી છે. આ ચાર કાર્યોમાં તેમણે પ્રથમ સ્થાન મૂર્તિપૂજાના ખંડનને આપ્યું છે. બીજાં ત્રણ કાર્યોમાં બ્રાહ્મણવાદમાંથી મુક્તિ, વેદભાષ્યોની રચના અને આર્યસમાજની સ્થાપનાની ગણના કરી છે. લાલાજીએ સ્વામીજીના મૂર્તિપૂજા ખંડનના કાર્યની મહત્તા વર્ણન કરતાં લખ્યું છે :

> સ્વામીજી માત્ર ચૌદ વર્ષના બાળક જ હતા ત્યારે જ તેમને એ વાતનો બોધ થઈ ગયો હતો કે, મૂર્તિપૂજા ઈશ્વર ઉપાસનાનો સાચો માર્ગ નથી, પરંતુ એક અધમ કોટિનો ભ્રષ્ટાચાર છે. તેમના મનમાં આ વિચાર દૃઢતાપૂર્વક બેસી ગયો, જે જીવનમાં ક્યારેય સહેજ પણ ઢીલો ન પડ્યો. તેમણે પોતાનાં માતાપિતા સમક્ષ જ મૂર્તિપૂજા ન કરવાનો નિર્ધાર વ્યક્ત કર્યો અને પિતાજીના ઉગ્ર ક્રોધ સમક્ષ પણ - કે જે એક બાળક માટે બહુ જ ભયજનક હોય છે - તેમણે પોતાનો આ વિચાર છુપાવી ન રાખ્યો. બ્રહ્મચર્ય કાળમાં અને બાદમાં સંન્યાસ ગ્રહણ કર્યા બાદ પણ તેમણે મૂર્તિપૂજા વિષયક પોતાનું મંતવ્ય ક્યારેય ગુપ્ત ન રાખ્યું. ન તો તેઓ કદી કોઈ યતિમંડળથી ડર્યા કે ન તો કોઈ મહામંડલેશ્વરથી. ન તો તેઓ કોઈ રાજાથી ભયભીત થયા કે ન તો કોઈ પંડિતથી. જ્યાં સુધી જીવ્યા ત્યાં સુધી મૂર્તિપૂજાના વિરોધમાં સિંહની જેમ ગર્જના કરતા રહ્યા. લોકોને મૂર્તિપૂજામાંથી વિરત કરીને તેમને નિરાકાર ઉપાસના તરફ પ્રેરિત કરવા એ તેમના જીવનનો મહાન ઉદ્દેશ્ય હતો; અને પ્રત્યેક વ્યક્તિ જાણે છે કે જે પ્રકાશની પ્રાપ્તિ તેમને બચપણમાં થઈ હતી, તે પ્રકાશને તેમણે પોતાનાં સાહસ અને વીરતાથી મૃત્યુ પર્યંત બુઝવા ન દીધો. હિંદુમાત્ર જાણે છે કે ઉપનિષદ્ કાળથી લઈને આજ સુધી ભારતમાં મૂર્તિપૂજાનો આટલો સાહસી, નિર્ભય અને કટ્ટર શત્રુ દયાનંદ સિવાય બીજો કોઈ પેદા થયો નથી. સર્વ મતાવલંબીઓ - ચાહે ખ્રિસ્તી હોય કે મુસલમાન, પૌરાણિક હોય કે વેદાંતી, અથવા બૌદ્ધ પણ કેમ નથી - સૌ કોઈ જાણે છે કે દયાનંદના મનમાં મૂર્તિપૂજા પ્રત્યે શ્રદ્ધાનો ભાવ

ક્યારેય ઉત્પન્ન થયો નથી. મૂર્તિપૂજાનું ખંડન કરવાને લીધે જ તેમના સજાતીયોએ, સમાન ભાષા બોલનારાઓએ, સ્વધર્મીઓએ - સામાન્ય લોકોએ જ નહિ, પરંતુ વિદ્વાનોએ પણ - તેમને 'નાસ્તિક' કહ્યા. કોઈએ તેમને 'પાદરીઓના વેતનભોગી સેવક' કહ્યા, તો કોઈએ તેમને 'ધર્મના શત્રુ' કહ્યા. પરંતુ આ પુરુષસિંહે તેની તલમાત્ર પણ પરવા ન કરી.

ઘણીવાર પોતાના સજાતીય પંડિતોએ પ્રત્યક્ષ તથા પરોક્ષમાં પણ તેમને પ્રાર્થના કરી કે, જો આપ મૂર્તિપૂજાનું ખંડન છોડી દો તો અમે લોકો આપને વિષ્ણુના અવતાર ઘોષિત કરીશું, જેથી સર્વત્ર આપની પૂજા થશે. પરંતુ આ મહાપુરુષ પર આવાં પ્રલોભનોની કોઈ અસર ન થઈ. દયાનંદ એક એવા સુદૃઢ આસન પર બેઠા હતા કે જ્યાંથી કોઈ તેમને હલાવી શકે તેમ નહોતું. અનેક સામંતો, રાજાઓ અને મહારાજાઓએ તેમને ગુપ્ત તથા પ્રત્યક્ષ ભલામણ કરી કે, આપ મૂર્તિપૂજાનું ખંડન છોડી દો. તેમને અનેક જાતનાં પ્રલોભનો આપવામાં આવ્યાં, ધમકીઓ આપવામાં આવી. પ્રાણહરણનો ભય, બદનામીનો ડર અને ધિક્કારોની આંધીઓ વારાફરતી તેમના જીવનમાં આવતાં જ રહ્યાં, પરંતુ તેમના દૃઢ હૃદય પર તેની કશી જ અસર ન થઈ. તેમણે મૂર્તિપૂજાને જે કોઈ સ્થાને, જે કોઈ સ્વરૂપે અને જે કોઈ પ્રકારે થતી જોઈ, તેનું ખંડન પણ એટલી જ નીડરતાથી કર્યું. જડપૂજાનો વિરોધ તેમના હૃદયમાં પથ્થરની લકીરની માફક અંકિત થઈ ગયો હતો, જેને મિટાવવાનું સામર્થ્ય કોઈમાં નહોતું. કાશીના ત્રણસો પંડિતો, કલકત્તાના વિદ્વાનો અને નદિયા (નવદ્વીપ)ના દાર્શનિકો પણ તેમને આ આસન પરથી હલાવી ન શક્યા. જયપુર, ઉદયપુર, જોધપુર, ઇંદોર અને કાશીના રાજાઓના પ્રયત્નો પણ વ્યર્થ ગયા. મુસલમાનો અને ખ્રિસ્તીઓ ભલે પ્રગટ રૂપે મૂર્તિપૂજાના શત્રુઓ છે, પરંતુ એ લોકોના મતમાં પણ જેટલા અંશે મૂર્તિપૂજા અનુસ્યૂત જણાઈ તેનું પણ તેમણે સાહસપૂર્વક ખંડન કર્યું.

સ્વામી દયાનંદની દૃષ્ટિએ મૂર્તિપૂજા માત્ર બુદ્ધિવાદ વિરુદ્ધ જ નથી, પરંતુ ઈશ્વરી જ્ઞાન વેદોમાં પણ તેનો નિષેધ કરવામાં આવ્યો છે; અને માટે તે વેદવિરુદ્ધ છે. તેમનો દૃઢ વિશ્વાસ હતો કે મૂર્તિપૂજા ધર્મ અને શિષ્ટાચારના ક્ષેત્રમાં ફેલાયેલી બદીઓની જનની છે, અને રાજનીતિક ગુલામી અને સાંસારિક અપ્રતિષ્ઠા એ જ તેનાં અનિવાર્ય દુષ્પરિણામ છે. તેઓ સમજતા હતા કે જ્યાં સુધી હિંદુઓ મૂર્તિપૂજાથી મુક્ત નહિ થાય ત્યાં સુધી તેઓ ન તો સાચા માર્ગે આગળ વધી શકશે અને ન તો તેઓનો રાજનીતિક અને સામાજિક અભ્યુદય થઈ શકશે. એટલા માટે તેમણે પોતાના આત્માનું સમસ્ત બળ મૂર્તિપૂજાના ખંડનમાં તથા તેને વેદ તથા યુક્તિ વિરુદ્ધ સિદ્ધ કરવામાં લગાડ્યું; અને સર્વવિદિત છે કે તેમણે મોટા મોટા મૂર્તિપૂજકોનાં દિલ હલાવી નાખ્યાં. તેમણે હિંદુ જાતિના બંધિયાર

પાણીમાં હલચલ પેદા કરી દીધી અને હિંદુ પંડિતોને મૂર્તિપૂજાના સમર્થનમાં વેદોનાં પ્રમાણો શોધી લાવવા વિવશ કરી મૂક્યા.

સ્વામીજી વેદોને પૂર્ણ જ્ઞાન માનતા હતા અને જો મૂર્તિપૂજાનું પ્રમાણ તેમને વેદોમાંથી મળી જાત તો કદાચ તેમનું સમાધાન પણ થઈ જાત; પરંતુ એમ થવું અસંભવ જ હતું [કારણ કે વેદોમાં તો મૂર્તિપૂજાનો સ્પષ્ટ નિષેધ કરવામાં આવ્યો છે. દ્રષ્ટવ્ય : યજુર્વેદ ૪૦.૯, ૩૨.૩ વગેરે મંત્રો]. સાચી વાત તો એ છે કે મૂર્તિપૂજા અને મિથ્યા દેવપૂજાના ખંડનમાં સ્વામીજીએ એ કામ કર્યું છે, જે કરવામાં શંકરાચાર્ય પણ અસમર્થ રહ્યા હતા.

હિંદુધર્મના શત્રુઓ હિંદુધર્મને 'મૂર્તિપૂજક' કહીને તેની પર આક્રમણ કરતા હતા. પરંતુ હવે મૂર્તિપૂજાને હિંદુ ધર્મની મૌલિક અવધારણા વિરુદ્ધ સિદ્ધ કરીને સ્વામીજીએ પેલા શત્રુઓના હાથમાંથી એ હથિયાર જ ઝૂંટવી લીધું. મુસલમાનો અને ખ્રિસ્તીઓની વૈદિક ધર્મ પ્રત્યે જે દૂષિત ધારણા હતી, તે સ્વામીજીની શિક્ષાઓથી છિન્ન-ભિન્ન થઈ ગઈ. હવે એ લોકોમાં એટલી તાકાત જ ન રહી કે હિંદુધર્મને મૂર્તિપૂજાનો ધર્મ બતાવીને હિંદુઓને બહેકાવી શકે અને તેઓનું ધર્માંતર કરાવી શકે. એ લોકોના આક્રમણની કમ્મર જ તૂટી ગઈ. સ્વામીજીએ મૂર્તિપૂજાને વાસ્તવિક ઈશ્વર-પૂજાથી ભિન્ન સિદ્ધ કરીને અન્યો દ્વારા કરવામાં આવતાં આક્રમણોને નાકામ કરી દીધાં. લાખો લોકોને સ્વધર્મ-ત્યાગના પાપમાં પડતા બચાવ્યા. જો સ્વામીજીએ પોતાના જીવનમાં આ સિવાય બીજું કશું જ ન કર્યું હોત અને માત્ર આ મૂર્તિપૂજાખંડનરૂપી એક જ કામ કર્યું હોત તોપણ તેમની ગણના વિશ્વના મહાપુરુષોની શ્રેણીમાં અવશ્ય થઈ હોત. પરંતુ તેમણે આ ઉપરાંત પણ બીજાં અનેક મહાન કાર્યો કર્યાં હતાં, જેનું વર્ણન આગળ કરવામાં આવશે. તોપણ એ કહેવામાં કોઈ સંકોચ નથી કે મૂર્તિપૂજાનું ખંડન સ્વામી દયાનંદના જીવનનો મુખ્ય ઉદ્દેશ્ય હતો.[૫]

સ્વામી દયાનંદે મૂર્તિપૂજાના ખંડન પાછળ અત્યંત શક્તિ અને સમય લગાવ્યાં હતાં. તેમણે અસાધારણ નિર્ભયતા અને સત્ય પ્રત્યેની અનન્ય નિષ્ઠા દાખવીને મૂર્તિપૂજાને એક 'દુરાચાર'ની સંજ્ઞા આપી છે.[૬] તેઓ ભારતમાંથી જ નહિ, બલ્કે સમગ્ર વિશ્વમાંથી મૂર્તિપૂજાને જડમૂળથી ઊખેડી નાખવા કૃતસંકલ્પ હતા. મૂર્તિપૂજા-ખંડનને લઈને તેમનું વલણ તેમના દેહાવસાન પર્યંત મક્કમ અને સમાધાનવૃત્તિવિહોણું રહ્યું છે. આ વિશે તેમનો દૃષ્ટિકોણ જીવનભર નિશ્ચલ અને સ્પષ્ટ રહ્યો છે. જ્યારે લોકોએ કહ્યું કે મૂર્તિપૂજા તો નિરાકાર ઈશ્વરને પામવાની સીડી કે પગથિયું છે, ત્યારે તેમણે આ નબળી દલીલનું ખંડન કરતાં કહ્યું છે :

---

૫. લજપતરાય, યુગપ્રવર્તક સ્વામી દયાનંદ, પાન ૫૮-૬૦.

૬. દ્રષ્ટવ્ય : ઉપદેશ મંજરી અથવા પૂના પ્રવચનના અંતિમ ૧૫મા વ્યાખ્યાનનો અંતિમ અંશ.

> મૂર્તિપૂજા સીડી કે પગથિયું નથી પરંતુ એક મોટી ખાઈ છે. એક એવી ખાઈ કે જેમાં પડીને મનુષ્ય ચકનાચૂર થઈ જાય છે. પછી તે એ ખાઈમાંથી બહાર નીકળી શકતો નથી, પરંતુ એ ખાઈમાં જ તેનું જીવન સમાપ્ત થઈ જાય છે.[૭]

એટલે કે એક મૂર્તિપૂજક હંમેશને માટે મૂર્તિપૂજક જ રહે છે. આથી જ સ્વામીજીએ મૂર્તિપૂજાથી થતી ધાર્મિક, સામાજિક, આર્થિક અને રાષ્ટ્રીય હાનિઓનો ચિતાર આપીને તેનાથી બચવા માટે દેશવાસીઓને હાકલ કરી હતી. મૂર્તિપૂજાને કારણે દેશભરમાં જે હજારો અને લાખો મંદિરો અને તીર્થોની જાળ ફેલાવવામાં આવી છે, તેના કૃષ્ણ પક્ષને સ્વામીજીએ ઉજાગર કર્યો. આ મંદિરો તથા તીર્થોમાં સ્થાપિત મૂર્તિઓની સાથે સંકળાયેલાં ચમત્કારો, આડંબરો, પાખંડો તથા માયાજાળનો ભેદ ખુલ્લો કરીને સ્વામીજીએ દેશવ્યાપી મંદિરોનાં તથા તેને લીધે ઉત્પન્ન થયેલ પૂજારી તથા શોષક વર્ગનાં ધૂર્તત્તાપૂર્ણ કૃત્યો ઉજાગર કર્યાં. તેમનું દૃઢપણે માનવું હતું કે મૂર્તિપૂજા જ ભયંકર અનાચાર, દુરાચાર અને ભ્રષ્ટાચારની જનની છે. આથી મૂર્તિપૂજાને નિર્મૂળ કરવા માટે તેમણે અનેક વાર પોતાનું જીવન સુધ્ધાં હોડમાં મૂક્યું છે. મૂર્તિપૂજાના વિરોધના કારણે તેમને અનેક વાર અનાદર, તિરસ્કાર, ઘૃણા, નિંદા, અપમાન, હિંસા અને પ્રવાદનો સામનો કરવો પડ્યો હતો. તેમના અસામયિક નિધન પાછળ તેમનો આ મૂર્તિપૂજા વિરોધ કેટલા અંશે સાક્ષાત્ કારણભૂત રહ્યો હતો એ નિશ્ચિત કરવું તો આજે બહુ જ મુશ્કેલ છે. પરંતુ જોધપુરમાં સ્વામીજીના રસોઈયા ધૌડમિશ્રને દૂધમાં ઝેર ભેળવીને સ્વામીજીને એ પિવડાવી દેવા તૈયાર કરવા સુધીના ષડ્યંત્રની પૂરી પ્રક્રિયામાં સ્વામીજીના મૂર્તિપૂજા વિરોધથી નારાજ થયેલા અને જેનો સ્વાર્થ મૂર્તિપૂજાના માધ્યમથી સિદ્ધ થતો હતો એવી કોઈ ઘોર સ્વાર્થી વ્યક્તિ કે કોઈ એવા મત-સંપ્રદાયના મુખિયાની સંભાવિત ભૂમિકાથી પણ ઈનકાર થઈ શકે તેમ નથી. એ બિલકુલ સત્ય છે કે, વર્તમાન યુગમાં સ્વામી દયાનંદ જેવો મૂર્તિપૂજાનો પ્રબળ ખંડનકર્તા બીજો કોઈ પાક્યો નથી. આ કાર્યમાં તેઓ સાચે જ અદ્વિતીય હતા. આ સત્યની પ્રતીતિ માટે દેવેન્દ્રનાથ મુખોપાધ્યાયના શબ્દો ટાંકવાનું મન થાય છે :

> આપણા દેશના પ્રાયઃ તમામ આચાર્યોએ, લગભગ તમામ સંપ્રદાય-પ્રવર્તકોએ મૂર્તિપૂજાની સાથે કોઈ ને કોઈ પ્રકારની સમજૂતી કરીને ચાલવાની કોશિશ કરી છે...ભારતના આચાર્યોની જાણે આ અપરિહાર્ય નીતિ રહી છે કે તેઓ મૂર્તિપૂજા અને અદ્વૈતવાદ સાથે કોઈ ને કોઈ પ્રકારે મિત્રતા સ્થાપિત કરી જ લે છે...બધા જ સંપ્રદાયોના આચાર્યોએ એ જ સ્થિર કર્યું છે કે, મૂર્તિપૂજાની સાથે સમજૂતી કરીને ચાલવામાં ડહાપણ છે.
>
> કદાચ ઘણા લોકોને ખબર નહિ હોય કે સ્વામી દયાનંદને અનેક સ્થાને અને અનેક વાર મૂર્તિપૂજાનું ખંડન છોડી દેવા માટે અનુરોધ કરવામાં આવ્યો હતો અને તેમને આ માટે પ્રલોભનો પણ આપવામાં આવ્યાં હતાં. ૧૮૭૭માં જ્યારે

૭. દયાનંદ સરસ્વતી, સત્યાર્થપ્રકાશ, સમુલ્લાસ ૧૧.

તેઓ લાહોર હતા અને તેમણે પંજાબમાં પ્રબળ આંદોલન ચલાવ્યું હતું ત્યારે કાશ્મીર નરેશ મહારાજા રણવીરસિંહે પંડિત મનફૂલના માધ્યમથી સ્વામીજીને અનુરોધ કર્યો હતો કે, આપ બીજાં જે કાંઈ કાર્યો કરી રહ્યા છો એ કરતાં રહો, પરંતુ મૂર્તિપૂજાના વિરોધમાં કશુંય ન બોલશો. જો આપ આ મુજબ કરશો તો હું મારો ખજાનો આપને સમર્પિત કરી દઈશ. પરંતુ દયાનંદે તેમને શો ઉત્તર આપ્યો ? તેમણે પંડિત મનફૂલને કહ્યું કે, હું કાશ્મીર નરેશને નહિ, બલ્કે વેદપ્રતિપાદિત બ્રહ્મને જ સંતુષ્ટ કરીશ. હવે પછી આપ મારી આગળ આવી વાત ક્યારેય ન લાવશો. ૧૮૬૯માં જ્યારે કાશીમાં મહાન શાસ્ત્રાર્થને કારણે ચારે બાજુ મહાન આંદોલન થઈ રહ્યું હતું ત્યારે કાશીના એક વિખ્યાત પંડિત એક દિવસ રાતના સમયે દયાનંદની પાસે આવ્યા અને તેમને પ્રાર્થના કરી કે, આપ બીજી બધી વાતોનું ખંડન કરો છો તેનો વાંધો નથી, પરંતુ જો આપ એક મૂર્તિપૂજાનું ખંડન કરવાનું બંધ કરી દો તો કાશીની સમગ્ર પંડિતમંડળી ભેગી થઈને આપના ગળામાં જયમાળા પહેરાવશે અને આપને હાથી પર સવાર કરીને આખા નગરમાં આપની સવારી કાઢશે અને આપને હિંદુઓના શ્રેષ્ઠ અવતાર ઘોષિત કરશે. દયાનંદે ઉત્તરમાં કહ્યું કે, હું આવું કશુંય નથી ઇચ્છતો, હું તો વેદ-પ્રતિપાદિત સત્યોના પ્રચાર માટે આવ્યો છું. પંડિતજી આ સાંભળીને ચૂપ થઈ ગયા અને ચાલતાં થયા. કહેવાય છે કે દિલ્હી પાસેના કોઈ સ્થાનનો એક સેઠ ગાડામાં એક લાખ રૂપિયા ભરીને સ્વામીજીની પાસે લાવ્યો અને તેમને વિનયપૂર્વક કહ્યું કે, મહારાજ, હું આ લાખ રૂપિયા આપને ભેટ કરું છું, આપ મૂર્તિપૂજાનું ખંડન છોડી દો. એ સિવાય આપ જે કાંઈ કરવા ઇચ્છો છો એ કરતાં રહો, એ સઘળાં કાર્યોમાં હું આપને સહાય કરતો રહીશ. સેઠનો આ અનુરોધ સાંભળીને સ્વામીજી હસવા લાગ્યા અને તેમણે આ સેઠને એટલું જ કહ્યું કે, સેઠજી, અહીંથી ચાલ્યા જાઓ. મૂર્તિપૂજાનો પ્રતિવાદ કરવામાં સ્વામીજી એટલા નિર્ભય, એટલા સાહસી અને એટલા પરાક્રમી હતા કે, જે દેવમંદિરમાં જઈને તેઓ વિશ્રામ કરતા, એ જ દેવમંદિરની અંદર એ જ દેવમૂર્તિનું ખંડન કરવા ઉદ્યત થઈ જતા. એકવાર સ્વામીજી નાસિકમાં ગોદાવરીના તટ પર રામચંદ્રજીનું મંદિર જોવા ગયા અને એ જ મંદિરની સીઢીઓ પર ઊભા રહીને તેઓ રામાવતારનું ખંડન કરવા લાગ્યા. મૂર્તિપૂજા ઉપર તેઓ એટલા પ્રચંડ ભાવથી, એટલી યોગ્યતાથી અને એટલી આંતરિકતાથી અસ્ત્રક્ષેપ કરતા હતા કે ભારતના કોઈ પણ આચાર્યે તેમના પહેલાં આ રીતે અસ્ત્રક્ષેપ ક્યારેય નહિ કર્યો હોય. સ્વામીજી અતિ સરળ, ઉજ્જ્વલ અને સમીચીન ભાવથી પ્રતિપાદિત કરતા રહેતા કે, મૂર્તિપૂજા જેવી કોઈ બીજી મહા મિથ્યા વસ્તુ નથી. કાશી શાસ્ત્રાર્થમાં તેમનો પ્રથમ પ્રધાન પક્ષ જ આ હતો કે, ‘પાષાણાદિ મૂર્તિપૂજા

> વેદવિરુદ્ધ છે'. પૂનાના શાસ્ત્રીઓની સાથે પણ તેમનો પ્રધાન વિચારણીય વિષય 'મૂર્તિપૂજા મિથ્યા છે' એ જ હતો. સારાંશ એ છે કે ઘોરમાં ઘોર પ્રતિકૂળતાઓ હોય, અતિ લોભામણાં પ્રલોભનો આપવામાં આવતાં હોય અને સમય સમય પર શત્રુઓ દ્વારા પોતાની હત્યા કરવાના ષડ્યંત્રો થઈ રહ્યાં હોય, તોપણ મૂર્તિપૂજાની વિરુદ્ધ પ્રચંડ સંગ્રામ ખેલીને તેમણે ભારતની આચાર્યમંડળીમાં પોતાના માટે વિશેષ સ્થાન આરક્ષિત કરી લીધું છે. એમાં અણુમાત્ર પણ શંકા નથી કે, આ બાબતે તેઓ અતુલ્ય, અનુપમ અને અદ્વિતીય હતા. જેમ મૂર્તિપૂજા આર્ય સંસ્કૃતિની સૌથી મોટી વૈરિણી છે, તેમ દયાનંદ પણ મૂર્તિપૂજાના સૌથી મોટા વૈરી હતા. તેમણે સમસ્ત ભારતભૂમિમાં અતિ ઉજ્જ્વળ અને પ્રબળ ભાવથી આ વાતનો પ્રચાર કર્યો કે, જ્યાં સુધી મૂર્તિપૂજા સમૂળ નષ્ટ નહિ થાય ત્યાં સુધી ભારતભૂમિનું કોઈ પણ કલ્યાણ સાધી શકાશે નહિ. આ રીતે દયાનંદે જેમ પોતાની અપૂર્વતા અને વિશેષતાની રક્ષા કરી છે, એવી જ રીતે તેમણે આ દેશ પર પણ પૂરો ઉપકાર કર્યો છે.[૮]

જે. જે. લૂકસ નામના એક વિદેશી પાદરી ૨૩ મે ૧૮૭૬ના રોજ સ્વામીજીને ફરુખાબાદમાં મળ્યા હતા. તેમણે સ્વામીજી સાથે ધર્મસંવાદ કર્યો હતો. વર્ષો બાદ સ્વામીજીના જીવનચરિતકાર દેવેન્દ્રનાથ મુખોપાધ્યાયે આ પાદરીને સ્વામીજી વિષયક જાણકારી આપવા વિનંતી કરી ત્યારે આ પાદરીએ પત્રમાં લખ્યું :

> સ્વામી દયાનંદ મૂર્તિપૂજાની વિરુદ્ધ એટલા જોશથી અને એટલા સ્પષ્ટ આત્મવિશ્વાસથી બોલતા હતા કે ફરુખાબાદની જનતાએ તેમનું જે રીતનું હાર્દિક સ્વાગત કર્યું એ જોઈને મને આશ્ચર્ય થયું. મને સ્વામીજીનું એ કથન યાદ છે કે જે તેમણે મારા એક પ્રશ્નના ઉત્તરમાં કહ્યું હતું. એકવાર મેં સ્વામીજીને પૂછ્યું કે, જો આપને તોપના મોઢે ઊભા રાખીને કહેવામાં આવે કે જો તમે મૂર્તિને માથું નહિ નમાવો તો તમને તોપથી ઉડાવી દેવામાં આવશે, તો એવી હાલતમાં આપ શો જવાબ આપશો ? ત્યારે તેમણે કહ્યું હતું કે, હું કહીશ કે બેશક મને તોપથી ઉડાવી દો ! મારું મસ્તક કોઈ જડ વસ્તુ આગળ નહિ નમે. તેમની સાથે મુલાકાત કરીને હું એવા ભાવ લઈને આવ્યો હતો કે સ્વામીજી એક સમર્થ પુરુષ છે અને મૂર્તિપૂજા પ્રત્યે તેમના દિલમાં પ્રબળ અને સંનિષ્ઠ ઘૃણા છે. તેમની વૈચારિક દૃઢતા અપૂર્વ હતી.[૯]

આજકાલ કેટલાક ચાલાક ધર્માચાર્યો તથા વિદ્વાનો 'સમાજ હિતૈષી' બનીને સામાજિક એકતાના લોભામણા નામે એવી ભ્રાંતિ ફેલાવવાનો પ્રયાસ કરી રહ્યા છે કે, સ્વામી દયાનંદ

---

૮. દેવેન્દ્રનાથ મુખોપાધ્યાય, મહર્ષિ દયાનંદ સરસ્વતી કા જીવનચરિત, ભૂમિકા, પાન ૨૮-૨૯.

૯. ભવાનીલાલ ભારતીય, સ્વામી દયાનંદ ઔર ભારત મેં ઈસાઈયત, પાન ૬૨-૬૩; અને દેવેન્દ્રનાથ મુખોપાધ્યાય સંગૃહીત જીવનચરિત, પાન ૩૩૮.

હકીકતમાં મૂર્તિપૂજાના વિરોધી નહોતા, તેઓ તો ખોટી રીતે કરવામાં આવતી 'અશાસ્ત્રીય મૂર્તિપૂજા'ના વિરોધી હતા અથવા તો તેઓ મૂર્તિપૂજામાં ઘૂસી ગયેલી વિકૃતિઓ કે જડતાને જ દૂર કરવા માંગતા હતા. આ ઉપરાંત એમ કહીને પણ ભ્રમણા ફેલાવવાની કોશિશ કરવામાં આવે છે કે, સ્વામીજીએ જીવનનાં અંતિમ વર્ષોમાં મૂર્તિપૂજાનું ખંડન શિથિલ અથવા ઓછું કરી દીધું હતું. પરંતુ સ્વામીજીનું જીવનચરિત્ર તથા તેમનાં ગ્રંથો જોતાં આવી તમામ વાતો તદ્દન પોકળ, નિરાધાર અને બદઈરાદાથી ફેલાવવામાં આવતી સિદ્ધ થાય છે. સ્વામીજીના દેહાવસાનના થોડા જ મહિના પહેલાંની વાત છે. ઉદયપુરનરેશ મહારાણા સજ્જનસિંહે સ્વામીજી સમક્ષ મૂર્તિપૂજાના ખંડનથી વિરત થવાનો પ્રસ્તાવ મૂક્યો અને તેના બદલામાં તેમને ત્યાંના એકલિંગજીની ગાદીના મહંતનું પદ ઓફર કર્યું. સ્વામીજીએ તત્કાલ આ પ્રસ્તાવનો અસ્વીકાર કર્યો અને તેનો સણસણતો જવાબ આપતાં કહ્યું હતું :

> રાણાજી, આપ આ પ્રસ્તાવ કોની સમક્ષ મૂકી રહ્યા છો ? આપનું આ રાજ્ય તો એટલું નાનું છે કે હું એક દોટ લગાઉં ત્યાં તેના સીમાડાની બહાર જઈ શકું છું. પરંતુ મને બતાવશો કે વિશ્વનિયંતા પરમાત્માના આ બ્રહ્માંડરૂપી રાજ્યને છોડીને હું ક્યાં જઈ શકું છું ? વેદ અને ઈશ્વરની આજ્ઞાનો ભંગ કરવો મારાથી કદાપિ સંભવ નથી.[૧૦]

સ્વામીજીનો આ સણસણતો જવાબ જ એ વાતનું જ્વલંત પ્રમાણ છે કે, જીવનનાં અંતિમ વર્ષોમાં પણ તેમના દિલોદિમાગમાં મૂર્તિપૂજા પ્રત્યે કેટલા પ્રબળ વિરોધ તથા વિતૃષ્ણાના ભાવ હતા. જીવનના એ અંતિમ દિવસોમાં જ સ્વામીજી સત્યાર્થપ્રકાશના ૧૮૭૫માં પ્રકાશિત થયેલ પ્રથમ સંસ્કરણને સંશોધિત કરીને તેનું બીજું નવું સંસ્કરણ તૈયાર કરી રહ્યા હતા. આ સંશોધિત સંસ્કરણમાં પણ તેમણે મૂર્તિપૂજાની વિશદ અને કટુ આલોચના કરી છે. આ બતાવે છે કે તેમના જીવનનાં અંતિમ વર્ષોમાં પણ મૂર્તિપૂજા ખંડન પ્રત્યેનું તેમનું વલણ પૂર્વવત્ જ હતું અને તેમાં જરાય શિથિલતા કે પરિવર્તન આવ્યું નહોતું.

આર્યસમાજને - આર્યસમાજના વિદ્વાનોને - મૂર્તિપૂજા-ખંડનના કાર્યથી પૃથક્ કરવાના હેતુથી કેટલાક 'નીતિનિપુણ' અને 'વ્યવહારુ' લોકો સલાહસૂચન કરશે અને મૂર્તિપૂજા-ખંડનથી થતી કેટલીક સ્વ-કલ્પિત હાનિઓના બહાને તેઓ તેમને સાવધાન કરવાનો પ્રયત્ન કરશે. આર્યસમાજ પ્રત્યે અધિકાધિક લોકોને આકર્ષિત કરવાના બહાને પણ મૂર્તિપૂજા વગેરેનું ખંડન ન કરવું અથવા માત્ર મંડનાત્મક પ્રચાર જ કરવો, એવી શિખામણ આપનારા 'હિતેચ્છુઓ' પણ આગળ આવશે. પરંતુ આર્યસમાજે એ ન ભૂલવું જોઈએ કે, સ્વામી દયાનંદને પણ તેમના જીવનકાળમાં આવા 'નીતિનિપુણ', 'વ્યવહારુ' અને 'હિતેચ્છુ' લોકો આવી સલાહ આપતા જ હતા. પરંતુ સ્વામીજી મૂર્તિપૂજાને વેદ, તર્ક, યુક્તિ તથા માનવ ઐક્ય વિરુદ્ધ માનતા હતા. આથી જ તેઓ આજીવન મૂર્તિપૂજાનું ખંડન કરતા રહ્યા.

---

૧૦. ભવાનીલાલ ભારતીય, નવજાગરણ કે પુરોધા મહર્ષિ દયાનંદ સરસ્વતી, ભાગ ૨, પાન ૮૧૪.

સ્વામીજીના જીવનચરિત્રમાં નવેમ્બર ૧૮૭૮નો અજમેરનો એક પ્રસંગ વર્ણિત છે : રાય બહાદુર શ્યામસુંદરલાલે સ્વામીજીને કહ્યું કે, આપ મૂર્તિપૂજા પર આટલું તીવ્ર આક્રમણ કેમ કરો છો ? મૂર્તિપૂજા જેવી લોક પ્રચલિત માન્યતાનું ખંડન થોડી મૃદુ શૈલીમાં ન કરી શકાય ? એમ કરવાથી વધારે લોકો આપના અનુયાયી બનશે. સ્વામીજીએ ઉત્તર આપ્યો :

> હું પણ જાણું છું કે મૂર્તિપૂજા પર આક્રમણનો વેગ થોડો કમ કરવાથી અનેક લોકો મારા પક્ષમાં આવી શકે છે અને મારા પ્રત્યે કરવામાં આવતાં નિંદા અને અત્યાચારો પણ થોડાં ઘટી જશે; પરંતુ એમ કરવાથી તરત જ મારા વ્રતનો ઉદ્દેશ્ય શિથિલ થઈ જશે અને મારા કાર્યની સ્વતંત્રતા પણ વિલુપ્ત થઈ જશે. મૂર્તિપૂજા પર મૃદુ આક્રમણ કરવાથી કે તેની સાથે કોઈ પણ જાતની સંધિ કરી લેવાથી મારા સિદ્ધાંતોની - વૈદિક મંતવ્યોની - પણ એ જ વલે થશે જે બીજા સિદ્ધાંતોની થઈ છે અને આગળ જતાં આર્યસમાજ પણ પૌરાણિક થઈને હિંદુઓમાં ભળી જશે - વિલિન થઈ જશે.[૧૧]

ડૉ. ભવાનીલાલ ભારતીયે સ્વામીજીના ઉપર્યુક્ત મંતવ્ય વિશે લખ્યું છે :

> સ્વામીજીએ પોતાના આ ઉત્તરમાં સ્પષ્ટ કર્યું છે કે, બૂરાઈઓ અને કુરીતિઓની સાથે સમજૂતી કરી લેવી એ સમસ્યાનું ઠીક સમાધાન નથી. સાથે સાથે તેઓ એ પણ અનુભવ કરતા હતા કે જો મૂળ સિદ્ધાંતોને લઈને વિભિન્ન સંપ્રદાયો સાથે સમજૂતી કરી લેવામાં આવશે તો આર્યસમાજનું ક્રાંતિકારી સ્વરૂપ સમાપ્ત થઈ જશે અને કાળાંતરે જેમ ભૂતકાળમાં અનેક પ્રગતિશીલ અને ક્રાંતિકારી આંદોલનો હિંદુ ધર્મરૂપી વિશાળ અજગરના ઉદરમાં સમાઈ ગયાં છે, તેવું જ આર્યસમાજનું પણ થશે.[૧૨]

આર્યસમાજના બીજા નિયમમાં ઈશ્વરના નિરાકાર ગુણને અગ્રિમ સ્થાને મૂકવામાં આવ્યો છે. આથી આર્યસમાજે પણ મૂર્તિપૂજાનું પ્રીતિપૂર્વક, ધર્માનુસાર અને યથાયોગ્ય ખંડન કરતાં રહેવું જોઈએ અને તેના સ્થાને વેદોક્ત સંધ્યા-ઉપાસના - યોગાભ્યાસ વગેરે આધ્યાત્મિક સાધનોનો પ્રચાર-પ્રસાર પણ કરતાં રહેવું જોઈએ. ટૂંકમાં, ખંડન અને મંડન બંનેનું કાર્ય પૂરા સંતુલન તથા સદ્ભાવનાપૂર્વક ચાલતું રહેવું જોઈએ. માત્ર આર્યસમાજ જ આ મૂર્તિપૂજા-ખંડનનું કાર્ય યોગ્યતાપૂર્વક કરી શકે તેમ છે; કારણ કે આર્યસમાજનો આસ્તિકવાદ વિશુદ્ધ વેદોક્ત, તાર્કિક, યુક્તિયુક્ત, સાર્વભૌમ, સાર્વકાલિક અને સાર્વજનીન છે. આર્યસમાજ જ મૂર્તિપૂજાનું ખંડન કરવાનો નૈતિક અધિકાર ધરાવે છે, કારણ કે તે સ્વયં સર્વ પ્રકારની મૂર્તિપૂજાથી સદંતર મુક્ત છે.

---

૧૧. દેવેન્દ્રનાથ મુખોપાધ્યાય, મહર્ષિ દયાનંદ સરસ્વતી કા જીવનચરિત, પાન ૪૫૦.

૧૨. ભવાનીલાલ ભારતીય, નવજાગરણ કે પુરોધા મહર્ષિ દયાનંદ સરસ્વતી, ભાગ ૨, પાન ૬૦૮.

આર્યસમાજ સ્વામીજીનાં વૈદિક મંતવ્યોના વારસદાર તેમ જ સંવાહકની ભૂમિકામાં છે. આથી મૂર્તિપૂજાનું ખંડન કરવું, હંમેશાં ખંડન કરવું, સુસ્પષ્ટ ખંડન કરવું અને એ મુદ્દે કોઈ પણ પ્રકારનું સમાધાન ન કરવું, એ આર્યસમાજનું કર્તવ્ય છે. આ કાર્ય પ્રભાવી અને અસરકારક રીતે શી રીતે થઈ શકે, એ નિર્ધારિત કરવા માટે તેના સંગઠનના સ્તર પર પણ ચિંતન-મનન થવું જોઈએ, યોજનાઓ બનાવવી જોઈએ અને દેશ, કાળ અને પરિસ્થિતિને ધ્યાનમાં લઈને આવશ્યકતા અનુસાર ખંડન શૈલીમાં સંશોધન પણ કરવું જોઈએ. આર્યસમાજના ચિંતકો, વિદ્વાનો, લેખકો, ઉપદેશકો અને નેતાઓએ સમય સમય પર સાથે બેસીને આ અંગે વિચારવિમર્શ કરતાં રહેવું જોઈએ. ગુરુડમ, વ્યક્તિપૂજા, તીર્થો, તીર્થયાત્રાઓ, પૂજા-અર્ચના અને વ્રત-ઉપવાસના બહુવિધ કર્મકાંડો, આશ્રમો-મઠો-મંદિરોમાં ભેગી થતી દર્શનાર્થીઓની ભીડ અને અયોગ્ય, ચારિત્ર્યહીન, લંપટ અને સ્વાર્થી ધર્મધ્વજીઓ દ્વારા થતું તેમનું અનેકવિધ શોષણ - આ બધું જ મૂર્તિપૂજા પર જ આશ્રિત છે. મૂર્તિપૂજા રાજનીતિને પણ પ્રભાવિત કરે છે. આથી આર્યસમાજનું મૂર્તિપૂજા ખંડન રૂપી કાર્ય અત્યંત વિચાર, આયોજન, નિષ્ઠા, તિતિક્ષા, આત્મવિશ્વાસ અને 'દીર્ઘકાલેનૈરન્તર્યસત્કારાસેવિત' પરિશ્રમ વગેરેની અપેક્ષા રાખે છે.

મૂર્તિપૂજાના પ્રચલનને કારણે જ વેદોક્ત ઈશ્વરવાદ - એકેશ્વરવાદ વિસ્મૃત થઈ ગયો છે. સંધ્યા-હવન, ઓમ્ તથા ગાયત્રી વગેરે મંત્રોનો અર્થસહિત જપ, સત્ય-અહિંસા વગેરે યમ-નિયમોનું પાલન, યોગાભ્યાસ અને વેદાધ્યયન વગેરેના બદલે જડ મૂર્તિઓની પૂજા-અર્ચના, મંદિર-દર્શન, તીર્થયાત્રાઓ, તથાકથિત વ્રત-ઉપવાસો વગેરેને જ ધાર્મિકતાનાં લક્ષણો માની લેવામાં આવ્યાં છે. જડપૂજા, વ્યક્તિપૂજા અને ગુરુપૂજામાં ગ્રસ્ત થયેલા લોકો વાસ્તવિક ઈશ્વરને સ્મરણ કરવાનું કે તેની જિજ્ઞાસા - ગવેષણા કરવાનું ભૂલી ગયા છે. વેદશાસ્ત્રોનું સ્થાન સાંપ્રદાયિક પુસ્તકોએ લઈ લીધું છે. વ્યક્તિ કેન્દ્રિત સંપ્રદાયો અને મજહબોએ સત્ય સનાતન વૈદિક ધર્મ અને માનવ ઐક્યનો દાટ વાળ્યો છે. આથી મૂર્તિપૂજાની સમાલોચના અને વિરોધ કરવો એ જરૂરી નહિ, પરંતુ અનિવાર્ય કર્તવ્ય બની રહે છે. જો આ કામ આર્યસમાજ નહિ કરે તો બીજું કોણ કરી શકશે ? અને આ કામ આર્યસમાજ સિવાય બીજું કોણ કરી શકે તેમ પણ છે ?

આથી આર્યસમાજમાં કેટલાક વિદ્વાનો એવા હોવા જોઈએ કે જેઓ શાસ્ત્રાર્થ અને શંકા-સમાધાનના કાર્યમાં સંપૂર્ણ સમર્પિત હોય. તેમના શંકા-સમાધાન વિષયક લેખો આર્યસમાજની પત્રિકાઓમાં તથા સોશિયલ મીડિયામાં પ્રકાશિત-પ્રસારિત કરવા જોઈએ. આર્યસમાજની પત્રિકાઓમાં વૈદિક સિદ્ધાંત વિષયક લેખોને વિશેષ સ્થાન મળવું જોઈએ, જેમાં વૈદિક સિદ્ધાંતોનું પ્રતિપાદન હોય અને સાથે સાથે વિપક્ષીઓ દ્વારા ઉઠાવવામાં આવતા પ્રશ્નો કે આક્ષેપોના યથાયોગ્ય ઉત્તર પણ હોય. અને આ જ રીતે મિથ્યા સિદ્ધાંતોનું યુક્તિ તથા પ્રમાણ સહિત ખંડન કરતા લેખો પણ પ્રકાશિત થવા જોઈએ. આર્યસમાજે પોતાના

સુયોગ્ય ચિંતકો તથા વિદ્વાનોના હાથે સિદ્ધાંત વિષયક ઉચ્ચ કોટિનું સાહિત્ય સર્જન કરાવતા રહેવું જોઈએ. આ ઉપરાંત પ્રસંગ આવ્યે વૈદિક ધર્મ અને દર્શન વિરુદ્ધ પ્રચાર કરનારાઓને શાસ્ત્રાર્થ માટે સદ્ભાવનાપૂર્વક આમંત્રિત પણ કરવા જોઈએ અને એ માટેની જરૂરી પૂર્વતૈયારીઓ પણ કરી લેવી જોઈએ. વૈદિક ધર્મમાં જે સિદ્ધાંતોની સચ્ચાઈ છે તે એક બહુ જ મોટી શક્તિ અને સંપદા છે. આર્યસમાજે તેનો યોગ્ય ઉપયોગ કરીને માનવજાતનું વાસ્તવિક હિત સાધવાનો પ્રયત્ન કરવો જોઈએ. આજકાલ આર્યસમાજ કેટલીક લૌકિક ન્યૂનતાઓને લીધે કંઈક નિરાશા અનુભવી રહ્યો છે. એ ન્યૂનતાઓ પણ ઉપર જણાવેલ વૈદિક ધર્મની શક્તિને આત્મસાત કરીને તદનુસાર દૃઢતા અને ઉત્સાહપૂર્વક સત્યનો પ્રચાર કરવાથી ધીમે ધીમે આપમેળે ઓછી થતી જશે.

આપણા દેશની વર્તમાન શાસન વ્યવસ્થામાં ભલે અનેક દોષ કે ત્રુટિઓ હશે, પરંતુ ધર્મપ્રચારના ક્ષેત્રમાં એ બાધક તો નથી જ. આથી આર્યસમાજે પોતાની શક્તિ શાસ્ત્રાર્થ, શંકા-સમાધાન, સાહિત્ય વગેરેના માધ્યમથી વૈદિક સિદ્ધાંતોના મંડન તથા વેદવિરોધી વાતોના ખંડન પાછળ કામે લગાડવી જોઈએ. માનવ ઉન્નતિનું આ જ સૌથી મોટું સાધન છે. જો આ કાર્યની ઉપેક્ષા કરવામાં આવશે તો આર્યસમાજના સભ્યો તથા પદાધિકારીઓની સ્થિતિ પણ અન્યોથી બહુ જુદી નહિ રહે. આશા છે કે કાશી શાસ્ત્રાર્થના ૧૫૧ વર્ષ પૂરાં થાય છે એ નિમિત્તે આર્યસમાજ પણ આત્મ-નિરીક્ષણ કરશે અને વૈદિક ધર્મના પ્રચાર તથા અવૈદિક મતમતાંતરો અને મજહબોના નિર્મૂલન રૂપી પોતાના કર્તવ્ય કર્મમાં પૂરી શ્રદ્ધા અને નિષ્ઠા દાખવશે.

## ૧૯૬૯માં આયોજિત કાશી શાસ્ત્રાર્થનો પ્રથમ શતાબ્દી સમારોહ

કાશી શાસ્ત્રાર્થની પ્રથમ શતાબ્દી પ્રસંગે કાશીમાં શું થયું હતું, તેનો ચિતાર આપતાં 'કાશી શાસ્ત્રાર્થ શતાબ્દી'ના મંત્રી મહેન્દ્રપ્રતાપ શાસ્ત્રીએ લખ્યું છે :

> સ્વામી દયાનંદે સન ૧૮૬૭માં હરિદ્વારના કુંભમેળામાં 'પાખંડમર્દન' નામની પતાકા ફહેરાવી હતી. આ પતાકા ભવિષ્યમાં પાખંડ, અંધવિશ્વાસ અને રૂઢિઓના ઉચ્છેદનું પ્રતીક બનીને આર્યોનાં હૃદયમાં તેના ઉન્મૂલનની પ્રેરણા આપતી રહી. સ્વામીજીના ધર્માંદોલનની બીજી પ્રમુખ ઘટના સન ૧૮૬૯માં તેમની અને કાશીના પ્રસિદ્ધ પૌરાણિક પંડિતો વચ્ચે થયેલ કાશી-શાસ્ત્રાર્થ હતો. આ બંને ઘટનાઓ ઉત્તરપ્રદેશમાં થઈ હતી. આથી ઉત્તર પ્રદેશની આર્ય પ્રતિનિધિ સભાએ સ્વામીજીના જીવન સાથે સંકળાયેલી આ બંને મહત્ત્વપૂર્ણ ઘટનાઓને ડિસેમ્બર ૧૯૬૯માં અખિલ ભારતીય સ્તર પર શતાબ્દી રૂપે મનાવવાનો નિશ્ચય કર્યો. કાર્યક્રમ તૈયાર કરવામાં આવ્યો અને દેશના કેટલાક ભાગોમાં પ્રચાર તથા શાસ્ત્રાર્થના કાર્યક્રમો આયોજિત કરવામાં આવ્યા. મુખ્ય સમારોહ ૨૩થી ૨૮ ડિસેમ્બર સુધી વારાણસીમાં જ કરવાનો નિશ્ચય કર્યો. આથી પૌરાણિક વર્ગમાં

આની પ્રતિક્રિયા થવી સ્વાભાવિક જ હતી. આથી પૌરાણિકોએ પણ એ જ દિવસો પર વારાણસીમાં જ પોતાનો વિશેષ કાર્યક્રમ આયોજિત કર્યો. આથી એ દિવસોમાં વારાણસી અને તેની નજીકનાં સ્થાનોમાં આ સમારોહો સાર્વજનિક આકર્ષણના વિષય બની રહ્યા. સ્થાન સ્થાન પર સમાચારપત્રો વગેરેમાં આ કાર્યક્રમોની પ્રમુખ રૂપે ચર્ચા થવા લાગી. આર્યસમાજના કેટલાક કાર્યકર્તાઓ પૌરાણિકોના સભામંડપમાં જઈને શંકાઓ ઉપસ્થિત કરવા લાગ્યા, જેથી થોડા સમય માટે વાદવિવાદનાં દશ્યો ઉપસ્થિત થવાં લાગ્યાં. સંવાદદાતાઓ સંવાદ લેવા માટે તત્પર થઈ ઊઠ્યા અને સમાચારપત્રોમાં બંને તરફથી પોતપોતાના પક્ષના સમર્થનમાં વક્તવ્યો પ્રકાશિત થવાં લાગ્યાં.

એ દિવસોમાં કેટલાક સજ્જન અમારી પાસે આવ્યા અને કહ્યું કે, તમે લોકો કહો છો કે મૂર્તિપૂજા અવૈદિક છે, વેદોમાં મૂર્તિપૂજાનું નામ પણ નથી; જ્યારે પેલા લોકો કહે છે કે મૂર્તિપૂજા વૈદિક છે. તો પછી શા માટે એક સાર્વજનિક શાસ્ત્રાર્થ કરીને આ વાતનો નિર્ણય નથી કરી લેતા ? વિચાર-વિર્મશ શરૂ થયો. શાસ્ત્રાર્થનું સ્થાન, વ્યવસ્થા, નિયમ વગેરે પર વિચાર કરવા લાગ્યા. આ બધું નિર્ધારિત થઈ રહ્યું હતું એટલામાં એક દિવસ સાંજના સમયે જ્યારે આર્યસમાજનો સભા-મંડપ ખાલી પડ્યો હતો અને બધાં આર્ય સ્ત્રી-પુરુષો સંધ્યોપાસન વગેરે નિત્યક્રમ માટે આમતેમ ગયાં હતાં ત્યારે અચાનક જ પૌરાણિક સાધુઓ, સંન્યાસીઓ અને તેમના અનુયાયીઓનું લગભગ બે હજાર લોકોનું એક ટોળું આર્યસમાજના શિબિરમાં ઘૂસી ગયું અને મંચ પર તથા મંડપમાં બેસી ગયું. વાતાવરણ ખૂબ જ તંગ થઈ ગયું. આ બહારથી ઘૂસી ગયેલા લોકો નારા લગાવી રહ્યા હતા. તેમને શાંત કરવાના તમામ પ્રયત્નો નિષ્ફળ ગયા. થોડી વારમાં સિટી મૅજિસ્ટ્રેટ પોતાના એક અધિકારીને સાથે લઈને ઘટનાસ્થળે આવી પહોંચ્યા. તેમણે પરિસ્થિતિનો તાગ મેળવીને ધારા ૧૪૪ લગાવી દીધી અને સભા-મંડપને ખાલી કરવાનો આદેશ આપ્યો. શાસ્ત્રાર્થનો એક સુંદર અવસર હાથમાંથી નીકળી ગયો.

શતાબ્દી સમારોહમાં વ્યાખ્યાન આપવા તથા સંભાવિત શાસ્ત્રાર્થમાં આર્યસમાજના પક્ષનું પ્રતિપાદન કરવા માટે જે આર્ય વિદ્વાનોને અહીં આમંત્રિત કરવામાં આવ્યા હતા તેમાં આર્યસમાજના સુપરિચિત વાગ્મી, શાસ્ત્રાર્થ મહારથી પંડિત ઓમ્ પ્રકાશ શાસ્ત્રી પણ હતા. શાસ્ત્રાર્થ સંબંધી પત્રવ્યવહાર તથા વિચાર - પરામર્શમાં પણ શાસ્ત્રીજીના અનુભવનો લાભ ઉઠાવવા ઉપરાંત શાસ્ત્રાર્થમાં આર્યસમાજના મુખ્ય વક્તા તરીકે પણ શાસ્ત્રીજીનું જ ચયન કરવામાં આવ્યું હતું. પરંતુ દુર્ભાગ્યવશ શાંત વાતાવરણમાં શાસ્ત્રાર્થ કરવાનો અવસર જ હાથ ન લાગ્યો. એટલે અનેક સજ્જનોએ ઇચ્છા વ્યક્ત કરી કે 'મૂર્તિપૂજા અવૈદિક છે' એ વિષય પર શાસ્ત્રીજીના

વિચારો તેમના એક વ્યાખ્યાન દ્વારા લોકો સુધી પહોંચવા જ જોઈએ. શાસ્ત્રીજીએ આ પ્રસ્તાવનો સહર્ષ સ્વીકાર કર્યો અને તેમણે 'સાકારવાદની અંત્યેષ્ટિ' વિષય પર અહીં એક અદ્વિતીય વ્યાખ્યાન કર્યું. શ્રોતાઓ મંત્રમુગ્ધ થઈને વ્યાખ્યાન સાંભળતા રહ્યા. બાદમાં શાસ્ત્રીજીનું આ પાંડિત્યપૂર્ણ ભાષણ આર્યસમાજ લલ્લાપુરા (કાશી) દ્વારા 'પૌરાણિક આચાર્યોં કી દૃષ્ટિ મેં સાકારવાદ'[૧૩] નામના એક લઘુ પુસ્તક રૂપે પ્રકાશિત પણ થયું.[૧૪]

કાશી શાસ્ત્રાર્થનાં ૧૦૦ વર્ષ પૂરાં થયાં ત્યારે ૧૯૬૯માં આર્યસમાજે કાશીમાં પૌરાણિક વિદ્વાનોને વેદોમાં મૂર્તિપૂજા સાબિત કરવા માટે શાસ્ત્રાર્થ માટે ફરીથી પડકાર ફેંક્યો હતો. ત્યારે સ્વામી કરપાત્રીના નેતૃત્વ હેઠળ પૌરાણિક દળ કાશીમાં એકત્ર થઈને માત્ર બયાનબાજી અને કોલાહલ જ કરતો રહ્યો. આર્ય વિદ્વાનો સામે શાસ્ત્રાર્થ કરવા તૈયાર ન થયો. કેટલાક પૌરાણિક લેખકોએ કાશી શાસ્ત્રાર્થ પર સ્વામી દયાનંદના વિરોધમાં વેદોનાં પ્રમાણ આપવાને બદલે બ્રાહ્મણ ગ્રંથો, પુરાણો, ઉપનિષદો વગેરેનાં વાક્યોની મદદથી મૂર્તિપૂજા સિદ્ધ કરવાનો અસફળ પ્રયાસ કર્યો. આ સ્વામી દયાનંદના મતની અટલ વિજય નહિ તો શું છે ![૧૫] આથી સિદ્ધ થયું કે સો વર્ષ પછી પણ મૂર્તિપૂજાની સિદ્ધિમાં આ પંડિતોને વેદપ્રમાણ હાથ લાગ્યું નથી. લાલબિહારી મિશ્ર નામના એક પૌરાણિકે 'કાશી શાસ્ત્રાર્થ કા સત્ય' નામનું એક નાનું પુસ્તક ૧૯૬૯માં લખ્યું. બટુકપ્રસાદ શર્માએ ૨૦૦૨માં કાશી વિદ્વત્પરિષદ્ દ્વારા આ પુસ્તકનું પુનર્મુદ્રણ કર્યું.[૧૬] આ ૨૪ પાનાંની હિંદી પુસ્તિકામાં આર્ય પ્રતિનિધિ સભા ઉત્તર પ્રદેશના મુખપત્ર 'આર્યમિત્ર'ના ૨૧ જાન્યુઆરી ૧૯૭૦ના અંકમાં પ્રકાશિત કાશી શાસ્ત્રાર્થ વિષયક એક લેખ પર આક્રોશ પ્રગટ કરવામાં આવ્યો હતો. તેમાં યજુર્વેદ, શતપથ બ્રાહ્મણ, સામવેદના ષડ્વિંશ બ્રાહ્મણ તથા શ્રીરામપૂર્વતાપિની ઉપનિષદ્ વગેરેના નામે મૂર્તિપૂજાનો બચાવ કરવાનો નિષ્ફળ પ્રયત્ન કરવામાં આવ્યો હતો. આ પુસ્તિકામાં બ્રહ્મોસમાજની સ્થાપના અંગ્રેજ શાસકોએ ભારતવાસીઓમાં ભેદ ઉત્પન્ન કરીને પરસ્પર લડાવી મારવા કરી હતી, તેવો નિરાધાર આક્ષેપ કર્યો છે. પુસ્તિકાના લેખકે સ્વામી દયાનંદ તથા આર્યસમાજ પર પણ આવો જ મિથ્યા આક્ષેપ કર્યો છે અને લખ્યું છે કે, ઉપનિવેશવાદીઓએ અર્થાત્ અંગ્રેજોએ સ્વામી દયાનંદને પ્રલોભન આપીને તૈયાર કર્યા હતા, વગેરે.

---

૧૩. આ વ્યાખ્યાનનો સમાવેશ ડૉ. વિવેક આર્ય દ્વારા સંપાદિત અને હિતકારી પ્રકાશન સમિતિ, હિણ્ડૌન સિટી દ્વારા ૨૦૧૯માં પ્રકાશિત 'મૂર્તિપૂજા-નિષેધાંક' નામની હિંદી પુસ્તિકામાં કરવામાં આવ્યો છે.

૧૪. દ્રષ્ટવ્ય : 'પૌરાણિક આચાર્યોં કી દૃષ્ટિ મેં સાકારવાદ' પુસ્તિકા, 'દો શબ્દ' (બે બોલ).

૧૫. વિવેક આર્ય, કાશી શાસ્ત્રાર્થ કે ૧૫૦ વર્ષ, પાન ૧૧.

૧૬. એજન, પાન ૧૫, પાદટીપ ૧૩.

પંડિત બલદેવ ઉપાધ્યાયે લખ્યું છે :

> એ (કાશી શાસ્ત્રાર્થ) સમયની માન્ય 'પ્રત્નકમ્રનંદિની' નામની સંસ્કૃત માસિક પત્રિકામાં સંસ્કૃતમાં એક વિવરણ પ્રકાશિત થયું હતું, જેના આધારે પંડિત મથુરાપ્રસાદ દીક્ષિતે (જે આગળ જતાં મહામહોપાધ્યાય થયા) 'સચ્ચા કાશી શાસ્ત્રાર્થ' નામનું હિંદી પુસ્તક સન ૧૯૧૬માં પ્રકાશિત કર્યું હતું. તેનું પુનર્મુદ્રણ બીજા અને ત્રીજા સંસ્કરણ રૂપે બે વાર (૧૯૬૯ તથા ૧૯૭૨માં) થયું છે.[૧૭]

મથુરાપ્રસાદ દીક્ષિત દ્વારા પ્રકાશિત 'સચ્ચા શાસ્ત્રાર્થ'નું બીજું સંસ્કરણ ૧૯૬૯માં કાશી શાસ્ત્રાર્થ શતાબ્દીના અવસર પર ગીતાધર્મ પ્રેસ વારાણસીથી પ્રકાશિત થયું હતું.[૧૮]

સાર્વદેશિક આર્ય પ્રતિનિધિ સભા, નવી દિલ્હી અને આર્ય પ્રતિનિધિ સભા, ઉત્તરપ્રદેશના સંયુક્ત તત્ત્વાવધાનમાં મહર્ષિ દયાનંદ કાશી શાસ્ત્રાર્થના ૧૫૦મા વર્ષના અવસર પર 'સ્વર્ણ શતાબ્દી વૈદિક ધર્મ મહાસંમેલન'નું આયોજન તા. ૧૧-૧૨-૧૩ ઓક્ટોબર ૨૦૧૯ - ત્રણ દિવસ માટે રામનાથ ચૌધરી શોધ સંસ્થાન વાટિકા, સુંદરપુર માર્ગ, નરિયા, લંકા, વારાણસી ખાતે કરવામાં આવ્યું હતું. આ મહાસંમેલનમાં આર્યસમાજના અનેક ઉચ્ચ કોટિના વિદ્વાનો, નેતાઓ તથા વિશિષ્ટ મહાનુભાવોએ હાજરી આપી હતી અને દેશ-વિદેશના હજારો આર્યજનો આ કાર્યક્રમમાં સહર્ષ ઉપસ્થિત રહ્યા હતા.



---

૧૭. બલદેવ ઉપાધ્યાય, કાશી કી પાંડિત્ય પરંપરા, ભાગ ૨, પાન ૩૭. પ્રથમ સંસ્કરણ.

૧૮. વિવેક આર્ય, કાશી શાસ્ત્રાર્થ કે ૧૫૦ વર્ષ, પાન ૧૪, પાદટીપ ૮-અ.

## : ૯ :

# સદ્ધર્મવિચાર

**[સન ૧૮૬૯માં કાશીમાં સ્વામી દયાનંદનો પ્રશ્નોત્તરપૂર્વક ધર્મોપદેશ]**

**પ્રશ્ન-૧ : સંસારમાં લોકોને એવો ભ્રમ છે કે આપ એમ કહો છો કે વેદમાં પાષાણ વગેરેની મૂર્તિઓની પૂજાની આજ્ઞા નથી; શૈવ, શાક્ત, ગાણપત્ય અને વૈષ્ણવ વગેરે સંપ્રદાયો નથી; અને તુલસી વગેરેની માળાઓ તથા તિલક વગેરે ધારણ કરવાનું પણ વિધાન નથી. આથી અમને શંકા થાય છે. કારણ કે આજ સુધી આવું કહેનારો આપ સિવાય બીજો કોઈ પંડિત થયો નથી અને કોઈએ આવી વાત કરી નથી.**

**ઉત્તર :** ઋગ્વેદ વગેરે ૨૧ શાસ્ત્રો છે. કોઈ આ શાસ્ત્રોનું અર્થસહિત અધ્યયન કરતું નથી. આથી આવું કોઈ કહેતું નથી. જ્યાં સુધી પંડિતો આ શાસ્ત્રોના અધ્યયનમાં પ્રવૃત્ત નહિ થાય ત્યાં સુધી આવું કોઈ કહેશે પણ નહિ. બીજું એ કે જો કોઈ પંડિત સત્ય જાણતો પણ હોય તો તે પણ સંસારની નિંદાના ડરથી સત્ય બતાવતો નથી. જે બુદ્ધિમાનો અને પંડિતો છે તેઓ પણ સાંપ્રદાયિક દુરાગ્રહ ધરાવે છે. સંપ્રદાયના આગ્રહથી મુક્ત હોય તેવા લોકો ભાગ્યે જ જોવા મળે છે. કોઈ શૈવ સંપ્રદાયી છે તો કોઈ ગાણપત્ય સંપ્રદાયી છે. કોઈ શાક્ત સંપ્રદાયી છે તો કોઈ વૈષ્ણવ સંપ્રદાયી છે. કોઈ મહંમદ સંપ્રદાયી છે તો કોઈ ઈસુ મસીહ સંપ્રદાયી છે. આ ઉપરાંત પણ બીજા અનેક સંપ્રદાયો છે. સંપ્રદાય પ્રત્યેના દુરાગ્રહને લીધે સૌનું ચિત્ત દુરાગ્રહ ગ્રસ્ત થઈ ગયું છે. આથી સૌ પોતપોતાના સંપ્રદાયનું મંડન અને બીજાના સંપ્રદાયનું ખંડન કરે છે. લોભ વગેરે ધરાવતા લોકોએ આ બધા વેદ વગેરે શાસ્ત્ર વિરોધી સંપ્રદાયો ઊભા કર્યા છે અને આ લોકો પરસ્પર વિરોધ કરે છે. માટે આ બધા સાંપ્રદાયિક લોકો વેદ પ્રતિપાદિત સત્ય ધર્મ વિરુદ્ધ મિથ્યા કથન અને વિરુદ્ધ આચરણ કરે છે અને તદ્દન ખોટું કહે છે કે વેદમાં એમના સંપ્રદાયનો ઉલ્લેખ છે.

**પ્રશ્ન-૨ : આ પાષાણ વગેરેની મૂર્તિઓની પૂજા વગેરેનો માર્ગ તો સનાતન છે. છતાંય આપ તેનું ખંડન કેમ કરો છો ?**

**ઉત્તર :** આ મૂર્તિપૂજા વગેરે બિલકુલ સનાતન નથી. જેનો વેદમાં ઉલ્લેખ નથી એ સનાતન શી રીતે હોઈ શકે ? કોઈ ત્રિકાલજ્ઞ તો છે નહિ કે સનાતન અથવા આધુનિક માર્ગને જાણી શકે. માટે વેદ દ્વારા જ સનાતન કે નવીન માર્ગનો

નિશ્ચય થઈ શકે છે. આ પાષાણ વગેરે મૂર્તિઓની પૂજા તો નવીન જ છે. જો એ નવીન ન હોત તો વેદમાં તેનો ઉલ્લેખ હોવો જોઈતો હતો.

**પ્રશ્ન-૩ : જો એમ હોય તો આ પંડિતો વેદોક્ત મંત્રોથી પ્રાણપ્રતિષ્ઠા કેમ કરે-કરાવે છે ?**

ઉત્તર : એ બધું મિથ્યા જ છે; કારણ કે વેદમાં ક્યાંય પાષાણ વગેરેની મૂર્તિઓની પ્રાણપ્રતિષ્ઠા કરવાનું કે તેનું પૂજન કરવાનું લેશમાત્ર પણ કહેવામાં આવ્યું નથી. વેદમાં આ બાબતનું વર્ણન કરતો એક પણ મંત્ર નથી. પરંતુ આ પંડિતો વેદના અર્થને જાણ્યા વિના જ ફક્ત લોભને વશ થઈને મૂર્તિઓમાં પ્રાણપ્રતિષ્ઠા કરાવે છે.

**પ્રશ્ન-૪ : તો પછી લોકો મૂર્તિપૂજા વગેરે શા માટે કરે છે ?**

ઉત્તર : લોકો વિચાર નથી કરતા. એકને જોઈને બીજો અને બીજાને જોઈને ત્રીજો પ્રવૃત્ત થાય છે. જેમ એક શિયાળ ઘૂરકે એટલે બીજું શિયાળ પણ ઘૂરકવા લાગે છે અને પછી તો બધાં જ શિયાળ ઘૂરકવા લાગે છે, તેના જેવું આ બાબતે પણ થઈ રહ્યું છે. જો એ પૈકી કોઈ એક શિયાળને ઘૂરકવાનું કારણ પૂછવામાં આવે તો એ કહેશે કે, બધાં શિયાળ ઘૂરકે છે એટલે હું પણ ઘૂરકું છું. વિચારશૂન્ય લોકો પણ કંઈક આવું જ કહેતાં અને આચરણ કરતાં હોય છે.

**પ્રશ્ન-૫ : શું વેદોમાં સંપ્રદાયો તથા રુદ્રાક્ષ અને તુલસી વગેરેની માળાઓ, ત્રિપુંડ અને ઊર્ધ્વપુંડ વગેરેને ધારણ કરવાનું વિધાન નથી ?**

ઉત્તર : ના, વેદોમાં આ બધાંનાં નામ સુધ્ધાં જોવાં મળતાં નથી.

**પ્રશ્ન-૬ : તો પછી આ બધાંને ધારણ કરવામાં પુણ્ય છે કે પાપ ?**

ઉત્તર : એ બધી બાબતો વેદની આજ્ઞા વિરુદ્ધ હોવાથી તેને ધારણ કરવામાં મહાપાપ લાગે છે. શ્રીકૃષ્ણે કહ્યું છે કે, જે શાસ્ત્રવિધિનો ત્યાગ કરીને પોતાની ઇચ્છાથી પ્રવૃત્ત થાય છે તે ન તો સિદ્ધિને પ્રાપ્ત થાય છે અને ન તો સુખ કે પરમગતિ - મોક્ષને પ્રાપ્ત થાય છે.[૧]

**પ્રશ્ન-૭ : તો પછી પુણ્યનો માર્ગ ક્યો છે કે જેના પર ચાલવામાં કલ્યાણ છે ?**

ઉત્તર : વેદોક્ત વર્ણાશ્રમ ધર્મનું પાલન કરવામાં કલ્યાણ છે.

**પ્રશ્ન-૮ : શું વર્ણાશ્રમ અંગેનું કોઈ પ્રમાણ વેદમાં છે ?**

ઉત્તર : હા, છે.

**પ્રશ્ન-૯ : એ ક્યું પ્રમાણ છે ?**

ઉત્તર : જુઓ, યજુર્વેદ (૩૧.૧૧)માં લખ્યું છે : બ્રાહ્મણો વિરાટના મુખમાંથી, ક્ષત્રિયો તેની ભૂજામાંથી, વૈશ્યો તેના જાનુ (જાંઘ)માંથી અને શૂદ્રો તેના પગમાંથી

---

૧. યઃ શાસ્ત્રવિધિમુત્સૃજ્ય વર્તતે કામકારતઃ ।
न स सिद्धिमवाप्नोति न सुखं न परां गतिम् ॥ (ગીતા : ૧૭.૨૩)

ઉત્પન્ન થયા.[૨] [**ટિપ્પણી** : સ્વામીજીએ આ પુસ્તકમાં મૂળ સંસ્કૃત ભાગમાં માત્ર વેદમંત્ર જ લખ્યો છે. તેની સંસ્કૃતમાં કશી વ્યાખ્યા લખી નથી. પરંતુ તેના હિંદી અનુવાદમાં આ મંત્રનો જે આ અર્થ લખવામાં આવ્યો છે તે સ્વામીજીના તત્કાલીન ચિંતન તેમ જ સત્યાર્થપ્રકાશના ચોથા સમુલ્લાસમાં આપવામાં આવેલા આ મંત્રના અર્થ સાથે બંધબેસતો નથી, પ્રત્યુત કંઈક વિરુદ્ધ છે. આથી અનુમાન થઈ શકે છે કે, 'સદ્ધર્મવિચાર'નો હિંદી અનુવાદ કરનાર વ્યક્તિ સ્વામીજીના આ મંત્રના અર્થથી પરિચિત ન હતી અથવા તો તેણે પોતાના ચિંતન અનુસાર સ્વામીજીના તાત્પર્ય વિરુદ્ધ આવો મંત્રાર્થ અહીં લખ્યો છે. જન્મ આધારિત વર્ણવ્યવસ્થાના પક્ષધરો આ મંત્રની આવી જ ખોટી વ્યાખ્યા કરતા આવ્યા છે. સન ૧૮૬૭ના હરદ્વારના કુંભમેળામાં સ્વામી વિશુદ્ધાનંદે પણ આ મંત્રનો આવો જ મિથ્યા અર્થ કર્યો હતો. ત્યારે સ્વામી દયાનંદે વિશુદ્ધાનંદ કૃત એ અર્થની આલોચના કરી હતી અને તેનો વાસ્તવિક અર્થ કહી સંભળાવ્યો હતો. દૃષ્ટવ્ય : આ જ પુસ્તકનું પાન ૨૬૪. - લેખક] બૃહદારણ્યક ઉપનિષદમાં લખ્યું છે કે બ્રહ્મચર્ય આશ્રમ પૂરો કરી ગૃહસ્થ થવું અને પછી વાનપ્રસ્થ અને સંન્યાસ આશ્રમ ધારણ કરવો.[૩]

**પ્રશ્ન-૧૦ : મનુષ્યત્વની દૃષ્ટિએ તો બધા જ મનુષ્યો એક સમાન લાગે છે. પછી વર્ણાશ્રમને શી રીતે સમજવો ?**

**ઉત્તર :** અધિકાર-ધર્મના ભેદથી. અધ્યાપન, અધ્યયન, યજ્ઞ કરવો-કરાવવો, દાન લેવું-દેવું એ બ્રાહ્મણનો ધર્મ છે. પ્રજાનું રક્ષણ કરવું, દાન કરવું, યજ્ઞ કરવો, અધ્યયન કરવું અને વિષયોમાં આસક્ત ન થવું એ ક્ષત્રિયનો ધર્મ છે. પશુઓનું પાલન-સંવર્ધન કરવું, દાન કરવું, યજ્ઞ કરવો, વેપાર-ધંધો કરવો, વ્યાજ લેવું, ખેતી કરવી વગેરે વૈશ્યનો ધર્મ છે. શૂદ્ર માટે પરમેશ્વરે એક જ કર્મનો ઉપદેશ આપ્યો છે : ઉપરોક્ત ત્રણેય વર્ણોની કશી અસૂયા વિના એટલે કે ગુણોમાં દોષ દૃષ્ટિ કર્યા વગર સેવા કરવી.[૪] મનુએ કહ્યું છે કે આ અધિકારો છે અને

---

૨. ब्राह्मणोऽस्य मुखमासीद् बाहू राजन्यः कृत ।
ऊरू तदस्य यद्वैश्यः पद्भ्यां शूद्रो अजायत ॥ (યજુર્વેદ : ૩૧.૧૧)

૩. ब्रह्मचर्याश्रमं समाप्य गृही भवेत् गृही भूत्वा वनी भवेद्वनी भूत्वा प्रव्रजेत् ॥
(શતપથ બ્રાહ્મણ, કાંડ ૧૪ અથવા જાબાલોપનિષદ્ ખંડ ૪)

૪. अध्यापनमध्ययनं यजनं याजनं तथा ।
दानं प्रतिग्रहश्चैव ब्राह्मणानामकल्पयत् ॥
प्रजानां रक्षणं दानमिज्याध्ययनमेव च ।
विषयेष्वप्रसक्तिश्च क्षत्रियस्य समासतः ॥
पशूनां रक्षणं दानमिज्याध्ययनमेव च ।
वणिक्पथं कुसीदं च वैश्यस्य कृषिमेव च ॥
एकमेव हि शूद्रस्य प्रभुः कर्म समादिशत् ।
एतेषामेव वर्णानां शुश्रूषामनसूयया ॥ (મનુ. ૧.૮૮-૯૧)

આથી જ વર્ણભેદ સમજવો જોઈએ. આ જ રીતે જુદા જુદા ચાર આશ્રમોના અધિકારોથી આશ્રમ વ્યવસ્થા પણ સમજી લેવી.

**પ્રશ્ન-૧૧ : વેદપાઠનો અધિકાર કોને કોને છે ?**

**ઉત્તર :** પ્રથમ ત્રણેય વર્ણોને વેદપાઠનો સાધારણ અધિકાર છે. શૂદ્રને ઉપવેદના પાઠનો અધિકાર છે. [**ટિપ્પણી** : વૈદિક વર્ણવ્યવસ્થા ગુણ-કર્મ-સ્વભાવ આધારિત છે, જન્મ આધારિત નથી. વૈદિક વ્યવસ્થા અનુસાર જેને ભણવાની સઘળી તક આપવા છતાંય જે ભણી શકવા અસમર્થ રહે છે, તેને 'શૂદ્ર' ગણવામાં આવે છે. - લેખક] બધાને વ્યાકરણપૂર્વક જ ભણવાનો અધિકાર છે; કારણ કે વ્યાકરણ ભણ્યા વગર જ્ઞાનપ્રાપ્તિ થઈ શકતી નથી. આ વિશે મનુએ કહ્યું છે : પોતાનાં કર્મોમાં સંપન્ન ત્રણ વર્ણોના લોકો અર્થાત્ દ્વિજો વેદોનું અધ્યયન કરે. આ ત્રણ પૈકી ફક્ત બ્રાહ્મણ જ અધ્યાપનનું કાર્ય કરે. હા, આપત્કાળમાં બ્રાહ્મણ સિવાયના ક્ષત્રિય વગેરે પાસેથી પણ ભણવાનો અધિકાર છે. 'અનુવ્રજા' અર્થાત્ ગુરુની પાછળ ગમન કરવું અને 'શુશ્રૂષા' અર્થાત્ ગુરુની સેવા કરવી - આ અધ્યયન પર્યંત અધિકાર છે.[૫] બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય - આ ત્રણેય દ્વિજાતીય - દ્વિજ કહેવાય છે. ચોથો વર્ણ શૂદ્ર છે. પાંચમો કોઈ વર્ણ નથી.

**પ્રશ્ન-૧૨ : જે લોકો યજ્ઞોપવીત ધારણ કરે છે તેનો શો અભિપ્રાય છે ?**

**ઉત્તર :** તે અધિકાર-સૂચક છે. તેનાથી ખબર પડે છે કે આ વ્યક્તિ દ્વિજ છે. પરંતુ અધિકાર-કર્મનો ત્યાગ કરવાથી અધિકાર પણ નાશ પામે છે. આ વિશે મનુએ કહ્યું છે : જે વ્યક્તિ સવાર-સાંજ સંધ્યા નથી કરતી તેને શૂદ્ર સમજીને સંપૂર્ણ દ્વિજ કર્મોથી અલગ કરી દેવી જોઈએ. જે દ્વિજ વેદોનો અભ્યાસ કરતો નથી અને બીજા ગ્રંથો કે કર્મોમાં શ્રમ કરે છે, તે પોતાના જીવન દરમિયાન ખૂબ જ જલદી સપરિવાર શૂદ્રત્વ પામે છે. શૂદ્ર પણ બ્રાહ્મણત્વને પ્રાપ્ત કરી શકે છે. મનુએ કહ્યું છે : શૂદ્ર બ્રાહ્મણત્વને અને બ્રાહ્મણ શૂદ્રત્વને પ્રાપ્ત થઈ શકે છે.[૬] પરંતુ આ બધા વ્યવહારો રાજ્ય બળથી - શાસનથી તથા વિદ્યાને આધીન રહીને જ થઈ શકે છે.

---

૫. अधीयीरंस्त्रयो वर्णाः स्वकर्मस्था द्विजातयः ।
प्रब्रूयाद् ब्राह्मणस्त्वेषां नेतराविति निश्चयः ॥ (મનુ. ૧૦.૧)
अब्राह्मणादध्ययनमापत्काले विधीयते ।
अनुव्रज्या च शुश्रूषा यावदध्ययनं गुरोः ॥ (મનુ. ૨.૨૪૧)

૬. न तिष्ठति तु यः पूर्वां नोपास्ते यस्तु पश्चिमाम् ।
स साधुभिर्बहिष्कार्यः सर्वस्माद् द्विजकर्मणः ॥ (મનુ. ૨.૧૦૩)
योऽनधीत्य द्विजो वेदमन्यत्र कुरुते श्रमम् ।
स जीवन्नेव शूद्रत्वमाशु गच्छति सान्वयः ॥ (મનુ. ૨.૧૬૮)
शूद्रो ब्राह्मणतामेति ब्राह्मणश्चैति शूद्रताम् ।
क्षत्रियाज्जातमेवन्तु विद्याद्वैश्यात्तथैव च ॥ (મનુ. ૧૦.૬૫)

**પ્રશ્ન-૧૩ : વેદોક્ત માર્ગનો લોપ અને વેદવિરુદ્ધ માર્ગની પ્રવૃત્તિ શી રીતે થઈ ?**

**ઉત્તર :** બ્રહ્મચર્ય આશ્રમનો લોપ થવાથી, ઇન્દ્રિયારામ થવાથી, વર્ણાશ્રમથી ભિન્ન સંપ્રદાયો પ્રવૃત્ત થવાથી વેદોક્ત ધર્મનો લોપ થયો છે. વર્તમાનમાં બાળલગ્નો પ્રચલિત છે. આથી વિદ્યા, બળ, તેજ અને બુદ્ધિનો નાશ થઈ રહ્યો છે. સંસારી લોકો એવું માને છે કે જેના નાની ઉંમરે લગ્ન થઈ જાય એ ભાગ્યશાળી છે. પરંતુ જો વિચાર કરશો તો સમજાશે કે બાળલગ્ન તેનું મોટું દુર્ભાગ્ય છે. કારણ કે નાની ઉંમરે જ વિષયોમાં પ્રવૃત્ત થવાથી વીર્યનાશ થશે અને તેથી વ્યક્તિ રોગી થઈને અનેક જાતનાં દુઃખ ભોગવશે. તેને ક્યારેય સુખ નહિ મળે. વિદ્યાનો લોપ થવાથી ધર્મ, અર્થ, કામ અને મોક્ષનો નાશ થાય છે. આથી ઘોર નરક અર્થાત્ દુઃખ વગેરેની પ્રાપ્તિ થાય છે.

**પ્રશ્ન-૧૪ : ગાયત્રી મંત્ર એક જ છે કે જુદા જુદા છે ?**

**ઉત્તર :** બધા જ દ્વિજો માટે ગાયત્રી મંત્ર એક જ છે. આ વિશે મનુએ કહ્યું છે : જે બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય આ ઋચા (ગાયત્રી મંત્ર) અને નિત્ય કર્મથી રહિત હોય છે, તેઓ સજ્જનોમાં નિંદાપાત્ર ઠરે છે. દ્વિજ આ ત્રણેય અર્થાત્ પ્રણવ (ઓમ્), વ્યાહૃતિઓ (ભૂઃ-ભુવઃ-સ્વઃ) અને ગાયત્રી મંત્રનો હજાર વાર અભ્યાસ - જપ કરીને એક મહિનામાં જેમ સાપ તેની કાચલીથી છૂટી જાય છે તેમ મહાન પાપથી પણ છૂટી જાય છે.[૭] [વાસ્તવમાં પાપવૃત્તિથી છૂટી જાય છે.] જેમ વેદાધ્યયનનો અધિકાર ત્રણેય દ્વિજોને છે, તેમ ગાયત્રી મંત્ર પણ વેદોનો જ મંત્ર હોવાથી તેના પાઠનો અધિકાર પણ ત્રણેય વર્ણને છે.

**પ્રશ્ન-૧૫ : તો કોની પૂજા કરવી જોઈએ ? પૂજા ક્યાં અને ક્યારે કરવી જોઈએ ?**

**ઉત્તર :** એક પરમેશ્વરની જ પૂજા (સ્તુતિ-પ્રાર્થના-ઉપાસના) કરવી યોગ્ય છે. મનુ કહે છે : ભણવું-ભણાવવું, સંધ્યોપાસન કરવું બ્રહ્મયજ્ઞ કહેવાય છે. માતાપિતા વગેરેનો સત્કાર કરવો, સેવા-સુશ્રૂષા કરવી, તેમને તૃપ્ત કરવાં એ પિતૃયજ્ઞ કહેવાય છે. હોમ કરવો એ દેવયજ્ઞ કહેવાય છે. પશુ-પક્ષીઓ તથા અસહાય લોકોને ભોજન આપવું બલિવૈશ્વદેવયજ્ઞ કે ભૂતયજ્ઞ કહેવાય છે. અતિથિઓનું પૂજન - સત્કાર કરવો એ નૃયજ્ઞ અથવા અતિથિયજ્ઞ કહેવાય છે. સ્વાધ્યાયથી એટલે કે અધ્યયન-અધ્યાપનથી ગુરુ-શિષ્યોએ ઋષિપૂજન કરવું. વિધિપૂર્વક હોમ કરીને દેવતાઓનું અર્થાત્ વેદમંત્રોનું પૂજન (યથાર્થ અર્થજ્ઞાન વગેરે)

---

૭. एतचर्या विसंयुक्तः काले च क्रियया स्वया ।
ब्रह्मक्षत्रियविट्योनिर्गर्हणां याति साधुषु ॥ (મનુ. ૨.૮૦)

सहस्त्रकृत्वस्त्वभ्यस्य बहिरेतत्त्रिकं द्विजः ।
महतोऽप्येनसो मासात्त्वचेवाहिर्विमुच्यते ॥ (મનુ. ૨.૭૯)

કરવું. પિતૃઓ અર્થાત્ વિદ્વાનોનો સત્કાર કરીને પિતૃપૂજન કરવું. વૈશ્વદેવબલિથી પ્રાણીમાત્રનો સત્કાર - શ્રાદ્ધ કરવું.[૮]

**પ્રશ્ન-૧૬ : તો પછી આપે પ્રથમ એમ કેમ કહ્યું કે માત્ર પરમેશ્વરની જ પૂજા કરવી યોગ્ય છે ?**

**ઉત્તર :** આત્મા (પરમાત્મા) જ સંપૂર્ણ દેવતા છે. બધું આત્મામાં જ સ્થિત છે. આ પરમાત્માને કોઈ 'અગ્નિ' કહે છે, કોઈ 'મનુ' કહે છે, કોઈ 'પ્રજાપતિ' કહે છે, કોઈ 'ઇન્દ્ર' કહે છે, કોઈ 'પ્રાણ' કહે છે, કોઈ 'નિત્ય - શાશ્વત બ્રહ્મ' કહે છે. આ વિશે મનુએ કહ્યું છે કે 'અગ્નિ' વગેરે શબ્દોથી પરમેશ્વરનું જ ગ્રહણ થાય છે.[૯]

**પ્રશ્ન-૧૭ : અગ્નિ વગેરે શબ્દોથી પરમેશ્વરનું ગ્રહણ શી રીતે થઈ શકે છે ?**

**ઉત્તર :** સાંભળો, ઈશ્વર સ્વપ્રકાશસ્વરૂપ હોવાથી તેનું નામ 'અગ્નિ' છે. તે પરમેશ્વર ગણ અર્થાત્ સમૂહનો પતિ હોવાથી 'ગણપતિ' કહેવાય છે. ચરાચર જગતમાં વ્યાપક હોવાથી તે 'વિષ્ણુ' કહેવાય છે. સર્વ અન્યાયકારીઓને દંડિત કરીને રડાવતો હોવાથી તે 'રુદ્ર' કહેવાય છે. પર્વતો અને આકાશ વગેરેનો પતિ હોવાથી તે 'બૃહસ્પતિ' કહેવાય છે. કલ્યાણકર્તા હોવાથી તે 'શિવ' કહેવાય છે. આ સંસારમાં તથા સર્વ ભૂતોમાં વ્યાપક રૂપે વાસ કરી રહ્યો હોવાથી તે 'વસુ' કહેવાય છે. આ રીતે પરમેશ્વરનાં બીજાં પણ અનેક નામ સમજવાં જોઈએ. વેદોમાં આવાં તમામ નામોથી પરમેશ્વરનું જ ગ્રહણ થાય છે. વેદોમાં 'ગજાનન' વગેરે વિશેષણો ક્યાંય જોવાં મળતાં નથી. એટલા માટે યજ્ઞના પ્રકરણમાં ગજાનન વગેરે દેહધારી સિદ્ધ દેવોના પૂજનની વિધિ નથી. જ્યારે આ બધું વેદોમાં નથી, તો પાષાણાદિપૂજન વગેરે પણ વેદોમાં ક્યાંથી હોઈ શકે ? આમ, આ મુજબ સિદ્ધાંત સમજવો જોઈએ.

**પ્રશ્ન-૧૮ : બ્રહ્મચર્યના સમયનો શો નિયમ છે ?**

**ઉત્તર :** આ વિશે મનુ કહે છે : ગુરુની પાસે ત્રૈવૈદિક (જ્ઞાન-કર્મ-ઉપાસના) વ્રત અર્થાત્ બ્રહ્મચર્યનું પાલન ૩૬ વર્ષ સુધી કરવું જોઈએ. અથવા તેનાથી અડધું એટલે કે ૧૮ વર્ષ અથવા તેનાથી પણ અડધું એટલે કે ૯ વર્ષ સુધી અથવા વેદગ્રહણ

---

૮. अध्यापनं ब्रह्मयज्ञः पितृयज्ञस्तु तर्पणम् ।
होमो दैवो बलिर्भौतो नृयज्ञोऽतिथिपूजनम् ॥ (મનુ. ૩.૭૦)
स्वाध्यायेनार्चयेदर्षीन्होमैर्देवान्यथाविधि ।
पितॄन् श्राद्धैश्च नॄनन्नैर्भूतानि बलिकर्मणा ॥ (મનુ. ૩.૮૧)

૯. एतमेके वदन्त्यग्निं मनुमन्ये प्रजापतिम् ।
इन्द्रमेके परे प्राणमपरे ब्रह्म शाश्वतम् ॥ (મનુ. ૧૨.૧૨૩)

પર્યંત એટલે કે જ્યાં સુધી વિદ્યા પૂરી ન થઈ જાય ત્યાં સુધી બ્રહ્મચર્યનું પાલન કરવું જોઈએ.[૧૦]

**પ્રશ્ન-૧૯ : પછી વિવાહનો સમય ક્યો છે ?**

**ઉત્તર :** પુરુષ માટે ૩૬, ૩૦ કે ૨૪ વર્ષ સુધીના વિવાહનો સમય ક્રમશઃ ઉત્તમ, મધ્યમ અને અધમ સમજવો જોઈએ. કન્યા માટે ૧૫, ૧૭ અને ૧૮ વર્ષ સુધીના સમયને ક્રમશઃ અધમ, મધ્યમ અને ઉત્તમ સમજવો જોઈએ. આ વિશે મનુએ કહ્યું છે : કન્યા બચપણમાં પિતાને અધીન અને યોવનમાં પતિને અધીન રહે. આમ, યોવન અવસ્થામાં વિવાહ કરવો જોઈએ. વૃદ્ધાવસ્થામાં પતિના મૃત્યુ બાદ સ્ત્રી પુત્રોને અધીન રહે. સ્ત્રી ક્યારેય સ્વતંત્રતાને યોગ્ય નથી. સ્ત્રીની રક્ષા કુમારી અવસ્થામાં પિતા કરે, યુવાવસ્થામાં પતિ કરે અને વૃદ્ધાવસ્થામાં પુત્ર કરે.[૧૧] [**ટિપ્પણી :** મનુસ્મૃતિના અનુસંધાનકર્તા ડૉ. સુરેન્દ્રકુમારના મત અનુસાર સ્ત્રીઓની સ્વતંત્રતાનો નિષેધ કરતો આ શ્લોક મનુસ્મૃતિમાં ક્ષેપક છે. સ્વામી દયાનંદ પણ મનુસ્મૃતિમાં ક્ષેપક શ્લોકો હોવાનું માનતા હતા. જોકે તેમના સમયે અનુસંધાન કરીને તૈયાર કરવામાં આવેલી વિશુદ્ધ મનુસ્મૃતિનું કોઈ સંસ્કરણ ઉપલબ્ધ નહોતું. - લેખક]

**પ્રશ્ન-૨૦ : પછી એવું કેમ સાંભળવામાં આવે છે કે જો કન્યા પિતાના ઘરે રજસ્વલા થાય તો તેના પિતાને પાપ લાગે છે ?**

**ઉત્તર :** આ બધી મિથ્યા વાતો સાંભળવામાં આવે છે. પરંતુ આ વિશે મનુ કહે છે : રજસ્વલા થયા પછી કન્યા ત્રણ વર્ષ સુધી પતિની શોધ કરીને પોતાના સમાન પતિને પ્રાપ્ત થાય. ભલે કન્યા મરણ પર્યંત પિતાના ઘરે જ વિવાહ કર્યા વગર બેઠી રહે, પરંતુ તેનો વિવાહ એક ગુણહીન, અસમાન, દુષ્ટ પુરુષની સાથે ક્યારેય ન કરવો.[૧૨] માટે ઉંમર, વિદ્યા, ગુણ, રૂપ, સ્વભાવ અને શરીર વગેરેની પરીક્ષા કરીને જ વિવાહ કરવો જોઈએ.

---

૧૦. षट्त्रिंशदाब्दिकं चर्यं गुरौ त्रैवेदिकं व्रतम् ।
तदर्धिकं पादिकं वा ग्रहणान्तिकमेव वा ॥ (મનુ. ૩.૧)

૧૧. बाल्ये पितुर्वशे तिष्ठेत्पाणिग्राहस्य यौवने ।
पुत्राणां भर्तरि प्रेते न भजेत्स्त्री स्वतन्त्रताम् ॥ (મનુ. ૫.૧૪૮)

पिता रक्षति कौमारे भर्ता रक्षति यौवने ।
रक्षन्ति स्थविरे पुत्रा न स्त्री स्वातन्त्र्यमर्हति ॥ (મનુ. ૯.૩)

૧૨. त्रीणि वर्षाण्युदीक्षेत कुमार्युतुमती सती ।
ऊर्ध्वं तु कालादेतस्माद्विन्देत सदृशं पतिम् ॥ (મનુ. ૯.૯૦)

काममामरणात्तिष्ठेद् गृहे कन्यर्तुमत्यपि ।
न चैवैनां प्रयच्छेत्तु गुणहीनाय कर्हिचित् ॥ (મનુ. ૯.૮૯)

**પ્રશ્ન-૨૧ : તો પછી જે ૮ કે ૧૨ વર્ષની કન્યાના વિવાહ કરવાનું વિધાન જોવા મળે છે એ શા માટે છે ?**

ઉત્તર : [મનુસ્મૃતિના એક શ્લોકમાં એવું લખ્યું છે કે] ૩૦ વર્ષનો પુરુષ પોતાને મનગમતી ૧૨ વર્ષની કન્યા સાથે વિવાહ કરે અથવા ૨૪ વર્ષનો પુરુષ ૮ વર્ષની કન્યા સાથે વિવાહ કરે,[૧૩] અથવા જો ધર્મ નષ્ટ થતો હોય તો જલદી પરણવું. અહીં ધર્મ નષ્ટ થવાનો આશય એ છે કે જો યજ્ઞ કર્તવ્ય હોય તો; કારણ કે એ માટે સ્ત્રી વગર દ્રવ્ય યજ્ઞ કરવાનો નિષેધ છે. [**ટિપ્પણી** : કુલ્લૂક અનુસાર "આ શ્લોકમાં પુરુષને પરણવા યોગ્ય કાળ જ બતાવ્યો છે, તેવો ખાસ નિયમ જણાવ્યો નથી; એ સમયે વેદાધ્યયન સમાપ્ત થઈ જાય અને પોતાના કરતાં ત્રણ ભાગે ઓછી ઉંમરની કન્યા યુવાન પુરુષને યોગ્ય ગણાય, એવું સૂચન છે." (દ્રષ્ટવ્ય : સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય દ્વારા પ્રકાશિત મનુસ્મૃતિ, પાન ૨૦૩, પાદટીપ) જોકે મનુસ્મૃતિના અનુસંધાનકર્તા ડૉ. સુરેન્દ્રકુમારના મત અનુસાર આ શ્લોક મનુસ્મૃતિમાં ક્ષેપક છે. - લેખક]

**પ્રશ્ન-૨૨ : ધર્મજ્ઞાન શી રીતે થઈ શકે ?**

ઉત્તર : શ્રુતિ, સ્મૃતિ, સદાચાર અને પોતાના આત્માને પ્રિય હોવું - ધર્મનાં આ ચાર સાક્ષાત્ લક્ષણ છે. શ્રુતિ એટલે વેદ. સ્મૃતિ એટલે ધર્મશાસ્ત્ર. શ્રુતિ અને સ્મૃતિના અર્થમાં કુતર્ક કરવો યોગ્ય નથી. તેમાં જે આજ્ઞાઓ છે તે મુજબ આચરણ કરવું; કારણ કે એ બંનેથી ધર્મ પ્રગટ થાય છે. જે દ્વિજ હેતુ-શાસ્ત્ર એટલે કે કુતર્કનો આશ્રય લઈને શ્રુતિ-સ્મૃતિનું અપમાન કરે છે, તેને સજ્જનોની પંક્તિમાંથી અવશ્ય બહાર કરી દેવો; કારણ કે તે વેદ-નિંદક હોવાથી નાસ્તિક છે.[૧૪]

**પ્રશ્ન-૨૩ : કેવી વ્યક્તિઓને ધર્મજ્ઞાનની પ્રાપ્તિ થઈ શકે છે ?**

ઉત્તર : જે વ્યક્તિ અર્થ અને કામમાં આસક્ત નથી તેને માટે ધર્મજ્ઞાનનું વિધાન કરવામાં આવ્યું છે. જેને ધર્મ જાણવાની ઇચ્છા હોય તેના માટે શ્રુતિ અર્થાત્ વેદ પરમ પ્રમાણ છે.[૧૫]

---

૧૩. त्रिशद्वर्षोद्वहेत्कन्यां हृद्यां द्वादशवार्षिकीम् ।
त्र्यष्टवर्षोऽष्टवर्षां वा धर्मे सीदति सत्वरः ॥ (મનુ. ૯.૯૪)

૧૪. वेदः स्मृतिः सदाचारः स्वस्य च प्रियमात्मनः ।
एतच्चतुर्विधं प्राहुः साक्षाद्धर्मस्य लक्षणम् ॥ (મનુ. ૨.૧૨)
योऽवमन्येत ते मूले हेतुशास्त्राश्रयाद् द्विजः ।
स साधुभिर्बहिष्कार्यो नास्तिको वेदनिन्दकः ॥ (મનુ. ૨.૧૧)

૧૫. अर्थकामेष्वसक्तानां धर्मज्ञानं विधीयते ।
धर्मं जिज्ञासमानानां प्रमाणं परमं श्रुतिः ॥ (મનુ. ૨.૧૩)

**પ્રશ્ન-૨૪ : એક માણસ કંઈક કહે છે અને બીજો તેનાથી કંઈક જુદું કહે છે. તો એ બંનેમાંથી કોની વાત સત્ય છે અને કોની અસત્ય છે, એ વિવેક શી રીતે થઈ શકે ?**

**ઉત્તર :** એક જ વેદવેત્તા દ્વિજોત્તમ વ્યક્તિ શ્રુતિ-સ્મૃતિનાં પ્રમાણપૂર્વક જે ધર્મનો નિશ્ચય કરે તેને જ પરમ ધર્મ સમજવો અને બીજા અનેક વેદજ્ઞાનશૂન્ય અજ્ઞાની લોકો જેનો નિર્ણય કરે તેને કદી ધર્મ ન જાણવો.[૧૬]

**પ્રશ્ન-૨૫ : દ્વિજોમાં જેનો પતિ મૃત્યુ પામ્યો હોય તે વિધવાનો પુનર્વિવાહ થઈ શકે કે નહિ ?**

**ઉત્તર :** ના, ન થવો જોઈએ. મનુએ આ વિશે કહ્યું છે : વારસાભાગ (દાયભાગ) એક જ વાર પડે, એક જ વાર કન્યાદાન થઈ શકે અને એક જ વાર સત્પુરુષો 'હું આપું છું' એવું વચન કહે છે. સત્પુરુષો આ ત્રણેય બાબતો એક જ વાર કરે છે.[૧૭] [**ટિપ્પણી :** સ્વામીજી શરૂમાં પુનર્વિવાહના પક્ષમાં ન હતા, પરંતુ નિયોગની વેદોક્ત વ્યવસ્થાના પક્ષધર હતા. પરંતુ તત્કાલીન ચારિત્રિક, સામાજિક અને રાજકીય અવસ્થાને જોઈને બાદમાં તેમણે શૂદ્ર વર્ણ માટે પુનર્વિવાહનું સમર્થન કર્યું હતું. પુનર્વિવાહ અને નિયોગ વિશે સ્વામીજીનાં મંતવ્યો જાણવા માટે સત્યાર્થપ્રકાશનો ચોથો સમુલ્લાસ દ્રષ્ટવ્ય છે. - લેખક]

**પ્રશ્ન-૨૬ : જો વિધવાને પુત્રની ઇચ્છા થાય તો તે શું કરે ?**

**ઉત્તર :** મનુસ્મૃતિમાં લખ્યું છે : વિધવા પુત્રની પ્રાપ્તિ માટે પોતાના દેવર, જ્યેષ્ઠ કે સપિંડ (અર્થાત્ પતિની છ પેઢીઓમાં પતિથી નાનો કે મોટો ભાઈ) અને સ્વજાતિના અન્ય પુરુષ સાથે નિયોગ કરીને ઇચ્છિત સંતાન ઉત્પન્ન કરી શકે છે.[૧૮] આ પૈકી કોઈ એક પુરુષનું વીર્ય લઈને તે પુત્રવતી થઈ શકે છે. [પુરુષ અન્ય સ્ત્રીથી સંતાનોત્પત્તિ ક્યારે કરી શકે, એ વિશે મનુસ્મૃતિમાં લખ્યું છે કે] જો ગર્ભ ન રહે અને સંતાન ન થાય તો તેનાં આઠ વર્ષ બાદ, જે સ્ત્રીનાં બધાં જ સંતાનો મરી જતાં હોય તો તેના દસમા વર્ષે, જે સ્ત્રીને માત્ર કન્યાઓ જ થતી હોય તેની ૧૧મા વર્ષ સુધી રાહ જોઈને અને જો

---

૧૬. एकोऽपि वेदविद्धर्मं यं व्यवस्येद् द्विजोत्तमः ।
स विज्ञेयः परो धर्मो नाज्ञानामुदितोऽयुतैः ॥ (મનુ. ૧૨.૧૧૩)

૧૭. सकृदंशो निपतति सकृत्कन्या प्रदीयते ।
सकृदाह ददामीति त्रीण्येतानि सतां सकृत् ॥ (મનુ. ૯.૪૭)

૧૮. [देवराद्वा सपिण्डाद्वा स्त्रिया सम्यङ्नियुक्तया ।
प्रजेप्सिताधिगन्तव्या सन्तानस्य परिक्षये ॥] (મનુ. ૯.૫૯)

સ્ત્રી કઠોર - અપ્રિય બોલનારી હોય તો તેને શીઘ્ર છોડીને, અન્ય સ્ત્રી સાથે ‘અધિવેદન’ - નિયોગ કરીને સંતાનોત્પત્તિ કરી લેવી.[૧૯]

**પ્રશ્ન-૨૭ : સંન્યાસ ગ્રહણ કરવાનો અધિકાર કોને છે ?**

ઉત્તર : સંસ્કૃત વિદ્યા અને વૈરાગ્ય જ્ઞાન ધરાવતા વિશિષ્ટ દ્વિજોને સંન્યાસ ગ્રહણ કરવાનો અધિકાર છે. આ વિશે મનુએ કહ્યું છે કે, જ્યારે દ્વિજો ઋણોથી મુક્ત થઈ જાય ત્યારે તેઓ સંન્યાસ ગ્રહણ કરે.[૨૦]

**પ્રશ્ન-૨૮ : ચારેય વર્ણો માટે સામાન્ય ધર્મ શો છે ?**

ઉત્તર : આ વિશે મનુએ કહ્યું છે : અહિંસા, સત્યભાષણ, અસ્તેય - ચોરી-ત્યાગ, પવિત્રતા અને ઇન્દ્રિય-નિગ્રહ અર્થાત્ ઇન્દ્રિયોને અધર્મમાં પ્રવૃત્ત થતી રોકવી અને ધર્મમાં પ્રવૃત્ત કરવી - આ સામાન્ય ધર્મ છે.[૨૧]

**પ્રશ્ન-૨૯ : પરંતુ આજકાલ તો એ જોઈને નવાઈ લાગે છે કે લોકો સત્ય, સુગમ અને પ્રત્યક્ષ ફળદાયી વેદ અને મનુસ્મૃતિ પ્રોક્ત ધર્મનો ત્યાગ કરીને મિથ્યાભાષણાદિમાં પ્રવૃત્ત થઈ રહ્યા છે. આવું થવા પાછળનો શો હેતુ હશે ?**

ઉત્તર : આવું થવા પાછળનો હેતુ લોભ વગેરે છે, બીજું કંઈ નથી. લોભ વગેરેથી પ્રેરિત થયેલા લોકો મિથ્યાભાષણ વગેરે પાપ કરે છે અને સંતોષ વગેરેથી પ્રેરિત થયેલા લોકો સત્યભાષણ વગેરે પુણ્ય કર્મો કરે છે.

**પ્રશ્ન ૩૦ : આજકાલ લોકોની જે વિપરીત દિશામાં પ્રવૃત્તિ થઈ રહી છે તેની પાછળ કલિયુગ તો કારણભૂત નથી ને ?**

ઉત્તર : ના, એવું નથી. સાંભળો, દુષ્ટ લોકોની પાસે હંમેશાં કલિયુગ જ હોય છે અને શ્રેષ્ઠ લોકોની પાસે હંમેશાં સતયુગ જ હોય છે.

**પ્રશ્ન-૩૧ : ધર્મ અને અધર્મનાં સ્વરૂપ અને વિધિ કેવાં છે ?**

ઉત્તર : આ વિશે મનુ કહે છે : દંડ સંપૂર્ણ પ્રજા પર શાસન કરે છે. દંડ જ પ્રજાની રક્ષા કરે છે. લોકો જ્યારે સૂઈ ગયા હોય છે ત્યારે દંડ જ જાગતો હોય છે. માટે પંડિતો દંડને જ ધર્મ અને દંડના અભાવને અધર્મ સમજે છે. તેની વિધિ આ મુજબ છે : પ્રથમ તો સભામાં પ્રવેશ જ ન કરવો. અને જો સભામાં પ્રવેશ કરવો જરૂરી હોય તો ત્યાં જઈને હંમેશાં સત્ય જ બોલવું. જે મનુષ્ય સભામાં પ્રવેશ કર્યા બાદ સત્યને બદલે મિથ્યા બોલે છે તે પાતકી થાય છે.

---

૧૯. [वंध्याऽष्टमेऽधिवेद्याऽब्दे दशमे तु मृतप्रजा ।
एकादशे स्त्रीजननी सद्यस्त्वप्रियवादिनी ॥] (મનુ. ૯.૮૧)

૨૦. [ऋणानि त्रीण्यपाकृत्य मनो मोक्षे निवेशयेत् ।] (મનુ. ૬.૩૫)

૨૧. अहिंसा सत्यमस्तेयं शौचमिन्द्रियनिग्रहः ।
एतं सामासिकं धर्मं चातुर्वर्ण्येऽब्रवीन्मनुः ॥ (મનુ. ૧૦.૬૩)

સભામાં જે કંઈ અધર્મ થાય છે તેનો એક ભાગ મિથ્યાભાષણ કરનાર વ્યક્તિને, બીજો ભાગ સાક્ષીને, ત્રીજો ભાગ સર્વ સભાસદોને અને ચોથો ભાગ રાજાને પહોંચે છે. પરંતુ જે સભામાં (બરાબર ન્યાય થતાં) ત્યાં નિંદા કરવા યોગ્યની નિંદા અને સ્તુતિ કરવા યોગ્યની સ્તુતિ થાય છે, ત્યાં રાજા નિષ્પાપ થઈ જાય છે અને સભાસદો પણ પાપથી મુક્ત થઈ જાય છે. પાપ તો ફક્ત મિથ્યાભાષણ કરનારને જ પહોંચે છે. હણાયેલો ધર્મ હણનારનો નાશ કરે છે અને રક્ષિત કરેલો ધર્મ રક્ષકની રક્ષા કરે છે. તેથી ધર્મનું હનન ક્યારેય ન કરવું - એ ભયથી કે હણાયેલો ધર્મ ક્યારેય આપણું હનન ન કરી નાખે. ધર્મ સર્વ ઐશ્વર્યોને આપનારો અને સુખોની વર્ષા કરાવનારો છે. જે આ ધર્મનો લોપ કરે છે તેને જ વિદ્વાનો 'વૃષલ' અર્થાત્ નીચ અથવા બહિષ્કૃત સમજે છે. એટલા માટે કોઈ મનુષ્યે ધર્મનો લોપ કરવો ઉચિત નથી. ધર્મ જ એક એવો મિત્ર - સાથી છે, જે મર્યા પછી પણ આત્માની સાથે-સાથે જાય છે. બીજી પ્રત્યેક ભૌતિક વસ્તુ તો શરીરની સાથે જ નષ્ટ થઈ જાય છે.[૨૨]

**પ્રશ્ન-૩૨ : ધર્મ અને અધર્મનાં કેટલાં લક્ષણો છે ?**

**ઉત્તર :** ધર્મ અને અધર્મનાં ૧૦-૧૦ લક્ષણો છે. મનુએ કહ્યું છે : ધીરજ, ક્ષમા, દમ, અસ્તેય, પવિત્રતા, ઇન્દ્રિય-નિગ્રહ, બુદ્ધિની વૃદ્ધિ, વિદ્યાનું પઠન, સત્યભાષણ અને અક્રોધ - આ ૧૦ ધર્મનાં લક્ષણ છે. બીજાના ધનને અન્યાયથી ગ્રહણ કરી લેવાની ઇચ્છા કરવી, બીજાનું અનિષ્ટ થાય એવું ચિંતન કરવું અને મિથ્યા નિશ્ચય કરવો - આ ત્રણ પ્રકારનાં માનસિક પાપકર્મો છે. કઠોર

---

૨૨. दण्डः शास्ति प्रजाः सर्वा दण्ड एवाभिरक्षति ।
दण्डः सुप्तेषु जागर्ति दण्डं धर्मं विदुर्बुधाः ॥ (મનુ. ૭.૧૮)

सभां वा न प्रवेष्टव्यं वक्तव्यं वा समञ्जसम् ।
अब्रुवन्विब्रुवन्वाऽपि नरो भवति किल्विषी ॥ (મનુ. ૮.૧૩)

पादोऽधर्मस्य कर्तारं पादः साक्षिणमृच्छति ।
पादः सभासदः सर्वान्पादो राजानमृच्छति ॥ (મનુ. ૮.૧૮)

राजा भवत्यनेनास्तु मुच्यन्ते च सभासदः ।
एनो गच्छति कर्त्तारं निन्दाऽर्हो यत्र निन्द्यते ॥ (મનુ. ૮.૧૯)

धर्मएव हतो हन्ति धर्मो रक्षति रक्षितः ।
तस्माद्धर्मो न हन्तव्यो मा नो धर्मो हतोऽवधीत् ॥ (મનુ. ૮.૧૫)

वृषो हि भगवान्धर्मस्तस्य यः कुरुते ह्यलम् ।
वृषलं तं विदुर्देवास्तस्माद्धर्मं न लोपयेत् ॥ (મનુ. ૮.૧૬)

एक एव सुहृद्धर्मो निधनेऽप्यनुयाति यः ।
शरीरेण समं नाशं सर्वमन्यद्धि गच्छति ॥ (મનુ. ૮.૧૭)

વચન બોલવું, મિથ્યાભાષણ કરવું, પરદોષકથન કરવું એટલે કે કોઈની ચુગલી કે નિંદા કરવી અને અસંબદ્ધ પ્રલાપ કરવો એટલે કે પૂર્વાપર વિરુદ્ધ બોલવું - આ ચાર વાણીનાં પાપકર્મો છે. સ્વામીની આજ્ઞા લીધા વગર તેની કોઈ વસ્તુ લઈ લેવી, વિધાન વગર - અન્યાયપૂર્વક કોઈની હિંસા કરવી અને પરસ્ત્રીની સેવા - સહવાસ કરવો - આ ત્રણ પ્રકારનાં શારીરિક પાપકર્મો છે. આમ, આ બધાં મળીને અધર્મનાં કુલ ૧૦ લક્ષણો છે.[૨૩]

**પ્રશ્ન-૩૩ : વિદ્યા અને અવિદ્યાનું સ્વરૂપ શું છે ?**

**ઉત્તર :** આ વિશે ભગવાન પતંજલિએ કહ્યું છે : અનિત્ય, અપવિત્ર, દુઃખ અને અનાત્મામાં નિત્ય, પવિત્ર, સુખ અને આત્મ બુદ્ધિ કરવી એ અવિદ્યા છે. આ જ રીતે નિત્ય, પવિત્ર, સુખ અને આત્મામાં અનિત્ય, અપવિત્ર, દુઃખ અને અનાત્મ બુદ્ધિ કરવી એ પણ અવિદ્યા છે.[૨૪] આનાથી વિપરીત વિદ્યા છે. એટલે કે અનિત્ય, અપવિત્ર, દુઃખ અને અનાત્મામાં અનિત્ય, અપવિત્ર, દુઃખ અને અનાત્મ બુદ્ધિ કરવી અને નિત્ય, પવિત્ર, સુખ અને આત્મામાં નિત્ય, પવિત્ર, સુખ અને આત્મ બુદ્ધિ કરવી એ વિદ્યા છે.

**પ્રશ્ન-૩૪ : વિદ્યા અને તપનું શું ફળ મળે છે ?**

**ઉત્તર :** આ વિશે મનુએ કહ્યું છે : તપ અને વિદ્યા પરમ કલ્યાણના હેતુઓ છે. તપથી પાપ દૂર થાય છે. વિદ્યાથી અમૃત અર્થાત્ મોક્ષ પ્રાપ્ત થાય છે.[૨૫] અવિવેકી લોકો આજીવિકાને જ વિદ્યા અને તપનું ફળ માને છે, પરંતુ તેમનું જ્ઞાન મિથ્યા જ છે. વિદ્યાનું ફળ તો ધર્મ અને બ્રહ્મ-જ્ઞાન જ છે; કારણ કે મનુએ કહ્યું છે : સેનાના સ્વામી હોવું, રાજ્ય હોવું, દંડ આપવાનું સામર્થ્ય હોવું અને સર્વ લોકનું અધિપત્ય હોવું - આ બધું વેદશાસ્ત્રવેત્તાને જ હોવું

---

૨૩. धृतिः क्षमा दमोऽस्तेयं शौचमिन्द्रियनिग्रहः ।
धीर्विद्या सत्यमक्रोधो दशकं धर्मलक्षणम् ॥ (મનુ. ૬.૯૨)

परद्रव्येष्वभिध्यानं मनसानिष्टचिन्तनम् ।
वितथाभिनिवेशश्च त्रिविधं कर्म मानसम् ॥ (મનુ. ૧૨.૫)

पारुष्यमनृतं चैव पैशुन्यं चापि सर्वशः ।
असंबद्धप्रलापश्च वाङ्मयं स्याच्चतुर्विधम् ॥ (મનુ. ૧૨.૬)

अदत्तानामुपादानं हिंसा चैवाविधानतः ।
परदारोपसेवा च शारीरं त्रिविधं स्मृतम् ॥ (મનુ. ૧૨.૭)

૨૪. अनित्याशुचिदुःखानात्मसु नित्यशुचिसुखात्मख्यातिरविद्या । (યોગદર્શન ૨.૫)

૨૫. तपो विद्या च विप्रस्य निःश्रेयसकरं परम् ।
तपसा किल्विषं हन्ति विद्ययाऽमृतमश्नुते ॥ (મનુ. ૧૨.૧૦૪)

યોગ્ય છે. આનો અધિકાર મૂરખાઓને ન હોઈ શકે. વિદ્યા અને સત્સંગ હીન હોવાથી રાજા અને ધનવાન વૈશ્યો પરસ્ત્રી અને બાળકો સાથે મૈથુન કરે છે; અને વિદ્યાવાનને તથા યજ્ઞ માટે સુપાત્રોને દાન, અન્નદાન વગેરે કરતા-કરાવતા નથી. કારણ કે મહાભારતમાં કહ્યું છે કે ભય, લોભ કે જીવન માટે ક્યારેય ધર્મનો ત્યાગ ન કરવો. ધર્મ નિત્ય છે અને સુખ-દુઃખ અનિત્ય છે. જીવ નિત્ય છે અને સુખ-દુઃખના હેતુઓ અનિત્ય છે.[૨૬] આથી જ ઋગ્વેદ વગેરે ૨૧ સત્ય શાસ્ત્રોને ભણ્યા વગર ધર્મ, અર્થ, કામ અને મોક્ષનું જ્ઞાન ક્યારેય પ્રાપ્ત થઈ શકતું નથી. આ બધાં શાસ્ત્રોમાં વેદો તથા મનુસ્મૃતિનો વિચાર કરવો એ મુખ્ય કર્તવ્ય છે.

**પ્રશ્ન-૩૫ : આચાર્ય, ઉપાધ્યાય, ગુરુ અને ઋત્વિક્ ગૃહસ્થ હોવા જોઈએ કે વિરક્ત ? અને તેમનાં લક્ષણો કેવાં હોય છે ?**

**ઉત્તર :** ગૃહસ્થ જ હોવા જોઈએ અને વિરક્ત ક્યારેય ન હોવા જોઈએ. કારણ કે જો આચાર્ય વગેરે લોકો વિરક્ત હશે તો ધન વગેરે પદાર્થો પ્રાપ્ત કરીને તેઓ અવિરક્ત થઈ જશે. લોભ અને ચિંતા વગેરેથી યુક્ત થઈને ભ્રષ્ટ થઈ જશે. આથી આચાર્ય વગેરે સત્યભાષણાદિ ધરાવતા ગૃહસ્થ જ હોવા જોઈએ, અન્ય કોઈ નહિ; કારણ કે આચાર્ય વગેરે લોભી થવાને લીધે જ આજકાલ ધર્મનો લોપ થયો છે. જો આચાર્ય વગેરે લોકો અધર્મ કરે તો તેમનો ત્યાગ કરવો જ ઉચિત છે, અથવા તેમને દંડિત કરવા જોઈએ. આ જ રીતે જો શિષ્યો અધર્મ કરે તો તેમનો પણ ત્યાગ કરવો જોઈએ અથવા તેમને દંડિત કરવા જોઈએ. આમ, પરસ્પરના ભયથી બધા જ લોકો ધર્મનું પાલન કરશે. અને તેમનાં લક્ષણો આ મુજબ છે : મનુ કહે છે : જે શિષ્યનું ઉપનયન કરાવીને રહસ્ય અને કલ્પ સહિત વેદ ભણાવે છે, તેમને 'આચાર્ય' કહે છે. જે વેદનો એક દેશ અથવા અંશ પોતાની જીવિકા માટે ભણાવે છે, તેમને 'ઉપાધ્યાય' કહે છે. જે નિષેક (ગર્ભાધાન) સંસ્કાર વગેરે કર્મ યથાવિધિ કરાવે છે અને અન્નપાલન કરે છે, તેમને 'ગુરુ' કહે છે. જે અગ્નિનું આધાન કરીને પાકયજ્ઞ અને અગ્નિષ્ટોમ વગેરે યજમાનના યજ્ઞ વગેરે વરણી (ક્રિયાકર્મ કરાવવા માટે બ્રાહ્મણને પસંદ કરીને તેનો સત્કાર કરવો તે) થઈને કરે છે, તેમને 'ઋત્વિક્' કહે છે. મનુ કહે છે : ગુરુ, બાળક, વૃદ્ધ કે બહુશ્રુત બ્રાહ્મણ પણ જો આતતાયી હોય, તો તેને વિચાર કર્યા વગર મારી નાખવા. જે ધર્મનો ત્યાગ કરીને અધર્મનું આચરણ કરે છે, તે 'આતતાયી' છે. સ્ત્રી, રત્ન, વિદ્યા,

---

૨૬. धर्मोनित्यःसुखदुःखेत्वनित्ये ।
जीवोनित्योहेतुरस्यत्वनित्यः ॥ (મહાભારત)

સત્ય, પવિત્રતા, સુંદર વચન અને અનેક પ્રકારની શિલ્પ વિદ્યા દુષ્ટ માણસ પાસેથી પણ ગ્રહણ કરવા યોગ્ય છે.[૨૭]

**પ્રશ્ન-૩૬ : નિંદા અને સ્તુતિનું શું સ્વરૂપ છે ?**

**ઉત્તર :** ગુણોને સ્થાને દોષ બતાવતું કથન કરવું અસૂયા અથવા નિંદા કહેવાય છે. જ્યારે ગુણને ગુણ બતાવવો એ સ્તુતિ કહેવાય છે. એટલે કે મિથ્યાભાષણ કરવું એ નિંદા છે અને સત્યભાષણ કરવું એ સ્તુતિ છે. મહાભારતમાં કહ્યું છે કે સત્યથી મોટો કોઈ ધર્મ નથી અને જૂઠથી મોટું કોઈ પાપ નથી. હે રાજન્ ! સંસારમાં પ્રિય બોલનારા તો અનેક લોકો છે, પરંતુ પથ્યકારી - હિતકારી હોય તેવું અપ્રિય કહેનારા અને સાંભળનારા લોકો દુર્લભ છે.[૨૮] આ વિશે યજુર્વેદના તૈત્તિરીય ઉપનિષદનું વચન છે : સત્ય બોલ. ધર્મનું પાલન કર. ઋતનું પાલન કર. સત્ય અને ધર્મમાં પ્રમાદ ન કર. વેદપાઠમાં પ્રમાદ ન કર. માતા-પિતા, ગુરુ અને અતિથિને દેવતા સમજ. જે આનંદિત કર્મો છે તેની ઉપાસના કર. આ જ કરવું ઉચિત છે. આ છોડીને બીજું કર્મ કરવું અનુચિત છે. ગુરુ કહે છે કે જે અમારાં સુંદર આચરણ હોય તેનું જ તમે ગ્રહણ કરજો, અમારાં બીજાં આચરણોનું ગ્રહણ ન કરશો. આપણાથી શ્રેષ્ઠ

---

૨૭. उपनीय तु यः शिष्यं वेदमध्यापयेद् द्विजः ।
संकल्पं सरहस्यं च तमाचार्यं प्रचक्षते ॥ (મનુ. ૨.૧૧૫)

एकदेशं तु वेदस्य वेदाङ्गान्यपि वा पुनः ।
योऽध्यापयति वृत्त्यर्थमुपाध्यायः स उच्यते ॥ (મનુ. ૨.૧૧૬)

निषेकादीनि कर्माणि यः करोति यथाविधि ।
सम्भावयति चान्नेन स विप्रो गुरुरुच्यते ॥ (મનુ. ૨.૧૧૭)

अग्न्याधेयं पाकयज्ञानग्निष्टोमादिकान्मखान् ।
यः करोति वृतो यस्य स तस्यर्त्विगिहोच्यते ॥ (મનુ. ૨.૧૪૩)

गुरुं वा बालवृद्धौ वा ब्राह्मणं वा बहुश्रुतम् ।
आततायिनमायान्तं हन्यादेवाविचारयन् ॥ (મનુ. ૮.૩૫૦)

[स्त्रियो रत्नान्यथो विद्या धर्मः शौचं सुभाषितम् ।
विविधानि च शिल्पानि समादेयानि सर्वतः ॥] (મનુ. ૨.૨૧૫)

૨૮. नहि सत्यात्परो धर्मो नानृतात्पातकं परम् ।
नहि सत्यात्परं ज्ञानं तस्मात् सत्यं समाचरेत् ॥

- ઉપનિષદાદિ (દ્ર. મહાભારત : શાંતિપર્વ ૧૬૨.૨૪)

[पुरुषा बहवो राजन् सततं प्रियवादिनः ।
अप्रियस्य तु पथ्यस्य वक्ता श्रोता च दुर्लभः ॥]

(મહાભારત, ઉદ્યોગપર્વ, વિદુરનીતિ : ૩૭.૧૫)

બ્રાહ્મણ જેવું આચરણ કરતા હોય તેવું તમે આચરણ કરજો. આ જ આદેશ છે, આ જ ઉપનિષદ્‌ છે.[૨૯]

**પ્રશ્ન-૩૭ : વેદોમાં પ્રમાણની અપેક્ષા છે કે નથી ?**

**ઉત્તર :** અનવસ્થા દોષના પ્રસંગથી નથી; કારણ કે જે પ્રમાણથી વેદોને પ્રમાણ માનશો પછી તેના પણ પ્રમાણની અપેક્ષા રહેશે. આમ, આગળ આગળ એક પછી બીજાનાં પ્રમાણોની અપેક્ષા બની જ રહેશે. આથી વેદને જ સ્વતઃ પ્રમાણ માનવા એ જ યોગ્ય છે.

**પ્રશ્ન-૩૮ : જો એવું માનશો તો તેમાં અન્યોન્યાશ્રય દોષ નહિ આવે ?**

**ઉત્તર :** એ દોષ કદાપિ નહિ આવે. શબ્દ નિત્ય હોવાથી એ સિદ્ધ થયું છે. આનો એ અર્થ છે કે આ સિદ્ધ થાય છે. એટલા માટે કે નિત્ય શબ્દોમાં કૂટસ્થો, અવિચાલી, નાશ-ઉત્પત્તિ-વિકાર રહિત વર્ણોનું હોવું અવશ્ય છે.

**પ્રશ્ન-૩૯ : ભગવાન પાણિનીય આચાર્યનું લક્ષણ શી રીતે પ્રવૃત્ત થયું છે ?**

**ઉત્તર :** શબ્દ, અર્થ અને સંબંધ નિત્ય હોવાથી પ્રવૃત્ત થયું છે. [**ટિપ્પણી** : ડૉ. સુદ્યુમ્ન આચાર્યે મારી ૬.૯.૨૦ની ફેસબુક પોસ્ટ પર પોતાની કૉમેન્ટમાં આ પ્રશ્નોત્તર વિશે લખ્યું છે - ''આ મહાભાષ્યના પ્રથમ આહ્નિકનું એક પ્રશ્ન વચન અને તેના ઉત્તરમાં વાર્તિકકાર કાત્યાયનની સૌથી પ્રથમ વાર્તિક છે, જેને અમે લોકો વિસ્તારથી સમજાવીએ છીએ.'' - લેખક]

**પ્રશ્ન-૪૦ : મનુસ્મૃતિમાં ક્યા આઠ પ્રકારના વિવાહ લખવામાં આવ્યા છે ?**

**ઉત્તર :** મનુસ્મૃતિમાં બ્રાહ્મ, દૈવ, આર્ષ, પ્રાજાપત્ય, આસુર, ગાંધર્વ, રાક્ષસ, પૈશાચ - આ આઠ પ્રકારના વિવાહ લખવામાં આવ્યા છે.[૩૦] આ પૈકી પૈશાચ - પિશાચ વિવાહનો નિષેધ છે. વિવાહમાં વર હોમ કરનાર હોય છે અને કન્યાના પિતા યજમાન હોય છે. તે દક્ષિણામાં પોતાની કન્યા આપે છે. આમાં કોઈ વ્યય ન કરવો જોઈએ, પરંતુ પોતાની યોગ્યતા, ઇચ્છા અને પ્રસન્નતાથી જે ચાહે તે કન્યાને આપવું જોઈએ.

---

૨૯. सत्यं वद । धर्मं चर । ऋतान्नप्रमदितव्यं । सत्यान्नपमदिव्यं । धर्मान्नप्रमदितव्यं । देवपितृकार्याभ्यां न प्रमदितव्यम् मातृदेवो भव । पितृदेवो भव । आचार्यदेवो भव । अतिथिदेवो भव । यान्यवद्यानि कर्माणि तानि सेवितव्यानि नो इतराणि । यान्यस्माकः सुचरितानि तानि त्वयोपास्यानि नो इतराणि । येऽस्माकङ्गु श्रेयांसो ब्राह्मणास्तेयथातत्रवर्त्तेरन् त्वं तथा तत्रवर्त्तेथाः । अयमुपदेशोऽयमादेश । इयमुपनिषत् ।

- (દ્ર. યજુર્વેદીય તૈત્તિરીય ઉપનિષદ્‌, શિક્ષાવલ્લી)

૩૦. [ब्राह्मो दैवस्तथैवार्षः प्राजापत्यस्तथाऽसुरः ।
गान्धर्वो राक्षसश्चैव पैशाचश्चाष्टमोऽधमः ॥] (મનુ. ૩.૨૧)

**પ્રશ્ન-૪૧ : જો કોઈ ઉત્તમ વિદ્વાન વ્યક્તિ રાજા કે ધનવાન હોય તો તેણે શું કરવું જોઈએ ?**

**ઉત્તર :** તેણે વિદ્યાનું દાન કરવું-કરાવવું જોઈએ. તેણે સુપરિક્ષિત વિદ્વાનો પાસે અષ્ટાધ્યાયી અને વ્યાકરણ મહાભાષ્યના પઠનપાઠનપૂર્વક નિમ્નલિખિત ૨૧ સત્ય શાસ્ત્રોનું પઠનપાઠન કરાવવું જોઈએ : ૧. **ઋગ્વેદ** ૨. **યજુર્વેદ** ૩. **સામવેદ** અને ૪. **અથર્વવેદ** - આ ચારે વેદોમાં કર્મકાંડ, ઉપાસનાકાંડ અને જ્ઞાનકાંડનો નિશ્ચય છે. જેમાં સંધ્યા-ઉપાસનાથી લઈને અશ્વમેધ સુધી કર્મકાંડ, યમ વગેરેથી લઈને સમાધિ સુધી ઉપાસનાકાંડ અને નિષ્કામ કર્મથી લઈને પરબ્રહ્મના સાક્ષાત્કાર સુધી જ્ઞાનકાંડ વર્ણિત છે. ૫. ઋગ્વેદનો ઉપવેદ **આયુર્વેદ** છે, જેમાં ચિકિત્સા વિદ્યા છે અને તેના ચરક અને સુશ્રુત આ બે ગ્રંથો સત્ય છે. ૬. યજુર્વેદનો ઉપવેદ **ધનુર્વેદ** છે, જેમાં શસ્ત્ર-અસ્ત્રની વિદ્યા છે. ૭. સામવેદનો ઉપવેદ **ગાંધર્વવેદ** છે, જેમાં ગાન વિદ્યા છે. ૮. અથર્વવેદનો ઉપવેદ **અર્થવેદ** છે, જેમાં શિલ્પ વિદ્યા છે. ૯. **શિક્ષા** : તેમાં વર્ણોચ્ચારણની વિધિ છે. ૧૦. **કલ્પ** : તેમાં વેદમંત્રોના અનુષ્ઠાનની વિધિ છે. ૧૧. **વ્યાકરણ** : તેમાં શબ્દ, અર્થ અને તેના પરસ્પર સંબંધનો નિશ્ચય કરવામાં આવ્યો છે. અષ્ટાધ્યાયી અને વ્યાકરણ મહાભાષ્ય તેના બે પ્રામાણિક ગ્રંથો છે. ૧૨. **નિરુક્ત** : તેમાં વેદમંત્રોની નિરુક્તિ છે. ૧૩. **છંદ** : તેમાં ગાયત્રી વગેરે છંદોનાં લક્ષણો છે. ૧૪. **જ્યોતિષ** : તેમાં ભૂત, ભવિષ્ય અને વર્તમાનનું જ્ઞાન છે. આમાં ફક્ત એક ભૃગુસંહિતા ગ્રંથને જ સત્ય માનવો જોઈએ. આ છ વેદાંગો છે. ૧૫. **ઉપનિષદ્** : ઈશ, કેન, કઠ, પ્રશ્ન, મુંડક, માંડૂક્ય, તૈત્તિરીય, ઐતરેય, છાંદોગ્ય, બૃહદારણ્યક, શ્વેતાશ્વતર, કૈવલ્ય - આ બાર ઉપનિષદો છે, જેમાં બ્રહ્મવિદ્યા છે. ૧૬. **શારીરક સૂત્ર** : તેમાં ઉપનિષદોના મંત્રોની વ્યાખ્યા છે. ૧૭. **કાત્યાયન આદિ સૂત્ર** : તેમાં જન્મથી લઈને શ્મશાન સુધીના સંસ્કારોની વિધિ છે. ૧૮. **યોગભાષ્ય** : તેમાં ઉપાસના અને જ્ઞાનનાં સાધનોનું વિધાન છે. ૧૯. **વાકોવાક્ય** : આ ગ્રંથમાં વેદોને અનુકૂળ તર્કવિદ્યા છે. ૨૦. **મનુસ્મૃતિ** : તેમાં વર્ણાશ્રમ ધર્મોનું તેમ જ વર્ણસંકરોના ધર્મોની વ્યાખ્યા છે. ૨૧. **મહાભારત** : તેમાં શિષ્ટ અને દુષ્ટ લોકોનાં લક્ષણોનું વર્ણન છે. આ ૨૧ સત્ય શાસ્ત્રોનું પઠનપાઠન કરવું-કરાવવું જોઈએ. વિદ્વાનોમાં જે ઉત્તમ, મધ્યમ અને નિમ્ન હોય તેમનો ઉત્તમ, મધ્યમ અને નિમ્ન એટલે કે યોગ્યતા અનુસાર સત્કાર કરવો જોઈએ. આ જ રીતે વિદ્યાર્થીઓનો પણ અન્નદાન વગેરેથી સત્કાર કરવો જોઈએ. પરંતુ જેમ મનુએ કહ્યું છે તેમ આ બધાં દાનોમાં બ્રહ્મદાન અર્થાત્ વેદવિદ્યાનું દાન સર્વોત્તમ છે.[૩૧] ધર્મનું બીજું લક્ષણ યજ્ઞ છે. જો તે પરીક્ષાપૂર્વક કરવામાં આવે તો મહાન પુણ્ય

૩૧. सर्वेषामेव दानानां ब्रह्मदानं विशिष्यते ।
वार्यन्नगोमहीवासस्तिलकाञ्चनसर्पिषाम् ॥ (મનુ. ૪.૨૩૩)

થાય છે; કારણ કે યજ્ઞથી વરસાદ થાય છે, વરસાદથી અન્ન થાય છે અને અન્નથી સર્વ ભૂતોનું પાલન થાય છે. આ વિશે મનુએ કહ્યું છે : અગ્નિમાં આપવામાં આવેલી આહુતિ સૂર્યને પ્રાપ્ત થાય છે. સૂર્યથી વરસાદ થાય છે, વરસાદથી અન્ન ઉત્પન્ન થાય છે અને અન્નથી પ્રજા ઉત્પન્ન થાય છે.[૩૨] આવું ભગવદ્‌ગીતામાં પણ કહ્યું છે : અન્નમાંથી ભૂત થાય છે અને મેઘથી અન્ન થાય છે, યજ્ઞથી મેઘ થાય છે અને કર્મથી યજ્ઞ થાય છે.[૩૩] ધર્મનું ત્રીજું લક્ષણ સુપાત્ર વિદ્વાન ધર્માત્માઓનો યથાયોગ્ય સત્કાર કરવો છે. બધાનો એક સમાન સત્કાર ન કરી યોગ્યતા અનુસાર ઉત્તમ, મધ્યમ અને નિમ્ન ક્રમાનુસાર કરવો. સત્કાર કરવાથી યોગ્ય પુરુષ હંમેશાં ધર્મનું જ આચરણ કરશે અને તેથી વિદ્યાની વૃદ્ધિ થશે અને દાતાનું પણ કલ્યાણ થશે. ધર્મનું ચોથું લક્ષણ દીન, અનાથ, ગરીબ અને ભૂખ્યા લોકો પર દયા કરી તેમનું પાલન કરવું છે. તેમના આશીર્વાદથી દાતાનું કલ્યાણ થાય છે. પરંતુ બધાં દાનોમાં વિદ્યાદાન સર્વોપરી છે. જેમ ફરુખાબાદમાં પન્નીલાલ અગરવાલાએ વેદાધ્યયન માટે એક પાઠશાળા ખોલી છે, તેમ શિષ્ટ અને ઉપકારી લોકોએ વિદ્યાદાનનાં કાર્યોમાં આગળ આવવું જોઈએ.

**પ્રશ્ન-૪૨ : માંસભક્ષણનો વિધિ છે કે નિષેધ ?**

**ઉત્તર :** [અમુક ગ્રંથોમાં] યજ્ઞમાં વિધિ છે અને અન્યત્ર નિષેધ છે. પરંતુ પશુઓમાં પણ ફક્ત નર પશુનું હનન કરવાની વિધિ છે, માદા પશુઓનું હનન કરવાની વિધિ નથી. આવું એટલા માટે છે કે માદા પશુને મારવાથી બહુ મોટી હાનિ થાય છે. [**ટિપ્પણી** : આ ૪૨મા ઉત્તર પર ડૉ. જે.ટી.એફ. જોર્ડન્સના સ્વામીજીના માંસાહાર અને મૃતક શ્રાદ્ધ વિષયક મતના નિરાકરણ સહિત વિવેચના ૪૩મા પ્રશ્નોત્તર બાદ કરવામાં આવી છે. ડૉ. સુરેન્દ્રકુમારે પોતાના મનુસ્મૃતિ-ભાષ્યમાં મનુના શ્રાદ્ધ તથા આહાર વિષયક શ્લોકો પર ગંભીર વિવેચના કરી છે. તેમણે મનુસ્મૃતિમાં જોવા મળતા માંસાહાર તથા યજ્ઞમાં પશુહિંસા સમર્થક શ્લોકોને નિશ્ચિત માપદંડોના આધારે ક્ષેપક સિદ્ધ કર્યા છે.- લેખક]

**પ્રશ્ન-૪૩ : કુળ અને જાતિમાં દેશાચારનું આચરણ કરવું જોઈએ કે નહિ ?**

**ઉત્તર :** વેદોક્ત ધર્મમાં સ્થિત પુરુષો જેવું આચરણ કરતા હોય તેવું આચરણ કરવું જોઈએ. તેમના આચરણથી વિરુદ્ધ આચરણ ન કરવું જોઈએ. જો પિતા મિથ્યાભાષણ કરતા હોય તો તેના પુત્રે મિથ્યાભાષણ ન કરવું જોઈએ, પરંતુ

---

૩૨. अग्नौ प्रास्ताहुतिः सम्यगादित्यमुपतिष्ठते ।
आदित्याज्जायते वृष्टिर्वृष्टेरन्नं ततः प्रजाः ॥ (મનુ. ૩.૭૬)

૩૩. अन्नाद्भवति भूतानि पर्जन्यादन्नसंभवः ।
यज्ञाद्भवति पर्जन्यो यज्ञः कर्मसमुद्भवः ॥ (ગીતા : ૩.૧૪)

સત્યભાષણ જ કરવું યોગ્ય છે. જો પિતા અંધ હોય તો પુત્રે પણ પોતાની આંખ ફોડી નાખવી એ ઠીક નથી. આ વિશે મનુએ કહ્યું છે : શ્રુતિ-સ્મૃતિમાં કહેલો આચાર જ પરમધર્મ છે.[૩૪] પિતા અને પિતામહ જે શ્રુતિ-સ્મૃતિ નિર્દિષ્ટ સત્ય ધર્મના માર્ગે ચાલ્યા હોય એ જ માર્ગે ચાલવું યોગ્ય છે; કારણ કે એ માર્ગે ચાલવામાં કલ્યાણ છે.[૩૫] ભગવદ્‌ગીતામાં પણ કહ્યું છે : જે-જે આચરણ શ્રેષ્ઠ જનો કરતાં આવ્યા છે, તેનું અનુકરણ બધા જ લોકોએ કરવું ઉચિત છે. તેમને પ્રમાણ માનવા જોઈએ.[૩૬] આમ, શ્રુતિ-સ્મૃતિમાં વર્ણિત આચરણ કરવું જોઈએ. [**ટિપ્પણી** : સન ૧૯૮૭માં પ્રકાશિત 'અથ શાસ્ત્રાર્થ ઔર સદ્‌ધર્મવિચાર' પુસ્તકમાં પ્રશ્ન ક્રમાંક ૪૨ પછી ભૂલથી પ્રશ્ન ક્રમાંક ૪૪ છપાયો છે, જે અંતિમ પ્રશ્ન છે. આથી હકીકતમાં આ પુસ્તકમાં કુલ ૪૪ નહિ, પણ ૪૩ પ્રશ્નોત્તર છે. - લેખક]

**ઇતિ**

## પ્રશ્ન ૪૨ના ઉત્તર પર વિવેચના અને ડૉ. જે.ટી.એફ. જોર્ડન્સના મતનું નિરાકરણ

'સદ્‌ધર્મવિચાર'નો ૪૨મો પ્રશ્નોત્તર ટિપ્પણીની અપેક્ષા ધરાવે છે. સ્વામી દયાનંદને આ પ્રશ્ન કોણે, ક્યા પ્રસંગે અને ક્યા ઉદ્દેશ્યથી પૂછ્યો હતો - આ બધું બિલકુલ અજ્ઞાત છે. સ્વામીજીનાં જીવનચરિત્રોમાં તથા તેમના દ્વારા રચિત સત્યાર્થપ્રકાશ વગેરે ગ્રંથોમાં સર્વત્ર માંસાહારનો તથા યજ્ઞમાં પશુહિંસાનો સ્પષ્ટ નિષેધ જોવા મળે છે. તેમના 'ગોકરુણાનિધિ' નામના ગ્રંથમાં માંસાહારનું યુક્તિપૂર્વક ખંડન કરવામાં આવ્યું છે. 'સદ્‌ધર્મવિચાર'નું પ્રકાશન સન્ ૧૮૬૯માં થયું હતું. ત્યાર પહેલાં સ્વામીજીએ ગંગાના તટ પર તથા અન્યત્ર કરેલા ધર્મોપદેશનું બહુ જ અલ્પ વિવરણ આપણને પ્રાપ્ત થાય છે. તેનું કારણ એ છે કે તે સમયે સ્વામીજી બહુ પ્રસિદ્ધ ન હતા અને તેઓ મુખ્યત્વે મૂર્તિપૂજા, અવતારવાદ, મૃતક શ્રાદ્ધ, પુરાણો વગેરેનું ખંડન તથા વેદ તથા આર્ષ ગ્રંથો તથા તેમાં વર્ણિત સંધ્યા, હવન વગેરે પંચમહાયજ્ઞો વગેરેનું મંડન કરતા હતા. આથી સ્વાભાવિક છે કે એ વર્ષો દરમિયાન તેમણે કરેલા ઉપદેશોનું જે થોડુંઘણું વિવરણ ઉપલબ્ધ થાય છે, તેમાં માંસાહાર તથા યજ્ઞમાં પશુહિંસા જેવી બાબતો વિષયક તેમનાં તત્કાલીન

---

૩૪. आचारः परमो धर्मः श्रुत्युक्तः स्मार्त्त एव च ।
तस्मादस्मिन्सदा युक्तो नित्यं स्यादात्मवान् द्विजः ॥ (મનુ. ૧.૧૦૮)

૩૫. येनास्य पितरो याता येन याताः पितामहाः ।
तेन यायात्सतां मार्गं तेन गच्छन्न रिष्यते ॥ (મનુ. ૪.૧૭૮)

૩૬. यद्यदाचरति श्रेष्ठस्तत्तदेवेतरो जनः ।
स यत्प्रमाणं कुरुते लोकस्तदुवर्तते ॥ (ગીતા : ૩.૨૧)

મંતવ્ય સંબંધી ખાસ કંઈ સામગ્રી પ્રાપ્ત થતી નથી. તેમ છતાં કેટલાક એવા સંદર્ભો જરૂર વાંચવા મળે છે કે જેનાથી સ્વામીજીના તત્કાલીન વિચારોની ઝાંખી થઈ શકે છે.

ડૉ. જે.ટી.એફ. જોર્ડન્સે 'દયાનંદ સરસ્વતી : હિઝ લાઈફ એન્ડ આઈડિયાઝ'માં સ્વામીજીના મૃતક શ્રાદ્ધ તથા માંસાહાર વિષયક વિચારોની સમીક્ષા કરતાં લખ્યું છે :

> Much has been written, especially by opponents and in answer to them, about the Swami's concept in those days of two controversial issues: his conception of *Shraddh*, and his attitude to meat-eating. As for the first question, Ghasiram mentions in a vague way, without indicating his source, that 'in those days it is said that the Swami was in favour of *Shraddh*', implying that here the traditional repeated memorial ceremonies for dead ancestors were referred to. Dayananda was certainly later on a consistent opponent of these ceremonies, for which countless Hindus spent great sums of money and literally ruined themselves. He held that this service for the dead should be replaced by service of the living. In fact, during this period he already advocated that 'service of the living'. However, though the biographers state that the Swami already completely condemned *Shraddh* for the dead, it does not appear that his condemnation was so radical, in view of the ambiguity in this matter that is still to be found in his 1875 *Satyarth Prakash.*
>
> The second question about meat-eating is similarly involved. In the same passage quoted Ghasiram says that: ...in those days Swamiji used to say on the subject of meat-eating that the *Shastras* did not prohibit meat-eating, and that they contain provisions for the two types of food: who wishes to eat it, let him eat it, who does not, let him abstain.' Meat-eating is connected with *Shrdddh*, because the *Laws of Manu* prescribe in the ceremony the offering and consumption of balls of meat. It is also connected with that section of the Five Great Sacrifices called the *Balivaishvadevas*. As Dayananda seems not to have been totally against the consumption of meat even in 1875 when he wrote the first edition of his *Satyarth Prakash*, it is safe to assume that his attitude was still a tentative one. Dayananda worked a lot

in this period amongst the kshatriyas, many of whom were regular consumers of meat. The fact that no single clear statement against the practice is to be found anywhere supports the assumption that Dayananda did not explicitly preach against it. (pp. 52-53)

શ્રાદ્ધ અને માંસાહાર આ બે વિવાદાસ્પદ મુદ્દાઓ પર સ્વામી દયાનંદના વિચારોને લઈને ખાસ તો તેમના વિરોધીઓ દ્વારા બહુ જ લખવામાં આવ્યું છે અને તેના ઉત્તર પણ આપવામાં આવ્યા છે. શ્રાદ્ધ વિશે ઘાસીરામ કોઈ પણ સ્રોત દર્શાવ્યા વગર કંઈક અસ્પષ્ટ લખે છે : 'એવું કહેવામાં આવે છે કે તે સમયે (૧૮૬૮-૬૯ની આસપાસ) મહારાજ શ્રાદ્ધનું સમર્થન કરતા હતા.' અહીં 'શ્રાદ્ધ'નો અર્થ 'મૃતક શ્રાદ્ધ' છે. એ સત્ય છે કે બાદમાં દયાનંદે મૃતક શ્રાદ્ધની પ્રથાનો ઘોર વિરોધ કર્યો છે, કારણ કે આ પ્રથાને કારણે અગણિત હિંદુઓના ધનનો અત્યંત દુર્વ્યય થયો છે અને અનેક લોકો બરબાદ થયા છે. આથી દયાનંદે મૃતકને બદલે જીવિત પિતરોની સેવા કરવાનો ઉપદેશ કર્યો છે. હકીકતમાં આ સમયગાળા દરમિયાન પણ તેઓ જીવિત માતા-પિતા વગેરેની સેવાની હિમાયત તો કરતાં જ આવ્યા છે. સ્વામીજીના જીવનચરિત્રકારો કહે છે કે, સ્વામીજી શરૂઆતથી જ મૃતક શ્રાદ્ધના સંપૂર્ણ ખંડનકર્તા હતા. પરંતુ આ વિશે સ્વામીજીની અસ્પષ્ટતા જોતાં કે જે ૧૮૭૫માં પ્રકાશિત સત્યાર્થપ્રકાશના પ્રથમ સંસ્કરણ સુધી બની રહેલ જોવા મળે છે, તેમના દ્વારા કરવામાં આવતું એ ખંડન બહુ જ પ્રખર અને સુસ્પષ્ટ હતું એમ કહી શકાય નહિ.

માંસાહાર વિશેનો બીજો પ્રશ્ન એ જ રીતે શામેલ છે. એ જ અવતરણમાં ઘાસીરામે લખ્યું છે : "એવું કહેવાય છે કે એ સમયે સ્વામીજી શ્રાદ્ધનું સમર્થન કરતા હતા. માંસાહાર વિશે તેમનું કહેવું હતું કે શાસ્ત્રો માંસભક્ષણનો વિરોધ નથી કરતાં. તેમાં બંને પ્રકારનાં ભોજનનું વિધાન છે; જેની ઇચ્છા હોય તે ખાય અને જેની ઇચ્છા ન હોય તે ન ખાય. પરંતુ પાછળથી સ્વામીજી માંસભક્ષણ અને શ્રાદ્ધ બંનેનું ખંડન કરવા લાગ્યા હતા." (અજમેર સંસ્કરણ, ભાગ ૧, પાન ૧૫૬) [**ટિપ્પણી** : પરંતુ જીવનચરિતના આ જ પાન પર પંડિત ઘાસીરામે એક પાદટીપમાં પોતાનો અભિપ્રાય સ્પષ્ટ કરતાં લખ્યું છે : "આ વિશે હું મારી સંમતિ અગાઉ પ્રગટ કરી ચૂક્યો છું. મને આ બંને વાતોનો સ્વીકાર કરવામાં આપત્તિ છે. - સંગ્રહકર્તા". આ જીવનચરિતના અજમેર સંસ્કરણમાં આપવામાં આવેલી પાન ૧૫૬ પરની આ ચાર-પાંચ પંક્તિઓ તથા એ જ પાના પરની સંગ્રહકર્તાની આ પાદટીપ ૨૦૫૦ વિ.સં.માં પ્રકાશિત સ્વામી જગદીશ્વરાનંદ દ્વારા સંપાદિત દિલ્હી સંસ્કરણમાં જોવા મળતી નથી. - લેખક] માંસાહાર શ્રાદ્ધ સાથે સંબંધ ધરાવે છે, કારણ કે મનુસ્મૃતિમાં માંસ-પિંડ આપવાનું તથા તેને ખાવાનું વિધાન છે. એ ઉપરાંત તેનો સંબંધ બલિવૈશ્વદેવયજ્ઞ સાથે પણ છે. એવું લાગે છે કે ૧૮૭૫માં જ્યારે સત્યાર્થપ્રકાશનું પ્રથમ સંસ્કરણ લખ્યું ત્યારે પણ દયાનંદ

માંસાહારની સદંતર વિરુદ્ધ ન હતા. આથી સલામતીપૂર્વક એવી ધારણા કે અનુમાન થઈ શકે છે કે, આ બાબતે તેમનું વલણ હજુ કામચલાઉ હતું. એ વર્ષોમાં દયાનંદે ક્ષત્રિયો વચ્ચે બહુ જ કામ કર્યું હતું અને એ ક્ષત્રિયોમાં અનેક લોકો એવા હતા કે જેઓ નિયમિત માંસ આરોગતા હતા. દયાનંદનું માંસાહાર વિરુદ્ધ ક્યાંય એક પણ સ્પષ્ટ વિધાન જોવા મળતું ન હોવાથી એ અનુમાનને ટેકો મળે છે કે, એ દિવસોમાં તેમણે માંસાહારના વિરોધમાં પ્રચાર કર્યો નહોતો. (પાન પર-પ૩)

મૃતક શ્રાદ્ધ વિશે સ્વામીજીના વિચારો પર ટિપ્પણી કરતાં ડૉ. જૉર્ડન્સે વધુમાં લખ્યું છે :

It has already been shown that by this time [of writing first edition of Satyarth Prakash] Dayananda certainly recommended veneration and service of the living in preferance to that of the dead 'fathers'. But it appears that even this work cannot be said to condemn the latter completely, even if the text was tempered with. (Ibid, p. 114)

અગાઉ જણાવી ગયા છીએ કે સત્યાર્થપ્રકાશનું લેખન થયું ત્યાં સુધીમાં દયાનંદ મૃતક પિતરોના શ્રાદ્ધ કરતાં જીવિત માતાપિતા વગેરેનું માન-સંમાન અને સેવા કરવાને પ્રાથમિકતા આપવાનું સૂચન કરવા લાગ્યા હતા. છતાંય એવું લાગે છે કે સત્યાર્થપ્રકાશના આ પ્રથમ સંસ્કરણમાં પંડિતોએ ગરબડ કરી હોવાની વાતને માની લઈએ તોપણ એવું લાગે છે કે તેમાં મૃતક શ્રાદ્ધનું સંપૂર્ણ ખંડન જોવા મળતું નથી. (એજન, પાન ૧૧૪)

પોતાની આ વાતના આધાર રૂપે ડૉ. જૉર્ડન્સે લખ્યું છે :

Although the falcification by the pandits is accepted, it seems that the Swami did not completely exclude at this stage a certain form of commemoration of the deceased. Indeed, in answer to the question what the use may be of *tarpan* and *shraddh,* it is said that the service of the dead makes people realize so much better the need of the service of the living; thinking of the dead makes people reflect on their own death and live a life of *dharma*; the recitation of the names of the fathers, grandfathers, etc. will help people to remember their ancestry of six generations, and so avoid many quarrels that arise on the breaking-up of the patrimony. These reasons (pp. 47-8) seem genuine enough and do not read like a wholesale interpolation. And they do imply that the Swami did approve of some commemoration of the dead. (Ibid, pp. 313-4, note 90)

સત્યાર્થપ્રકાશના પ્રથમ સંસ્કરણના પાઠમાં પંડિતોએ કપટયુક્ત ઘાલમેલ કરી હતી એ વાતનો આપણે સ્વીકાર કરીએ છીએ. તોપણ એવું લાગે છે કે આ તબક્કે પણ સ્વામીજી મૃતક પિતરોની સ્મૃતિઓની અમુક રીતે જાળવણી કરવાની તદ્દન ઉપેક્ષા કરવાના પક્ષમાં નહોતા. સત્યાર્થપ્રકાશના પ્રથમ સંસ્કરણમાં પાન ૪૭-૪૮ પર 'તર્પણ અને શ્રાદ્ધનું શું ફળ છે ?' - આ પ્રશ્નના ઉત્તરમાં લખ્યું છે : ''મૃતક શ્રાદ્ધ કરવાથી લોકોને જીવિત માતાપિતા વગેરેની સેવા કરવી જોઈએ, એ વાતનું જ્ઞાન થાય છે. જેમ એ લોકો મરી ગયા છે તેમ હું પણ મરી જઈશ એવો વિચાર કરવાથી મૃત્યુનું સ્મરણ થાય છે. આથી અધર્મમાં ભય અને ધર્મમાં પ્રીતિ ઉત્પન્ન થાય છે. પિતા, દાદા એમ છ પેઢીનાં નામ યાદ રાખવાથી દાયભાગની વહેંચણીમાં સંદેહ કે ભ્રમ ઉત્પન્ન થતો નથી.'' આ કારણો કંઈક અંશે વાજબી જણાય છે અને એવું નથી લાગતું કે આ બધું ગ્રંથમાં પાછળથી કરવામાં આવેલ મોટા પ્રમાણમાં અનધિકૃત ઉમેરો કે ક્ષેપક હોય. આથી પ્રશ્નના ઉત્તર રૂપે અહીં જે લખવામાં આવ્યું છે તે આડકતરી રીતે તો એવું દર્શાવે છે કે, સ્વામીજી મૃતકોની કંઈક સ્મૃતિઓની જાળવણીના પક્ષમાં હતા. (એજન, પાન ૩૧૩-૩૧૪, નોંધ ૯૦)

ડૉ. જે.ટી.એફ. જોર્ડન્સનું ઉપરોક્ત અનુમાન કેટલું ભૂલભરેલું છે, એ જાણવા માટે અહીં થોડી સપ્રમાણ વિવેચના કરવી જરૂરી છે :

૧. સન ૧૮૬૭માં અનૂપશહેરમાં સુખાનંદે સ્વામીજી સાથે શ્રાદ્ધ વિશે વાર્તાલાપ કર્યો. સ્વામીજીએ ભારપૂર્વક સિદ્ધ કર્યું કે, શ્રાદ્ધ જીવિત પિતરો અર્થાત્ માતાપિતા વગેરેનું જ કરવું જોઈએ. તેમણે [મૃતક] શ્રાદ્ધનું જોરદાર ખંડન કર્યું. (શ્રીમદયાનંદપ્રકાશ, પાન ૧૦૩)

૨. પંડિત ઘાસીરામે સ્વામીજીના દેવેન્દ્રનાથ સંગૃહીત જીવનચરિતમાં એક પાદટીપમાં લખ્યું છે : ''એવું કહેવામાં આવે છે કે તે સમયે (૧૮૬૮-૬૯ની આસપાસ કે જ્યારે ફરુખાબાદ, કાનપુર વગેરે સ્થાન પર ભ્રમણ કરતા હતા ત્યારે) મહારાજ શ્રાદ્ધનું સમર્થન કરતા હતા અને ક્ષત્રિયો માટે માંસાહારને વિહિત ગણાવતા હતા. પરંતુ મારી દૃષ્ટિએ આ બંને વાતો વિશ્વસનીય જણાતી નથી; કારણ કે તેનાં અનેક પ્રમાણ છે કે મહારાજ માંસાહારનું બરાબર ખંડન કરતા રહ્યા છે. અને જો તેઓ શ્રાદ્ધનું સમર્થન કરતા હોત તો તેમને માંસાહારનું પણ સમર્થન કરવું પડ્યું હોત, કારણ કે આધુનિક મનુસ્મૃતિ અનુસાર શ્રાદ્ધમાં માંસ-પિંડ આપવાનું વિધાન છે.'' (દેવેન્દ્રનાથ મુખોપાધ્યાય દ્વારા સંગૃહીત 'મહર્ષિ દયાનંદ સરસ્વતી કા જીવનચરિત', પાન ૧૪૬)

૩. દેવેન્દ્રનાથ મુખોપાધ્યાય દ્વારા સંગૃહીત જીવનચરિતમાં લખ્યું છે : **''વિરોધીઓનો દુરાગ્રહ :** આર્યસમાજના વિરોધીઓ એ વાતને લઈને સ્વામીજી પર આજ

સુધી કટાક્ષ કરતા રહ્યા છે અને એમ કહેતાં થાકતા નથી કે, સ્વામીજી વાસ્તવમાં શ્રાદ્ધ-તર્પણ અને માંસાહારના પક્ષપાતી હતા. આ વિશે અમે એ કહેવા તો તૈયાર નથી કે સ્વામીજી ક્યારેય પણ શ્રાદ્ધ-તર્પણના સમર્થક ન હતા, કે તેઓ યજ્ઞમાં પશુબલિને શાસ્ત્રસંમત માનતા ન હતા. પરંતુ અમે દૃઢ નિશ્ચય અને વિશ્વાસપૂર્વક એ કહી શકીએ છીએ કે, સત્યાર્થપ્રકાશની રચના પહેલાં એટલે કે સન ૧૮૭૫ના બહુ જ પહેલાં તેઓ મૃતક પિતરોના શ્રાદ્ધ-તર્પણ અને માંસાહારની વિરુદ્ધ પોતાની સંમતિ સ્થિર કરી ચૂક્યા હતા. આમાં અમને અનેક પ્રમાણો મળે છે.'' (મહર્ષિ દયાનંદ સરસ્વતી કા જીવનચરિત, પાન ૨૫૯)

૪. પંડિત ઘાસીરામે સ્વામીજીના દેવેન્દ્રનાથ મુખોપાધ્યાય દ્વારા સંગૃહીત જીવનચરિતમાં પાન ૧૦૬ પર એક ટિપ્પણી આપી છે. સ્વામીજી ઓક્ટોબર-નવેમ્બર ૧૮૬૫થી ૬ માર્ચ ૧૮૬૬ સુધી જયપુર હતા ત્યારનો પ્રસંગ છે. પંડિત ઘાસીરામે લખ્યું છે : ''ઠાકુર અચરૌલના હીરાલાલ કાયસ્થ નામના કામદાર મદ્યપાન કરતા હતા. એક દિવસ ઠાકુર સાહેબ અચરૌલે તેમને સ્વામીજીને બોલાવવા મોકલ્યા. પરંતુ મદ્યની તરંગમાં તેઓ સ્વામીજીની પાસે જવાનું ભૂલી ગયા. અચાનક તેઓ કોઈ કાર્યવશ સ્વામીજીના નિવાસસ્થાન તરફ ચાલી નીકળ્યા. ત્યાં તેમને સ્વામીજીને નિમંત્રણ આપવાનું હતું એ યાદ આવ્યું. આથી તેઓ સ્વામીજીની સેવામાં હાજર થયા. સ્વામીજી ત્યારે મનુસ્મૃતિનો પ્રાયશ્ચિત્ત અધ્યાય (૧૧મો અધ્યાય) વાંચી રહ્યા હતા અને માંસ-ભક્ષણ, સુરાપાન વગેરેનું દંડવિધાન શ્રોતાઓને સમજાવી રહ્યા હતા. હીરાલાલના ચિત્ત પર સ્વામીજીના આ ઉપદેશનો એટલો પ્રબળ પ્રભાવ પડ્યો કે એ જ ક્ષણે તેમણે મદ્યપાન અને માંસ-ભક્ષણનો ત્યાગ કરવાની પ્રતિજ્ઞા કરી લીધી અને ત્યાર પછી તેઓ દરરોજ શ્રી મહારાજની સેવામાં હાજર થઈને તેમના ઉપદેશ-અમૃતથી પોતાના ચિત્તને શાંત કરતા રહ્યા. (પાન ૧૦૬)'' આ પ્રસંગ સ્વામીજીના માંસાહાર વિરોધી મંતવ્યનો પુરાવો આપે છે.

૫. પંડિત ઘાસીરામે સ્વામીજીના દેવેન્દ્રનાથ સંગૃહીત જીવનચરિતના પાન ૧૨૬ પર ચાસીનો એક પ્રસંગ વર્ણિત કર્યો છે. આ પ્રસંગ વૈશાખ સં. ૧૯૨૪ (એપ્રિલ-મે ૧૮૬૭)નો છે. તેમણે લખ્યું છે : ''**ચાસીમાં જીવિત પિતરોનું શ્રાદ્ધ** : ચાસીમાં સ્વામીજીએ શફીપુરના મયારામ જાટને કહ્યું હતું કે, જીવિત પિતરોનું જ શ્રાદ્ધ કર્યા કરો. સ્વામીજી જીવિત પિતરોના શ્રાદ્ધની પદ્ધતિ બનાવીને પંડિત જ્વાલાપ્રસાદને આપી ગયા હતા. પંડિત લેખરામે પંડિત જ્વાલાપ્રસાદને આ વિશે કશું પૂછ્યું નહિ. આ વાત પૂછવી બહુ જ જરૂરી હતી, કારણ કે અનેક લોકો કહે છે કે સ્વામીજી પહેલાં મૃતક પિતરોના શ્રાદ્ધને

માનતા હતા. જો સ્વામીજીએ લખેલી આ પદ્ધતિ ઉપસ્થિત હોત તો આ લાંછનના નિરાકરણમાં એ એક અકાટ્ય પ્રમાણ પુરવાર થઈ હોત.''

૬. ડૉ. ભવાનીલાલ ભારતીય રચિત જીવનચરિત્ર 'નવજાગરણ કે પુરોધા મહર્ષિ દયાનંદ સરસ્વતી'માં પણ સંવત ૧૯૨૪ (એપ્રિલ-મે ૧૮૬૭)માં ચાસી (જિ. બુલંદશહર) નિવાસ વિષયક વૃત્તાંતમાં સ્વામીજીનાં તત્કાલીન મંતવ્યોનું વર્ણન કરતાં લખ્યું છે : ''સ્વામીજી મૃત પિતરોનાં શ્રાદ્ધ-તર્પણની અપેક્ષા જીવિત માતા-પિતા તથા અન્ય વયોવૃદ્ધ વ્યક્તિઓનાં સેવા-સત્કાર કરવાને યથાર્થમાં 'પિતૃયજ્ઞ'ની સંજ્ઞા પ્રદાન કરતા હતા.'' (ભાગ ૧, પાન ૨૨૮)

૭. પંડિત લેખરામ રચિત જીવનચરિત્રમાં સં. ૧૯૨૬ (જૂન-જુલાઈ ૧૮૬૯)નો કન્નૌજનો એક પ્રસંગ વર્ણિત છે. બખ્શી રામપ્રસાદ વૈશ્યના એક પ્રશ્નના ઉત્તરમાં સ્વામીજીએ જણાવ્યું હતું કે, કાયસ્થ લોકો વાસ્તવમાં વૈશ્ય છે, પરંતુ મદ્ય-માંસના સેવનને કારણે તેઓ વૈશ્યોથી અલગ થઈ ગયા છે અને સ્વયંને શૂદ્રોમાં ગણાવી રહ્યા છે. આજે પણ જો તેઓ મદ્ય-માંસ વગેરે છોડીને પ્રાયશ્ચિત કરી લે તો વૈશ્ય બની શકે છે. (પાન ૧૩૪)

૮. સત્યાર્થપ્રકાશની રચના પહેલાં સંવત ૧૯૨૯ના કારતક મહિનામાં (ઑક્ટોબર-ડિસેમ્બર ૧૮૭૨માં) સ્વામીજીએ ભાગલપુરની ગવર્નમેંટ હાઈસ્કૂલના હૉલમાં 'મનુષ્યનાં કર્તવ્ય-અકર્તવ્ય' વિષય પર એક વ્યાખ્યાન આપ્યું હતું, જેમાં તેમણે જીવિત પિતરોના શ્રાદ્ધનું મંડન અને મૃત પિતરોના શ્રાદ્ધનું ખંડન કર્યું હતું. (દેવેન્દ્રનાથ મુખોપાધ્યાય દ્વારા સંગૃહીત 'મહર્ષિ દયાનંદ સરસ્વતી કા જીવનચરિત', પાન ૨૧૬) બાબુ પાર્વતીચરણ ભાગલપુરના સંત અને પવિત્ર વ્યક્તિ મનાતા હતા. સ્વામીજીએ તેમને કહ્યું હતું કે, 'જીવિત માતા-પિતાનું જ શ્રાદ્ધ-તર્પણ કરવું યોગ્ય છે.' સ્વામીજી મૃતક પિતરોનાં શ્રાદ્ધ-તર્પણનું સમર્થન કરતા ન હતા. (એજન, પાન ૨૫૯)

૯. છલેસર (અલીગઢ) નિવાસી ઠાકુર મુકુંદસિંહ સ્વામીજીના ભક્ત હતા. તેઓ શ્રાદ્ધ કરાવવા માંગતા હતા. આ વિશે તેમણે સ્વામીજીને એક પત્ર લખ્યો હતો. આ પત્રના ઉત્તરમાં સ્વામીજીએ કાશીથી પત્ર લખ્યો હતો. આ પત્રમાં સ્વામીજીએ લખ્યું હતું : ''[સત્યાર્થપ્રકાશનું] આ સંસ્કરણ રાજા જયકૃષ્ણદાસ દ્વારા મુદ્રિત થયું છે. તેમાં અનેક અશુદ્ધિઓ રહી ગઈ છે. મેં શાકે ૧૭૯૬ (સંવત ૧૯૩૧, સન ૧૮૭૪)માં જે 'પંચમહાયજ્ઞવિધિ' પ્રકાશિત કરાવી છે એ રાજાજીના [અર્થાત્ રાજાજી દ્વારા પ્રકાશિત] સત્યાર્થપ્રકાશના એક વર્ષ પહેલાં છપાઈ હતી. હવે જ્યારે એ 'પંચમહાયજ્ઞવિધિ'માં મૃતક શ્રાદ્ધ વગેરેનું ખંડન છે, તો પછી સત્યાર્થપ્રકાશમાં તેનું મંડન શી રીતે હોઈ શકે ? આથી શ્રાદ્ધ વિષયક જે મૃતક-શ્રાદ્ધ અને માંસ-વિધાનનું વર્ણન છે, તે વેદ-વિરુદ્ધ

હોવાથી ત્યાજ્ય છે.'' (ઋષિ દયાનંદ સરસ્વતી કે પત્ર ઔર વિજ્ઞાપન, ભાગ ૧, પૂર્ણ સંખ્યા : ૨૭૭, પાન ૩૨૬)

૧૦. સત્યાર્થપ્રકાશના પ્રથમ સંસ્કરણમાં લહિયા કે પ્રૂફ-વાચન કરનારાએ ધૂર્તતા કરી હતી એવા સંકેતો મળે છે. આ સંસ્કરણનાં પ્રૂફ સ્વામીજીએ જોયાં નહોતાં. આથી લહિયા, પ્રૂફ-વાચક કે પ્રકાશનકર્તા રાજા જયકૃષ્ણદાસને તેમાં ગરબડ કરવાનો મોકો મળી ગયો. તેમણે સ્વામીજીનાં મંતવ્યો વિરુદ્ધ કેટલીક વાતો તેમાં ભેળવી દીધી, જેમાં ખાસ કરીને મૃત પિતૃઓનું શ્રાદ્ધ અને માંસભક્ષણ - આ બે વાતોનો સમાવેશ કરી દીધો. આથી સ્વામીજીને બાદમાં આ બંને વાતોનો પ્રતિવાદ કરવો પડ્યો. તેમણે શ્રાવણ અને ભાદરવા સંવત ૧૯૩૫માં પ્રકાશિત થયેલ ઋગ્વેદ ભાષ્ય અને યજુર્વેદ ભાષ્યના પ્રથમ અને બીજા અંકોના મુખપૃષ્ઠની પાછળ એક 'વિજ્ઞાપન' છપાવ્યું, જેમાં આ બંને બાબતો વિશે સ્પષ્ટતા કરતાં લખ્યું હતું : ''...અને સત્યાર્થપ્રકાશના ૪૨મા પાન પર બીજી પંક્તિમાં 'પિતા વગેરમાંથી જે કોઈ જીવતા હોય તેમનું તર્પણ ન કરવું અને જેટલા મરી ગયા હોય તેમનું તર્પણ જરૂર કરવું.' તથા પાન ૪૭ પર ૨૧મી પંક્તિમાં 'મરી ગયેલા પિતા વગેરેનાં શ્રાદ્ધ અને તર્પણ કરવાં' વગેરે જે શ્રાદ્ધ અને તર્પણ વિશે છપાયું છે, તે લહિયા અને પ્રૂફ જોનારાની ભૂલથી છપાયું છે. અહીં આ મુજબ સમજવું જોઈએ : જીવિતોની શ્રદ્ધાપૂર્વક સેવા કરી તેઓને નિત્ય તૃપ્ત કરતા રહેવા એ પુત્ર વગેરેનો પરમ ધર્મ છે. અને જે-જે મરી ગયા હોય તેમનાં શ્રાદ્ધ-તર્પણ ન કરવાં જોઈએ. કારણ કે ન તો કોઈ મનુષ્ય મૃતક જીવની પાસે કોઈ પદાર્થ પહોંચાડી શકે છે, અને ન તો મૃતકનો જીવ પુત્ર વગેરે દ્વારા આપવામાં આવતા પદાર્થોને ગ્રહણ કરી શકે છે. આથી એ સિદ્ધ થાય છે કે, જીવિત પિતા વગેરેની પ્રેમથી સેવા કરવાનું નામ તર્પણ અને શ્રાદ્ધ છે, અન્યનું નહિ.'' (ઋષિ દયાનંદ સરસ્વતી કે ગ્રંથોં કા ઈતિહાસ, પાન ૩૧)

૧૧. જયારે સ્વામીજીના જીવનચરિતકાર દેવેન્દ્રનાથ મુખોપાધ્યાયે રાજા જયકૃષ્ણદાસને આ વિશે પૂછ્યું ત્યારે તેમણે કહ્યું : ''સત્યાર્થપ્રકાશમાં જે મત સ્વામીજીનો લખ્યો છે અથવા જે બાદમાં પરિવર્તિત થયો છે, એ માટે સ્વામીજી એટલા જવાબદાર નથી. સ્વામીજીને ત્યારે પ્રૂફ જોવાનો સમય જ નહોતો. શરૂઆતમાં સ્વામીજી બધા લોકોને સારા માનીને તેમની પર વિશ્વાસ મૂકતા હતા. આથી સંભવ છે કે લખિયા અથવા મુદ્રક દ્વારા આ બધો (સ્વામીજીનાં મંતવ્યો વિરુદ્ધ) મત સત્યાર્થપ્રકાશમાં છપાઈ ગયો હોય. અને એવું પણ હોઈ શકે કે તેઓનો મત આગળ જતાં પરિવર્તિત થઈ ગયો હોય.'' (દેવેન્દ્રનાથ દ્વારા સંગૃહીત જીવનચરિત, પાન ૨૫૬) આમ અહીં જયકૃષ્ણદાસ ગોળ ગોળ વાત કરે છે અને સ્વામીજીનો મત બાદમાં બદલી ગયો હતો એવું બતાવવાનો

પણ પ્રયાસ કરે છે. પરંતુ સ્વામીજીએ ઉપરોક્ત વિજ્ઞાપનમાં આ બાબતે સ્પષ્ટતા કરી છે તે મુજબ આ વિશે તેમના મતમાં કોઈ પરિવર્તન થયું નહોતું, પરંતુ લહિયા અને પ્રૂફ જોનારા વગેરેના કારણે આવું છપાયું હતું.

૧૨. દેવેન્દ્રનાથ સંગૃહીત જીવનચરિતમાં લખ્યું છે : "એક દિવસ સ્વામીજીએ અત્યંત શોક પ્રગટ કરતાં કહ્યું કે, સત્યાર્થપ્રકાશમાં મૃત પિતરોનું શ્રાદ્ધ અને યજ્ઞમાં માંસ-વિધાન રાજા જયકૃષ્ણદાસે લખાવી દીધું, કારણ કે તેમણે જ એ ગ્રંથ પોતાના ખર્ચે છપાવ્યો હતો." (પાન ૫૩૪)

૧૩. દેવેન્દ્રનાથ સંગૃહીત જીવનચરિતમાં સ્વામીજીનો શ્રાદ્ધ વિષયક મત પાછળથી પરિવર્તિત થઈ ગયો હતો એ વાતનો પ્રતિવાદ કરતા લખ્યું છે : "ઉપર્યુક્ત સ્વતંત્ર સાક્ષીઓને જોતાં એવું કોઈ પણ રીતે કહી શકાય નહિ કે સત્યાર્થપ્રકાશના પ્રથમ સંસ્કરણમાં મૃતક શ્રાદ્ધ વિષયક જે લેખ જોવા મળે છે એ સ્વામીજીનો નિજ મત છે. અને ન તો સ્વામીજીનો આ વિશે મત બાદમાં પરિવર્તિત થઈ ગયો હતો એ વાતનો પણ પ્રશ્ન ઊભો થાય છે; કારણ કે સત્યાર્થપ્રકાશની રચના થઈ એના બહુ જ પહેલાંથી સ્વામીજી મૃતક શ્રાદ્ધનું ખંડન કરતા રહ્યા હતા." (પાન ૨૯૦)

૧૪. સત્યાર્થપ્રકાશના પ્રથમ સંસ્કરણમાં મૃત પિતરોનું શ્રાદ્ધ અને યજ્ઞમાં માંસનું વિધાન રાજા જયકૃષ્ણદાસે લખાવી દીધું હતું - આ વાતની સત્યતા પ્રગટ કરતાં પંડિત યુધિષ્ઠિર મીમાંસકે 'ઋષિ દયાનંદ સરસ્વતી કે ગ્રંથોં કા ઇતિહાસ' ગ્રંથના ત્રીજા અધ્યાયમાં વિસ્તૃત છણાવટ કરી છે. તેમણે લખ્યું છે : "સત્યાર્થપ્રકાશનું લેખન અષાઢ વદ ૧૧ સંવત ૧૯૩૧થી પ્રારંભ થયું. તેના લગભગ ત્રણ મહિના પછી સત્યાર્થપ્રકાશના લેખનની સમાપ્તિની લગભગ સાથે સાથે જ 'પંચમહાયજ્ઞવિધિ'નું લેખન સમાપ્ત થયું હતું (જેમાં સ્પષ્ટ રૂપે જીવિત પિતરોના શ્રાદ્ધનું વિધાન કરવામાં આવ્યું છે). આથી સ્પષ્ટ થાય છે કે, જે સમયે સત્યાર્થપ્રકાશનું લેખન ચાલી રહ્યું હતું ત્યારે ઋષિ દયાનંદ મૃત પિતરોના શ્રાદ્ધમાં માનતા નહોતા...આથી સ્પષ્ટ વિદિત થાય છે કે, સત્યાર્થપ્રકાશના ઉપર્યુક્ત મૃત પિતરોના શ્રાદ્ધ-તર્પણ વિષયક લેખને છપાવવામાં પણ રાજાજીનો કંઈક હાથ જરૂર રહ્યો હશે." (પાન ૩૩, ૩૪)

૧૫. દેવેન્દ્રનાથ દ્વારા સંગૃહીત સ્વામીજીના જીવનચરિતમાં લખ્યું છે : "**મિત્ર અમિત્ર થઈ ગયો** - મુંશી હરવંશલાલ કોઈ કારણવશ સ્વામીજીથી વિરક્ત થઈ ગયા હતા. આથી (સ્વામીજી ૧૧ જૂન ૧૮૭૩ના રોજ આરા પધાર્યા ત્યારે) તેમણે સ્વામીજી પ્રત્યે વિશેષ પ્રેમ પ્રદર્શિત ન કર્યો. એટલું જ નહિ, તેઓ સ્વામીજીની વિરુદ્ધ આચરણ કરવા લાગ્યા અને તેમની સાથે શાસ્ત્રાર્થ કરવા માટે તેઓ પેલા પંડિત રુદ્રદત્તને લઈ આવ્યા કે જેની સાથે સ્વામીજીનો

અગાઉ પણ એકવાર શાસ્ત્રાર્થ થઈ ચૂક્યો હતો.'' (પાન ૨૩૬-૭) આ જ જીવનચરિતમાં લખ્યું છે : ''પંડિત લેખરામ રચિત દયાનંદ જીવનચરિત્રમાં લખ્યું છે કે, કલકત્તાથી પાછા ફરતાં સ્વામીજી જ્યારે બીજીવાર આરા આવ્યા તો મુંશી હરવંશલાલને ત્યાં રોકાયા અને તેમણે સ્વામીજીનું બહુ જ આતિથ્ય અને સેવા-સુશ્રૂષા કર્યાં. પરંતુ આ વાત ઠીક નથી; કારણ કે સ્વામીજી મહારાજ અહીં ડુમરાઊંના બંગલામાં રોકાયા હતા અને મુંશી હરવંશલાલ સ્વામીજીથી થોડા વિરક્ત થઈ ગયા હતા.'' (પાન ૨૩૭) પ્રા. રાજેન્દ્ર 'જિજ્ઞાસુ'એ પણ દેવેન્દ્રનાથના આ લેખને ''પ્રામાણિક'' માનીને લખ્યું છે : ''ઋષિ બાબુ હરવંશલાલ વકીલને ત્યાં રોકાયા હતા એ વાત મૂળગ્રંથ (પંડિત લક્ષ્મણ આર્યોપદેશક રચિત જીવનચરિત્રમાં કે જે પંડિત લેખરામકૃત જીવનચરિત્ર પર આધારિત છે)માં ભૂલથી છપાઈ ગઈ છે.'' (મહર્ષિ દયાનંદ સરસ્વતી સંપૂર્ણ જીવનચરિત્ર, ભાગ ૧, પાન ૩૪૦, પાદટીપ ૧) આ જોતાં એવું અનુમાન થઈ શકે છે કે 'સદ્ધર્મવિચાર'માં માંસાહાર, મૃતક શ્રાદ્ધ વગેરે વિશે જે વિધાનો જોવા મળે છે, તેની પાછળ મુંશી હરવંશલાલ પણ જવાબદાર હોઈ શકે અને કદાચ આ બાબતે સ્વામીજીએ પણ પોતાની નારાજગી વ્યક્ત કરી હોય. કદાચ આના જ લીધે હરવંશલાલ સ્વામીજીથી પરાઙ્મુખ થઈ ગયા હોય. અને આથી જ ૧૮૭૪માં મુંબઈમાં વિરોધીઓ દ્વારા પૂછવામાં આવેલા એક પ્રશ્નના ઉત્તરમાં સ્વામીજીએ ઘોષિત કર્યું હતું કે, ''સત્ય(સદ્)ધર્મવિચાર' નામનું પુસ્તક જેણે યંત્રાલયમાં છપાવ્યું છે, તેનો મત એ પુસ્તકમાં છે; મારો તેના મતમાં આગ્રહ નથી.'' (પંડિત લેખરામ રચિત સ્વામીજીનું જીવનચરિત્ર, પાન ૨૪૮) 'સત્ય(સદ્)ધર્મવિચાર' નામનું આ પુસ્તક મુંશી હરવંશલાલની સંમતિથી જ ગોપીનાથ પાઠકે કાશીના લાઈટ પ્રેસમાં છાપ્યું હતું. સત્યાર્થપ્રકાશનું પ્રથમ સંસ્કરણ પણ રાજા જયકૃષ્ણદાસે કાશીમાં હરવંશલાલના સ્ટાર પ્રેસમાં મુદ્રિત કરાવ્યું હતું. આથી આ બંને પુસ્તકોમાં મૃતક શ્રાદ્ધ અને માંસાહાર વિશે સ્વામીજીના મંતવ્ય વિરુદ્ધ વાક્યો ઉમેરવામાં રાજા જયકૃષ્ણદાસની સાથે સાથે હરવંશલાલની ભૂમિકા પણ અન્વેષણીય બની રહે છે.

ઉપરોક્ત પ્રમાણોની હાજરીમાં ડૉ. જોર્ડન્સનું અનુમાન કે ''૧૮૭૫માં સત્યાર્થપ્રકાશનું પ્રથમ સંસ્કરણ લખાવતી વખતે સ્વામીજી માંસાહાર અને મૃતક શ્રાદ્ધની સદંતર વિરુદ્ધ ન હતા અને તેમના દ્વારા કરવામાં આવતું આ બાબતોનું ખંડન પણ બહુ જ પ્રખર અને સુસ્પષ્ટ ન હતું, અને તેથી એવું અનુમાન કરી શકાય કે આ બાબતે તેમનું વલણ હજુ કામચલાઉ હતું તથા તેમણે માંસાહારની વિરુદ્ધ પ્રચાર કર્યો ન હતો.'' - બિલકુલ સત્ય જણાતું નથી. એ ભિન્ન વાત છે કે ઉપદેશક જીવનની શરૂઆતનાં એ વર્ષોમાં સ્વામીજી બહુ પ્રસિદ્ધ ન હોવાને લીધે જીવનચરિત્રકારો દ્વારા તેમના તત્કાલીન ઉપદેશોની વિગતો

બહુ જ અલ્પ માત્રામાં સંકલિત થઈ શકી છે. આથી એ સમયખંડમાં તેમણે કરેલા બધા જ ઉપદેશોની વિગતો પ્રાપ્ત ન થઈ શકી હોવાથી તેનો ઉલ્લેખ જીવનચરિત્રોમાં થઈ શક્યો નથી. તેમ છતાં ઉપરોક્ત પ્રમાણો પરથી એ સિદ્ધ થાય છે કે, સત્યાર્થપ્રકાશના લેખનકાર્ય સમયે અર્થાત્ જૂન-સપ્ટેંબર ૧૮૭૪માં તથા તેની પહેલાં પણ સ્વામીજીનો મૃતક શ્રાદ્ધ અને માંસાહાર વિશે સુસ્પષ્ટ મત હતો અને તેઓ આ બંનેનું ખંડન કરતા હતા.

આ વિશે ડૉ. રામપ્રકાશે ટિપ્પણી કરતાં લખ્યું છે :

> મૃતક શ્રાદ્ધ વેદાનુકૂળ નથી - આ વિચાર સ્વામી દયાનંદે દંડીજી [સ્વામી વિરજાનંદ] પાસે મથુરામાં અધ્યયન કરતી વખતે જ ગ્રહણ કરી લીધો હતો. આથી જૉર્ડન્સનો આ મત કે સન ૧૮૭૫માં સત્યાર્થપ્રકાશનું પ્રથમ સંસ્કરણ લખ્યું ત્યાં સુધી સ્વામી દયાનંદે મૃતક શ્રાદ્ધનું ખંડન કર્યું નહોતું, (Dayananda Sarasvati, pp. 313-14, note 90) તથ્યોથી વિપરીત તેમ જ ભ્રાંત છે. (ગુરુ વિરજાનંદ દંડી, પાન ૧૧૯, પાદ ટિપ્પણી ૧૮)

ડૉ. ભવાનીલાલ ભારતીયે પણ આ વિશે પોતાનો અભિપ્રાય આપતાં લખ્યું છે :

> સત્યાર્થપ્રકાશનું લેખનકાર્ય થયું એ પહેલાં પણ સ્વામીજી મૃતક શ્રાદ્ધ અને માંસાહાર - આ બંને વિષયોના સંબંધમાં પોતાનો નિર્ણાયક મત સ્થિર કરી ચૂક્યા હતા. તેઓ મૃતક શ્રાદ્ધ-તર્પણ તથા યજ્ઞોમાં પશુહિંસાના આરંભથી જ ઘોર વિરોધી હતા અને આજીવન ઘોર વિરોધી રહ્યા. (ઋષિ દયાનંદ કે ભક્ત, પ્રશંસક ઔર સત્સંગી, પાન ૩૭)



# સંદર્ભ ગ્રંથ સૂચી


૧. **અરવિંદ ઘોષ,** Bankin-Tilak-Dayananda (બંકિમ-તિલક-દયાનંદ), શ્રી અરવિંદ આશ્રમ, પોંડિચેરી, સન ૧૯૯૪.

૨. **ઓમપ્રકાશ શાસ્ત્રી**, પૌરાણિક આચાર્યો કી દૃષ્ટિ મેં સાકારવાદ, આર્યસમાજ લલ્લાપુરા, વારાણસી, સન ૧૯૭૫.

૩. **કુશલદેવ શાસ્ત્રી (ડૉ.)**, મહર્ષિ દયાનંદ : કાલ ઔર કૃતિત્વ, શ્રી ઘૂડમલ પ્રહલાદકુમાર આર્ય ધર્માર્થ ન્યાસ, હિણ્ડૌન સિટી, પહેલું સંસ્કરણ, સન ૨૦૦૯.

૪. **ગોપાલ રાવ હરિ પ્રણતાંકર**, દયાનંદ દિગ્વિજયાર્ક, સંપાદક : ડૉ. ભવાનીલાલ ભારતીય, આર્ષ સાહિત્ય પ્રચાર ટ્રસ્ટ, દિલ્હી, પહેલું  સંસ્કરણ, સન ૧૯૭૪.

૫. **ગંગારામ ગર્ગ**, World Perspectives on Swami Dayananda (વર્લ્ડ પર્સપૅક્ટિવ્સ ઑન સ્વામી દયાનંદ), કૉન્સેપ્ટ પબ્લિશિંગ કંપની, દિલ્હી, પ્રથમ સંસ્કરણ, સન ૧૯૮૪.

૬. **ગંગાપ્રસાદ ઉપાધ્યાય (પંડિત)**, Philosophy of Dayananda (ફિલોસૉફી ઑફ દયાનંદ), વૈદિક પ્રકાશન મંદિર, અલ્લાહાબાદ, બીજી આવૃત્તિ, સન ૧૯૬૮.

૭. **ગિરિજાશંકર મયાશંકર શાસ્ત્રી**, (ભાષાંતરકર્તા), મનુસ્મૃતિ, સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય, અમદાવાદ, પાંચમી આવૃત્તિ, સન ૧૯૭૬.

૮. **ચમૂપતિ (પંડિત)**, Glimpses of Dayananda (ગ્લીમ્પ્સસ ઑફ દયાનંદ), શારદા મંદિર લિમિટેડ, દિલ્હી, બીજી આવૃત્તિ, સન ૧૯૩૭.

૯. **ચીમનલાલ વૈદ્ય (ડૉ.)**, ભારતમાર્તંડ વેદાંત ભટ્ટાચાર્ય પંડિત શ્રી ગટ્ટુલાલજી, શુદ્ધાદ્વૈત સંસદ, મોડાસા (પ્રકાશન વર્ષ મુદ્રિત નથી, પરંતુ લગભગ સંવત ૨૦૧૨).

૧૦. **ચંદ્રધર શર્મા ગુલેરી**, ગુલેરી રચનાવલી, સંપાદક : ડૉ. મનોહરલાલ, કિતાબ ઘર, દિલ્હી, પહેલું સંસ્કરણ, સન ૧૯૮૬.

૧૧. **ચંદ્રશેખર લોખંડે (ડૉ.)**, કાશી શાસ્ત્રાર્થ વિજય નાટક, સંસ્કૃતિ રક્ષક સંઘ, લાતૂર, પહેલું સંસ્કરણ, સન ૨૦૧૯.

૧૨. **જ્વલંતકુમાર શાસ્ત્રી (ડૉ.)**, ઋષિ દયાનંદ ઔર આર્યસમાજ, ભાગ ૧, શ્રી ઘૂડમલ પ્રહલાદકુમાર આર્ય ધર્માર્થ ન્યાસ, હિણ્ડૌન સિટી, સન ૨૦૧૬.

૧૩. **જગદીશ્વરાનંદ સરસ્વતી (સ્વામી)**, દેવર્ષિ દયાનંદ ચરિત, શ્રી ઘૂડમલ પ્રહલાદકુમાર આર્ય ધર્માર્થ ન્યાસ, હિણ્ડૌન સિટી,  સન ૨૦૦૪.

૧૪. **જોર્ડન્સ જે.ટી.એફ.** (JTF Jordens), Dayananda Sarasvati : His Life and Ideas (દયાનંદ સરસ્વતી હિઝ લાઈફ ઍન્ડ આઈડિયાઝ), ઑક્સફૉર્ડ યુનિવર્સિટી પ્રેસ, સન ૧૯૯૭.

૧૫. **તુલસીરામ (પ્રો.)**, Swami Dayanand Saraswati's Kashi Debate on Idol Worship (સ્વામી દયાનંદ સરસ્વતીસ્ કાશી ડિબેટ ઑન આઇડલ વર્શિપ - કાશી શાસ્ત્રાર્થનો અંગ્રેજી અનુવાદ), પરોપકારિણી સભા, અજમેર, સન ૨૦૦૦.

૧૬. **દયાનંદ સરસ્વતી (સ્વામી)**, ઉપદેશ મંજરી, અનુવાદક : પ્રા. દયાલ આર્ય, દર્શન યોગ મહાવિદ્યાલય, રોજડ, સન ૨૦૦૦.

૧૭. દયાનંદ સરસ્વતી (સ્વામી), અથ શાસ્ત્રાર્થ ઔર સદ્ધર્મવિચાર, સંપાદક : પંડિત યુધિષ્ઠિર મીમાંસક, રામલાલ કપૂર ટ્રસ્ટ, ૧૯૮૭.

૧૮. દયાનંદ સરસ્વતી, ઋગ્વેદાદિભાષ્યભૂમિકા, વૈદિક પુસ્તકાલય અજમેરનું ૧૨મું સંસ્કરણ, સન ૧૯૮૪.

૧૯. દયાનંદ સરસ્વતી (સ્વામી), સત્યાર્થપ્રકાશ, વાનપ્રસ્થ સાધક આશ્રમ, રોજડ, ૨૪મી આવૃત્તિ, સન ૨૦૧૨.

૨૦. દયાનંદ સરસ્વતી (સ્વામી), ઋગ્વેદાદિભાષ્યભૂમિકા, વાનપ્રસ્થ સાધક આશ્રમ, રોજડ, ત્રીજી આવૃત્તિ, સન ૨૦૧૨.

૨૧. દયાનંદ સરસ્વતી (સ્વામી), ઉપદેશ મંજરી (અથવા પૂના પ્રવચન), અનુવાદક : પ્રા. દયાલ આર્ય, દર્શન યોગ મહાવિદ્યાલય, રોજડ, સન ૨૦૦૦.

૨૨. દયાનંદ સરસ્વતી (સ્વામી), આત્મકથા, સંપાદક : ડૉ. ભવાનીલાલ ભારતીય, વૈદિક પુસ્તકાલય, અજમેર, સન ૧૯૮૩.

૨૩. **દયાલ મુનિ આર્ય (પ્રા.)**, ઋષિ દયાનંદ કી પ્રારંભિક જીવની, સંપાદક : ભાવેશ મેરજા, સત્યાર્થ પ્રકાશન ન્યાસ, કુરુક્ષેત્ર, સન ૨૦૧૫.

૨૪. **દેવેન્દ્રનાથ મુખોપાધ્યાય**, મહર્ષિ દયાનંદ સરસ્વતી કા જીવનચરિત (દેવેન્દ્રનાથ મુખોપાધ્યાય દ્વારા સંગૃહીત સામગ્રીના આધારે પંડિત ઘાસીરામ દ્વારા લિખિત), સંપાદક : સ્વામી જગદીશ્વરાનંદ, ગોવિંદરામ હાસાનંદ, દિલ્હી, પહેલું સંસ્કરણ, ૨૦૫૦ વિ. સંવત.

૨૫. દેવેન્દ્રનાથ મુખોપાધ્યાય, મહર્ષિ દયાનંદ સરસ્વતી કા જીવનચરિત (દેવેન્દ્રનાથ મુખોપાધ્યાય દ્વારા સંગૃહીત સામગ્રીના આધારે પંડિત ઘાસીરામ દ્વારા લિખિત), આર્ય સાહિત્ય મંડલ લિમિટેડ, અજમેર, પહેલું સંસ્કરણ, સં. ૧૯૯૦.

૨૬. દેવેન્દ્રનાથ મુખોપાધ્યાય, દયાનંદ ચરિત, (૧૮૯૭માં પ્રકાશિત મૂળ બંગાળી પુસ્તકનો હિંદી અનુવાદ), અનુવાદક : પંડિત ઘાસીરામ, સંપાદક : ડૉ. ભવાનીલાલ ભારતીય, ગોવિંદરામ હાસાનંદ, દિલ્હી, પહેલું સંસ્કરણ, સન ૨૦૦૦.

૨૭. **બલદેવ ઉપાધ્યાય (પંડિત)**, કાશી કી પાંડિત્ય પરંપરા, વિશ્વવિદ્યાલય પ્રકાશન ચૌક, વારાણસી, પહેલું સંસ્કરણ, સન ૧૯૮૩.

૨૮. **બુદ્ધદેવ મીરપુરી (પંડિત)**, મીરપુરી-સર્વસ્વ, સંપાદક : સ્વામી જગદીશ્વરાનંદ સરસ્વતી, શ્રી ઘૂડમલ પ્રહલાદકુમાર આર્ય ધર્માર્થ ન્યાસ, હિણ્ડૌન સિટી, પહેલું સંસ્કરણ, સન ૨૦૦૨.

૨૯. **ભગવદ્દત્ત, પંડિત,** (સંપાદક), ઋષિ દયાનંદ સરસ્વતી કે પત્ર ઔર વિજ્ઞાપન, પ્રથમ ભાગ, શ્રી રામલાલ કપૂર ટ્રસ્ટ, બહાલગઢ (હરિયાણા), ત્રીજું સંસ્કરણ, સન ૧૯૮૦.

૩૦. **ભવાનીલાલ ભારતીય (ડૉ.)**, નવજાગરણ કે પુરોધા મહર્ષિ દયાનંદ સરસ્વતી, શ્રી ઘૂડમલ પ્રહલાદકુમાર આર્ય ધર્માર્થ ન્યાસ, હિણ્ડૌન સિટી, બીજું સંસ્કરણ, સન ૨૦૦૯.

૩૧. ભવાનીલાલ ભારતીય (ડૉ.), ઋષિ દયાનંદ કે ભક્ત, પ્રશંસક ઔર સત્સંગી, ગોવિંદરામ હાસાનંદ, દિલ્હી, પ્રથમ સંસ્કરણ, સન ૨૦૧૪.

૩૨. ભવાનીલાલ ભારતીય (ડૉ.), મૈંને ઋષિ દયાનંદ કો દેખા, વિજયકુમાર ગોવિંદરામ હાસાનંદ, દિલ્હી, સન ૨૦૦૩.

૩૩. ભવાનીલાલ ભારતીય (ડૉ.), દયાનંદ દર્શન ('મૈંને ઋષિ દયાનંદ કો દેખા'નો ગુજરાતી અનુવાદ), અનુવાદક : ભાવેશ મેરજા, આર્યસમાજ-ભરૂચ, સન ૨૦૦૨.

૩૪. ભવાનીલાલ ભારતીય, ડૉ. (શાસ્ત્રાર્થ સંપાદક), ઋષિ દયાનંદ સરસ્વતી કે શાસ્ત્રાર્થ ઔર પ્રવચન, પ્રવચન અનુવાદક : પંડિત યુધિષ્ઠિર મીમાંસક, શ્રીમતી સાવિત્રીદેવી બાગડિયા ટ્રસ્ટ, કલકત્તા, પહેલું સંસ્કરણ, સન ૧૯૮૮.

૩૫. ભવાનીલાલ ભારતીય (ડૉ.) સંકલન-સંપાદન-અનુવાદ, સ્વામી દયાનંદ સરસ્વતી : પશ્ચિમ કી દૃષ્ટિ મેં, દયાનંદ અધ્યયન સંસ્થાન, જોધપુર, પહેલું સંસ્કરણ, સન ૨૦૦૧.

૩૬. ભવાનીલાલ ભારતીય (ડૉ.), સ્વામી દયાનંદ સરસ્વતી - સમ-સામયિક પત્રોં મેં, દયાનંદ અધ્યયન સંસ્થાન, જોધપુર, પહેલું સંસ્કરણ, સન ૨૦૦૩.

૩૭. ભવાનીલાલ ભારતીય (ડૉ.), શ્રદ્ધેય સ્વામી દયાનંદ સરસ્વતી સંક્ષિપ્ત જીવન કથા, પ્રવચન લિપિબદ્ધકર્તા : સુભાષચંદ્ર ગુપ્તા, આર્યવ્રત મુદ્રણાલય, દિલ્હી, (પ્રકાશન વર્ષ પુસ્તકમાં છપાયું નથી, પરંતુ લગભગ સન ૨૦૦૮).

૩૮. ભવાનીલાલ ભારતીય (ડૉ.), કાશી મેં મહર્ષિ દયાનંદ, સંપાદક : ડૉ. જ્વલંતકુમાર શાસ્ત્રી અને ડૉ. માધુરી રાની વ્યાકરણાચાર્યા, આર્યસમાજ લલ્લાપુરા, વારાણસી, પહેલું સંસ્કરણ, સન ૧૯૯૮.

૩૯. ભવાનીલાલ ભારતીય (ડૉ.), આર્યસમાજ કે શાસ્ત્રાર્થ મહારથી, પરોપકારિણી સભા, અજમેર, સન ૧૯૬૯.

૪૦. ભવાનીલાલ ભારતીય (ડૉ.) તથા **ડૉ. વિવેક આર્ય**, કાશી શાસ્ત્રાર્થ કે ૧૫૦ વર્ષ, હિતકારી પ્રકાશન સમિતિ, હિણ્ડૌન સિટી, સન ૨૦૧૯.

૪૧. **મથુરાપ્રસાદ દીક્ષિત (પંડિત)**, સ્વામી દયાનંદજી કા સચ્ચા કાશી શાસ્ત્રાર્થ, ગીતાધર્મ પ્રકાશન, વારાણસી, બીજું સંસ્કરણ, સંવત ૨૦૨૬ (સન ૧૯૬૯).

૪૨. **મહેન્દ્રનાથ ગુપ્તા**, The Gospel of Sri Ramakrishna (ધ ગોસ્પેલ ઑફ શ્રી રામકૃષ્ણ - શ્રી રામકૃષ્ણ વચનામૃત), શ્રી રામકૃષ્ણ મઠ, માયલાપુર, મદ્રાસ, સન ૧૯૪૪.

૪૩. **મહેન્દ્ર પ્રતાપ શાસ્ત્રી**, પૌરાણિક આચાર્યો કી દૃષ્ટિ મેં સાકારવાદ, કાશી શાસ્ત્રાર્થ શતાબ્દી, વારાણસી, સન ૧૯૬૯.

૪૪. **મહેશપ્રસાદ મૌલવી (પ્રો.)**, પ્રો. મહેશપ્રસાદ મૌલવી ગ્રંથાવલી, સંપાદક : ડૉ. ભવાનીલાલ ભારતીય, શ્રી ઘૂડમલ પ્રહલાદકુમાર આર્ય ધર્માર્થ ન્યાસ, હિણ્ડૌન સિટી, પહેલું સંસ્કરણ, સન ૨૦૧૩.

૪૫. **મેક્સમૂલર (પ્રો.)** - Prof. Max Muller, Biographical Essays (બાયોગ્રાફિકલ એસેઝ) પ્રથમ સંસ્કરણ, ૧૮૮૪. લોંગમેન્સ ગ્રીન ઍન્ડ કંપની, લંડન, સન ૧૮૮૪.

૪૬. **યુધિષ્ઠિર મીમાંસક (પંડિત)**, ઋષિ દયાનંદ સરસ્વતી કે ગ્રંથોં કા ઇતિહાસ, રામલાલ કપૂર ટ્રસ્ટ, બહાલગઢ (હરિયાણા), પહેલું સંસ્કરણ, સન ૧૯૮૩,.

૪૭. યુધિષ્ઠિર મીમાંસક (પંડિત), મેરી દૃષ્ટિ મેં સ્વામી દયાનંદ સરસ્વતી ઔર ઉનકે કાર્ય, યુધિષ્ઠિર મીમાંસક, બહાલગઢ (હરિયાણા), બીજું સંસ્કરણ, સં. ૨૦૫૦.

૪૮. યુધિષ્ઠિર મીમાંસક, પંડિત, (સંપાદક), ઋષિ દયાનંદ સરસ્વતી કે પત્ર ઔર વિજ્ઞાપન, બીજો ભાગ, શ્રી રામલાલ કપૂર ટ્રસ્ટ, ત્રીજું સંસ્કરણ, સન ૧૯૮૧.

૪૯. **રઘુનંદનસિંહ 'નિર્મલ' કવિરાજ** (સંગ્રહકર્તા અને અનુવાદક), દયાનંદ શાસ્ત્રાર્થ સંગ્રહ તથા વિશેષ શંકા-સમાધાન, આર્ષ સાહિત્ય પ્રચાર ટ્રસ્ટ, દિલ્હી, ત્રીજું સંસ્કરણ, સન ૨૦૧૦.

૫૦. **રાજેન્દ્ર 'જિજ્ઞાસુ' (પ્રા.)**, રક્તરંજિત હૈ કહાની, શ્રી ઘૂડમલ પ્રહલાદકુમાર આર્ય ધર્માર્થ ન્યાસ, હિણ્ડૌન સિટી, પહેલું સંસ્કરણ, સન ૨૦૦૪.

૫૧. રાજેન્દ્ર 'જિજ્ઞાસુ' (પ્રા.), નવયુગ કી આહટ દયાનંદ સરસ્વતી, વૈદિક પુસ્તકાલય, અજમેર, પ્રથમ સંસ્કરણ, સન ૨૦૧૫.

૫૨. **રામપ્રકાશ (ડૉ.)**, ગુરુ વિરજાનંદ દંડી, સત્યાર્થ પ્રકાશન, કુરુક્ષેત્ર, પહેલું સંસ્કરણ, માર્ચ ૨૦૦૨.

૫૩. **રોમે રોલાં** (Romain Rolland), The Life of Ramakrishna (ધ લાઇફ ઑફ રામકૃષ્ણ), અદ્વૈત આશ્રમ, કલકત્તા, ૧૧મી આવૃત્તિ, ડિસેમ્બર ૧૯૮૪.

૫૪. **લજપતરાય (લાલા)**, A History of The Arya Samaj (એ હિસ્ટરી ઑફ ધી આર્યસમાજ અથવા ધી આર્યસમાજ), સંપાદન : પ્રિ. શ્રીરામ શર્મા, ઓરિએન્ટ લૉન્ગમેન્સ, સન ૧૯૬૭.

૫૫. લજપતરાય (લાલા), યુગપ્રવર્તક સ્વામી દયાનંદ (ઉર્દૂ શીર્ષક : મહર્ષિ સ્વામી દયાનંદ સરસ્વતી ઔર ઉનકા કામ), અનુવાદક : પંડિત ગોપાલદાસ દેવગણ શર્મા, સંપાદક-સંશોધક : ડૉ. ભવાનીલાલ ભારતીય, આર્ય પ્રકાશન મંડળ, દિલ્હી, પહેલું સંસ્કરણ, સન ૧૯૯૮.

૫૬. લજપતરાય (લાલા), મહાન દયાનંદ, અનુવાદક-સંપાદક : ભાવેશ મેરજા, આર્યસમાજ ભરૂચ,સન ૨૦૦૩.

૫૭. **લક્ષ્મણ આર્યોપદેશક (પંડિત)**, મહર્ષિ દયાનંદ સરસ્વતી સંપૂર્ણ જીવનચરિત્ર (મૂળ ઉર્દૂ ગ્રંથ 'મુકમ્મલ જીવન ચરિત્ર મહર્ષિ દયાનંદ સરસ્વતી'નો હિંદી અનુવાદ), અનુવાદક અને સંપાદક : પ્રા. રાજેન્દ્ર 'જિજ્ઞાસુ', પંડિત ગંગાપ્રસાદ ઉપાધ્યાય પ્રકાશન મંદિર, અબોહર, પહેલો ભાગ સન ૨૦૧૨, બીજો ભાગ સન ૨૦૧૩.

૫૮. **લેખરામ આર્ય મુસાફિર (પંડિત)**, મહર્ષિ દયાનંદ સરસ્વતી કા જીવનચરિત્ર (પંડિત લેખરામ દ્વારા સંગૃહીત સામગ્રીના આધારે પંડિત આત્મારામ અમૃતસરી દ્વારા લિખિત મૂળ ઉર્દૂ ગ્રંથનો હિંદી અનુવાદ, અનુવાદક : રઘુનંદનસિંહ 'નિર્મલ', સંપાદક : ડૉ. ભવાનીલાલ ભારતીય, આર્ષ સાહિત્ય પ્રચાર ટ્રસ્ટ, દિલ્હી, છઠ્ઠું સંસ્કરણ, સન ૨૦૦૭.

૫૯. **વાસવાણી ટી. એલ. (સાધુ)**, Torch Bearer (ટૉર્ચ બેઅરર), સંપાદક : પ્રો. ઉમાકાંત ઉપાધ્યાય, આર્યસમાજ કલકત્તા, સન ૧૯૯૮.

૬૦. **વિદ્યાનંદ સરસ્વતી (સ્વામી)**, Dayananda - Architect of Modern India (દયાનંદ - આર્કિટેક્ટ ઑફ મોડર્ન ઇન્ડિયા), વિજયકુમાર ગોવિંદરામ હાસાનંદ, દિલ્હી, પહેલું સંસ્કરણ, સન ૧૯૯૬.

૬૧. **વિવેક આર્ય (ડૉ.)**, કાશી શાસ્ત્રાર્થ કે ૧૫૦ વર્ષ, હિતકારી પ્રકાશન સમિતિ, હિણ્ડૌન સિટી, સન ૨૦૧૯.

૬૨. **વેદાનંદ તીર્થ (સ્વામી)**, ઋષિ બોધ કથા, સંપાદક : સહદેવ શાસ્ત્રી અને ડૉ. વિવેક આર્ય, હિતકારી પ્રકાશન સમિતિ, હિણ્ડૌન સિટી, સન ૨૦૧૯.

૬૩. **શ્રદ્ધાનંદ (સ્વામી)**, કલ્યાણ માર્ગ કા પથિક (આત્મકથા), હિતકારી પ્રકાશન સમિતિ, હિણ્ડૌન સિટી, સન ૨૦૧૯.

૬૪. **શ્રીરામ આર્ય (ડૉ.)**, મૂર્તિપૂજા-ખંડન, શ્રી ઘૂડમલ પ્રહલાદકુમાર આર્ય ધર્માર્થ ન્યાસ, હિણ્ડૌન સિટી, સન ૨૦૦૮.

૬૫. **શંકરદત્ત શાસ્ત્રી**, (પ્રયોજક), મહર્ષિ દયાનંદ, સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય, અમદાવાદ, પાંચમી આવૃત્તિ, સન ૧૯૭૩.

૬૬. **સ્કૉટ ટી.જે.** - T.J. Scott, D.D. , Missionary Life Among the Villages in India ('મિશનરી લાઇફ અમંગ ધ વિલેજીસ ઈન ઇન્ડિયા' અથવા 'મિશનરી લાઇફ ઈન ઇન્ડિયા'), સિન્સિનાટી : હિટ્ચૉક ઍન્ડ વૉલ્ડર, ન્યૂયોર્ક : નેલ્સન ઍન્ડ ફિલિપ્સ, સન ૧૮૭૬.

૬૭. **સચ્ચિદાનંદ (સ્વામી)**, મહર્ષિ દયાનંદ સરસ્વતી, ગૂર્જર સાહિત્ય ભવન, અમદાવાદ, પહેલી આવૃત્તિ, સન ૨૦૧૧.

૬૮. **સત્યકેતુ વિદ્યાલંકાર (ડૉ.)**, આર્યસમાજ કા ઇતિહાસ, ભાગ ૧, આર્ય સ્વાધ્યાય કેન્દ્ર, દિલ્હી, પ્રથમ સંસ્કરણ, સન ૧૯૮૨.

૬૯. **સત્યાનંદ (સ્વામી)**, શ્રીમદયાનંદપ્રકાશ, સાર્વદેશિક આર્ય પ્રતિનિધિ સભા, નવી દિલ્હી (પ્રકાશન વર્ષ પુસ્તકમાં છપાયું નથી).

૭૦. **સુદર્શનદેવ આચાર્ય** (સંપાદક), દયાનંદ લઘુગ્રંથ સંગ્રહ, આર્ષ સાહિત્ય પ્રચાર ટ્રસ્ટ, દિલ્હી, બીજું સંસ્કરણ, સન ૧૯૮૦.

૭૧. **હરબિલાસ શારદા**, Life of Dayananda Saraswati (લાઇફ ઑફ દયાનંદ સરસ્વતી), પરોપકારિણી સભા, અજમેર, સન ૧૯૬૮.

• • •

# મહર્ષિ દયાનંદ સરસ્વતી રચિત ગ્રંથો

૧. સત્યાર્થપ્રકાશ
૨. સંસ્કારવિધિ
૩. ઋગ્વેદાદિભાષ્યભૂમિકા
૪. ઋગ્વેદ ભાષ્ય
૫. યજુર્વેદ ભાષ્ય
૬. પંચમહાયજ્ઞવિધિ
૭. આર્યાભિવિનય
૮. સંસ્કૃતવાક્યપ્રબોધ
૯. વ્યવહારભાનુ
૧૦. વેદાંગપ્રકાશ (૧૪ ખંડ)
૧૧. ભાગવતખંડન અથવા પાખંડખંડન
૧૨. વેદાંતિધ્વાંતનિવારણ
૧૩. વેદવિરુદ્ધમતખંડન
૧૪. શિક્ષાપત્રીધ્વાંતનિવારણ
૧૫. ભ્રમોચ્છેદન
૧૬. અનુભ્રમોચ્છેદન
૧૭. ભ્રાંતિનિવારણ
૧૮. કાશી શાસ્ત્રાર્થ
૧૯. હુગલી શાસ્ત્રાર્થ (પ્રતિમાપૂજન વિચાર)
૨૦. સત્યધર્મવિચાર (ચાંદાપુરનો મેળો)
૨૧. જાલંધર શાસ્ત્રાર્થ
૨૨. સત્યાસત્યવિવેક (બરેલી શાસ્ત્રાર્થ)
૨૩. આર્યોદ્દેશ્યરત્નમાળા
૨૪. ગોકરુણાનિધિ
૨૫. ચતુર્વેદવિષયસૂચિ
૨૬. આત્મચરિત્ર
૨૭. અષ્ટાધ્યાયી ભાષ્ય
૨૮. સંધ્યા (અપ્રાપ્ય)
૨૯. અદ્વૈતમતખંડન (અપ્રાપ્ય)
૩૦. ગર્દભતાપિની ઉપનિષદ્ (અપ્રાપ્ય)
૩૧. ગૌતમ-અહલ્યા કી કથા (અપ્રાપ્ય)

• • •

## લેખક (ભાવેશ મેરજા) દ્વારા અનૂદિત-સંપાદિત પુસ્તકો

૧. વેદાંતિધ્વાંતનિવારણ (**મૂળ લેખક** : સ્વામી દયાનંદ સરસ્વતી)
૨. સત્યાર્થ-પ્રકાશક (સ્વામી દયાનંદ રચિત સત્યાર્થપ્રકાશના મહત્ત્વપૂર્ણ અંશ)
૩. વેદાર્થ-ભૂમિકા (સ્વામી વિદ્યાનંદ સરસ્વતી)
૪. મૂળ ગીતામાં શ્રીકૃષ્ણ-અર્જૂન સંવાદ (સ્વામી વિદ્યાનંદ સરસ્વતી)
૫. મહર્ષિ દયાનંદ : મારી નજરે (સ્વામી વિદ્યાનંદ સરસ્વતી)
૬. સ્વાધીનતાના મંત્રદષ્ટા : મહર્ષિ દયાનંદ ('બાગી દયાનંદ', સ્વામી વિદ્યાનંદ સરસ્વતી)
૭. વેદ પ્રાગટ્યનો વૈજ્ઞાનિક આધાર (સ્વામી વિદ્યાનંદ સરસ્વતી)
૮. યોગદર્શન (સ્વામી સત્યપતિ પરિવ્રાજક)
૯. બ્રહ્મવિજ્ઞાન (સ્વામી સત્યપતિ પરિવ્રાજક, વગેરે)
૧૦. તત્ત્વજ્ઞાન (સ્વામી વિવેકાનંદ પરિવ્રાજક)
૧૧. ઈશ્વર-સિદ્ધિ (આચાર્ય જ્ઞાનેશ્વર)
૧૨. અધ્યાત્મ-સરોવર (બ્રહ્મચારી સુમેરુપ્રસાદ, હાલમાં સ્વામી બ્રહ્મવિદાનંદ સરસ્વતી)
૧૩. સ્વર્ણિમ પથ (સ્વામી જગદીશ્વરાનંદ સરસ્વતી)
૧૪. એકતાના શિલ્પી : મહર્ષિ દયાનંદ ('એકતા કા શંખનાદ', પ્રા. રાજેન્દ્ર 'જિજ્ઞાસુ')
૧૫. મૌલિક ભેદ (પ્રા. રાજેન્દ્ર 'જિજ્ઞાસુ')
૧૬. શ્રી પાંડુરંગ શાસ્ત્રી પ્રતિપાદિત શાસ્ત્રીય મૂર્તિપૂજાની તાર્કિક સમીક્ષા (ડૉ. ભવાનીલાલ ભારતીય)
૧૭. સ્વામી દયાનંદ : વિચાર વિશ્લેષણ (ડૉ. ભવાનીલાલ ભારતીય)
૧૮. મહર્ષિ દયાનંદ જીવનકથા (ડૉ. ભવાનીલાલ ભારતીય)
૧૯. દયાનંદ દર્શન ('મૈંને ઋષિ દયાનંદ કો દેખા', ડૉ. ભવાનીલાલ ભારતીય)
૨૦. ગીતામાં ઈશ્વરનું સ્વરૂપ (અમર સ્વામી સરસ્વતી)
૨૧. આર્યસમાજની માન્યતાઓ (ગજાનંદ આર્ય)
૨૨. વૈદિક પ્રાર્થના પીયૂષ (સ્વામી અમૃતાનંદ સરસ્વતી)
૨૩. અધ્યાત્મપ્રસાદ (સ્વામી વેદાનંદ સરસ્વતી)
૨૪. મહર્ષિ દયાનંદ : વ્યક્તિત્વ અને જીવનસંદેશ (સ્વામી સત્યપ્રકાશ સરસ્વતી)
૨૫. પરાવિદ્યાના પાંચ અધ્યાય (સ્વામી સત્યપ્રકાશ સરસ્વતી)
૨૬. મનુનો વિરોધ શા માટે ? (ડૉ. સુરેન્દ્રકુમાર)
૨૭. મહાન દયાનંદ (લાલા લજપતરાય)
૨૮. હિંદુઓનું ભવિષ્ય (ડૉ. હરિશ્ચંદ્ર)
૨૯. મૂર્તિપૂજા સંપૂર્ણ વિજ્ઞાન ! (શ્રીમુનિ વસિષ્ઠ, બાદમાં સ્વામી સંકલ્પાનંદ)
૩૦. દુઃખ : સ્વરૂપ, કારણ અને નિવારણ (સ્વામી વિવેકાનંદ પરિવ્રાજક)
૩૧. આદર્શ સુધારક દયાનંદ (દેવેન્દ્રનાથ મુખોપાધ્યાય)
૩૨. આર્યસમાજનું આમંત્રણ (પંડિત ગંગાપ્રસાદ ઉપાધ્યાય)
૩૩. આત્મકથા (સ્વામી દયાનંદ સરસ્વતી, સંપાદન સહયોગ)
૩૪. ઋગ્વેદાદિભાષ્યભૂમિકા (સ્વામી દયાનંદ સરસ્વતી, સંપાદન સહયોગ)
૩૫. શિવસંકલ્પસૂક્ત અથવા વૈદિક મનોવિજ્ઞાન (સ્વામી દયાનંદ સરસ્વતી)
૩૬. ऋषि दयानन्द की प्रारम्भिक जीवनी (પ્રા. દયાલમુનિ કૃત ગ્રંથનું સંપાદન)
૩૭. Dayananda and Vivekananda (Svami Satya Prakash Sarasvati)
૩૮. Vedic View of Life (Pandit Ganga Prasad Upadhyaya)
૩૯. Dayananda The Great (Pandit Ved Mitra Thakore)

• • •

# સ્વામી દયાનંદને સરદાર વલ્લભભાઈ પટેલની શ્રદ્ધાંજલિ
## (સરદારશ્રીના જીવનનું અંતિમ સાર્વજનિક ભાષણ)

“ભારતમાં જ્યારે જ્યારે તેના પુરાતન ધર્મ પર કોઈ સંકટ આવ્યું છે, ત્યારે ત્યારે કોઈ ને કોઈ મહાન વિભૂતિએ આવીને તેને સંરક્ષણ આપ્યું છે. હિંદુ ધર્મનું જીવન જ્યારે વિકટ કાળનો સામનો કરી રહ્યું હતું ત્યારે સ્વામી દયાનંદજીનો આવિર્ભાવ થયો કે જેમણે વિશ્વના કલ્યાણ અને સંવૃદ્ધિ અર્થે પોતાની જ્ઞાનસરિતા વહેવડાવી. સ્વામી દયાનંદનું સૌથી મોટું યોગદાન એ હતું કે તેમણે દેશને અસહાયતાના કીચડમાં નીચે ખૂંપતો ઉગારી લીધો. ભારતની સ્વાધીનતાનો પાયો નાખનાર હકીકતમાં સ્વામી દયાનંદ જ હતા. અસ્પૃશ્યતા વિરુદ્ધનું આંદોલન કે જેનું પાછળથી મહાત્મા ગાંધીજીએ સમર્થન કર્યું તેની શરૂઆત કરનાર પણ સ્વામીજી જ હતા. સ્વામીજીના પ્રયત્નોથી લાખો લોકોનું અન્ય મતોમાં ધર્માંતર થતું અટક્યું. જે લોકોનું ક્યારેક બળજબરીપૂર્વક ધર્માંતર કરાવવામાં આવ્યું હતું એ લોકોને પુનઃ હિંદુ ધર્મમાં દીક્ષિત કરવા માટે પણ તેમણે મહાન પુરુષાર્થ કર્યો. બળજબરીથી કરાવવામાં આવતાં ધર્માંતર હિંદુ ધર્મના સિદ્ધાંતોની વિરુદ્ધ છે. સ્વામીજીનું આ કાર્ય ભારત માટે વરદાનરૂપ સિદ્ધ થયું. ધર્મના નામે અધર્મનો ઉપદેશ આપવાની તત્કાલીન પ્રવૃત્તિ કે જેના લીધે હિંદુ ધર્મ સંસાર સમક્ષ ઉપહાસની વસ્તુ બનીને રહી ગયો હતો તેના પર સ્વામીજીએ સંપૂર્ણ રોક લગાવી. સ્વામી દયાનંદે હિંદુ ધર્મ પર જમા થયેલી તમામ ગંદકી અને મેલના થર દૂર કરી દીધાં. હિંદુ ધર્મ પર છવાયેલાં અંધવિશ્વાસો તથા શંકાનાં વાદળ વિખેરી નાખ્યાં અને તેને સૂરજની સમાન ઝળહળતો બનાવ્યો. તેમણે આપણને બોધ આપ્યો કે આપણે ભયની ગ્રંથિમાંથી મુક્ત થઈને એકતામાં આબદ્ધ થવાનું છે કે જેથી આપણે સ્વયંનું રક્ષણ કરી શકીએ. સ્વામી દયાનંદ જ પ્રથમ વ્યક્તિ હતા કે જેમણે પ્રતિપાદિત કર્યું કે હિંદીને રાષ્ટ્રભાષાના સ્થાને પ્રતિષ્ઠિત કરવામાં આવે. જનતાએ એ પણ યાદ રાખવું જોઈએ કે સ્વામીજીએ વિદેશી શિક્ષણ પ્રાપ્ત કર્યું નહોતું. તેઓ ભારતીય સંસ્કૃતિની ઊપજ હતા. છતાંય સ્વામીજી અન્ય દેશો પાસે જો કંઈ ઉત્કૃષ્ટ અને ઉપયોગી હોય તો તેનું ગ્રહણ કરવાના પણ પક્ષધર હતા. એ ઠીક જ હતું કે ભારતીય સંસ્કૃતિને તેનું સમુચિત સ્થાન પ્રાપ્ત થવું જ જોઈએ.”

**– સરદાર વલ્લભભાઈ પટેલ**

(**નોંધ :** સ્વામી દયાનંદના ૬૭મા બલિદાન દિને તા. ૯ નવેમ્બર ૧૯૫૦ના રોજ ‘આર્ય કેન્દ્રીય સભા’ દિલ્હીના ઉપક્રમે આયોજિત કાર્યક્રમમાં સરદારશ્રીના જીવનના અંતિમ સાર્વજનિક ભાષણનો અંશ. **સંદર્ભ** : ૧. ‘માય રેમિનિસન્સીઝ ઑફ સરદાર પટેલ’, ભાગ-૨, પાન ૧૪૧-૨, લે. શંકર વી., ૨. ‘પરોપકારી’ હિંદી પત્રિકાનો ફેબ્રુઆરી ૨૦૧૪નો પ્રથમ અંક અને ૩. ‘ધ હિંદુસ્તાન ટાઈમ્સ’, ૧૧ નવેમ્બર ૧૯૫૦. સંકલન તથા અનુવાદ : ભાવેશ મેરજા)

# 'સ્વામી દયાનંદનો કાશી શાસ્ત્રાર્થ'ના પ્રકાશન-સહયોગી

| | |
|---|---|
| ૧૦૦ | દર્શન યોગ મહાવિદ્યાલય, આર્યવન, રોજડ, જિ. સાબરકાંઠા. |
| ૧૦૦ | સ્વ. ધનજીભાઈ વેલજીભાઈ વેલાણી, સ્થાપક પ્રમુખ - આર્યવન વિકાસ ફાર્મ ટ્રસ્ટ, રોજડ. |
| ૧૦૦ | શ્રી ચંદુભાઈ હરજીવનદાસ આર્ય, બેંગલૂરુ અને શ્રી દેવજીભાઈ વેલજીભાઈ આર્ય, રાઘવદર્શન એપાર્ટમેન્ટ, સંસ્કારનગર, ભૂજ. |
| ૧૦૦ | આર્યસમાજ, મહર્ષિ દયાનંદ માર્ગ, પોરબંદર. |
| ૧૦૦ | આર્યસમાજ, ત્રણ હાટડી, ટંકારા, જિ. મોરબી. |
| ૧૦૦ | શ્રી નરેન્દ્ર અમૃતલાલ જાદવ, ૨૪૮ રંગ ઉપવન સોસા., ચાવજ રોડ, મુ. રહાડપોર, ભરૂચ. |
| ૧૦૦ | શ્રી ભાવેશ છગનભાઈ મેરજા, ૮-૧૭ જીએનએફસી ટાઉનશિપ, નર્મદાનગર, ભરૂચ. |
| ૧૦૦ | ચરોતર પ્રદેશ આર્યસમાજ, આણંદ. |
| ૧૦૦ | શ્રી રમેશદેવ મહેતા, ઉપદેશક મહાવિદ્યાલય, ટંકારા. |
| ૭૫ | શ્રી રવજીભાઈ એસ. ઘોડાસરા, મિલાપનગર, યુનિવર્સિટી રોડ, રાજકોટ. |
| ૭૫ | શ્રી મનહરલાલ એરવાડીયા, ગાયત્રી પાર્ક, કાલાવડ રોડ, રાજકોટ. |
| ૬૦ | શ્રી સોની નીતિનભાઈ કાંતિલાલ સેઠ, (પ્રમુખ - આર્યસમાજ, અડાજણ, સુરત), ૪-૧૩૨૩, બેગમપરા, કોળીવાડ, સુરત. |
| ૫૦ | શ્રી મનસુખલાલ ભાણજીભાઈ ગાંભવા, અર્ણવ સોસાયટી, ભરૂચ. |
| ૫૦ | સ્વ. સોની આંબાલાલ દેવશીભાઈ ડોડિયા, વડાપડા, ભરૂચ. |
| ૫૦ | શ્રી નવીનચંદ્ર જેઠાલાલ વેલાણી, મુ. સેંધાણવાડી, પો. દુર્ગાપુર, તા. માંડવી, જિ. કચ્છ. |
| ૫૦ | શ્રી ચિંતનભાઈ રામી, ૯ સમર્પણ બંગલૉઝ, એચ પી પેટ્રોલપંપની સામે, જજીસ રોડ, અમદાવાદ-૧૫. |
| ૫૦ | આર્યસમાજ, ૪૪-૪૫ સરદારનગર, ભાવનગર. |
| ૫૦ | શ્રી કલ્પેશ આર. વેલાણી, એ-૩૧ વાયોલા સોસાયટી, વારજે, પૂના-૪૧૧૦૫૮. |
| ૫૦ | શ્રી રાજેશભાઈ જોટવા, ન્યૂ પરિશ્રમ હોટલ, હળવદ માળીયા રોડ, હળવદ, જિ. મોરબી. |
| ૨૫ | સ્વામી બ્રહ્માનંદ સાગર વિદ્યા સંસ્કાર કેન્દ્ર, ચંદ્રલોક સંસ્થાન, કારેલીબાગ, વડોદરા. |
| ૨૫ | 'વેદામૃત', યજ્ઞ પ્રચાર સમિતિ, ફતેસિંહ આર્ય અનાથાશ્રમ, કારેલીબાગ, વડોદરા. |
| ૨૫ | શ્રી વાસુદેવ મગનલાલ ઠક્કર, વાડી રોડ, ડીસા, જિ. બનાસકાંઠા. |
| ૨૫ | શ્રી કિશોરભાઈ રાવળ, સમ્રાટનગર, ઈસનપુર, અમદાવાદ. |
| ૨૫ | શ્રીયમ્ મોહનલાલ પી. કાપડિયા એન્ડ ફેમીલી ચેરીટેબલ ટ્રસ્ટ, ટ્રસ્ટી શ્રી શિરીષભાઈ કાપડિયા, ૧૦૬-૧૦૭ નહેરુનગર સોસાયટી, ઈચ્છાનગર, સુરત. |
| ૨૫ | વૈદિક યજ્ઞ પ્રચાર સમિતિ, રામકો બંગલૉઝ, કેનાલ રોડ, મોરબી. |
| ૨૫ | શ્રી ભાવેશભાઈ પ્રેમજીભાઈ અઘેરા, ૩૬ મુક્તાનંદ સોસાયટી, નર્મદાનગર, ભરૂચ. |
| ૨૫ | આર્યસમાજ, હાથીખાના, રાજકોટ-૧. |
| ૨૫ | શ્રી રાજેશભાઈ ગાંભવા, હળવદ, જિ. મોરબી. |
| ૨૫ | શ્રી વસંતભાઈ આર. પઢિયાર, રાજીવ કોમ્પ્લેક્ષની સામે, ડીસા, જિ. બનાસકાંઠા. |
| ૨૫ | શ્રી દીપકભાઈ ઠક્કર (પ્રમુખ) તથા શ્રી મહેશભાઈ રામાણી (માનદ મંત્રી), આર્યસમાજ, જામનગર. |
| ૧૦ | શ્રી ભાસ્કરભાઈ જે. ઠક્કર, જીએનએફસી ટાઉનશિપ, નર્મદાનગર, ભરૂચ. |

**પ્રકાશક સંસ્થા ઉપરોક્ત તમામ સહયોગીઓ પ્રત્યે હાર્દિક આભાર પ્રગટ કરે છે.**

**- આર્યસમાજ, ભરૂચ.**





આમ તો મનુષ્યનો આત્મા સત્ય-અસત્યને જાણવાનું સામર્થ્ય ધરાવે છે; તેમ છતાં પોતાના પ્રયોજનની સિદ્ધિ, હઠ, દુરાગ્રહ અને અવિદ્યા વગેરે દોષોના કારણે તે સત્યને છોડીને અસત્ય તરફ ઝૂકી જતો હોય છે.

- સ્વામી દયાનંદ સરસ્વતી

*(સત્યાર્થપ્રકાશ, ભૂમિકા)*



જે-જે સર્વમાન્ય સત્ય વિષયો છે, એ સર્વ મત-સંપ્રદાયોમાં એકસરખા છે. ઝઘડો જૂઠા વિષયોમાં થાય છે અથવા જ્યારે એક સાચો હોય અને બીજો જૂઠો હોય ત્યારે પણ થોડોક વિવાદ ચાલે છે. પરંતુ જો વાદી-પ્રતિવાદી સત્ય-અસત્યના નિશ્ચય માટે વાદ-પ્રતિવાદ કરે તો અવશ્ય નિશ્ચય પર પહોંચી શકાય છે.

**- સ્વામી દયાનંદ સરસ્વતી**

*(સત્યાર્થપ્રકાશ, ૧૩મો સમુલ્લાસ, અનુભૂમિકા)*



# સ્વામી દયાનંદનો કાશી શાસ્ત્રાર્થ





આજે આપણે સૌ મહર્ષિ દયાનંદ સરસ્વતી દ્વારા આ કાશી નગરીમાં દોઢસો વર્ષ પહેલાં જે શાસ્ત્રાર્થ થયો હતો તેનું સ્મરણ કરવા માટે ઉપસ્થિત થયા છીએ. સ્વામી દયાનંદ સરસ્વતી મથુરાથી નીકળ્યા અને તેમણે કાર્યક્ષેત્રમાં ઝંપલાવ્યું. તેમણે સ્વામી વિરજાનંદજી પાસેથી તેમના શિષ્ય રૂપે જે કંઈ ગ્રહણ કર્યું હતું એ જયારે આ દેશ અને સમાજમાં ફેલાવવા નીકળ્યા ત્યારે દેશમાં ચોતરફ અનેક કુરીતિઓ વ્યાપ્ત હતી. તેઓ સ્વામી વિરજાનંદ સરસ્વતી પાસેથી શીખ્યા હતા કે વેદ ઈશ્વરીય જ્ઞાન છે, વેદ સ્વતઃ પ્રમાણ છે, અને વેદમાં આ બધી કુરીતિઓ નથી કે જે તત્કાલીન સમાજમાં ફેલાયેલ હતી. ભારતની ધર્મપરાયણ જનતા શાસ્ત્રોમાં વિશ્વાસ કરતી હતી. અને તે સમયના આપણા શાસ્ત્રજ્ઞ લોકોએ શાસ્ત્રોનું નામ લઈને સમાજમાં અનેક કુરીતિઓ ચાલુ કરી હતી, જેમાં વિધવા વિવાહ કોઈ કરી શકતું નહોતું, વિધવા થાય પછી સતી થવાની પ્રથા આ દેશમાં ચાલતી હતી. અહીં અછૂતના નામે એક અલગ જાતિ બનાવીને ઊભી કરી દેવામાં આવી હતી. આવી અનેક કુરીતિઓ આપણા દેશને આગળ વધતાં રોકી રહી હતી. સ્વામી દયાનંદ સરસ્વતીની સામે આ બહુ જ મોટી, જ્વલંત અને પડકારરૂપ સમસ્યાઓ હતી. ભારતની જનતા ધર્મપરાયણ હોઈ શાસ્ત્રોથી વિમુખ થઈ શકતી નહોતી. એવામાં ઋષિ દયાનંદ પહેલા એવા મહાપુરુષ થયા કે જેમણે વેદોના યૌગિક અર્થ કર્યાં. જ્યાં જ્યાં જે-જે કુરીતિઓ વેદોના નામે સમાજમાં ફેલાવવામાં આવતી હતી ત્યાં ત્યાં તેમણે વેદોનાં પ્રમાણ પ્રસ્તુત કરીને એ કુરીતિઓ પર આઘાત કર્યો અને એ કુરીતિઓને સમાપ્ત કરવાનું કામ કર્યું. ઋષિ દયાનંદ સરસ્વતીની આ દેશ અને સમાજને બહુ જ મોટી દેણગી એ છે કે તેમણે વેદોને સ્વતઃ પ્રમાણ માનીને બીજા ગ્રંથો કે જેમાં વેદાનુકૂળ વાતો હતી તેનો સ્વીકાર કર્યો અને જે ગ્રંથોમાં વેદવિરુદ્ધ વાતો હતી તે ગ્રંથોને તેમણે કચરાની ટોપલીમાં ફેંકવાનું કામ કર્યું. જયારે તેઓ દેશમાં પ્રચાર કરવા નીકળ્યા ત્યારે તેમણે જોયું કે આ કુરીતિઓ જન્મ ક્યાંથી લઈ રહી છે. અને જયાંથી એ જન્મ લઈ રહી છે તેના પર જ ચોટ કરવી જોઈએ. અને એ કેન્દ્ર હતું આ કાશી નગરી. તેમણે વિચાર કર્યો કે પાંદડાં પર પાણી છાંટવાથી ઝાડ લીલુંછમ નહિ થાય, પરંતુ મૂળને સિંચવાથી જ ઝાડ લીલુંછમ થશે. આ વિચાર સાથે તેઓ આ નગરીમાં આવ્યા, જયાં આ કુરીતિઓનો જન્મ થતો હતો અને અહીં તેમણે એ લોકો સાથે શાસ્ત્રાર્થ કરવાનો નિર્ણય કર્યો. આ એક એવો શાસ્ત્રાર્થ હતો કે જેણે ઋષિ દયાનંદનો પરિચય પૂરા દેશને કરાવી દીધો, દેશની ધર્મપરાયણ જનતાને કરાવી દીધો. અને તેનું પરિણામ એ આવ્યું કે ઋષિ દયાનંદની ખ્યાતિ અને તેમની પ્રતિભાનો પરિચય સમગ્ર દેશ અને દુનિયાને થઈ ગયો. ભાઈઓ અને બહેનો ! ઋષિ દયાનંદ એક એવા મહામાનવ હતા કે જેમણે દેશને આગળ વધતાં રોકતા પ્રત્યેક પડકારનો માત્ર સ્વીકાર જ ન કર્યો, બલ્કે તેનો પ્રતિકાર કરવા માટે આજીવન સંઘર્ષ પણ કર્યો.

- આચાર્ય દેવવ્રત

(રાજ્યપાલશ્રી - ગુજરાત રાજ્ય)

(કાશી શાસ્ત્રાર્થની સાર્ધ શતાબ્દી નિમિત્તે કાશીમાં આયોજિત 'સ્વર્ણ શતાબ્દી વૈદિક ધર્મ મહાસંમેલન'માં મુખ્ય અતિથિ રૂપે આપેલા ભાષણનો અંશ : ૧૧.૧૦.૨૦૧૯)